# અનુક્રમણિકા.



## તે તે મુખ્ય પ્રકરણમાં વ્રત તથા ઉત્સવની સંખ્યા.

| પ્રકરણ | સંખ્યા. | પ્રકરણ | સંખ્યા. |
|---|---|---|---|
| ૧ ચૈત્ર માસ | ૧૩ | ૮ કાર્તિક માસ | ૧૧ |
| ૨ વૈશાખ માસ | ૭ | ૯ માર્ગશીર્ષ માસ | ૧૦ |
| ૩ જ્યેષ્ઠ માસ | ૬ | ૧૦ પૌષ માસ | ૪ |
| ૪ આષાઢ માસ | ૧૧ | ૧૧ માઘ માસ | ૯ |
| ૫ શ્રાવણ માસ | ૨૨ | ૧૨ ફાલ્ગુન માસ | ૩ |
| ૬ ભાદ્રપદ માસ | ૨૭ | ૧૩ એકાદશીનાં વ્રતો | ૨૬ |
| ૭ આશ્વિન માસ | ૧૫ | ૧૪ પરિશિષ્ટ | ૫૬ |
| | | કુલ સંખ્યા | ૨૨૦ |

# પ્રસ્તાવના.

સર્વ શક્તિમાન પરમેશ્વરની સત્તાથી સદ્‌ભાવપામેલા આ સંસારચક્રમાં સમસ્ત સહૃદય પ્રાણીઓને સર્વ દુઃખોના અત્યંતાભાવપૂર્વક અખંડ સુખની પ્રાપ્તિ અભિલષિત હોયછે. પણ તે ઇષ્ટપ્રાપ્તિ અને અનિષ્ટની અપ્રાપ્તિ ઇચ્છામાત્રથી થતી નથી. જો એ સઘળું ઇચ્છામાત્રથી થતું હોય તો કોઇપણ પ્રાણી સઘળાં વ્યાવહારિક તથા પારમાર્થિક સાધ્યકાર્યોનાં સાધનોમાં પ્રવૃત્તિ કરેજ નહિ. તેથી અનુભવરૂપ પ્રમાણુજ સર્વને ખાત્રી કરી આપેછે કે, દુઃખના અભાવમાટે અને સુખના ભાવનેમાટે દેશ, કાળ, જાતિ, બુદ્ધિ, અધિકાર, યોગ્યતા અને સાધનસંપત્તિવગેરેનો વિચાર કરી યત્ન કરવો જોઇએ. એ યત્ન સાત્વિક, રાજસ અને તામસ લોકોએ પોતપોતાના સ્વભાવને તથા અનુકૂળતા પ્રતિકૂળતાને અનુસરીને અનેક પ્રકારે નિદર્શિત કરેલો છે; પણ તે અસર્વજ્ઞપ્રણીત હોવાથી અને ભ્રમ તથા પ્રમાદવગેરે અપ્રામાણ્યનાં કારણોથી અબાધિત ન હોવાને લીધે વસ્તુતઃ પ્રમાણુકોટિમાં આવી શકતો નથી. તેથી સર્વજ્ઞ તથા ભ્રમપ્રમાદ વગેરે અપ્રમાણુતાની સામગ્રીના અનધિકરણુ હોવાથી સત્યસ્વરૂપ પરમાત્માએ પ્રકાશિત કરેલા વેદ તથા વેદાનુયાયિ શાસ્ત્રો પ્રમાણે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થોને મેળવવાનો યત્ન કરવો જોઇએ. તે યત્ન કેવળ પોતાની બુદ્ધિથીજ ગોઠવી લેવામાં આવે તો તેમાં પણુ ભ્રમ થવાનો સંભવ રહે છે. તેથી તે યત્ન પણુ આસ્તિક આપ્ત પુરૂષોએ આપેલા ઉપદેશપ્રમાણે કરવો એ યોગ્ય છે.

સતત પ્રવૃત્તિમાંજ લાગી રહેલા લોકોને એકદમ નિવૃત્તિ માર્ગમાં લઇ જઇ શકાતા નથી અને તેથી તેઓને માટે પુરાણુશાસ્ત્રોના મિત્રસંમિતોપદેશની જરૂર પડેછે. કારણકે વેદના પ્રભુસંમિતોપદેશ તથા કાવ્યોના કાંતાસંમિતોપદેશકરતાં આ ઉપદેશ એવા લોકોપર વધારે અસર કરેછે. એની અંદર પ્રાચીન ઇતિહાસોના પ્રસંગો બતાવી એવી ઉત્તમ અને રોચક પદ્ધતિથી ધર્માદિ પુરૂષાર્થોની પ્રાપ્તિનાં સાધનો બતાવ્યાં છે કે જેની ઉપમા બીજા કોઇને લાગુ પડી શકતી નથી. સદાચારમાં લોકોની પ્રવૃત્તિ થવામાટે એ પુરાણુ શાસ્ત્રોમાં ધાર્મિક વ્રતોનો તથા ધાર્મિક ઉત્સવોનો ઉપદેશ કર્યો છે. યોગ્યાયોગ્ય વિચારવગર યથેચ્છ પ્રવૃત્તિ કરનાર મનુષ્યને અનુક્રમથી યોગ્ય માર્ગમાં પ્રવૃત્તિ કરાવનાર અંતરંગ તથા બહિરંગ સાધનો વ્રત શબ્દનો અર્થ છે, વ્રતોમાં ઉપવાસ, ફલાહાર, એકભુક્ત તથા નક્તભુક્તવગેરે

અનેક પ્રકારો છે. બીજી રીતે સકામ અને નિષ્કામ એવા બે પ્રકારો પણ છે. કામનાથી પણ કરવામાં આવતાં વ્રતો ધાર્મિક પ્રવૃત્તિના બોધની સાથે અનેક શ્રેયઃસાધનની તથા મનુષ્યજન્મની સફળતા કરવાની રૂચિદ્વારા ઘણા ઉત્તમ સંસ્કારોથી અંતઃકરણને સંસ્કારવાળું કરેછે. ઇંદ્રિયોની તથા અંતઃકરણની અસન્માર્ગથી નિવૃત્તિ એ વ્રતનું મુખ્ય ફળ છે. તેતે વ્રતોના આચરણથી તેતે મનુષ્યોને થયેલા ઇષ્ટ ફળનો ઇતિહાસ સકામ પ્રાણીઓને તેતે વ્રતાચરણમાં રૂચિ ઉપજાવનાર છે. એજ પ્રમાણે ઉત્સવો પણ અજ્ઞાત જનવર્ગને રૂચિપૂર્વક સત્પ્રવૃત્તિને દેખાડનારા છે. પ્રવૃત્તિપ્રધાન જનવર્ગને નિરંતર ધાર્મિક વ્રતોમાં પણ અરૂચિ થવાનો સંભવ હોવાથી અમુક અમુક સમયે તેતે વ્રતોનાં ઉદ્યાપનો કહેલાં છે. તેઓમાં ધનના સદુપયોગમાટે શકિતના પ્રમાણમાં ધનનો સદ્વ્યય બતાવેલો છે. ઉપદેશ, સંકલ્પ, પવિત્રતા, પૂજન, નિયમ અને સમાપ્તિ એ વ્રતોનાં અંગો છે.

શ્રીકૃષ્ણજન્માષ્ટમીવગેરે વ્રતોત્સવો છે, શિવરાત્રિવગેરે કેવળ વ્રતો છે અને રથયાત્રા વગેરે કેવળ ઉત્સવો છે. એ સર્વ પ્રકારો આ પુસ્તકમાં આવી જાયછે. જૂદાં જૂદાં પુરાણોમાં, જૂદા જૂદા ઐતિહાસિક ગ્રંથોમાં અને જૂદા જૂદા તંત્ર ગ્રંથોમાં જે જે વ્રતો તથા ઉત્સવો બતાવેલા છે તેઓનો સંગ્રહ કરી તથા તે સંગ્રહને સુવ્યવસ્થિત કરી સર્વ લોકોને ધાર્મિક સંસ્કારો અવિચ્છિન્ન રહે એવા હેતુથી આ વ્રતોત્સવ ગ્રંથ ગુર્જર ભાષામાં રચવામાં આવેલો છે. તેમાં ચૈત્રમાસથી આરંભી ફાલ્ગુનમાસપર્યંત બાર માસોમાં જે જે તિથિઓનાં જે જે વ્રતો આવેછે તે તે વ્રતો તથા કોઇ વખતેજ આવતાં સોમવતી અમાવાસ્યાવગેરે વ્રતો તેમજ વાર વ્રત વગેરે પ્રકીર્ણ વ્રતો પણ આપેલાં છે. પ્રથમ તે તે વ્રતોની ઇતિકર્તવ્યતા તથા તે પછી તે વ્રત કરવાથી કોને શુભ ફળ થયું ? અને વ્રતભંગ કરવાથી કોને અશુભ ફળ થયું તે પણ યથાશાસ્ત્ર આપવામાં આવેલ છે જે વ્રતો તથા ઉત્સવો શાસ્ત્રોમાં નહિ છતાં જગતમાં શિષ્ટપરંપરાથી ચાલેછે તેનો પણ ખુલાસો આપેલો છે. જે વ્રતો તથા ઉત્સવો જે પુરાણોમાંથી સંગૃહીત કરેલ છે તેઓનાં નામ તેતે વ્રતોત્સવની સમાપ્તિમાં આપેલાં છે. જે વ્રતોનો અને ઉત્સવોનો જે જે દેશોમાં વિશેષ પ્રચાર છે તે તેમજ કોઇ કોઇ વ્રતો અને ઉત્સવો પૂર્વ સમયમાં કેવા રૂપમાં હતાં અને વર્તમાન સમયમાં કેવા રૂપાંતરને પામેલ છે એ વિષય પણ યથાવકાશ આપવામાં આવેલ છે. અને પ્રચારમાં નહિ એવાં કોઇ વ્રતની ઇતિકર્તવ્યતા વગેરેનો વિસ્તાર નહિ કરતાં તેનો નામમાત્રથી પણ નિર્દેશ કરવામાં આવ્યો છે.

આ ગ્રંથમાં બ્રાહ્મણવગેરે વર્ણોને, બ્રહ્મચારીવગેરે આશ્રમીઓને, તથા સધવા અને વિધવા સ્ત્રીઓને ઉપયોગી વ્રતો, ઉત્સવો અને ધાર્મિક વિશેષ કૃત્યો દર્શાવેલાં છે તેથી તે સર્વને ઉપયોગી છે. વ્રતવગેરે ધાર્મિક કૃત્યો શ્રદ્ધાથી કરવામાં આવે તોજ તે સફળ થાયછે, પણ દેખાદેખી કરવામાં આવે તો સફળ નથી થતાં એમ કેટલાએકનું માનવું છે પણ તે પૂરી રીતે પ્રમાણકોટિમાં આવી શકતું નથી. કારણકે યોગશાસ્ત્રમાં હઠયોગ અને રાજયોગ એમ બે પ્રકાર વર્ણવેલા છે. તેથી પ્રથમ હઠયોગ કરીને પણ ધાર્મિક કૃત્યમાં પ્રવૃત્તિ કરવી એ કોઇ અંશે બાધક નહિ પણ સાધકજ છે. વ્રતો પણ યોગનુંજ અંગ છે.

આમાંનાં ઘણાં વ્રતો વખતોવખત જાહેર વર્ત્તમાનપત્રોમાં છપાઇ બહાર પડેલાં છે, તેમાં તે લોકોને પસંદપડતાં ઘણાએકની સૂચનાઓ થવાથી કેટલોક વધારો કરી આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે.

વ્રતોમાં આવતા ઉપવાસની અસર આરોગ્યઉપર ઘણી ઉંચા પ્રકારની થાયછે. ઉપવાસથી શરીરસંબંધી દોષો ઓછા થાયછે અને માનસિક વિકારોનું બળ અવશ્ય હઠેછે, તેથી ઉપવાસ એ ધાર્મિક ક્રિયાઓમાં અગત્યનો ગણાય છે. બ્રાહ્મણોને દાન દેવાનું પણ અગત્યનું ગણેલ છે તે પણ મનુજેવા મહાત્માઓએ વિદ્યા, તપ, ઉપદેશકતૃત્વ વગેરે ગુણોથી ઉપયોગી ગણેલા એ બ્રાહ્મણોને જે કાંઇ મદદ આપવી તે આખા દેશનું અને પોતાનું પણ કલ્યાણ કરવા બરોબર છે. આ ઉપરથી દેનારે જેમ બ્રાહ્મણોની પાત્રતા જોવાની જરૂર છે તેમ બ્રાહ્મણોએ પણ પોતાનું સ્વરૂપ કેવું હોવું જોઇએ. એ પૂરીરીતે આજના જમાનામાં લક્ષપર લેવાની જરૂર છે. દાનના પ્રસંગમાં ઘણે ઠેકાણે વંશપાત્ર આવેછે. તે હાલના જેવી નકામી છાબડીઓ નહિ પણ પેટી કે ટ્રંકની ગરજ સારે એવા નેતરના કરંડીયા જેવું વંશપાત્ર હોવું જોઇએ. કારણકે દાનમાં દેવાતી ચીજોપર વિચાર કરવામાં આવે તો તે સઘળી જેને દેવાય તેના વ્યવહારનો નિર્વાહ થાય તેવીજ દરેક હોવી જોઇએ એમ જણાયછે.

રથયાત્રા તથા જયાપાર્વતીના વ્રતની નીચે આપેલી ફુટનોટ (જુવો પૃ૪ ૩૭ તથા ૪૫) ઉપરથી વ્રતો તથા યાત્રાના મૂળ વ્યવહાર તથા હાલના વ્યવહારમાં ઘણું અંતર પડી ગયેલું વિવેકી વાંચનાર જાણી શકે તેવું છે. વ્રતો તથા યાત્રાને નામે દંભ તથા અનીતિની પ્રવૃત્તિ તો અવશ્ય અટકવીજ જોઇએ.

આ પ્રસ્તાવના પૂર્ણ કરતાં તે પરમકૃપાળુ પરમાત્માની પ્રાર્થના કરીએ છીએ કે, અમારી જગત્પ્રસિદ્ધ આતંકનિગ્રહ ગોળીઓ (જુવો શક્તિવર્દ્ધકમત પૃષ્ઠ ૯૦ તેમજ બીજાં પણ તેવાં સ્થળો) વગેરે દિવ્ય ચમત્કારિક ઔષધીઓ જેમ ઇશ્વરકૃપાથી સર્વ લોકોને સર્વ દુઃખોથી મુક્ત કરી અખંડ સુખોનું પાત્ર બનાવેછે તેમ આ અમારો વ્રતોત્સવગ્રંથ પણ સર્વ લોકોને સદાચારદ્વારા સર્વ અનિષ્ટોની નિવૃત્તિ કરાવી સર્વ ઇષ્ટ વસ્તુઓના પાત્રરૂપ કરો.

| | | |
|---|---|---|
| જામનગર.<br>સં. ૧૯૬૮ કાર્તિક શુક્લ એકાદશી. | } | પ્રસિદ્ધ કર્ત્તા. |



# વ્રતોત્સવ.



## ચૈત્ર માસ.

---

### વર્ષારંભ.



ચૈત્ર શુક્લ પ્રતિપદને દિવસે નવા વર્ષનો આરંભ થાયછે તેથી એ દિવસે સુગંધિ તૈલનું શરીરે મર્દન કરવું. પ્રત્યેક ગૃહોઉપર ધ્વજાઓ તથા પતાકાઓ ચઢાવવી, મંગલસ્નાન કરવું, ગુરૂજનોની તથા દેવોની પુષ્પોસહિત પૂજા કરવી, નવા વસ્ત્ર ધારણ કરવાં અને લીંબડાનાં મળ પાંદડાં તથા મરી, હીંગ, લવણ, અજમોદા અને જીરૂ એઓનું ચૂર્ણ થે મેળવી પ્રથમ તેનું ભક્ષણ કરવાથી રોગની શાંતિ થાયછે, તેમજ મષ્ટાન્ન ભોજન કરવું, બ્રાહ્મણાદિ સુપાત્રોને યથાશક્તિ દાન દેવું. સંગીતકુશળ રૂષોથી ઉત્તમ ગીત વાદ્યનું શ્રવણ કરવું, ધાર્મિક તથા નૈતિક વાર્તાઓ કરવી

અને રાત્રિએ પણ જેમ આનંદમાં અભિવૃદ્ધિ થાય તેવી ક્રીડાઓ તથા વિહારો કરવા. જો ચૈત્રમાસ અધિક હોય તો પ્રથમ ચૈત્રમાસના પ્રતિપદ્દમાંજ વર્ષારંભ નિમિત્તે તૈલ મર્દન તથા સંકલ્પાદિમાં નવું વર્ષ ગણવું. અને ગૃહધ્વજારોપણ, લીંબડો વગેરેનું ભક્ષણ તથા નવરાત્રારંભ, બીજા ચૈત્રના પડવાને દિવસે કરવું. તે દિવસે જલે ભરેલા કુંભનું દાન કરવું અને વિશેષ શક્તિ હોય તો જલનું પરબ શરૂ કરવું તેથી ઘણું પુણ્ય થાયછે. આ પ્રતિપદ્ કલ્પાદિ તિથિ તથા મત્સ્ય-જયંતી કહેવાયછે. એ પ્રમાણે ચૈત્ર સુદિ પાંચમ, વૈશાખ સુદિ ત્રીજ, કાર્તિક સુદિ સાતમ, માર્ગશીર્ષ સુદિ નવમી, માઘ સુદિ તેરશ અને ફાગણ વદિ ત્રીજ એઓ પણ કલ્પાદિ તિથિઓ ગણાયછે. એઓમાં શ્રાદ્ધથી ઘણું પુણ્ય છે. આ વર્ષારંભ દિવસે ઉપર કહેલ વિધાન કરવાથી આખું વર્ષ શારીરસ્વાસ્થ્ય તથા મનઃસ્વાસ્થ્ય અખંડિત રહેછે. જેમ પ્રાતઃકાલ એ દિવસનું મુખ છે અને શુક્લપ્રતિપદ્ અથવા દ્વિતિયા એ માસનું મુખ છે તેમ, આ દિવસ વર્ષનું મુખ છે. મુખના યોગ્ય તથા અભીષ્ટ સુધરવાથી તે સર્વાંગે સુધરેછે. તે દિવસે પંચાગવેત્તા પાસેથી નવા વર્ષના રાજા મંત્રી વગેરે ગ્રહવ્યવસ્થાના શ્રવણથી પુણ્યપ્રાપ્તિ શાસ્ત્રમાં કહેલી છે. સૂર્ય જે ખગોલના પ્રદેશથી ગતિનો આરંભ કરેછે તે પ્રદેશમાં જ વર્ષપર્યંત ભ્રમણ કરી ફરી પ્રાપ્ત થઈ આ દિવસે પુનરાવૃત્તિનો પ્રારંભ કરેછે. સામાન્ય વિશેષાત્મક કાલ-ચક્ર સૂર્યની ગતિઉપરથી જ ચાલેછે. આ ઉત્સવ કેટલાંએક કારણોથી દ્રષ્ટાર્થ છે અને અદ્રષ્ટાર્થ પણ છે અને વાર્ષિક નિત્ય છે. નવીન વર્ષપ્રવેશ, સંક્રાંતિપ્રધાનવાદિઓના મતમાં મેષસંક્રાંતિનો પ્રવેશ થાય, ત્યારથી પણ થાયછે. વસ્તુગત્યા વિચાર કરતાં શાલિવાહન રાજાએ ચલાવેલા શકનો મેષસંક્રાંતિથી અને વિક્રમરાજાએ ચલાવેલા સંવત્નો કર્કસંક્રાંતિથી આરંભ થાયછે. આ વાત જ્યોતિઃશાસ્ત્રમાં અષ્ટોત્તરી વગેરે મહાદશાઓ કરવામાં તત્પ્રધાન વ્યવહારથી પ્રચલિત છે.

ચૈત્રમાસના શુક્લ પ્રતિપદ્દને દિવસે બ્રહ્માજીએ જગતને ઉત્પન્ન કરવાનું કાર્ય આરંભ્યું છે તથા કાલની ગણના પણ તે દિવસથી જ ચલાવેલી છે. ગ્રહોને, સંવત્સરોને, ઋતુઓને, માસોને અને પક્ષોને પોતપોતાનું કાર્ય તે દિવસે જ બ્રહ્માએ બતાવ્યું છે તેથી તે દિવસે જ સર્વ દુઃખોના નાશમાટે તથા સર્વ સંપત્તિઓની પ્રાપ્તિમાટે શાંતિકર્મ કરવું; તેમાં મુખ્યત્વે શ્રી બ્રહ્માની પૂજા કરવી તથા બીજા દેવોની પણ પૂજા કરવી. ત્યાર પછી બ્રહ્માને, કામદેવને

ઘટીના દેવને, મૂહૂર્ત્તના દેવને, રાત્રિના દેવને, દિવસના દેવને, પક્ષના દેવને, માસના દેવને, ઋતુઓના દેવોને, અયનોના દેવોને, પાંચ પ્રકારના એટલે સંવત્સર, પરિવત્સર, ઇદાવત્સર ઇત્યાદિ નામવાળા સંવત્સરના દેવોને, સત્યયુગ વગેરે યુગોના દેવોને, નવ ગ્રહોને, અઠ્ઠાવીશ નક્ષત્રોને, બાર રાશિઓને, સાત ચલ કરણોને અને ચાર સ્થિર કરણોને, વ્યતિપાતને, પ્રસિદ્ધ મનુષ્યોને, અનુચરયુક્ત કુલ નાગોને, સર્વ દિશાઓને, દિગ્પાલોને, ચૌદ મનુઓને, ચૌદ ઇંદ્રોને, સુભદ્રા દેવીને, જયા દેવીને, ઉત્તમ શાસ્ત્રોને, બુદ્ધિને, વૃદ્ધિને, નિદ્રાને, કુબેરને, તેના પુત્રને, શંખ તથા પદ્મનામના નિધિઓને, ભદ્રકાલી દેવીને, કામદુધાને, વેદ, વેદોનાં અંગો અને વેદાંતશાસ્ત્રને જાણનારા મહાત્માઓને, ગરૂડને, સાત સમુદ્રોને, ઉત્તર કુરૂ દેશને, મેરૂ પર્વતને, સર્વ ખંડોને, સર્વ દીપોને, સાત પાતાલોને, નગરોને, કાલાગ્નિને, રૂદ્રોને, હરિને, ક્રોધને, મહાભૂતોને, પ્રકૃતિને, પુરૂષને, અભિમાનને, હિમાલયવગેરે પર્વતોને, ગંગાજીવગેરે પવિત્ર નદીઓને, સપ્તર્ષિઓને, પુષ્કરવગેરે તીર્થોને, ધાતાને, વિધાતાને, સર્વ છંદોને, ઐરાવત હાથીને, ઉચ્ચૈઃશ્રવા નામે દેવના અશ્વને, ધ્રુવજીને, ધન્વંતરિ ભગવાનને, શસ્ત્રોને, અસ્ત્રોને, ગણપતિને, કાર્તિકેયસ્વામીને, ચૌદ વિદ્યાઓને, રોગાધિપતિ જ્વરને[1], વાલખિલ્ય ઋષિઓને, કેશવને, અગસ્તિઋષિને, નારદને, વ્યાસાદિ મુનિઓને, અપ્સરાઓને, સોમપાન કરનારાઓને, બાર આદિત્યોને, તપસ્વિઓને, અશ્વિનીકુમારને, ઓગણપચાશ મરૂદ્ગણોને, બાર સાધ્ય દેવોને, સર્વપુરાણોને, પિતૃઓને અને મહાપુણ્યશાલીઓને નમસ્કાર કરવા. પૂર્વાભિમુખ અથવા ઉત્તરાભિમુખ બેસી સર્વ ઉપચારોથી ઇષ્ટદેવનું તથા માતાપિતાનું અને ગુરૂ વગેરે પૂજ્ય લોકોનું પૂજન કરવું. બ્રાહ્મણોને તથા દીન અનાથ વગેરેને દક્ષિણા ભોજન તથા વસ્ત્રાદિ આપી તેમજ ગાયોને ખડવગેરે નાખી તેઓનો આશીર્વાદ લેવો, હોમ કરવો, બ્રહ્મભોજ કરવો અને ઇષ્ટમિત્રોસાથે મિષ્ટાન્નભોજન કરવું.

---

# ગૌરીવ્રત તથા બાલેંદુવ્રત.

ચૈત્ર માસમાં દહીંનો, દૂધનો, ઘીનો અને મધનો ત્યાગ કરવો તથા માસપર્યંત બ્રાહ્મણ સ્ત્રીપુરૂષનું ઉમામહેશ્વરબુદ્ધિથી પૂજન કરવું તે ગૌરીવ્રત,

---

[1] ઔષધાધિપતિ આતંકનિગ્રહ ઔષધને પણ નમન કરવાથી આખું વર્ષ આરોગ્ય રહે છે.

કહેવાયછે. તેથી સ્ત્રીપુરૂષનું અખંડ સૌભાગ્ય રહેછે. ચૈત્ર સુદિ બીજને દિવસે રાત્રિના આરંભમાં ઉદય પામતા બાલચંદ્રનું પૂજન કરવું તે બાલેંદુવ્રત કહેવાય છે. ચૈત્રસુદિ ત્રીજને દિવસે ઉમામહેશ્વરનું પૂજન કરી હીંડોલામાં બેસાડી માસપર્યંત ઉત્સવ કરવો તથા રામચંદ્રનો પણ તેવો જ ઉત્સવ કરવો. આ ત્રીજ મન્વાદિ તિથિ છે તેથી મન્વાદિતિથિએ કરવાનું શ્રાદ્ધ વગેરે ધાર્મિક કૃત્ય તે દિવસે કરવું. મન્વાદિ તિથિઓમાં શ્રાદ્ધ કરવાથી બેહજાર વર્ષપર્યંત પિતૃઓને તૃપ્તિ રહેછે તેથી તે અવશ્ય કરવાનું છે.

---

# આરોગ્ય પ્રતિપદ્.

ચૈત્ર શુક્લ પ્રતિપદ્ના દિવસથી કરવાનું 'આરોગ્ય પ્રતિપદ્' એ નામનું વ્રત વિષ્ણુ ધર્મોત્તર નામના ગ્રંથમાં કહ્યું છે. આગલે દિવસે ઉપવાસ કરી પ્રતિપદ્ના પ્રાતઃકાલમાં સ્નાનાદિ નિત્યકર્મ આટોપી લઈ સૂર્ય-નારાયણનું પૂજન કરવું, વિચિત્ર રંગોથી કમલ કરી તથા તેમાં સૂર્યનું આવાહનાદિ કરી શર્કરા, દહીં, દૂધપાક તથા બીજા શાકપત્રાદિ પદાર્થોનું નૈવેદ્ય ધરાવવું. દિવસના ચોથા પ્રહરમાં બ્રાહ્મણને જમાડી પોતે ભોજન કરવું. તેમાં ઘીવગરનો કોઇપણ પદાર્થ ખાવો નહિ. એ પ્રમાણે પ્રત્યેક માસના શુક્લ પ્રતિપદમાં વ્રત કરી પાછા આવેલા ચૈત્ર શુક્લ પડવાને દિવસે આ વ્રતની સમાપ્તિ કરવી. રત્નોનું, હિરણ્યનું અને અન્નાદિનું દાન દેવું. આ વ્રત કરવાથી ગમે તેવા રોગોનો નાશ થાયછે, શરીરમાં આરોગ્ય થાયછે અને સર્વ મનોરથો પૂર્ણ થાયછે.

---

# વિદ્યા પ્રતિપદ્.

ચૈત્ર સુદિ એકમને દિવસે વિદ્યાવ્રત કરવાનું મદનરત્ન ગ્રંથમાં લખ્યું છે. તે દિવસે સ્નાનાદિ કર્તવ્યને પહોંચી લઇ વિદ્યાની ઇચ્છાવાળા દ્વિજે વિચિત્ર રંગોથી અષ્ટપત્રકમલ કરી મધ્ય કર્ણિકામાં બ્રહ્માનું, પૂર્વ પત્રમાં ઋગ્વેદનું, દક્ષિણ પત્રમાં યજુર્વેદનું, પશ્ચિમ પત્રમાં સામવેદનું, ઉત્તર પત્રમાં અથર્વવેદનું, અગ્નિકોણના પત્રમાં વ્યાકરણાદિ અંગોનું, નૈર્ઋત્ય પત્રમાં ધર્મ-શાસ્ત્રોનું. વાયુકોણના પત્રમાં પુરાણોનું અને ઇશાનકોણના પત્રમાં ન્યાય-

શાસ્ત્રનું આવાહન કરી પૂજન કરવું તથા ઉપવાસ કરવો. એ પ્રમાણે પ્રત્યેક પ્રતિપદમાં વ્રત કરી છેવટ સંવત્સરને અંતે ગોદાન તથા બ્રાહ્મણભોજનાદિ કરી વ્રતની સમાપ્તિ કરવી. આ વ્રતથી વેદવગેરે વિદ્યાની પ્રાપ્તિ થાયછે. જો આ વ્રત બાર વર્ષપર્યંત કરવામાં આવે તો બ્રહ્મલોકને પમાડે એવી વિદ્યા મળેછે.

---

## તિલકવ્રત.

ચૈત્ર સુદિ પ્રતિપદને દિવસે તિલકવ્રત કરવું એમ ભવિષ્ય પુરાણમાં કહ્યું છે. તે દિવસે સ્નાનાદિ કર્મ કરી લઇ નદીને તીરે, તળાવને કાંઠે અથવા પોતાના ઘરમાં શુદ્ધ કરેલી પૃથ્વીઉપર ગુલાલથી સંવત્સરની પુરૂષાકાર મૂર્તિ આળેખવી. પછી ચંદન પુષ્પાદિ ઉપચારોથી તેનું પૂજન કરવું. તેમાં બાર માસ, છ ઋતુઓ, પક્ષો અને દિવસોનું પૂજન કરવું. યથાધિકાર વેદોક્ત તથા પુરાણોક્ત મંત્રોથી પૂજન કર્યા પછી મોદક વગેરે નૈવેદ્ય ધરાવી પ્રાર્થના કરવી કે "હે ભગવન્! તમારા પ્રસાદથી સંવત્સરપર્યંત હું સુખી રહું તેમ કરજો." પ્રાર્થના પછી બ્રાહ્મણને દક્ષિણા દેવી અને મૂર્તિઉપર ચઢાવેલા ચંદનમાંથી પોતાના કપાલમાં તિલક કરવું તેથી સર્વ ભૂતપ્રેતાદિ દૂર થાયછે. વર્ષપર્યંત તે જ ચંદનમાંથી હમેશ તિલક કરવું.

આ વ્રતવિષેનું આખ્યાન આ પ્રમાણે છે કે, પૂર્વકાલમાં શત્રુંજય નામે એક રાજા હતો. સતી ચિત્રલેખા નામની તેની રાણી હતી, તે રાણીએ બ્રાહ્મણના ઉપદેશથી આ તિલકવ્રતનું આરાધન કર્યું હતું તેથી તેના ઉપર વિષ્ણુ દેવ પ્રસન્ન થયા હતા તેથી જે કોઇ તેનાથી પ્રતિકૂલ ચાલતા તેનો પરાભવ થતો હતો. એક દિવસે દૈવયોગે અગ્નિના કોપથી તે રાજા તથા તેનો પુત્ર ઘણા દાઝી જવાથી મરણાવસ્થામાં આવી પડયા ત્યારે તેઓના જીવને લેવા માટે યમરાજના દૂતો આવ્યા પણ રાણીના કપાલમાં તિલકને દેખી ત્રાસ પામી દૂર ગયા. રાજા તથા રાજકુમાર બન્ને મૃત્યુપાશમાંથી મુક્ત થયા. આ કથા અક્રૂરજીએ શ્રીકૃષ્ણપાસે કહી હતી અને શ્રીકૃષ્ણે યુધિષ્ઠિર રાજાને કહી હતી.

---

## સૌભાગ્યશયનવ્રત.

ચૈત્ર સુદિ ત્રીજને દિવસે "સૌભાગ્ય શયન" એ નામનું વ્રત કરવું એમ મત્સ્યપુરાણમાં કહ્યું છે. સૌભાગ્યની ઇચ્છાવાળી સ્ત્રીએ એ ત-

ત્રીજાને દિવસે પૂર્વાન્હકાલમાં તિલથી સ્નાન કરવું. તે દિવસે શ્રી પાર્વતીજી વિવાહનિમિત્તે મેરૂ પર્વતઉપર ચઢેલાં છે તેથી મહાદેવસહિત પાર્વતીજીનું ધૂપ, દીપ, નૈવેદ્ય અને પુષ્પોથી પૂજન કરવું. પંચામૃતથી સ્નાન કરાવવું તથા पाटलायै नमः એ મંત્રથી દેવીના તથા शिवाय नमः એ મંત્રથી મહાદેવના ચરણનું પૂજન કરવું. जयायै नमः એ મંત્રથી દેવીના તથા त्रिगुणाय नमः એ મંત્રથી શિવના ગુલ્ફો ( ઘુંટી )નું પૂજન કરવું. भवान्यै नमः એથી દેવીની અને रूद्रशिवाय नमः એથી મહાદેવની જંઘાઓનું પૂજન કરવું. उमायै नमः એથી દેવીના અને हरिकेशाय नमः એથી શિવના જાનુ (ગોઠણ)ની પૂજા કરવી. वरदायै नमः એથી દેવીના અને ईशाय नमः એથી શિવના ઉરૂ ( સાથલ )ની પૂજા કરવી. रत्यै नमः એથી દેવીની અને शंकराय नमः એથી શિવની કટિની પૂજા કરવી. कोटव्यै नमः એથી દેવીની અને शूलपाणये नमः એથી શિવની કુક્ષિનું પૂજન કરવુ. मंगलायै नमः એથી દેવીના અને सर्वात्मने नमः એથી શિવના ઉદરનું પૂજન કરવું. ईशान्यै नमः એથી દેવીના તથા वेदात्मने नमः એથી શિવના હૃદયની પૂજન કરવી. इंद्राण्यै नमः એથી દેવીના અને त्रिपुरघ्नाय नमः એથી શિવના કંઠની પૂજા કરવી અને બાકીનાં અંગોનું त्रिपुरघ्नाय नमः એ મંત્રથી પૂજન કરી વસ્ત્રોનું, આભરણોનું તથા પુષ્પાદિ માલાઓનું અર્પણ કરી સૌભાગ્યાષ્ટક નામથી ઓળખાતા ઘૃત, કસુંબો, ક્ષીર, જીરૂં, તાલફલ, શેરડી, લવણ અને કોથમરી એ આઠ પદાર્થો પાસે ધરવા. આ વ્રત ચૈત્ર સુદિ તૃતીયાથી આરંભી પ્રત્યેક માસની સુદિ ત્રીજે કરવાનું છે. તેમાં ચૈત્રમાં માતુજન્ય ગાયના શૃંગોદકનું, વૈશાખમાં ગોમયનું, જ્યેષ્ઠમા મંદારના પુષ્પનું, આષાઢમાં બિલ્વ પત્રનું, માઘમાં કાળા તિલનું અને ફાલ્ગુનમાં તથા બીજા માસોમાં પંચ ગવ્યનું બક્ષણ કરી ભૂશય્યા કરી સુવું. વ્રતને દિવસે બ્રાહ્મણ-બ્રાહ્મણીનાં જોડલાંને પૂજી બીજે દિવસ પારણું કરવું, બ્રાહ્મણ ભોજન તથા દીન અનાથોને દાન દેવું, વ્રતની સમાપ્તિમાં વસ્ત્રાદિસહિત વાયન (વાંશનું પાત્ર) દેવું તથા એક સુંદર શય્યાઉપર શિવની અને પાર્વતીની સુવર્ણની પ્રતિમા બેસાડી ગોદાનપૂર્વક તે શય્યાનુ દાન બ્રાહ્મણને દેવું. આ વ્રત જે સ્ત્રી બાર વર્ષપર્યંત કરે તે કોઈ જન્મમાં સૌભાગ્યથી જુદી પડતી નથી તથા ધનધાન્ય પુત્ર પરિવાર અને સત્કીર્તિનું પાત્ર થઈ કૈલાસની ગતિ પામેછે.

# મનોરથતૃતીયાવ્રત

ચૈત્ર સુદિ ત્રીજને દિવસે "મનોરથતૃતીયા" એ નામનું વ્રત પણ થાયછે. મહાદેવજીએ પાર્વતીને કહ્યું છે કે, આ ત્રીજને દિવસે જે મનુષ્ય તમારૂં વ્રત કરશે તેના સર્વ મનોરથ સિદ્ધ થશે. પૂર્વે પુલોમ દૈત્યની પુત્રી ઉત્તમ પતિની પ્રાપ્તિના મનોરથથી મોહોટી તપશ્ચર્યા કરતી હતી પણ તપશ્ચર્યાનું ફલ ન મળતાં તેણીએ અપૂર્વ ભાવથી મહાદેવનું તથા પાર્વતીજીનું પૂજન કર્યું અને સુંદર ગાયનથી મહાદેવજીને પ્રસન્ન કર્યા, મહાદેવજીએ વર માગવાનું કહેતાં તેણીએ માગ્યું કે, જો આપ પ્રસન્ન થયા હો તો મારા મનોરથને સિદ્ધ કરો કે જે દેવોમાં શ્રેષ્ઠ હોય અને યજ્ઞ કરનારાઓમાં ઉત્તમ હોય તે મારો પતિ થવો જોઇએ. તથા મને ઇચ્છા પ્રમાણે આયુષ આપો. વળી હું પતિના સમાગમનુ સુખ ભોગવી પૂર્વ દેહને છોડી નવીન દેહને લઇ શકું. કદાચ પૂર્વનો પતિ નષ્ટ થાય તો પણ મને વૈધવ્ય ન થાય. આ પ્રમાણે વરની માગણીને મહાદેવે સ્વીકારીને કહ્યું કે તમો મનોરથતૃતીયાનું વ્રત કરો તો તેથી તે કાર્ય થશે. ત્યારે પુલોમજાએ તે વ્રતવિષે સર્વ વિધિ પૂછતાં મહાદેવે કહ્યું કે, ચૈત્ર સુદિ ત્રીજને દિવસે પાર્વતીનું પૂજન કરવું. તેમાં ચતુર્ભુજા પાર્વતીનું ધ્યાન ધરવું, તેની પાસે આશાવિનાયકનું પૂજન કરવું, આશુ પાલવના દંતધાવનાદિ આવસ્યક ક્રિયાઓ કરી લઈ વિશ્વભુજા નામથી પાર્વતીનુ પૂજન કરવું. આહાર કર્યાવગર સાયંકાલે સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર ધરી ગૌરીની પૂજા કરવી. પ્રથમ ગણપતિની પૂજા કરી તેને ઘેવરનું નૈવેદ્ય ધરાવવું, ત્યાર પછી વિશ્વભુજા પાર્વતીનું અશોકના પુષ્પોથી અને અગુરૂના ધૂપવગેરેથી પૂજન કરવું. ઉત્તમ ઘેવર વગેરે અન્નોનું નૈવેદ્ય ધરાવી પોતે એકભુક્ત કરવું. આ પ્રમાણે પ્રત્યેક ત્રીજનું વ્રત બાર માસપર્યંત કરવું. તેમાં પ્રત્યેક માસે દાતણ, ચંદન, પુષ્પ, નૈવેદ્ય તથા એકભુક્તનું અન્ન એ જુદાં જુદાં હોયછે. ચૈત્રથી અનુક્રમે આશોપાલવનુ, જાંબુનું, અઘેડાનુ, ખેરનું, જાઇનું, આંબાનું, કદંબનું, પીપરનું, ઉમરાનુ, ખજુરીનું, બોરડીનું, અને દાડિમીનું દંતધાવન કરવું. તે પ્રમાણે ચૈત્રથી સિંદૂર, અગુરુ, કસ્તૂરી, ચંદન, રક્ત ચંદન, ગોરોચન દેવદારૂ, પદ્માક્ષ, હળદર, દારૂ હળદર અને બાકીના બે માસમાં યક્ષકર્દમ એઓનું અનુક્રમે અનુલેપન કરવું. બે ભાગ કસ્તુરીના, બે ભાગ કેસરના, ત્રણ ભાગ ચંદનના અને એક ભાગ કપૂરનો એઓને એકઠા કરવાથી થતું અનુલેપન

# દમનકારોપણવગેરે વ્રતો.

ચૈત્ર સુદિ ચોથને દિવસે મધ્યાન્હસમયે શ્રી ગણપતિનું પૂજન કરી મોદકનું નૈવેદ્ય ધરાવવું તથા દમનક એટલે ડમરો એ નામના છોડનું અર્પણ કરવું તેથી સર્વ વિઘ્નોનો નાશ થાયછે અને સર્વ ઇષ્ટ સિદ્ધિ થાયછે. તે પ્રમાણે ચૈત્ર સુદિ પાંચમને દિવસે અનંતવગેરે નાગોની પૂજા કરવી. દૂધનું તથા ઘીનું નૈવેદ્ય ધરાવવું તથા તે દિવસે શ્રીલક્ષ્મીનું પૂજન કરવું તેમજ ઉચ્ચૈઃશ્રવા નામથી પ્રખ્યાત દેવતાઇ ઘોડાનું પૂજન તથા વ્રત કરવું. સુદિ છઠને દિવસે કાર્તિકેયસ્વામીને, સાતમને દિવસે સૂર્યને અને નવમીને દિવસે દેવીને તથા પૂર્ણિમાને દિવસે સર્વ દેવોને દમનકારોપણ કરવું.

ચૈત્ર સુદિ અષ્ટમીને દિવસે શ્રી ભવાનીમાતાની ઉત્પત્તિ થયેલી છે તેથી ભવાનીમાતાની પૂજા તથા ઉત્સવ કરવો. તે અષ્ટમીને દિવસે પુનર્વસુ નક્ષત્ર હોય તો શોકના નાશમાટે આશુપાલવના વૃક્ષની આઠ કળીઓનું પ્રાશન કરવું. તેમાં બુધવારનો યોગ હોય તો પ્રાતઃસ્નાનથી "વાજપેય" યજ્ઞનું ફળ થાયછે.

---

# રામનવમી.

આપણે જોઇએ છીએ કે, જે દિવસ પરમ આનંદ ઉત્સવનો હોયછે તે દિવસ દર વર્ષે લોકોમાં પર્વરૂપે પળાતો આવેછે. ધર્મને ડુબતો બચાવનાર અને અધર્મને વધતો અટકાવનાર જેઓ અવતારી પુરુષ કહેવાયા છે તેમના જન્મદિનનો દિવસ દર વર્ષે એક પવિત્ર તહેવાર તરીકે આર્યલોકોમાં મનાતો આવ્યો છે. દયા, દાન, આત્મસંયમ અને પ્રભુભક્તિનેમાટે એવા દિવસો જરૂર અગત્યના ગણવામાં આવેછે. જોકે વિવેકી મનુષ્યે દયા, દાન, આત્મસંયમ અને પ્રભુભક્તિજેવા દૈવી ગુણોનું સેવન નિરંતર કરવાનું છે તોપણ સંસાર વ્યવહારની જાળમાં પડેલા મનુષ્યો પોતાના વિસ્મરણવાળા સ્વભાવને લીધે વિષય વગેરે આવરણોથી એઓનું સેવન વારંવાર ભુલતા જાયછે તેઓને તેની યાદ આપવામાટે આવા દિવસો જરૂર અગત્યના છે. સાત્વિક વૃત્તિ રહેવામાટે આવા દિવસોમાં નિરાહાર અથવા અલ્પાહાર રહેવાનું કહેલું છે, કારણ કે સાત્વિક વૃત્તિ હોય તો જ દયાદાન વગેરે ગુણોનું સેવન થઇ શકે.

રાવણ વગેરે રાક્ષસોને મારનાર અને દેવમુનિ તથા યજ્ઞ વગેરેનું રક્ષણ કરનાર પરમાત્મા શ્રીરામચંદ્રજીનું નામ પૃથ્વીપરની કોઈપણ પ્રજાથી અજાણ્યું રહ્યું નથી. નિતિ, ધર્મ, પરાક્રમ અને મર્યાદા વગેરે ગુણો એમનામાં એવી તો પરાકાષ્ઠાએ પહોંચ્યા હતા કે આજ હજારો વર્ષો થઇ ગયા છતાં રામનામનો પ્રભાવ એવોને એવો જળવાઈ રહ્યો છે.

શ્રીરામચંદ્રજીનો જન્મ ત્રેતાયુગના પાછળના ભાગમાં અયોધ્યાના સૂર્યવંશી રાજા દશરથની રાણી કૌસલ્યાને પેટે ચૈત્ર શુદ નવમીને રોજ મધ્યાન્હ સમયે થયો હતો અને તેથી ચૈત્ર શુદ નવમી તે **રામનવમી** એવા નામથી પ્રસિદ્ધ છે.

શ્રીકૃષ્ણ જન્માષ્ટમી, વામન દ્વાદશી અને નૃસિંહ ચતુર્દશી એ ત્રણ તિથિઓ જેમ જયંતી કહેવાયછે તેમ, આ રામનવમી પણ જયંતી કહેવાયછે. જો ચૈત્ર માસ અધિક હોય તો પ્રથમના ચૈત્રમાં નહિ પણ બીજા ચૈત્રની શુક્લ નવમીમાં આ વ્રત કરવાનું છે. અગસ્ત્યસંહિતાપ્રમાણે તે નવમી પુનર્વસુ નક્ષત્રથી મધ્યાન્હ સમયમાં યુક્ત હોય તો મોહોટા પુણ્યને દેનારી કહી છે. અષ્ટમીવિદ્ધા એટલે આઠમ ઉપરાંત આવતી નવમી વ્રતમાં લેવી નહિ; નવમીને દિવસ યથાશક્તિ ઉપવાસાદિ કરવું, રાત્રિનું જાગરણ કરવું અને દશમીને દિવસે પારણા કરવી. કાલમાધવ નામના ધર્મગ્રંથમાં કહ્યું છે કે, આ વ્રત જન્મમરણાદિ સંસારમાંથી મુક્ત કરનાર છે. ઐહિક તથા આમુષ્મિક શુભ ફલોને આપનારું છે, નિત્ય એટલે કંઇપણ ફળની ઇચ્છાવગર કરવાનું છે તથા કામ્ય એટલે ફળની ઇચ્છાથી કરવામાં આવે તો ધારેલા ફળને આપનારું છે. તે દિવસે બ્રહ્મચર્ય, ક્રોધાદિ છ શત્રુઓનો ત્યાગ, સત્સંગ, રામનું પૂજન, ભજન અને ધ્યાન કરવું. શાલિગ્રામ શિલાનું તુલસીદલોથી પૂજન પણ અત્યુત્તમ છે. તે દિવસ જે કાંઈ વ્રતદાનાદિ શુભ કર્મ કરવામાં આવે છે તે અક્ષય થાયછે. રામ શબ્દ પાણિનિના વ્યાકરણ પ્રમાણે 'રમ્' ધાતુ ઉપરથી અધિકરણ અર્થમાં ઘઞ્ પ્રત્યય થવાથી થાયછે. જેમાં યોગીઓ ધ્યાનાદિદ્વારા રમેછે તે રામ; અથવા રા શબ્દથી જગત્ અને મ શબ્દથી ઈશ્વર કહેવાયછે એટલે જગતના ઇશ્વર તે રામ; અથવા રમા સાથે રમેછે તે રામ; અથવા રા શબ્દ લક્ષ્મીવાચક છે અને મ શબ્દ ઇશ્વરવાચક છે તેથી રામ એટલે લક્ષ્મીના પતિ. રામ નામના પ્રભાવ માટે કહ્યું છે કે, રા એટલો ઉચ્ચાર કરવામાં આવે ત્યારે મુખ ઉઘાડવાને લીધે અંતઃકરણમાંનાં

પાપો બહાર નિકળી જાયછે અને તે પાપો ફરીને અંદર પેસી આવવાના ભયથી મ એમ બોલતાં મુખ બીડાઈ દરવાજો બંધ થવાની પેઠે થાયછે. "બ્રહ્મવૈવર્ત્ત પુરાણમા "બીજા અવતારો અંશાવતાર તથા કલાવતાર છે અને શ્રીકૃષ્ણાવતાર તથા શ્રીરામાવતાર પૂર્ણાવતાર છે" એમ કહ્યુ છે. વેદવ્યાસે ભીષ્મપિતામહને કહ્યુ છે કે, શ્રીકૈલાસમાં એક સમયે પોતાના નિત્ય નિયમો પૂર્ણ કરી મહાદેવજી ભોજન કરવા બેઠા. ત્યારે પાર્વતીજીને કહ્યું કે, તમો ભોજન કરવા બેસો. પાર્વતીએ કહ્યું કે, શ્રીરામના સહસ્ર નામોનો જપ કરીને હું ભોજન કરીશ. પાર્વતીની તેવી રામભક્તિ જોઇ મહાદેવે કહ્યું કે તમો ધન્ય છો હુ પણ રકારાદિ નામનું શ્રવણ કરૂ છુ ત્યા રામનામના સ્મરણથી મારૂ મન અત્યત પ્રસન્ન થાયછે. તે રામાવતાર પૃથ્વીમા ધર્મની નિવૃત્તિ અને અધર્મની વૃદ્ધિ થવાથી શ્રીભગવદ્‌ગીતાના यदायदाहिधर्मस्य એ વાક્ય પ્રમાણે ત્રેતાયુગના પાછલા ભાગમા અયોધ્યાનગરીમા દશરથ રાજાને ત્યા કૌશલ્યાથી થયેલો છે. તે વખતે મધ્યાન્હ સમય હતો. મેષના સૂર્ય હતા, કર્ક લગ્ન હતું અને પાચ ગ્રહો ઉચ્ચના હતા લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન પણ એના અંશરૂપજ હતા શ્રીરામચંદ્ર દશરથ રાજાને વૃદ્ધાવસ્થામાં પ્રાપ્ત થયા હતા. તેઓ જન્મથીજ સુશીલ, વિનીત અને પિતૃભક્ત હતા પદરમે વર્ષે રામચદ્ર જનક રાજાને ત્યાં મહાદેવજીનુ ધનુષ કે જે ત્રણસો માણસોથી પણ ઘણી મુશ્કેલીથી ઉપડી શકતુ હતુ તેને એકદમ મજબૂત કરી તોડી નાખી બીજાથી પણ ન બને તેવું પરાક્રમ કરી લક્ષ્મીના અવતારરૂપ સીતાજીને પરણ્યા હતા. અને ત્યાર પછી બાર વર્ષસુધી અયોધ્યામા રહ્યા હતા સત્યાવીશમે વર્ષે કૈકેયીએ ઉઠાવેલી ખટપટથી થયેલી પિતાની આજ્ઞાપ્રમાણે રાજ્યાધિરોહણને દિવસે જ વનવાસાધિરોહણમા કોઈપણ જાતની ચકચાવગર પ્રવૃત્ત થયા. લક્ષ્મણજી તથા સીતાજીની સાથે વનવાસમાં ફરતાં ઘણા દુર્ગેનું દમન કરી પોતાની ગેરહાજરીમા રાવણે હરેલા સીતાજીના શોધમાટે ઘણો પરિશ્રમ તથા ઉદ્યમ કરી સુગ્રીવ તથા હનુમાનજીવગેરે વાનરોને સહાયતામાં લઈ સમુદ્રમા પાજ બાધી લકામા પહોચી પરસ્ત્રીની લાલસાથી થતું દુષ્ટ ફલ રાવણસરખા મહાસમર્થ રાક્ષસરાજને પણ દેખાડી આપ્યુ. એ પ્રસગમા પોતાના દાખતાથી અકસ્માત આવતુ કષ્ટ, મિત્રોની પરીક્ષા, સામર્થ્યનો ઉપયોગ, ઉત્સાહથી અને સહાયતાથી થતુ અ

પૂર્ણ કામ, સત્યવાદીનો જય અને અનીતિવાળાનો અંતમાં પરાજય થાય છે વગેરે ઘણી બાબતોનું જગતને શિક્ષણ આપેલ છે. રામનામના મહિમાથી કોઇ પ્રાણી જ અજાણ્યો હશે. રામચંદ્રવિષેનું અદ્ભુત અને ચિતાકર્ષક વર્ણન અમારા ' રામ અને રાવણ " એ નામના ગ્રંથમાં છે તે વાંચવાથી અનુભવ થશે. રામનું ચરિત્ર શતકોટિ મખ્યાવાળું છે તેમાંથી કેવળ ચોવીશહજાર શ્લોક પૃથ્વીઉપર છે. એ પ્રમાણે અપૂર્વ મહિમાવાળા શ્રીરામચંદ્રજીના જન્મની તિથિ હોવાથી રામનવમીનું વ્રત સર્વોત્તમ છે.

## શ્રીકૃષ્ણ દોલોત્સવવગેરે વ્રતો.

ચૈત્ર સુદિ એકાદશીને દિવસે શ્રીકૃષ્ણનો દોલોત્સવ કરવો. તે દિવસે દોલારૂઢ શ્રીકૃષ્ણના દર્શનથી મનુષ્ય સર્વ દુ:ખોથી મુક્ત થાય છે

ચૈત્ર સુદિ બારસને દિવસે વિષ્ણુનો અને ચૌદશને દિવસે શિવજીનો દમનકોત્સવ કરવો

ચૈત્ર સુદિ તેરશને દિવસે કામદેવનું પૂજન, વ્રત તથા ઉત્સવ કરવો.

## અશોક વ્રત.

શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરના પૂછવા ઉપરથી કહ્યુંછે કે, ચૈત્રમાસના શુકલપક્ષની ત્રયોદશીથી ત્રણ રાત્રિનું અશોકવ્રત છે. રાવણને મારી અયોધ્યામાં પધારેલા રામચંદ્રના પત્ની સીતાજીએ વસિષ્ઠમુનિને આ વ્રતવિષે પૂછ્યું હતું કે, મુનીશ્વર ! જ્યારે દંડકારણ્યમાંથી મારૂં હરણ કરી રાવણે લંકામાં મને અશોકવાડીમાં રાખી ત્યારે હું અસહ્ન શોકમાં પડી તે સમયે મારી ચોકીમાં રહેલી ત્રિજટા નામની રાક્ષસીએ મને કહ્યું હતું કે, સીતા ! અશોકવ્રતનું આરાધન કરો. તેથી તમે શોકથી મુક્ત થશો. તેના વચનથી મે અશોકવ્રતનું આરાધન કર્યું. એ વ્રતના પ્રતાપથી શતયોજન વિસ્તીર્ણ મહાસમુદ્રને ઠેકી હનુમાનજી લંકામાં આવ્યા અને રામના શુભ સમાચાર મને આપ્યા તથા લંકાનો દાહ કરી મારા સમાચાર રામને આપ્યા. આવા પ્રત્યક્ષ પરચાથી તે વ્રતઉપર મને ઘણો વિશ્વાસ બેઠો. ત્યારપછી પણ તે વ્રતને ચાલુ રાખવાથી રામચંદ્રનો સમાગમ થયો અને રાવણનો વધ થયો. હે વસિષ્ઠ ! હવે મારૂં વક્તવ્ય એ છે કે, એ વ્રતનો એવો પ્રભાવ શા કારણથી

થયો ? વસિષ્ઠે કહ્યું કે સીતા ! પૂર્વે વૃત્રાસુરને મારી, ઇંદ્રદેવે જગતની મર્યાદાનું રક્ષણ કર્યું પણ વૃત્રાસુરને બ્રાહ્મણે ઉત્પન્ન કરેલો હોવાથી ઇંદ્રને તેના વધથી બ્રહ્મહત્યાનું પાપ લાગ્યું. એ ભયથી ઇંદ્રદેવ માનસસરોવરમાં કમળના નાળમાં જઈ રહેતો હતો ત્યારે પાછળથી નહુષ રાજાએ સ્વર્ગનું રાજ્ય દબાવ્યું હતું તે વખતે અત્યંત ખેદાતુર થયેલી ઇંદ્રાણીએ નંદનવનમાં આવી તપશ્ચર્યા માંડી. બૃહસ્પતિને એ ખબર મળતાં ત્યાં આવી તેણે કહ્યું કે, હે દેવિ ! શામાટે આ ઉગ્રતપ કરેછો ? ઇંદ્રાણીએ કહ્યું કે ઇંદ્રદેવ ક્યાં છે ? તેનો પત્તો મળતો નથી અને હું તો વગર રહી શકીશ નહિ. માટે પતિની પ્રાપ્તિમાટે તપ કરૂંછુ. બૃહસ્પતિએ કહ્યું કે, તપના પ્રભાવથી સર્વ સિદ્ધિ થાયછે તોપણ એક વ્રતનો હું ઉપદેશ કરૂંછું, કે જેના પ્રભાવથી તમારૂં સર્વ કષ્ટ મટશે. એ વ્રત સાવિત્રીના પુછવા ઉપરથી બ્રહ્માએ અશોક વ્રત એ નામથી કહેલું છે. અશોકના વૃક્ષમાં મહાદેવજીનો નિવાસ છે. અશોકની પૂજાથી મહાદેવજી પ્રસન્ન થાયછે. એ વૃક્ષને મહાદેવજીએ ઉત્પન્ન કરેલું છે. ચૈત્રમાસના શુક્લપક્ષની ત્રયોદશીથી આરંભ કરી ત્રણ રાત્રિપર્યંત અશોકવૃક્ષના મૂળ નીચે જ રહેવું. આ વ્રત સ્ત્રીએ કરવાનું છે ત્રણે દિવસે એકસોઆઠ પ્રદક્ષિણાઓ ફરતો લઈને કરવી ત્રીજે દિવસે ઉમામહેશ્વરનું પૂજન કરી વાંસનાં પાત્રોનું દાન કરવું અને બ્રાહ્મણ ભોજન કરવું. આવીરીતે બૃહસ્પતિના ઉપદેશથી ઇંદ્રાણીએ આ વ્રત કર્યું હતું તેથી તે પતિને મળી શોકરહિત થયા હતાં.

શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું છે કે, અશોકવૃક્ષમાં સર્વ દેવો રહેછે. તે વૃક્ષની પાસે આ વ્રતમાં સીતા, લક્ષ્મણ અને હનુમાનજીસહિત રામની પૂજા કરવી. ત્યારપછી અશોકની સ્તુતિ કરવી, કે હે અશોક ! પાર્વતીએ, લક્ષ્મીએ, ઇંદ્રાણીએ, અરૂંધતીએ, અનસૂયાએ, દેવકીએ, દ્રૌપદીએ, સત્યભામાએ, દમયંતીએ, સાવિત્રીએ અને સીતાએ તમારી આરાધના કરી છે અને તે સર્વને તમોએ અશોક કરેલા છે તેમ મને પણ અશોક કરજો. એમ કહી અર્ઘ્યપાદ્યઆદિ પૂજન કરવું. પૂર્વે પુત્રની ઇચ્છાવાળાં પાર્વતીએ અશોક વૃક્ષને પુત્ર કરેલ છે માટે હમેશ આ કથાનું શ્રવણ કરવું. વ્રતની સમાપ્તિમાં રૂપાનો અશોકવૃક્ષ અને સુવર્ણની મહાદેવની, સીતાની તથા રામની મૂર્ત્તિ કરાવવી અને મંડલમાં તેનું પૂજન કરવું તથા અશોક વૃક્ષની આઠ કળીઓનું ભક્ષણ કરવું. તે દિવસે બુધવારનો અને હસ્ત નક્ષત્રનો યોગ આવે તો ઘણું ઉત્તમ ગણાયછે.

---

# શ્રીનૃસિંહદોલોત્સવવગેરે વ્રતો.

ચૈત્ર સુદિ ચૌદશને દિવસે શ્રી નૃસિંહજીનો દોલોત્સવ કરવો.

ચૈત્ર સુદિ પૂર્ણિમાને દિવસે શ્રી હનુમાનજીનો જન્મ થયો છે, એમ પરંપરાપ્રાપ્ત વ્યવહારથી જણાયછે. તેથી તે દિવસે શ્રીહનુમાનજીનો જન્મોત્સવ કરવો તથા આ પૂર્ણિમા મન્વાદિ તિથિ છે તેથી પણ ઉત્સવરૂપ છે. આ દિવસે ચિત્રા નક્ષત્ર હોય તો વિચિત્ર વસ્ત્રોનું દાન કરવાથી સૌભાગ્ય મળેછે તથા પૂનમથી વા એકાદશીથી વૈશાખ-સ્નાનનો આરંભ થાયછે.

ચૈત્ર વદિ તેરશને દિવસે વાચસ્પતિનિબંધગ્રંથપ્રમાણે શનિવાર હોય તથા શતભિષા નક્ષત્ર હોય તો તે "મહાવારૂણી" એ નામનું પર્વ કહેવાયછે. તે પર્વમાં જો ગંગાસ્નાન થાય તો તે સર્વ પાપોને હરનાર છે તથા ગંગામાં શ્રાદ્ધ થાય તો તેથી ત્રણ કોટિ કુળોનો ઉદ્ધાર થાયછે. એ ત્રયોદશીને દિવસે કેવલ શતભિષા નક્ષત્ર હોય તો 'વારૂણીપર્વ', સાથે શનિવારનો યોગ હોય તો મહાવારૂણી પર્વ અને બીજા શુભ યોગો હોય તો મહામહાવારૂણી પર્વ કહેવાયછે. આ પર્વ ધર્મસિંધુના મતથી પુનમીયા માસ પ્રમાણે કરવું એટલે અમાંત અર્થાત્ અમાવાસ્યાને દિવસ પૂરા થતા માસને હિસાબે ફાગણ વદ તેરશને દિવસે કરવું. ચૈત્ર વદિ ચૌદશમાં મંગળવાર હોય તો શિવના સમીપમાં ગંગાસ્નાન કરવાથી પિશાચત્વની નિવૃત્તિ થાયછે.



થયો ? વસિષ્ઠે કહ્યું કે સીતા ! પૂર્વે વૃત્રાસુરને મારી, ઇંદ્રદેવે જગતની મર્યાદાનું રક્ષણ કર્યું પણ વૃત્રાસુરને બ્રાહ્મણે ઉત્પન્ન કરેલો હોવાથી ઇંદ્રને તેના વધથી બ્રહ્મહત્યાનું પાપ લાગ્યું એ ભયથી ઇંદ્રદેવ માનસસરોવરમાં કમળના નાળમાં જઈ રહેતો હતો ત્યારે પાછળથી નહુષ રાજાએ સ્વર્ગનું રાજ્ય દબાવ્યું હતું તે વખતે અધિક ખેદાતુર થયેલી ઇંદ્રાણીએ નંદનવનમાં આવી તપશ્ચર્યા માંડી બૃહસ્પતિને એ ખબર મળતાં ત્યાં આવી તેને કહ્યું કે, હે દેવિ શા માટે આ ઉગ્રતપ કરોછો ? ઇંદ્રાણીએ કહ્યું કે ઇંદ્રદેવ ક્યાં છે ? તેનો પત્તો મળતો નથી અને હું તે વગર રહી શકીશ નહિ માટે પતિની પ્રાપ્તિમાટે તપ કરૂંછું બૃહસ્પતિએ કહ્યું કે, તપના પ્રભાવથી સર્વ સિદ્ધિ થાયછે તોપણ એક વ્રતનો હું ઉપદેશ કરૂંછું કે જેના પ્રભાવથી તમારૂં સર્વ કષ્ટ મટશે એ વ્રત સાવિત્રીના પુછવા ઉપરથી બ્રહ્માએ અશોક વ્રત એ નામથી કહેલું છે અશોકના વૃક્ષમાં મહાદેવજીનો નિવાસ છે અશોકની પૂજાથી મહાદેવજી પ્રસન્ન થાયછે એ વૃક્ષને મહાદેવજીએ ઉત્પન્ન કરેલું છે ચૈત્રમાસના શુક્લપક્ષની ત્રયોદશીથી આરંભ કરી ત્રણ રાત્રિપર્યંત અશોકવૃક્ષના મૂળ નીચે જ રહેવું આ વ્રત સ્ત્રીએ કરવાનું છે બીજે દિવસે એકસોઆઠ નવશિખાઓ ફુલો લઇને રહી ત્રીજે દિવસે ઉમામહેશ્વરનું પૂજન કરી વાંસના પાત્રોનું દાન કરવું અને બ્રાહ્મણભોજન કરવું આવી રીતે બૃહસ્પતિના ઉપદેશથી ઇંદ્રાણીએ આ વ્રત કર્યું હતું તેથી તે પતિને મળી શોકરહિત થયા હતા

શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું છે કે, અશોકવૃક્ષમાં સર્વ દેવો રહેછે તે વૃક્ષની પાસે આ વ્રતમાં સીતા, લક્ષ્મણ અને હનુમાનજીસહિત રામની પૂજા કરી ત્યારપછી અશોકની સ્તુતિ કરવી, કે હે અશોક ! પાર્વતીએ, લક્ષ્મીએ, ઇંદ્રાણીએ, અરૂંધતીએ, અનસૂયાએ, દેવકીએ, દ્રૌપદીએ, સત્યભામાએ, દમયંતીએ, સાવિત્રીએ અને સીતાએ તમારી આરાધના કરી છે અને તે સર્વને તમોએ અશોક કરેલા છે તેમ મને પણ અશોક કરજો એમ કહી અર્ઘ્યપાદ્યઆદિ પૂજન કરવું. પૂર્વે પુત્રની ઇચ્છાવાળી પાર્વતીએ અશોક વૃક્ષને પુત્ર કરેલ છે માટે હમેશ આ કથાનું શ્રવણ કરવું વ્રતની સમાપ્તિમાં રૂપાનો અશોકવૃક્ષ અને સુવર્ણની મહાદેવની, સીતાની તથા રામની મૂર્ત્તિ કરાવવી અને મંડપમાં તેનું પૂજન કરવું તથા અશોક વૃક્ષની આઠ કળીઓનું ભક્ષણ કરવું. તે દિવસે બુધવારનો અને હસ્ત નક્ષત્રનો યોગ આવે તો ઘણું ઉત્તમ ગણાયછે

---

# શ્રીનૃસિંહદોલોત્સવવગેરે વ્રતો.

ચૈત્ર સુદિ ચૌદશને દિવસે શ્રી નૃસિંહજીનો દોલોત્સવ કરવો.

ચૈત્ર સુદિ પૂર્ણિમાને દિવસે શ્રી હનુમાનજીનો જન્મ થયો છે, એમ પરંપરાપ્રાપ્ત વ્યવહારથી જણાયછે. તેથી તે દિવસે શ્રીહનુમાનજીનો જન્મોત્સવ કરવો તથા આ પૂર્ણિમા મન્વાદિ તિથિ છે તેથી પણ ઉત્સવરૂપ છે. આ દિવસે ચિત્રા નક્ષત્ર હોય તો વિચિત્ર વસ્ત્રોનું દાન કરવાથી સૌભાગ્ય મળેછે તથા પૂનમથી વા-એકાદશીથી વૈશાખ સ્નાનનો આરંભ થાયછે.

ચૈત્ર વદિ તેરશને દિવસે વાચસ્પતિનિબંધગ્રંથપ્રમાણે શનિવાર હોય તથા શતભિષા નક્ષત્ર હોય તો તે "મહાવારૂણી" એ નામનું પર્વ કહેવાયછે. તે પર્વમાં જે ગંગાસ્નાન થાય તો તે સર્વ પાપોને હરનાર છે તથા ગંગામાં શ્રાદ્ધ થાય તો તેથી ત્રણ કોટિ કુળોનો ઉદ્ધાર થાયછે. એ ત્રયોદશીને દિવસે કેવલ શતભિષા નક્ષત્ર હોય તો 'વારૂણીપર્વ', સાથે શનિવારનો યોગ હોય તો મહાવારૂણી પર્વ અને બીજા શુભ યોગો હોય તો મહામહાવારૂણી પર્વ કહેવાયછે. આ પર્વ ધર્મસિંધુના મતથી પુનમીયા માસ પ્રમાણે કરવું એટલે અમાંત અર્થાત્ અમાવાસ્યાને દિવસ પૂરા થતા માસને હિસાબે ફાગણ વદ તેરશને દિવસે કરવું. ચૈત્ર વદિ ચૌદશમાં મંગળવાર હોય તો શિવના સમીપમાં ગંગાસ્નાન કરવાથી પિશાચત્વની નિવૃત્તિ થાયછે.





# વૈશાખ માસ.



## વસંતપૂજા.



શાખ માસમાં પ્રાતઃસ્નાન કરી તિલોથી તર્પણ કરવું તથા હમેશ, જળ કુંભનું દાન દેવું. આ માસમાં ગૃહસ્થોએ બ્રાહ્મણોની 'વસંતપૂજા' કરવી એટલે ચંદન, પુષ્પમાળા, તાંબુલ, કદલીફળ (કેળાં) તથા દક્ષિણાથી બ્રાહ્મણોને સંતુષ્ટ કરવા. જો કે આ વસંતપૂજા વૈશાખ-માસમાં વિહિત છે તોપણ હાલમાં તો ગમે તે સમયમાં વસંતપૂજા થાયછે. તેમાં એવી પદ્ધતિ ચાલેછે કે, ગૃહસ્થ પોતાને ઘેર પવિત્ર સ્થળમાં ઉત્તમ એક જોડી બ્રાહ્મણોને નિમંત્રણ કરી રાત્રિ દીપ નો દીપમાળા જેટલી પૂજાનો ઉપચાર તૈયાર કરી પોતાના મિત્રમંડળને તેડી આવેલા બ્રાહ્મણોમાં પ્રથમ ઋગ્વેદીઓને ત્યારપછી યજુર્વેદીઓને ત્યારપછી સામવેદીઓને અને ત્યારપછી અથર્વવેદીઓને બેસાડી અનુક્રમથી પૂજન કરેછે તથા તે બ્રાહ્મણો અમુક મંત્રો ભણેછે. તે પછી પંડિતો તથા શાસ્ત્રીઓ તે પ્રસંગમાં અમુક વિષયનો શાસ્ત્રાર્થ કરેછે પૌરાણિકો પ્રાસ્તાવિક શ્લોકો મોઢે કરથી ભણી અર્થ સમજાવેછે, છેવટ સર્વ આશીર્વાદ આપેછે આ પ્રકાર કાશીમાં

સર્વોત્તમ રીતિથી તથા મુંબઇમાં, જામનગરમાં અને બીજા પણ વિદ્વાન ગૃહસ્થોવાળા ગામોમાં ચાલુ છે. જન્મદિવસના પ્રસંગમાં તથા વિવાહવગેરે પ્રસંગોમાં વસંતપૂજા ચાલેછે તે પણ ઉત્તમ છે.

---

## વિષ્ણુપૂજનવગેરે સાધારણ કૃત્યો.

વૈશાખમાં અથવા જ્યેષ્ઠમાં જ્યારે ઘણી ગરમી પડે ત્યારે પ્રાતઃકાલમાં નિત્યપૂજન કરી લઇ સુગંધી જલમાં વિષ્ણુમૂર્તિને બેસાડી પૂજન કરવું અને સૂર્યાસ્તપર્યંત તેને જલમાં રાખી રાત્રિએ પૂજન કરી તેને મૂળ સ્થાનકે બેસાડવી અને તે જલથી પોતાના સર્વ મનુષ્યોઉપર અભિષેક કરવો. આ વિધિ બારસને દિવસે ન કરવો. આ માસમાં ધોળા તથા લીલા રંગનાં તુલસીપત્રોથી વિષ્ણુની પૂજા કરવી તથા પ્રાતઃકાલમાં સ્નાન કરી પીપલાને જલસેચન કરવું તથા પ્રદક્ષિણા દેવી. એથી અનેક પૂર્વજોની સદ્‌ગતિ થાયછે તેમજ ગાયોના શરીરમાં ખજવાલ કરવાથી પણ પુણ્ય થાયછે. વળી એક ભુક્તાદિ વ્રતો કરવાં તથા જલનું પરબ બાંધવું અને છત્ર, પગરખાં તથા સુગંધિ ચંદનનું દાન દેવું.

---

## અક્ષયતૃતીયા અથવા અખાત્રીજ.

વૈશાખ સુદિ ત્રીજને દિવસે ગંગાસ્નાનથી, યવના હોમથી, દાનથી તથા ભક્ષણથી સર્વ પાપોનો નાશ થાયછે. આ તિથિ 'અક્ષયતૃતીયા' કહેવાયછે, આ વિષેની કથા આ પ્રમાણે છે. શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું છે કે, પૂર્વકાલમાં મહોદય નામના નગરમાં અત્યંત નિર્ધન દશાવાલો એક વૈશ્ય હતો તે સત્યવાદી તથા દેવબ્રાહ્મણોનો ભક્ત હતો. તેણે એક દિવસે અક્ષયતૃતીયાની કથાનું શ્રવણ કરી પોતાની શક્તિપ્રમાણે ગંગાસ્નાનવગેરે શાસ્ત્રોક્ત ક્રિયાઓ કરી અને ઘેર આવી સ્ત્રીએ ના પાડી તોપણ અન્નસહિત જલકુંભોનું દાન કર્યું તથા સર્વ ઇતિકર્તવ્યતા કરી અને દિવસમાં ઉપવાસ કરી રાત્રિએ ભોજન કર્યું. વ્રતના પ્રભાવથી બીજા જન્મમાં તે કુશાવતી નગરીનો રાજા થયો, ઘણી સંપત્તિ પામ્યો અને ઘણા યજ્ઞો કરી કીર્તિનું પાત્ર થયો. આ વ્રતનો એવો પ્રભાવ છે. તે દિવસે જે કંઇ દાન, જપ, હોમ વગેરેધાર્મિક

કૃત્ય કરવામા આવેછે તે ક્ષય પામતુ નથી તેથી તેનુ અક્ષયતૃતીયા એ નામ અન્વર્થ છે તે દિવસે બુધવાર અને રોહિણી નક્ષત્રનો યોગ આવે તો વિશેષ પુણ્યકારી ગણ પછે આ તિથિ સત્યયુગની આદિ તિથિ છે તેથી યુગાદિ તિથિ છે તે દિવસે દેવોના ઉદ્દેશથી તથા પિતૃઓના ઉદ્દેશથી, શીતલ જળથી ભરેલા તથા અન્ન અને અ ાથી યુક્ત ઘડાનુ દાન અવશ્ય કર્તવ્ય છે તે દિવસે વિષ્ણુની મૂર્ત્તિને સુગંધવાળા, સુદર અને કેસરયુક્ત ચદનથી અનુલેપન કરવુ * જે આજકાલ ચદનવાઘા કહેવાયછે તથા ધરાયછે આમ કરવાથી પુણ્યભાગી થવાયછે આ દિવસે તથા બીજા પણ જે યુગાદિ દિવસો છે તેઓમા સમુદ્રસ્નાનથી ઘણુ પુણ્ય થાયછે જો વૈશાખ માસ અધિક હોય તો યુગાદિનિમિત્ત શ્રાદ્ધ બન્ને માસમા કરવુ અને બીજા ઉત્સવો બીજા વૈશાખમા કરવા આ દિવસે ઘણા દેશોમા જલનો કુભ ભરી ઉપરના પાત્રમા સાકર ફલ અને શીતવીર્ય પદાર્થોસાથે પખો તથા વસ્ત્ર મુખ્ય બ્રાહ્મણોને તથા દેવમદિરોમા દેવામા આવેછે તેમજ ભોજનમા પણ તેવા શીતતાજનક પદાર્થો દેવામા આવેછે આ સમયે મહાદેવની મૂર્ત્તિ ઉપર ગલતિકા (ગળતી) કે જેમાથી અવિચ્છિન્ન જલધારા મહાદેવજી ઉપર પડ્યા કરેછે તે રાખવામા આવેછે

આ તૃતીયા 'પરશુરામ જયતી પણ કહેવાયછે તે દિવસે પ્રદોષ સમયમા શ્રી પરશુરામનુ પૂજન કરવુ ઘણા દેશોમા સાયકાળે વર્ષ વ થશે? એ માટે ગામબહાર જઈ વાયુની પરીક્ષા કરવામા આવેછે, તેમા એક ઝીણુ વસ્ત્ર ફરકતુ રાખી મુખ્યત્વે કઈ દિશામાથી વાયુ આવેછે અને કઈ દિશામા જાયછે તથા સૂક્ષ્મ છે મધ્યમ છે કે તોફાની છે તેની લોકો પરીક્ષા કરેછે નૈર્ઋત્ય ખુણામાથી વિશેષતાએ પવન વાતો હોય અને તે ક્ષોભક તથા તોફાની હોય તો તેનુ પરિણામ સારૂ નથી એમ ધારે પશ્ચિમમાથી સૂક્ષ્મ તથા મધ્યમ પવન વાતો હોય તો તે શ્રે છે અને વાયવ્યખુણામાથી વાતો હોય તો તે મધ્યમ છે વગેરે લૌકિકપરપરા ચાલેછે, તેમજ તેજ દિવસની રાત્રિએ ગામના અમુક પાચ ભાગો કલ્પી તેઓમા આષાઢ શ્રાવણ, ભાદ્રપદ, આશ્વિન અને આખુ વર્ષ એઓની કલ્પના કરેછે અને એક અથવા બે પુરૂષો તે તે માસરૂપે કલ્પેલા તે તે ગામના ભાગોના ઘરના પાછલા ભાગમા અથવા ગમે તે માર્ગઉપર ગુપ્ત રીતિથી ઉભા રહી ઘરમા તથા માર્ગમા સ્વાભાવિક ચાલતી, મારી તથા નઠારી દાઢાવાણી

ઉપરથી એટલે બોલચાલઉપરથી તે તે માસમાં તથા આખા વર્ષમાં તેવું ફલ થશે એમ પણ કલ્પેછે. આ દાઢાવાણીનો સાંભળવાપ્રમાણે એક દાખલો એવો બન્યો હતો કે, બજારમાંથી બે ખેડુતો હટાણું કરી ચાલ્યા આવતા હતા તેઓમાં એક ખેડુત બીજાને પોતાના નિર્બલ થઇ પુછલી ગયેલા બે બળદના ઉદ્દેશથી કહેતો હતો કે, જે બેઠો છે તે તો નહિ જ ઉઠે અને જે તેની આગલ ઉભો છે એનું પણ કહી શકાતું નથી. તે વખતે દાઢાવાણી સાંભળનાર એક માણસ લઘુશંકા કરવા બેઠો હતો તથા બીજો માણસ તેની આસપાસ ઉભો હતો અને ત્રીજો તેથી ઘણે છેટે ઉભો આ સર્વ બનાવ જોતો હતો. તે ખેડુતે બલદના ઉદ્દેશથી કરેલ એ વાત પાસેના બન્ને માણસોએ સાંભળી પોતાઉપર ધારી લીધી અને તેથી તેઓને ભાસ્યું કે, આપણેમાટે જ આ ખેડુત બોલ્યો છે. દૈવયોગે તેમ જ થયું કે, એક અઠવાડીઆમાં પહેલો પ્રથમથી તથા બીજો ત્યારપછી મરકીથી સપડાઈ મરણ પામ્યો. એ સઘળું ત્રીજા માણસે જાહેર કરવાથી સર્વને વિદિત થયું. આથી દાઢાવાણી સાંભળનાર માણસ ઘણો મજબૂત મનવાળો, નિ:શંક કલ્પનાવાળો અને ખબરદાર હોવો જોઇએ, નહિતો તેને જ હાનિ થાયછે. તેથી તે રાત્રિએ નબળા મનવાળા કેટલાએક લોકો બાહાર પણ નિકળતા નથી.

---

# ગણેશચોથ.

આપણા દેશના ઘણા ભાગમાં વૈશાખ માસના શુક્લપક્ષની ચતુર્થી ગણેશચોથ એ નામથી પ્રસિદ્ધ છે. તે દિવસે સર્વ ગૃહસ્થો યથાશક્તિ ગોળના મોદક કરી ગણપતિને ધરાવી ગણપતિનાં વાહનરૂપ મૂષકોને માટે ઘરના ચારે ખુણાઓમાં જરા જરા નાખેછે અને પછી પોતે ભોજન કરેછે. ધર્મસિંધુ, નિર્ણયસિંધુ તથા વ્રતરાજ વગેરે ધર્મવ્રતના નિર્ણાયક ગ્રંથોમાં વૈશાખસુદિ ચોથ તે જ ગણેશચોથ આવની એવું લખ્યું નથી. તેઓમાં તો શ્રાવણ માસના કૃષ્ણપક્ષની ચોથ સંકષ્ટ ચતુર્થી, કાર્ત્તિક માસના કૃષ્ણ પક્ષની ચોથ ગણેશોત્પત્તિચતુર્થી, માર્ગશીર્ષ માસની રમાચતુર્થી, શ્રાવણ અથવા કાર્ત્તિકની શુક્લચતુર્થી દૂર્વાગણપતિચતુર્થી, ભાદ્રપદ શુક્લચતુર્થી સિદ્ધિવિનાયકચતુર્થી, આશ્વિન કૃષ્ણ ચતુર્થી દશરથલલિતાવ્રત ચતુર્થી ઇત્યાદિ ચતુર્થીઓમાં

પ્રાય ગણપતિના ઉદ્દેશથી જ કામનાપરત્વે વ્રતો કહ્યા છે તેવા વિશેષ પ્રસંગમા વૈશાખ માસની ચોથવિષે ઉલ્લેખ જોવામા આવતો નથી માત્ર બૃહન્નારદીય પુરાણમા તથા ભવિષ્ય પુરાણમા પ્રત્યેક માસની શુક્લ ચતુર્થીના દેવ ગણપતિ છે માટે સર્વ વિઘ્નોના ઉચ્છેદવાન્તે તે ચતુર્થીને દિવસે નિત્યવ્રતની પેઠે ગણપતિના પૂજનપૂર્વક વ્રતની આજ્ઞા છે એમ કહ્યુ છે નારદીય પુરાણમા સર્વ વ્રતોની માતારૂપ ચતુર્થી કહી છે તેટલા ઉપરથી સામાન્ય રીતિથી વૈશાખ સુદિ ચોથ તે ગણેશચોથ માનવી એ વિરૂદ્ધ નથી પણ વચનપ્રમાણ છે પ્રત્યેક માસે ચતુર્થીવ્રત ન બનવાના કારણથી એક વૈશાખની શુક્લચતુર્થીને ગણેશચોથ માની હોય એવી ઉપપત્તિ કલ્પી શકાય છે, ગણેશચોથનુ વ્રત સર્વ વિઘ્નોના નાશને કરનારૂ છે, ઇષ્ટ સંપત્તિઓને આપનાર છે અને પ્રાચીનકાળમા ઘણા મનુષ્યોએ, દેવોએ, તથા દેવીઓએ કરેલુ છે આપણા જાણવામા છે કે સર્વ શુભકર્મોના આરંભમા ગણપતિનુ પૂજન પ્રથમ થાય છે તેના પૂજનવગર કોઇપણ શુભ કર્મ થતુ નથી તેથી તેનો મહિમા સર્વોત્તમ છે એ શાસ્ત્રસિદ્ધ છે શિવપુરાણના ચોત્રીશમા અધ્યાયમા મહાદેવજીના વચનપ્રમાણે કાર્તિક માસના કૃષ્ણપક્ષની ચતુર્થીને દિવસે ચંદ્રોદયસમયે ગણપતિનો જન્મ કહ્યો છે તે વિષે કાર્તિકસ્વામીએ સનત્કુમારને કહ્યુ છે કે, કૈલાસમા વસતા મહાદેવજી એક દિવસે ભોગવતી નદીમા સ્નાન કરવા ગયા હતા, તે દિવસે પાર્વતી અભ્યંગસ્નાન કરવા બેઠા હતા તેણે શરીરનો મેલ ઉતારી તેમાથી એક મૂર્તિ બનાવી તેને જીવવાળી કરી પછી હે પુત્ર! એવા શબ્દથી તેને બોલાવતા પુત્ર થઇ [illegible] એવા નામને સફળ કરી તે હાજર થતા પાર્વતીએ તેને આજ્ઞા કરી કે, હુ સ્નાન કરૂ છુ માટે દ્વારમા ચોકી કરજે અને મારી આજ્ઞાવગર ઘરની અંદર કોઇને પણ આવવા દઇશ નહિ તે પુત્ર માતાની આજ્ઞા પ્રમાણે દ્વારમા મુદ્ગર હાથમા લઇ બેઠો હતો તેવામા સ્નાન કરી વિભૂતિથી ઉજ્જ્વલિત શરીરવાળા મહાદેવજી આવી ઘરની અંદર જવા લાગ્યા ત્યારે તે દ્વારપાળે નિષેધ કરતા કોપાયમાન થયેલા મહાદેવજી ડમરૂથી તેનુ મસ્તક ઉતારી ઘર અંદર ગયા મહાદેવજીને કોપાયમાન જોઈ પાર્વતીએ સેવાથી [illegible] કરી એમ ધારી પાયસવગેરે [illegible] બે પાત્રો પૂર્ણ કરી હાજર કરતા મહાદેવજીએ પૂછ્યુ કે, પાર્વતિ! આ બે પાત્રો શામાટે આપેલા છે? ત્યારે ભયથી તથા હર્ષથીયુક્ત પાર્વતીએ કહ્યુ કે, આજ સ્નાન સમયે શરીરમાથી મે એક પુત્ર ઉત્પન્ન કર્યો છે અને તેને મે દ્વાર

દેશમાં સ્થાપેલો છે તેના ભોજનમાટે આ બન્નુ પાત્ર છે. પાર્વતીનુ વચન સાંભળી ક્ષોભવાળા મહાદેવે કહ્યું કે, તેને તો મેં મારા આવવાનો અટકાવ કરવાથી મારી નાખ્યો છે. તે સાંભળી પાર્વતી મૂર્છાયો પડી જતાં મહાદેવે પાર્વતીને ઉઠાડીને કહ્યું કે, મસ્તકવગરના તમારા પુત્રને હુ જીવતો કરીશ માટે શોક ન કરો. એમ આશ્વાસન કરી હારપ્રદેશમાં જઇ કોઈ મૃત્યુ પામેલા હાથીનું મસ્તક કાપી તેના ધડ ઉપર ચોટાડી જીવતો કરી પાર્વતીને દેખાડ્યો. તેને જીવતો જોઇ હર્ષવાળાં પાર્વતીજીએ તેનું ગજાનન નામ પાડી, સર્વ વિઘ્નોને તેના કબજામાં સોંપી વિઘ્નરાજ વગેરે નામો પણ આપ્યાં અને ત્યારપછી સર્વેએ ભોજન કર્યું. ગણેશચોથના વ્રતવિષે પૂજનનો અને ઉદ્યાપનનો ઘણો વિધિ ભિન્ન ભિન્ન પ્રકારવાળો છે તથા કથાઓ પણ તે તે પ્રસંગની ભિન્નભિન્ન છે.

---

# ગંગાસપ્તમી.

વૈશાખ સુદિ સપ્તમીને દિવસે ગંગાજીની ઉત્પત્તિ થઇ છે તેથી મધ્યાન્હ-વ્યાપિની સપ્તમીમાં ગંગાનું પૂજન કરવાથી ઘણું પુણ્ય થાયછે. પૃથ્વીચંદ્રોદયમાં બ્રહ્મપુરાણનું વચન છે કે, વૈશાખની શુક્લ સપ્તમીએ જન્હુ રાજાએ પ્રથમ ક્રોધથી પાન કરાયેલાં ગંગાને પાછલથી પોતાના જમણા કાનમાંથી બહાર કાઢયાં હતાં તેથી તે દિવસ ગંગાનું પૂજન તથા સ્નાન કરવું. આ સાતમથી એક વર્ષપર્યંત ગંગામાં પ્રાતઃસ્નાન કરી હજાર કુંભોનું દાન કરવું તથા ઓછામાં ઓછા દશ બ્રાહ્મણોને જમાડવા અને સૂક્ષ્મ વસ્ત્રોનું દાન દેવું. આથી એકવીશ પેઢીનો ઉદ્ધાર થાયછે.

---

# પાશાભિધા દ્વાદશી.

વૈશાખ માસની શુક્લદ્વાદશીને દિવસે મધુસૂદન એવા નામથી વિષ્ણુનું પૂજન કરવાથી અગ્નિષ્ટોમનું ફળ થાયછે અને કર્તા સોમ લોકની ગતિ પામેછે. જો આ દિવસે બૃહસ્પતિ તથા મંગલ સિંહરાશિના હોય, સૂર્ય મેષરાશિના હોય, વ્યતીપાત હોય અને હસ્ત નક્ષત્ર હોય તો તે દ્વાદશી પાશાભિધા કહેવાયછે. તે દિવસે ગાય, પૃથ્વી, વસ્ત્ર અને સુવર્ણ તથા અન્નનું દાન દેવાથી સર્વ પાપોની નિવૃત્તિ થાયછે.

---

# નૃસિંહચતુર્દશીવગેરે.

વૈશાખ માસની શુદ ચતુર્દશી એ 'નૃસિંહ ચતુર્દશી' કહેવાયછે અને તે બાર જયંતીઓમાંની એક જયંતી છે. હેમાદ્રિમાં નૃસિંહપુરાણના વચન-પ્રમાણે જે દિવસે ચતુર્દશી પ્રદોષવ્યાપિની હોય તે દિવસે આ વ્રત કરવાનું છે. બન્ને દિવસે પ્રદોષકાળમાં હોય તથા અંશથી સમાન વ્યાપ્ત હોય તો બીજે દિવસે વ્રત કરવાનું છે કેમકે ત્રયોદશીવિદ્ધા ચતુર્દશી વ્રતમાં ન લેવી એવો નિષેધ છે. વિષમતાથી વ્યાપ્તિ હોય તો જે દિવસે અધિક વ્યાપ્તિ હોય તે દિવસે વ્રત કરવું. આ વ્રતમાં જો શનિવારનો સ્વાતિ નક્ષત્રનો સિદ્ધિયોગનો અને વણિજ કરણનો યોગ હોય તો તે અત્યંત કલ્યાણ કારક તથા અક્ષય ગણાયછે. તે સર્વના યોગમાં આ વ્રત કરવાથી ઘણા પાપોનો નાશ થાય. આ વ્રતમાં સર્વ વર્ણોને અધિકાર છે. માશીખંડમાં નૃસિંહ ચતુર્દશીને દિવસે શ્રીઓંકારેશ્વર મહાદેવની યાત્રા કરવાથી બહુ પુણ્ય કહેલ છે કેમકે ત્રણમાં જેટલા તીર્થો છે તે સઘળા તીર્થો વૈશાખ શુદ ચતુર્દશીને દિવસે ઓંકારેશ્વરના દર્શનમાટે આવે છે. આ વ્રત નિત્ય છે તથા કામ્ય પણ છે. ત્રયોદશીને દિવસે એક વખત ભોજન કરી, ચતુર્દશીને દિવસે મધ્યાહ્ન સમયે નદીવગેરે જળાશયમાં મૃત્તિકા, ગોમય તિલ અને આમળાથી મંત્રપૂર્વક નૈમિત્તિક સ્નાન કરી નૃસિંહનું ધ્યાન કરી, ઉપવાસાદિ યથાશક્તિ વ્રતનો સંકલ્પ કરી, આચાર્યનું વરણ કરી, સાયંકાળે મંડપમાં ગોમયથી લિંપ્યા પ્રદેશમાં તંડુલના અષ્ટદળઉપર કુંભસ્થાપન કરી ઉપરના પૂર્ણ-પાત્રમાં સુવર્ણની લક્ષ્મીનૃસિંહની મૂર્તિનું સ્થાપન કરી તેની યથાવિધિ પૂજા કરી રાત્રિનું જાગરણ કરી પ્રાતઃકાળે પુનઃ પૂજન પછી ગોદાન કરી સ્થાપિત મૂર્તિનું આચાર્યને દાન દેવું અને ચતુર્દશી ઉતર્યા પછી બ્રાહ્મણો સહવાતી પારણા કરવી. જો ત્રણ પહોરથી અધિક ચતુર્દશી હોય તો પૂર્વાહ્ણમાં જ પારણું કરી લેવું. ત્યાર પછી 'હે ભગવન્! મારા વંશને તથા મને સર્વ પાપોથી મુક્ત કરવા આ વ્રત આપને અર્પણ કરૂં છું' એવી પ્રાર્થના કરવી.

શ્રી નૃસિંહાવતારનું કારણ તથા મહિમા વર્ણન વિષ્ણુ ભાગવતના સપ્તમ સ્કંધમાં ઘણા વિસ્તારપૂર્વક કહેલું છે તેનો સંક્ષિપ્ત સાર એ પ્રમાણે છે કે, એક દિવસે દૈવયોગથી બ્રહ્માના ઊર્ધ્વ વીર્યવાળા સનકાદિ ચાર પુત્રો ભગ-

વદર્શનની ઇચ્છાથી વૈકુંઠ લોકમાં ગયા ત્યાં દ્વારઉપર બેઠેલા જય વિજય નામના અનુચરોએ જવાનો અટકાવ કરવાથી કોપાક્રાંત થયેલા સનકાદિ મુનિઓએ તે બન્નેને પદભ્રષ્ટ થવાનો શાપ આપ્યો. આ વૃત્તાંતની ખબર પડતાં વિષ્ણુએ ત્યાં આવી મુનિઓને શાંત કરી પોતાના અનુચરોને ત્રણ જન્મોથી જ વૈકુંઠપ્રાપ્તિ થશે એમ કહી નિજમંદિરમાં ગમન કર્યું. તે બન્ને પ્રથમ અવતારમાં કશ્યપ ઋષિથી તેની દિતિ નામની સ્ત્રીમાં હિરણ્યકશિપુ તથા હિરણ્યાક્ષ નામથી પ્રસિદ્ધ દૈત્યો થયા. તેઓમાં હિરણ્યકશિપુ વિષ્ણુનું વૈરભાવથી ભજન કરતો હોવાથી પોતાનો પ્રહ્લાદ નામનો પુત્ર કે જે ગાર્ભિક સંસ્કારથીજ વિષ્ણુનો પરમભક્ત હતો તેનો દ્વેષ કરતાં છેવટ સભામા પ્રહ્લાદને મારવામાટે તૈયાર થયો અને પ્રહ્લાદે કહેલા વિષ્ણુના સર્વ વ્યાપકપણાને મિથ્યા માની સ્તંભમાં મુઠી મારી કે તુરત ભક્તના રક્ષણમાટે શ્રી નૃસિંહરૂપે વિષ્ણુ પ્રકટ થયા અને હિરણ્યકશિપુને મારી પ્રહ્લાદની રક્ષા કરી.

નૃસિંહપુરાણમાં કહ્યા છે કે, પ્રહ્લાદે નૃસિંહને પુછ્યું કે ભગવન્! પૂર્વજન્મમાં મેં શું કર્મ કર્યું હતુ કે જેથી આપની ભક્તિ પ્રાપ્ત થઈ? નૃસિંહભગવાને કહ્યું કે પ્રહ્લાદ! પૂર્વ જન્મમાં તું અવંતીપુરમાં રહેનારા બ્રહ્મકર્મતત્પર સુશર્મા નામના બ્રાહ્મણની સુશીલા નામની પત્નીથી વાસુદેવ નામનો પાંચ પુત્રોમાં કનિષ્ટ પુત્ર હતો. તું બાલ્યથી જ વેસ્યાનો સંગી, દુરાચારી અને પાપી હતો. વેસ્યાને ત્યાં જ ભોજનાદિ કર્મ કરતો હતો. એક દિવસે કોઈ પ્રસંગથી વેસ્યાસાથે મોહોટો કલેશ થવાથી તેં ભોજન કર્યું નહિ તથા વેસ્યાએ પણ ભોજન કર્યું નહિ. તે દિવસ નૃસિંહચતુર્દશીનો હતો તે તારા જાણવામાં નહતો તોપણ તે દિવસ તુંને ઉપવાસ થયો તથા વિલાસના અભાવથી રાત્રિનું જાગરણ પણ થયું. તે પ્રમાણે અજ્ઞાત વ્રતના પ્રભાવથી પણ મોહોટું પુણ્ય થયું તેથી તુંને આ જન્મમાં મારી ભક્તિ થઇ છે અને વેસ્યા પણ મારી ભક્તિમાં પરાયણ થઇ અપ્સરા થઇ છે. આ વ્રત સૃષ્ટિની સિદ્ધિમાટે બ્રહ્માએ કરેલું છે, મહાદેવે ત્રિપુરાસુરને મારવામાટે કરેલું છે તથા બીજા પણ મુનિઓએ અને ઋષિઓએ કરેલું છે. આ વ્રતના પ્રભાવથી સર્વે લોકો સિદ્ધિને પામ્યા છે. જે કોઇ મનુષ્ય શ્રદ્ધાથી આ મારૂં વ્રત કરશે તેઓની જે જે શુભેચ્છા હશે તે તે સર્વ પૂર્ણ થશે.

કેટલાએક ગામોમાં નૃસિંહ ચતુર્દશીને દિવસે સાયંકાળે નૃસિંહજીના મંદિરમાં મોહોટો ઉત્સવ કરી એક મનુષ્ય હિરણ્યકશિપુ થાયછે, બીજો

પ્રહ્લાદ થાયછે અને એક નૃસિંહનું રૂપ ધરી હિરણ્યકશિપુને મારી પ્રહ્લાદની રક્ષા કરવાનો દેખાવ કરેછે અને મોહોટા વાદિત્રના શબ્દોસાથ તેનું પૂજન કરેછે તથા લોકોમાં આનંદોત્સવ થાયછે.

વૈશાખ માસની પૂર્ણિમાને દિવસે પકવાન્નસહિત જલકુંભના દાનથી ગોદાનનુ ફળ થાયછે અને સુવર્ણ તથા તિલયુક્ત જલના બાર ઘડાના દાનથી બ્રહ્મહત્યાના પાપથી મુક્ત થવાયછે. આ દિવસે કાળા મૃગચર્મના દાનથી સર્વ પાપોનો નાશ થાયછે. વૈશાખ સુદિ બારશમાં વા પૂનમમાં વૈશાખસ્નાનનું ઉદ્યાપન કરવું. આ પૂર્ણિમાથી આરંભી જ્યેષ્ઠ સુદિ એકાદશીપર્યંત વિષ્ણુને જલમાં પધરાવી ઉત્સવ કરવો. વૈશાખની અમાવાસ્યા 'ભાવુકા દર્શ' કહેવાયછે તથા તે પછીનો પડવો 'કરિદિન' કહેવાયછે. એ બન્ને દિવસો શુભકાર્યમા ત્યાજ્ય છે.





# જ્યેષ્ઠ માસ.

## કરવીરવ્રત તથા રંભાવ્રત વગેરે.




જ્યેષ્ઠ સુદિ પડવાને દિવસે કરવીરવ્રત કરવું એમ ધર્મસિંધુમાં જણાવેલ છે પણ તેમાં તેની કશી ઇતિકર્તવ્યતા જણાવી નથી. સુદિ ત્રીજને દિવસે રંભાવ્રત કરવાનું છે. આ રંભાવ્રતમાં પંચાગ્નિ કરી તાપવાનું, પાર્વતીની સુવર્ણપ્રતિમાનું પૂજન કરવાનું અને શાસ્ત્રપ્રમાણે હોમાદિ કરી છેવટ ઉપસ્કરસહિત ગૃહનું દાન દેવાનું છે. જ્યેષ્ઠ સુદિ ચોથને દિવસે ઉમા (પાર્વતી) નો અવતાર થયો છે તેથી ઉમાનું પૂજન કરવું તથાવ્રત કરવું અને સુદિ અષ્ટમીને દિવસે શુક્લા દેવીનું પૂજન કરવું અને નવમીને દિવસે ઉપવાસ કરી સર્વ દેવીઓની પૂજા કરવી એથી અભીષ્ટસિદ્ધિ થાયછે.

## ગંગા દશહરા.

ગંગા દશહરાના વ્રતનો આરંભ જેઠ સુદ એકમને દિવસે થાયછે અને દશમને દિવસે તેની સમાપ્તિ થાયછે. એ દશમને દિવસે ગંગાજીનો જન્મ થયો ગણાયછે. તે દિવસે ગંગામાં સ્નાન કરવાથી હિંસા, ચોરી અને વ્યભિચાર એ ત્રણ કાયિક પાપો; ચાડી, કઠોર વચન, અસત્ય વચન અને અસંબદ્ધ વચન એ ચાર વાચિક પાપો તથા કોઇનું ભૂંડું કરવાનો

વિચાર ગર્ભની ચાત્તી જોઇ દૂર કરવો તથા નાસ્તિકપણે એ ત્રણ માન સિક પાપો, એમ દશ જાતના પાપોનું હરણ થાયછે તેથી તેનું નામ દશહરા એ પ્રમાણે કહેવાય છે ગંગામાં સ્નાન કરવાની સગવડ ન થાય તો છેવટ તે દિવસે ગંગાજળનું પાન કરવું તેમજ ગંગાના સ્તોત્રનો પાઠ કરવો ૧ જેઠમાસ, ૨ શુક્લપક્ષ ૩ દશમી, ૪ બુધવાર, ૫ હસ્ત નક્ષત્ર, ૬ વ્યતિપાત ૭ ગર નામનું કરણ ૮ આનંદ નામનો યોગ, ૯ કન્યા રાશિના ચંદ્ર અને ૧૦ વૃષરાશિના સૂર્ય આ પ્રમાણે દશ યોગ હોય તો તે દશહરા અત્યંત ઉત્તમ ગણાયછે

---

# ભીમઅગિયારસ.

ભીમએકાદશી એટલે જેઠ સુ૦ અગિયારસ એને નિર્જલા એકાદશી પણ કહેછે એ દિવસે સ્નાનમાં તથા આચમનમાં માત્ર જલ વાપરે પણ તેસિવાય એકાદશીના સૂર્યોદયથી આરંભી દ્વાદશીના સૂર્યોદયસુધી જળના ત્યાગપૂર્વક ઉપવાસ કરવાથી બારમાસની એકાદશીઓના વ્રતનું ફળ મળેછે આવી રીતે આમાં મુખ્યત્વે જલનો ત્યાગ આવવાથી તે નિર્જલા કહેવાયછે આ એકાદશીના મહિમાવિષે બ્રહ્મવૈવર્ત્તપુરાણમાં એવી કથા છે કે, કદીપણ ભૂખ નહિ વેઠી શકનારા ભીમસેને વ્યાસમુનિની પ્રાર્થના કરી કે મારા ઘરના બીજા બધા માણસો શ્રદ્ધાપૂર્વક એકાદશીના ઉપવાસ કરછે અને તેમ કરવા મને પણ કહ્યા કરેછે, પણ મારાથી તેમ બનતું નથી તમારા ધ્યાનમાં છે કે, મારા ઉદરમાં વૃક નામનો અગ્નિ છે જેને લીધે લોક મને વૃકોદર કહેછે તેથી હું ભૂખ વેઠી શકતો નથી બહુ થાય તો વળી મારાથી આખા વર્ષમાં એકાદ ઉપવાસ માંડમાંડ થઈ શકે તેથી હું એવી એકજ એકાદશી બતાવો જે એકનાજ ઉપવાસથી બધી એકાદશીઓના ઉપવાસનું ફળ મળે વ્યાસમુનિએ તેને જેઠ સુ૦ અગિયારસનું વ્રત કરવા કહ્યું અને તે તેણે કર્યું તેથી તે તેના નામથી એટલે ભીમ એકાદશી એ નામથી પ્રખ્યાત થઇ ગયું છે કે, આ એકાદશીનું વ્રત કરનારની સામે યમદૂતો નજર પણ કરી શકતા નથી આ દિવસે જલશાયી શેષનારાયણનું પૂજન કરવું તથા જલધેનુનું દાન કરવું જલધેનુનો પ્રકાર વારાહપુરાણમાં આ પ્રમાણે જણાવેલો છે કે "ગોચર્મમાત્ર એટલે ગાયનું

આખું ચામડું પથરાઈ રહે એટલી જગામાં છાણથી લીપી વચમાં કાળિયરમૃગનાં ચામડાંઉપર કપૂર, અગર અને ચંદનની સુગંધીવાળું જળ ભરેલો કુંભ મૂકવો અને તેમાં ગાયની કલ્પના કરવી. તેમાં તેના મુખને સ્થાને સુવર્ણ, શીંગડાને ઠેકાણે કાળું અગર, કાનને ઠેકાણે આસુપાલવ કે આંબાનાં પાન, નેત્રને સ્થાને મોતી, પીઠને ઠેકાણે ત્રાંબાનું પતરૂં, દોહોવાના વાસણતરીકે કાંસાનું કાંઇપણ વાસણ, રૂંવાડાંને ઠેકાણે દર્ભ, મંત્રમય પૂંછડું, કંઠનાં ઘરેણામાં ટોકરી, ગળાંની ધાબળીને ઠેકાણે ફુલની માળા, મુખને ઠેકાણે ગોળ, દાંતને ઠેકાણે છીપ, જીભને ઠેકાણે સાકર, આંચળને ઠેકાણે માંખણ, અને પગને ઠેકાણે શેરડીના સાંઠા; અથવા તે ન મળે તો ફળ સહિત કેળના થાભલા; એમ સઘળી વસ્તુઓ તથા તેની પાસે ઝુલનું લુગડું મુકી ચંદન પુષ્પથી પૂજા કરી તથા તેની બાજુમાં ઘીથી ભરેલું એક વાસણ મૂકી તેમાં તેના વાછડાની કલ્પના કરી તેની પાસે નાગરવેલનાં પાન, દૂર્વા અને પુષ્પમાળા મૂકવાં. પંચરત્ન એટલે સોનું, હીરો, લીલમ, માણેક અને મોતી તથા જટામાંશી, વાળો, કઠ, વગેરે ને જલકુંભમાં નાખવાં. તેની પાસે સાત ધાન્ય મૂકવાં. આ ઘીના વાસણની પાસે એક દહીંથી ભરેલું, એક રૂધથી ભરેલું અને એક સાકરથી ભરેલું વાસણ પણ મૂકવું અને પછી આ સઘળાંની પૂજા કરાવી શાસ્ત્રજ્ઞ, સદાચારી અને કુટુંબવાન બ્રાહ્મણને તે સઘળું આપવું. આ જલધેનુનું દાન મોહોટા પ્રભાવવાળું છે." ઘણે ઠેકાણે આ દિવસે બ્રાહ્મણોને ફલાહારનું દાન કરવામાં આવેછે. આ વ્રત કરીને બીજે દિવસે એટલે બારસને દિવસે સોનું, સાકર, પાણીનો ઘડો અને ગાયનું દાન કરવું તથા બ્રહ્મભોજન કરાવ્યા બાદ પોતે પારણા કરવી.

---

# ત્રિવિક્રમપૂજન.

જ્યેષ્ઠ સુદિ બારસને દિવસે સુવર્ણ અને શર્કરાસહિત જલકુંભનું દાન સર્ક્રતિમાટે દેવું. આ બારસના દિવસરાત્રિમાં નિરંતર ત્રિવિક્રમ વિષ્ણુના પૂજનથી 'ગવામયન' એ નામના યજ્ઞનું ફલ થાયછે.

---

# વટસાવિત્રી.

પશ્ચિમાત્ય લોકો જ્યેષ્ઠની અમાવાસ્યાને દિવસે વટસાવિત્રીનું વ્રત કરેછે. હેમાદ્રિવગેરે ગ્રંથોમાં ભાદ્રપદ માસની પૂર્ણિમાને વટસાવિત્રી માનેછે પણ મુખ્યભાગે જ્યેષ્ઠમાસની પૂર્ણિમાએ જ વટસાવિત્રીનું વ્રત કરવામાં આવેછે. જ્યેષ્ઠમાસના શુક્લપક્ષની ત્રયોદશીને દિવસે દંતધાવનપૂર્વક આવશ્યક નિયમો કરી લઈ અપરાહ્ણ સમયમાં નદીવગેરે જલાશયમાં તિલ તથા આમળાંના ભૂકાથી સ્નાન કરી, પવિત્ર વસ્ત્ર ધરી, વડના વૃક્ષને શુદ્ધ જલનું સેચન કરવું તથા ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય અને અક્ષતથી પૂજન કરવું. સનકવગેરે અશક્ય હોય તો બ્રાહ્મણદ્વારા સર્વ કાર્ય કરાવવું. સધવા સ્ત્રીએ તથા વિધવા સ્ત્રીએ, સપુત્રાએ અને અપુત્રાએ તથા ઐહિક પારલૌકિક સુખ માટે તે પ્રમાણે ત્રણે દિવસ પૂજનાદિ કરવું. પ્રાર્થનામાં કહેવું કે "તમારા મૂળમાં બ્રહ્મા, મધ્યમાં વિષ્ણુ અને અગ્રમાં શિવજી રહેલા છે તેથી હે વટ! તમોને શુદ્ધ જલથી સેચન કરૂંછું તથા સૂત્રથી વેષ્ટન કરૂંછું." સૂત્રવેષ્ટનમાં સૂત્રનો તંતુ તુટવો ન જોઇએ. એ પ્રમાણે કરી પોતાને ઘેર આવી, હરિદ્રા તથા ચંદનથી ગૃહના મધ્યમાં વટવૃક્ષનું ચિત્ર આળેખવું. ત્યાં પણ તે પ્રમાણે પૂજા કરવી. "હું ત્રણ દિવસ ઉપવાસ કરી ચોથે દિવસે બ્રાહ્મણોને મિષ્ટાન્ન ભોજન કરાવી ભોજન કરીશ." એવો નિયમ લઇ કલશઉપર વાંસનું પાત્ર અને તેઉપર વસ્ત્ર મૂકી તેઉપર વેણીની સાવિત્રીસહિત બ્રહ્માની મૂર્તિનું સ્થાપન કરવું અને પૂજા કરવી. યથાવિધિ પૂજા કર્યા પછી સુવાસિની સ્ત્રીઓનું પૂજન કરવું અને વાંસની છાબડીનું દાન કરવું. આ વ્રતની કથા મહાદેવજીએ સનત્કુમારને આ પ્રમાણે કહી છે કે, મદ્રદેશમાં સર્વગુણસંપન્ન, અશ્વપતિ નામનો રાજા હતો તેને સંતાન ન હતું તેથી તેણે સાવિત્રીઉપર તપશ્ચર્યા કરી. તપશ્ચર્યાને પરિણામે સાવિત્રીએ પ્રત્યક્ષ થઇ દર્શન આપ્યાં. રાજાએ દંડવત્ નમસ્કારપૂર્વક સ્તુતિ કરી. દેવીએ વરદાનનું કહેતાં રાજાએ માગ્યું કે, મારે બીજી સર્વ સમૃદ્ધિ ઘણી છે, પણ હું અપુત્ર હોવાથી પુત્રની માગણી કરૂંછું. રાજાની માગણી સાંભળી દેવીએ કહ્યું કે રાજન્! તમારા પ્રારબ્ધમાં પુત્રનું તો સુખ નથી પણ એક પુત્રી થશે અને તે એવી થશે કે, જે બન્ને કુલોનો ઉદ્ધાર કરશે. તેનું નામ મારા નામ પ્રમાણે (સાવિત્રી) રાખજો. એ પ્રમાણે કહી સાવિત્રી અંતર્હિત

થયાં. રાજાએ સર્વથા સંતાનના અભાવકરતાં એક પુત્રી થશે તે પણ ઠીક છે એમ મનનું સમાધાન કરી આનંદ માન્યો. સમય પૂર્ણ થતાં રાણીએ પુત્રીને જન્મ આપ્યો અને તેનું નામ સાવિત્રી રાખ્યુ. યોગ્યાવસ્થામા આવતાં વર શોધવામાટે તેને વૃદ્ધ અમાત્યોસાથે પૃથ્વીમાં ફરવા મોકલી. તે કેટલેક દિવસે ફરીને આવી તેટલામાં નારદમુનિ ત્યાં આવ્યા. તેનો યોગ્ય સત્કાર કરી આસન આપ્યુ. સાવિત્રીએ પિતાના ચરણમાં આવી વંદન કર્યું તથા નારદને પણ વંદન કર્યું. નારદે કહ્યું કે, આ કન્યા વરને યોગ્ય થઇ છે તેથી તેનો વિવાહ કરો. રાજાએ કહ્યું કે, એ માટે જ મેં તેને પ્રવાસમાં મોકલી હતી, હવે તેને પૂછો કે તેણે કોને પતિપણાથી સ્વીકાર્યો ? નારદના પૂછવાથી સાવિત્રીએ કહ્યું કે, દ્યુમત્સેન રાજા કે જેનું રાજ્ય રૂક્મિનામના તેના શત્રુએ છીનવી લીધેલું છે તથા જે પોતે નેત્રોથી અંધ છે તેના પુત્ર 'સત્યવાન' ને પતિરૂપે હું વરી છું. તે રાજા હાલ રાજ્ય જવાથી પત્નિસહિત વનમાં વસેછે. સાવિત્રીના વચનનુ શ્રવણ કરી નારદે કહ્યુ કે, મહારાજ! તમારી પુત્રીએ બહુ મૂર્ખતાનું કાર્ય કર્યું છે. જોકે સત્યવાન વિદ્યાવગેરે સદ્ગુણોનું પાત્ર છે તોપણ તેનું આયુષ હવે પછી માત્ર એક વર્ષનું જ અવશેષ છે. તો પછી સર્વે ગુણો શા કામના? અશ્વપતિ બોલ્યો કે પુત્રિ! તમો બીજા વરને વરો, કારણ કે આયુષવગરના વરને વરવાથી વૈધવ્ય થાયછે. સાવિત્રીએ કહ્યું કે પિતા! એ શું કહોછો ? હવે મનથી પણ બીજા પતિને વરીશ નહિ. જેને પતિરૂપે સ્વીકારેલ છે તે જ મારો પતિ છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે 'રાજા તથા પંડિત જે બોલે તે એકવાર જ બોલે છે એટલે બોલીને ફરી જતા નથી તથા કન્યા પણ એકવાર જ પતિને વરેછે, બીજો પતિ કદાચ ઇંદ્ર હોય તોપણ મારે અગ્રાહ્ય છે. વરેલો પતિ દીર્ઘાયુ હો કે અલ્પાયુ હો તેવિષે હું કશો વિચાર કરતી નથી. સાવિત્રીનાં વચનોનું શ્રવણ કરી નારદમુનિએ કહ્યું કે, ત્યારે તેમાથે વિવાહ કરો, જે ભાવિ હશે તે થશે. નારદની સંમતિ મળતાં અશ્વપતિરાજા પોતાના સામાન્ય પરિવારસાથે તથા સાવિત્રીસાથે તે વનમાં ગયો કે જ્યાં અંધ રાજા દ્યુમત્સેન, વૃક્ષનીચે પર્ણકુટીમાં બેઠો હતો. ત્યાં જઇ તેના પગમાં પડી નમસ્કાર કર્યા. અંધરાજાએ આવવાનું કારણ પૃછતાં અશ્વપતિ રાજાએ સાવિત્રીવિષેની સર્વ હકીકત કહી. અંધરાજાએ કહ્યું કે, હું રાજ્યભ્રષ્ટ થઇ વનમાં રખડ્યું છું તથા મારો પુત્ર કંદમૂલ ખાઇને રહેછે તેથી શા રીતે

તે વાત બનશે ? અશ્વપતિએ કહ્યું કે, એ સર્વ વૃત્તાંતને જાણ્યા છતા સાવિત્રી તમારા પુત્રને વરી છે, માટે હવે એમાં શંકાસમાધાનજેવું કશું રહ્યું નથી; ત્યારે અંધરાજાએ તેનો સ્વીકાર કર્યો તેથી સત્યવાનનો તથા સાવિત્રીનો વિવાહ કરી અનેક પ્રકારનાં ધનધાન્ય આપી રાજા અશ્વપતિ પોતાના રાજ્યમાં આવ્યો.

સાવિત્રી તથા સત્યવાન એ બન્ને વનપ્રદેશોમાં સાંસારિક સુખોનો અનુભવ કરવા લાગ્યાં પણ નારદમુનિના વાક્યને સ્મરણ કરતી સાવિત્રીએ પોતાનું વટસાવિત્રીનું વ્રત છોડ્યું નહિ. દિવસોને ગણતાં જે દિવસે પતિનું મરણ હતું તેને જાણી, ત્રણ રાત્રિથી વ્રતને લીધે ઉપવાસવાળી સાવિત્રી પ્રાતઃકાળમાં સમિધ લેવામાટે જતા પોતાના પતિને કહેવા લાગી કે "સ્વામી ! આજ તમારે વનમાં જવું નહિ. જો અવસ્ય જવું હોય તો આજ હું તમારી સાથે આવીશ. મને વન જોવાની ઇચ્છા છે." આમ કહી પૂજ્ય લોકોની રજા લઇ સાવિત્રી પતિસાથે વનમાં ગઇ. ત્યાં કંદમૂલ, ફુલ, તથા કાષ્ઠોનો બારો બાંધી, શ્રાંત થયેલો સત્યવાન એક વડના ઝાડ નીચે બેઠો; તેટલામાં તેના મસ્તકમાં અકસ્માત્ વ્યથા થવા લાગી. તેણે સાવિત્રીના ખોળામાં શયન કર્યું. સાવિત્રી તો પ્રથમથી જ સાવચેત હતી તેથી તેણે ચોમેર દૃષ્ટિ કરતાં એક કૃષ્ણપિંગલ વર્ણવાળો મહા ભયંકર પુરૂષ તેની નજરે પડ્યો. સાવિત્રીએ કહ્યું કે, તું કોણ છો ? મારા પરાભવ માટે આવ્યો હો તો હું કોઇથી પરાભવ પામું તેમ નથી. સાવિત્રીનાં વચન સાંભળી તે પુરૂષે કહ્યું કે, સાવિત્રિ! આ તારા પતિનું આયુષ ક્ષય પામેલું છે તેથી તેના જીવને લેવા માટે હું યમ આવેલો છું. આ સત્યવાન ધર્માત્મા તથા વિદ્વાન્ છે તેથી તેનો જીવ લેવામાં મારા દૂતોની શક્તિ નથી એટલે મારે પોતાનેજ આવવું પડ્યું છે. એમ કહી તે યમરાજાએ સત્યવાનના દેહમાંથી અંગુષ્ઠમાત્ર જીવને બહાર ખેંચી કહાડ્યો અને તેને બાંધી દક્ષિણ દિશાતરફ ચાલવા માંડ્યું. પતિના દેહને ગતપ્રાણ જોઈ મહાસતી સાવિત્રી દુઃખાર્ત્ત થઈ યમની પાછળ ચાલવા લાગી. તેને જોઇ યમરાજા બોલ્યા કે, સાવિત્રિ ! તું પાછી જા. શામાટે મારી પાછળ આવેછે ? તારા પતિનું ઔર્ધ્વદૈહિક કાર્ય કર, આટલા યત્નથી તું પતિના ઋણમાંથી મુક્ત થઇ છો. સાવિત્રીએ કહ્યું કે, જ્યાં મારા પતિને લઈ જશો ત્યાં હું આવીશ. તપોબલથી કોઇ સ્થલે મારી ગતિ અટકતી નથી. શાસ્ત્રમાં મિત્રતા 'સાપ્તપદીન' કહેવાયછે એટલે જેની સાથે

સાત શબ્દોથી ભાષણદ્વારા સબંધ થાય તેસાથે મિત્રતા થાયછે તો આપસાથે મારે પણ મિત્રતા થઇ છે તેના હકથી મારા વચનનું શ્રવણ કરો. આ જગતમા ઘણા વિદ્વાનો કેવલ ધર્મનેમાટે જ તપવગેરે અનેક અસહ્ય કષ્ટો સહન કરેછે અને પોતે ધર્મનો ઉપદેશ કરેછે એ ધર્મથી હું કશા પદાર્થને અધિક માનતી નથી. સાવિત્રીનું વચન સાભળી યમરાજા બોલ્યા કે તમારાં હેતુગર્ભ વચનોથી હું પ્રસન્ન થયો છું, માટે આ તમારા પતિના જીવિતવગર જે કંઈ બીજું માગવું હોય તે માગો. સાવિત્રીએ માગ્યું કે, પોતાના રાજ્યથી ભ્રષ્ટ થયેલા તથા અંધ થયેલા મારા શ્વશુર સંપૂર્ણરીતે જોઇ શકે તેમ કરો. યમરાજાએ તથાસ્તુ એમ કહી હવે તમને પરિશ્રમ પડેછે માટે પાછા વળો એમ પણ કહ્યું. સાવિત્રી— "પતિના નિમિત્તથી મને કશો પરિશ્રમ નથી, કારણ કે પતિની ગતિ એ જ મારી ગતિ છે. જ્યા મારા પતિને લઇ જશો ત્યા મારે આવવું પડશે." યમરાજા — "તમારી દઢતાથી તથા કુશળતાથી હું પ્રસન્ન છું તેથી સત્યવાનના જીવિતવગર બીજું વરદાન માગો." સાવિત્રી— "મારા શ્વશુરનું શત્રુએએ હરી લીધેલું રાજ્ય તેને પાછું મળે અને તે સ્વધર્મથી ભ્રષ્ટ ન થાય" યમરાજાએ તથાસ્તુ કહ્યું. વળી પણ સાવિત્રી કહેવા લાગી કે, તમે સર્વ પ્રજાનું નિયમન કરોછો તેથી "યમ" કહેવાયાછો. સર્વ પ્રાણીઓઉપર દયા, અનુગ્રહ અને દાન, એ સત્પુરૂષોનો ધર્મ છે તેથી મારીઉપર આપે દયા કરવી જોઇએ. યમરાજા— "તૃષાતુર જેમ જલથી તૃપ્ત થાય તેમ તમારા વચનથી હું તૃપ્ત થાઉંછું તેથી સત્યવાનના જીવિતવગર ત્રીજું વરદાન માગો." સાવિત્રી— 'મારો પિતા પુત્રવગરનો છે તેથી તેને એકસો પુત્ર થાય" યમરાજાએ તથાસ્તુ એમ કહી વળી પણ જણાવ્યું કે, હવે તમે ઘણે દૂર આવ્યા છો માટે પાછા ફરો. સાવિત્રીએ કહ્યું કે પતિની પાછળ આવવામા કશું દૂર છેજ નહિ. તમે સૂર્યના પુત્ર છો અને જગત્ ઉપર સમાન દષ્ટિ રાખોછો તેથી ધર્મરાજ એવું અલભ્ય નામ તમોને મળેલું છે લોકોનો વિશ્વાસ તમારાઉપર એવો દઢ છે કે, જેવો પોતાઉપર પણ ન હોય, તેથી તમને ધન્યવાદ છે." યમે વળી પણ કહ્યું કે, તમારા સહેતુક અને રોચક વચનોથી હું બહુ પ્રસન્ન થયો છું માટે સત્યવાનના જીવિતવગર ચોથું વરદાન માગો. સાવિત્રી— "સત્યવાનથી મારામા પરાક્રમી એકસો પુત્રો થાય." યમરાજાએ તથાસ્તુ કહી જણાવ્યું કે હવે તમે પાછા

વળો. છતા સાવિત્રીએ તેની પાછળ ચાલવા માંડ્યું અને બોલવા માંડ્યું કે, તમારા જેવા સત્પુરૂષોનું માહાત્મ્ય અલૌકિક છે. સત્પુરૂષોના માહાત્મ્યથી જ સૂર્ય, પૃથ્વી અને મેઘવગેરે, લોકોનું પ્રકાશન, ધારણ અને પોષણ કરેછે.

યમરાજા હર્ષથી બોલી ગયા કે, હું જેમજેમ તમારાં વચનોનું શ્રવણ કરૂંછું તેમતેમ તમારાઉપર મને ઘણો પ્રેમ આવેછે માટે ઇચ્છાપ્રમાણે પાચમું વરદાન માગો. સાવિત્રીએ કહ્યું કે ચોથા વરદાનમાંનું આપનું વચન સત્ય કરવાના હેતુથી જ હું આ વરદાન માગુંછું કે, મારા પતિ સત્યવાન્ જીવતા થાય કે જેથી હું પણ જીવતી રહું, હું પતિવગરના સ્વર્ગને, લક્ષ્મીને તથા જીવિતને ઇચ્છતી નથી. યમરાજાએ કહ્યું કે સાવિત્રિ! તમારા વટસાવિત્રી વ્રતના પ્રભાવથી પ્રસન્ન થઇ તમારા પતિને હું મૃત્યુથી મુક્ત કરૂંછું. તે ચારસો વર્ષોનું આયુષ પામી તમારીસાથે આનંદ ભોગવશે. એમ કહી યમરાજા અંતર્હિત થયા. સાવિત્રી ત્યાંથી પાછી વળી, વટવૃક્ષ નીચે પડેલા પતિને ખોળામા લઇ બેઠી. તેટલામા સત્યવાન્ જેમ નિદ્રામાથી ઉઠે તેમ ઉઠી બેઠા થયો. ચોમેર જોઈ સાવિત્રીને કહ્યું કે, પ્રિયે! મે એક સ્વપ્ન જોયું. એમ કહી યમરાજાસાથે બનેલો સાવિત્રીનો સર્વ સંવાદ તેણે કહી બતાવ્યો, પણ સાવિત્રી કંઇ જ બોલી નહિ.

સૂર્યાસ્ત થયાપછી, સત્યવાનનો પિતા દ્યુમત્સેનરાજા કે જે આંધળો હતો તેણે તથા તેની પત્નીએ સત્યવાનને આશ્રમમા નહિ આવેલો જાણી ઘણો ખેદ કરવા માંડ્યો, તેટલામા અકસ્માત્ તે રાજા આંખે દેખતો થયો તે જોઇ તપસ્વી મુનિઓએ કહ્યું કે રાજા! આ લક્ષણઉપરથી અમો કહીએ છીએ કે તમને પુત્રસાથે અવશ્ય તરતમાં સંયોગ થશે. આ વખતે સાવિત્રીસહિત સત્યવાન્ ત્યા આવ્યો અને તેણે માતાપિતાને વંદન કરી સર્વે મુનિઓને વંદન કર્યું. સત્યવાને કહ્યું કે, મારા પિતાના અંધત્વની નિવૃત્તિ અને મારું દીર્ઘ નિદ્રામાંથી પાછું ફરવું એ સઘળું સાવિત્રીનો પ્રભાવ છે. એ સમયમા સર્વ પ્રજાએ આવી રાજાને કહ્યું કે, તમારા શત્રુને તમારા મંત્રીએ મારી, રાજ્ય સ્વતંત્ર કર્યું છે. માટે સુખેથી તમારા રાજ્યમા પધારો અને અમારૂં પાલન કરો. રાજા સર્વ પરિવારસાથે રાજ્યમા જઈ મોહોટા આનંદથી રાજ્યકર્તા થયા અને સાવિત્રી તથા સત્યવાન્ અપૂર્વ આનંદનું પાત્ર થયાં.

મહાદેવજીએ સનત્કુમારને કહ્યું કે, પ્રત્યેક માસે ત્રણે દિવસ ઉપવાસ

નક્તભોજન અથવા એકભુક્તથી વ્રતનુ આરાધન કરી વર્ષ પૂરૂં થાય ત્યારે ત્રણે દિવસના ઉપવાસ કરી પૂર્ણિમાને દિવસે રાત્રિએ ચંદ્રનું અર્ઘપ્રદાન-પૂર્વક પૂજન કરવું. પછી યથાશક્તિ બ્રાહ્મણોનાં જોડલાંને ભોજન કરાવી વસ્ત્રાદિ દાન દેવું. એક વાંસનું પાત્ર લઇ નીચે પ્રસ્થમાત્ર વાલુકા ભરી, ઉપર બીજા પાત્રમાં સપ્ત ધાન્ય ભરી બે વસ્ત્રોથી વીંટી દઈ તે ઉપર બ્રહ્માની તથા સાવિત્રી દેવીની તેમ જ સત્યવાનની અને સાવિત્રી સતીની રૂપામાંથી બનાવેલી મૂર્ત્તિઓ સ્થાપવી. સત્યવાનની પાસે એક રૂપાનો કુહાડો તથા પાત્ર સ્થાપવું, ફળોથી, પુષ્પોથી તથા બીજા ઉપચારોથી તેઓની પૂજા કરી બ્રાહ્મણને તેઓનું દાન દેવું. સતી સ્ત્રીઓને કંઠસૂત્રનું દાન દેવું અને હમેશાં સાવિત્રીની આ કથા સાંભળવી અને વટ વૃક્ષનું પૂજન કરવું. ચોથે દિવસે સોળ જોડલાં જમાડી આચાર્યનું પૂજન કરવું અને વ્રતની સમાપ્તિ બ્રાહ્મણના મુખથી કહેવરાવવી અને ઉદ્યાપન કરવું હોય ત્યારે તે પણ શાસ્ત્રોક્ત પદ્ધતિથી કરવું. આ વ્રત અવૈધવ્યને આપનારૂં તથા સર્વ ઇચ્છાઓને પૂર્ણ કરનારૂં છે.

---

## જલયાત્રા.

પ્રત્યેક વર્ષે જ્યેષ્ઠ માસની પૂર્ણિમાને દિવસે વિષ્ણુમંદિર વગેરેમાં "જલયાત્રા" એ નામનો ઉત્સવ કરવામાં આવેછે. સ્કંદપુરાણમાં ઇંદ્રદ્યુમ્ન રાજાનો તથા જૈમિનિમુનિનો સંવાદ છે તેમાં જૈમિનિમુનિએ બાર પ્રકારની યાત્રા કહેલી છે. વૈશાખમાં ચંદનયાત્રા, જ્યેષ્ઠમાં જલયાત્રા, આષાઢમાં રથયાત્રા, શ્રાવણમાં શયનયાત્રા, ભાદ્રપદમાં દક્ષિણપાર્શ્વયાત્રા, આશ્વિનમાં વામપાર્શ્વ-યાત્રા, કાર્તિકમાં ઉત્થાનયાત્રા, માર્ગશીર્ષમાં છાદનયાત્રા, પૌષમાં પુષ્પાભિષેકયાત્રા, માઘમાં શાલ્યોદનયાત્રા, ફાલ્ગુનમાં દોલાયાત્રા અને ચૈત્રમાં મદનભંજિકાયાત્રા. એ પ્રમાણે યાત્રાઓમાં જલયાત્રા તથા રથયાત્રા વિશેષ પ્રસિદ્ધ છે. જ્યેષ્ઠ માસની પૂર્ણિમાને દિવસે વિષ્ણુભગવાનનો જન્મદિવસ છે તેથી તે દિવસ અત્યંત પૂજ્ય છે. તે દિવસે વિષ્ણુને, બ્રહ્માને, બલભદ્રને તથા સુભદ્રાને મહાસ્નાન કરાવવું એ વૈકુંઠની ગતિ આપનારું જણાવેલ છે. મહાસ્નાન એ શાસ્ત્રમાં "જ્યેષ્ઠાભિષેક" એ નામથી પ્રસિદ્ધ છે. જ્યેષ્ઠા નક્ષત્રવાળી જ્યેષ્ઠ માસની પૂર્ણિમામાં ભગવાનઉપર જળનો અભિષેક કરવાનું ઘણું પુણ્ય લખેલું

છે. સદાચારપ્રમાણે વિશેષે કરી પુષ્ટિ સંપ્રદાયના મંદિરોમા આગલે દિવસે માથાજાગે સ્નાન કરી પવિત્ર ઉત્તમ બે વસ્ત્રો ધારણ કરી ઘણા વૈષ્ણવ બ્રાહ્મણો રૂપાના તથા ત્રાંબાના પાત્રો લઇ જળ ગળવાના શ્વેત સ્વચ્છ વસ્ત્રો તેનાપર વીંટી તે જમણા ખભાપર રાખી કોઇનો પણ સ્પર્શ ન કરતા કીર્ત્તન કરતા કરતા ઘણા માણસોસાથે જલાશયને કિનારે જઇ ત્યા વરુણદેવનુ આમંત્રણ તથા પૂજન કરી પાત્રમા જલ ભરી મંદિરમા આવેછે અને ત્યા તેનુ અધિવાસન કરી પૂનમને દિવસ તે જલથી વિષ્ણુપર અભિષેક કરેછે આ જલ જ્યારે ભરી લાવવામા આવે ત્યારે પવિત્ર કાષ્ઠના મંચોપર તે મૂકી મંચોને પુષ્પાદિકથી સુશોભિત કરેછે તથા જલને પણ ચંદનાદિ દ્રવ્યોથી વાસિત કરેછે અર્દ્ધ રાત્રિના સમયમા બ્રાહ્મણાદિ ભક્તો ભગવાનની મૂર્ત્તિને તે જલવાળા મંચોપાસે પધરાવી અધિકારપ્રમાણે પુરૂષસૂક્તના મંત્રોથી, ઋગ્વેદના પવમાન સૂક્ત કે સ્વર્ણ ધર્મવાક એ નામના અનુવાકથી ઉક્ત જલવડે અભિષેક કરેછે, તેમજ પંચામૃતથી, નાળિયેરના જલથી, શીતજલથી, દુર્વા તથા કર્પૂરવાસિત જલથી, યવજલથી, પુષ્પોદકથી અને શુદ્ધોદકથી પણ અભિષેક કરેછે અને અભિષેકના સમયમા ઘંટાનુ પૂજન કરી તેનો નાદ કરતા રહેછે કહ્યુ છે કે, જેઓ આ પ્રમાણે અભિષેક કરાતા વિષ્ણુનુ દર્શન કરેછે તેઓ સંસારસમુદ્રને તરી જાયછે મહાદેવના મંદિરમા પણ જલયાત્રાનો ઉત્સવ કરવામા આવેછે અને શિવલિંગ અદૃશ્ય થઈ જાય તેટલુ જલ તેમા ભરવામા આવેછે માનવામા આવેછે કે શિવલિંગ જલમા અદૃશ્ય રહે તો ચોમાસામા ઘણો વરસાદ થાયછે પણ જો જલાધારી બરોબર બંધ ન થવા વગેરે કારણથી જલ ઓછુ થઇ જઇ શિવલિંગ બહાર દેખાવા પામે તો તેથી વરસાદની તાણ રહેછે.

જ્યેષ્ઠ માસની પૂર્ણિમાને દિવસે વટવ્રત કરાતુ પણ કહ્યુ છે.



# આષાઢ માસ.



## એકભુક્ત અને છત્રવગેરેનું દાન.



આષાઢ માસમા હમેશાં એકભુક્ત વ્રત કરવાથી ઘણા ધન ધાન્યની પ્રાપ્તિ થાયછે. આ માસમાં છત્રનું, પગરખાનું, લવણનું અને આમળાંનુ દાન શ્રી વામનપ્રીત્યર્થ દેવાનુ મોહોટું ફળ લખેલું છે.

---

## રથયાત્રા.

દર વર્ષે આષાઢ શુદ બીજને દિવસે વિષ્ણુ ભગવાનનો રથયાત્રા નામનો ઉત્સવ કરવામા આવેછે. એ દિવસે પુષ્ય નક્ષત્ર હોય તો વધારે ઠીક ગણાયછે પણ કદાચ પુષ્ય નક્ષત્ર ન આવતું હોય તોપણ માત્ર બીજમાં પણ આ ઉત્સવ થઇ શકેછે. કારણ કે आषाढशुक्लद्वितीयायां पुष्ययुतायां केवलायां वा। એટલે આ ઉત્સવ પુષ્ય નક્ષત્રવાળી આષાઢ શુદ બીજને દિવસે અથવા કેવળ આષાઢ શુદ બીજને દિવસે થાય. આ ધર્મસિંધુના વચનપ્રમાણે રથયાત્રાનો ઉત્સવ તિથિપ્રધાન મનાયછે. રથયાત્રાના કર્ત્તવ્યવિષે તથા મહિમાવિષે સ્કંદપુરાણમાં વિષ્ણુએ કહ્યું છે કે, આષાઢ સુદિ બી-

ત્રને દિવસે બલભદ્ર, શ્રીકૃષ્ણ તથા સુભદ્રાની મૂર્તિને જુદા જુદા ત્રણ રથોમાં બેસાડી રથયાત્રાનો ઉત્સવ કરવો. શ્રીકૃષ્ણના રથઉપર ગરૂડની નિશાનીવાળો ધ્વજ ચડાવવો તથા બલભદ્રના રથઉપર હળની નિશાનીવાળો અને સુભદ્રાના રથઉપર કમળના કાપડમાંથી કરેલો સાતવર્ણ નામના વૃક્ષની નિશાનીવાળો ધ્વજ ચડાવવો. ત્રણે રથોને અત્યંત ચળકતા રત્નોથી, સુવર્ણથી, મોતીથી, સુંદર પુષ્પમાળાઓથી, વસ્ત્રોથી અને રંગોથી સુશોભિત કરવા તથા ઘોડાઓને પણ શણગારવા. સવારમાં ગીત, નૃત્ય અને વાદિત્રના શબ્દોથી, બ્રાહ્મણોના વેદશબ્દોથી તથા સ્તુતિવાક્યોથી, મોહોટા આનંદની સાથે ત્રણે મૂર્તિઓને સ્નાનાદિથી, અલંકારોથી તથા વસ્ત્ર અને સુગંધી પદાર્થોથી સુશોભિત કરી તે રથોમાં પધરાવવી; અને જ્યારે વાદિત્રોના શબ્દોની સાથે એ રથોને ચલાવવામા આવે ત્યારે જય શબ્દોના ઉચ્ચારપૂર્વક ભગવાનનાં દર્શન કરવાં અને રથની છાયામાં ચાલવું. રથની છાયામાં ચાલવાથી મોટાં પાપો પણ નાશ પામેછે. ચામરવાળાએ રથની બન્ને બાજુ રહી ચામર ઢોળવાં, છડીદારે આગળ ચાલવું અને સૌભાગ્યવતી સ્ત્રીઓએ પાછળ મંગળગીત ગાવાં. નદીના કિનારાઉપર પ્રથમથી જ એક મંડપ ગોઠવી રાખેલ હોયછે કે જેના મધ્યભાગમાં એક મોહોટી વેદી તૈયાર કરેલી હોયછે, જેને ધ્વજાપતાકાઓથી અને જુદી જુદી જાતના રંગોથી શણગારેલ હોયછે તથા જેની નીચેના ભાગની જગા સાફ કરી હોય, છાયા પણ પૂરતી હોય અને વૃક્ષો તથા લતાઓવગેરેથી સઘળું દેદીપ્યમાન કરી મૂકેલ હોય તે તરફ રથોને ચલાવવા. રસ્તામાં સાથે ચાલનારા લોકોએ પોતાની શક્તિપ્રમાણે દાન કરવું તથા રથોને ત્રણ, ચાર કે માન વખત પ્રદક્ષિણા કરવી. મંડપમાં પહોંચી ત્રણે મૂર્તિઓને વેદીપર પધરાવી સુગંધી જલથી સ્નાન કરાવી ચંદનનું લેપન કરી તેમની પાસે જુદી જુદી જાતના ફળો અને દૂધમાંથી બનાવેલા પદાર્થો ધરાવવા તથા સાંજ વખતે મંડપમાં દીવાઓ કરવા. એ પ્રમાણે સાત દિવસસુધી ત્યાં પૂજા કરવી અને આઠમે દિવસે પૂજા કરી રથોમાં તે મૂર્તિઓને બેસાડીને રથોને દક્ષિણતરફ ચલાવી ગાજતે વાજતે ગામમાં આવવું.

જાત્રા પર્વણિ આ પ્રમાણે છે, પણ હાલમાં દરેક વિષ્ણુમંદિરમાં કાષ્ઠના ઘોડાઓ બનાવી રાખેલા હોયછે ને જોડી મંદિરના દ્વારપાસે જ સ્થિર રહેતા રથમાં વિષ્ણુની મૂર્તિ પધરાવવામાં આવેછે. ઘોડાઓને અલંકારે

વસ્ત્રો તથા પુષ્પોથી શણગારવામાં આવેછે તથા તેમની પાસે નૈવેદ્યતરીકે જુદા જુદા ફળો ધરાવવામાં આવેછે.

આ યાત્રા ઉપર જણાવેલા વિધિપ્રમાણે સુખ્યત્વે શ્રીજગન્નાથજીમાં થાયછે.[1] બીજે ઠેકાણે તેનું અનુકરણ થાયછે. આ દિવસે શ્રીકૃષ્ણ ભગવાન, કંસે તેડવા મોકલેલા અક્રૂરજીની સાથે રથમાં બિરાજી વૃંદાવનથી મથુરામાં પધાર્યા હતા તથા પુષ્ટિમપ્રદાયના આચાર્ય શ્રીવલ્લભાચાર્યે આ દિવસે જ ગુરૂને ઘેર વિદ્યાભ્યાસનો આરંભ કર્યો હતો. ઘણા દેશોમાં વિક્રમ સંવત્ બદલવાનો પણ આ દિવસ જ મનાયછે.

---

# આશા દશમી.

આષાઢ સુદિ દશમીમાં અથવા ગમે તે માસની શુક્લ દશમીમાં આશા

---

૧ જગન્નાથ ક્ષેત્રનારે તીર્થ સ્થનોના સંબંધમાં પ્રસંગને લીધે અમારો કેટલો એક અનુભવ જાહેર કરવાની જરૂર પડેછે કે, શાસ્ત્રમાં પવિત્ર માનેલા આવા સ્થાનો કે જ્યાં ભરતખંડની ભક્તિભાવવાળી શ્રદ્ધાળુ પ્રજા હજારો ગાઉ દૂરથી પગ યાત્રા કરવા માટે આવેછે તેમને ત્યાંના પંડ્યા કે ગોરના ખાસ માણસો પ્રથમ તો ઘણા આદરથી ત્યાં તેડી જાયછે પણ જ્યારે આવેલ યાત્રાળુ પાસેથી પોતે કરાવવા ધારેલ પૈસાની પ્રાપ્તિ થતી નથી એવું જુએછે ત્યારે તેના તરફ સખત અનાદરવાળા બની જાયછે પછી તેવા યાત્રાળુઓ ઉતારા પાગરણમાં પણ સખત હેરાન થાયછે નિરક્ષર પંડ્યા કે ગોરલોકો જેઓને પૂરો સંકલ્પ પણ કરાવતા આવડતો હોતો નથી તેઓને ભાગ્યેજ પૂછવામાં આવે કે, તમે શું ભણ્યા છો ? તો તેનો જવાબ ઘણો ખેદકારક અને નિરાશા ઉપજાવે તેવો મળે અને તેમ બન્યો પણ છે તેવા ગોર કે ગુરૂ શબ્દના અપભ્રંશરૂપ ગોર કહેવાયછે અથવા ખરી રીતે गवा वाण्या रान्ति श्रेय । એટલે વાણીથી કલ્યાણ આપેછે તેઓ ગોર એમ કહેવાયછે એ શબ્દની વ્યુત્પત્તિપ્રમાણે ગુણના અંશ માત્રવાળા પણ ન હોવા છતાં મોહોટા આડંબરથી પોતાની પૂજા કરાવે છે અને તેની પાસે શ્રાદ્ધ સંકલ્પાદિક ગણાવી અમુક અમુક મોહોટા મોહોટા સંકલ્પો થયા છે એમ કહી તેના નાણા ઓકાવવાની બનતી દરેક તજવીજ કરેછે યાત્રાળુઓ ધારેલી રકમ ન આપી શકે ત્યાંસુધી તેને જવાની રજા દેતા નથી અને યાત્રા પૂરી થયાનું કહેતા નથી કદી કોઇ તેની દરકાર ન કરે તો તેને નાસ્તિક વગેરે શબ્દો કહીને બને તેટલી પીડા કરેછે કેટલાએક મોહોટા કહેવાતા સ્થાનો એવા પણ છે કે, જ્યાંથી તેવા તીર્થસ્થલના મુખી તરફની સરાવાર રજાચીઠીવગર યાત્રાળુઓ તે સ્થાન છોડી જઇ શકતા નથી આવા અનેક પ્રકારના જુલમો તીર્થમાં ઘણે ઠેકાણે થયા કરેછે આથી લોકોને ધર્મની શ્રદ્ધા મટી જાયછે અને જે ઉત્સાહથી યાત્રાળુઓ ઘેરથી નીકળ્યા હોયછે તેવા નિરાશ અને ખિન્ન થઇને તેઓ પાછા ફરેછે

દશમીનુ વ્રત થાયછે. શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહેલું છે કે, ક્ષત્રિયે રાજ્યની આશાથી, ખેડુ લોકોએ ધાન્યની આશાથી, વૈશ્યે વ્યાપારની આશાથી, ગર્ભવતી સ્ત્રીએ પુત્રની આશાથી, ગૃહસ્થોએ ધર્મ, અર્થ અને કામની આશાથી, કન્યાએ ઉત્તમ વરની આશાથી, દ્વિજોએ યજ્ઞ કરવાની આશાથી, યોગિએ યોગ સંબંધી કલ્યાણની આશાથી, વિયોગિની સ્ત્રીએ પતિના સંયોગની આશાથી અને બાલકોને દાંત આવવા વગેરે અનેક પીડાઓની નિવૃત્તિની આશાથી તથા સર્વ ઈષ્ટ સિદ્ધિની આશાથી આ આશા દશમીનું વ્રત કરવુ જોઇએ. પ્રાતઃકાલમા સ્નાન, દેવપૂજન વગેરે કરી વ્રતનો નિયમ લઈ રાત્રિએ પોતાના ઘરના આગણાઆગળ શુદ્ધ પૃથ્વીઉપર ગોમયથી લિપ્ત મંડલમા વાહન, શસ્ત્ર તથા ભૂષણોથી યુક્ત દશદિક્પાલોની મૂર્ત્તિઓ ગુલાલથી આળેખવી (ધનવાન મનુષ્યો એ મૂર્ત્તિઓ સોનાની કે રૂપાની પણ કરી શકે.) પછી દીપમાલા કરી ચંદનપુષ્પાદિથી પૂજન કરવું ઘૃતયુક્ત નૈવેદ્ય તથા ફળોનુ નૈવેદ્ય આપવુ અને પોતાની જે આશા હોય તેની સિદ્ધિમાટે દિશાઓની પ્રાર્થના કરવી કે, હે પૂર્વ દિશા ! તમારામા દેવોના રાજા ઇંદ્રનો નિવાસ છે અને તમો સર્વમાં પ્રથમ છો તેથી હું તમોને નમસ્કાર કરૂછુ. હે આગ્નેયિ ! અગ્નિદેવ તમારા અધિષ્ઠાતા છે અને તમારી શક્તિ ઉત્તમ છે, હુ તમને નમસ્કાર કરૂછુ, હે દક્ષિણ દિશા ! તમારા દેવતા યમરાજા છે અને તમારી શક્તિ સર્વથી ઉત્કૃષ્ટ છે તેથી હુ તમોને નમસ્કાર કરૂછુ હે નૈર્ઋતિ દિશા ! તમારા નિર્ઋતિ દેવતા છે અને તમારા હાથમા ખડ્ગ છે, હુ તમોને નમસ્કાર કરૂછુ તેથી તમે પ્રસન્ન થજો. હે પશ્ચિમ દિશા ! તમારા અધિષ્ઠાતા વરૂણદેવતા છે. હું તમને નમન કરૂછુ. તમો મારી આશાને સફલ કરજો. હે વાયુ દિશા ! સર્વ શક્તિમાન્ વાયુદેવ તમારા અધિષ્ઠાતા છે, હુ તમને વંદન કરૂછું તેથી તમો મને શાંતિ આપજો હે ઉત્તર દિશા ! તમારા અધિષ્ઠાતા કુબેરજી છે, હુ તમને નમસ્કાર કરૂછુ. મારા સર્વ મનોરથને પૂર્ણ કરજો. હે ઐશાનિ દિશા ! તમારા અધિષ્ઠાતા મહાદેવજી છે, હુ તમને નમસ્કાર કરૂછુ. મારી આશાને સિદ્ધ કરજો હે અધો દિશા ! નાગલોક તમારા દેવતા છે. હું તમને વંદન કરૂછુ, મને સિદ્ધિ આપજો. હે ઊર્ધ્વ દિશ ! બ્રહ્મા તમારા દેવતા છે, તમે સર્વથી ઉંચે રહેલ છો, હુ તમને વંદન કરૂછુ, તમે પ્રસન્ન થાઓ. એમ પ્રાર્થના કરી ચંદન પુષ્પોથી પુનઃ પૂજન કરવું રાત્રિનું જાગરણ કરવું પ્રાતઃકાલે સર્વ ઉપસ્કર બ્રાહ્મણને આપી બ્રહ્મભોજન કરી પોતે ભોજન કરવું આ પ્રમાણે એક વર્ષ

સુધી પ્રત્યેક દશમીએ કરવાથી સર્વ આશાઓ સફળ થાયછે. આ વ્રતમાં આશાઓને પૂરનાર આશાઓ એટલે દિશાઓ છે, એટલે ફળ આપનાર અને ફળ એ બન્નેમાં આશા શબ્દ હોવાથી આ વ્રત આશાદશમી કહેવાયછે.આ કથા ભવિષ્યોત્તર પુરાણમાં કહેલી છે. આ દશમી મન્વાદિ તિથિ પણ કહેવાયછે.

---

# શયનોત્સવ.

આષાઢ સુદિ એકાદશીને દિવસે વિષ્ણુ ભગવાનનો **શયનોત્સવ** કરવામાં આવેછે. વામન પુરાણમાં પુલસ્ત્યમુનિએ નારદમુનિને ઉપદેશ કર્યો છે કે, સૂર્ય મિથુન રાશિમાં હોય ત્યારે આષાઢ માસના શુક્લપક્ષની એકાદશીને દિવસે વિષ્ણુનો શયનોત્સવ કરવો. ભગવાનની ચલ પ્રતિમાને સર્વ ઉપસ્કરોસહિત, સુંદર પર્યંક ઉપર શયન કરાવી ચરણ આગળ ચરણસેવા કરતાં લક્ષ્મીજીની મૂર્તિને બેસાડવી. પાસે શંખ, ચક્ર, ગદા અને પદ્મ એ આયુધો ધરવાં, પછી ચંદન પુષ્પ વગેરેથી પૂજા કરી પીતાંબરથી આચ્છાદિત કરી પ્રાર્થના કરવી કે " હે જગન્નાથ ! તમારા શયનને લીધે સર્વ જગત્ સૂતેલા જેવું થશે અને તમે જ્યારે નિદ્રાનો ત્યાગ કરશો ત્યારે જગત્ પણ જાગશે. " એમ પ્રાર્થના કરી એકાદશીનો ઉપવાસ તથા જાગરણ કરવું, બ્રાહ્મણોને દાન દેવું, ગાયોનું પૂજન કરવું અને વિષ્ણુમંદિરમાં કદંબનાં પુષ્પોની ફુલમંડલી ભરાવવી. રાત્રિએ દીપમાલા, ગીત, નૃત્ય, તથા વાદિત્ર વગેરે ઉત્સવ કરવો. કદાચ આષાઢ અધિક માસ હોય તો બીજા આષાઢમાં આ વ્રત કરવું. તે દિવસે અથવા કૌસ્તુભના મતપ્રમાણે દ્વાદશીને દિવસે સાયંકાળે ચતુર્માસમાં પાળવાનાં વ્રતોનો સંકલ્પ કરવો તેમાં છીપ તથા હાથીદાંતનો ચુનો, ચામડામાં રહેલું જળ, ગોદડીયાં લીંબુ, બીજોરૂં, વૈશ્વદેવ કર્યાવગરનું તથા વિષ્ણુને અર્પણ નહિ કરેલું અન્ન, રાંધતાં દાઝેલું અન્ન, મસૂરની દાળ, વાલ, વટાણા, ચોળા, રીંગણાં વગેરે પદાર્થો ચોમાસામાં ખાવા નહિ. વિશેષમાં શ્રાવણ માસમાં શાકનો, ભાદરવામાં દહીંનો, આસુમાં દૂધનો અને કાર્તિકમાં ગમે તે ધાન્યની દાળનો ત્યાગ કરવો. તેજ પ્રમાણે તેલ, ગોળ, અડદ વગેરે તમામ પદાર્થોનો પણ ત્યાગ કરવો.

બની શકે તે પ્રમાણે હમેશ દેવદર્શન તુળસીપૂજન, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા[1] વગેરેનો પાઠ, બ્રાહ્મણ પૂજન વગેરે કરવા ભોજન કરતા મૌન રહેવાનો, એક વખત જમવાનો કે ફલાહારનો અથવા એકાંતરઉપવાસનો, અથવા એક જ જાતનુ અન્ન જમવાનો, અથવા દૂધ પીનેજ રહેવાનો, ક્ષારવગરના ભોજનનો કે હવિષ્યાન્ન ભોજનનો નિયમ લેવો ચોખા, મગ, તલ કાંગ, કમળ કાકડી, સામો અને વડ એ હવિષ્ય ભોજનમા ગણાયછે ધોળા મૂળા, સૂરણ વગેરે કંદ, સિંધાલુણ તથા સમુદ્રથી થતુ મીઠુ અને ગાયના દૂધ દહીં અને ઘી એ પણ હવિષ્ય ગણાયછે ફનસ, આમા અને નાળિયેર એ ફળો હવિષ્ય છે હરડે, પીપર, જીરુ, સુંઠ, આમલી, કેળા, આમળા, સાકર, ખાંડ તથા તેલમા નહિ રાંધેલા પદાર્થો પણ હવિષ્ય છે ચતુર્માસમા અયાચિત ભોજન એટલે પાનમા પીરસાય તેટલુ જ જમવુ, માગવુ નહિ એવો નિયમ પણ લેવામા આવેછે

નિયમના ફળોના પ્રકરણમા જણાવ્યુ છે કે, ચતુર્માસમા ગોળનો ત્યાગ કરવાથી મધુર સ્વર થાયછે, તેલના ત્યાગથી શરીરની સુંદરતા થાયછે, નાગરવેલના પાનનો ત્યાગ કરવાથી ઉત્તમ સુખભોગ મળેછે, ઘીનો ત્યાગ કરવાથી શરીર સ્નિગ્ધ થાયછે, શાકના ત્યાગથી પક્વાન્નભોક્તા થવાયછે તથા દહી, દૂધ અને છાશના ત્યાગથી વિષ્ણુલોકની પ્રાપ્તિ થાયછે આ સઘળા કામ્ય નિયમો કહેવાયછે

આ એકાદશીને દિવસે તુળસીનુ વૃક્ષ રોપવાનુ ઘણુ માહાત્મ્ય છે ઘર આગળ શુદ્ધ પ્રદેશમા તુળસીને વાવી હમેશ જળસિંચન પૂર્વક તેનુ પૂજન કરવુ અને કાર્તિક માસની પ્રબોધિની એકાદશીને દિવસે તેનો વિષ્ણુની સાથે વિવાહ કરવો તુળસીનુ વૃક્ષ દર્શનથી, સ્પર્શથી તથા સુગંધીથી પવિત્ર કરનાર છે તુળસીપત્રવગર વિષ્ણુનુ પૂજન તથા નૈવેદ્ય થઈ શકતું નથી

1 આમારા તરફથી શુદ્ધ ગુજરાતી ભાષા તથા સપ્રમાણ ટીકા વ્યાખ્યાનસહિત શ્રીમદ્‌ભગવદ્‌ગીતા બહાર પડી છે જેનુ પૃષ્ઠ લગભગ ૮૦૦ ઉપરાંત ફારમનુ પૂંઠુ પાકુ અને કિંમત રૂ ૪ છે તથા માત્ર અર્થરહિત મૂળ ગીતા પણ છે જેનુ પૃષ્ઠ પચ્ચીશ ફરમનુ છે તેની કિંમત રૂ ૧ એક છે બન્નેમા શ્લોક અક્ષરે અક્ષર તો શાસ્ત્રીથી શુદ્ધ તપાસેલ છે કે પાઠ કરનારાઓને માટે તે બહુ જ ઉપયોગી છે આવા ધર્મ પુસ્તકનો પાઠ અશુદ્ધ થાય તે અતિ અયોગ્ય ગણાયછે મૂળ ભાષા નહિ જાણનારાઓ તરફથી સસ્તી કિંમતે ઉતારા કરી છપાવવામા આવેલા આવા પુસ્તકો ઘણે ભાગે અશુદ્ધ છપાયેલા હોયછે

આ એકાદશીનો મહિમા દક્ષિણ દેશમાં ઘણો પ્રસિદ્ધ છે. આ એકાદશીથી જ ચોમાસાનો આરંભ થાયછે. કહેવાયછે કે, જો આ એકાદશી શનિવારે, રવિવારે કે મંગળવારે આવતી હોય તો તે વરસાદમાં કાંઈ નડતર કરેછે અને મેંઘવારી કરેછે; પણ લોકોમાં આ એક કહેવત જાણીતી છે કે "પુણ્યથી પાપ ઠેલાયછે" એટલે કાંઈ અનિષ્ટ પ્રસંગ આવતો હોય તો તે પુણ્ય કર્મોથી નબળો પડી જાયછે, અને તેથી બ્રાહ્મણ વગેરે વર્ણોએ પોતપોતાના અધિકારને અનુસરી અને શક્તિનો પણ વિચાર કરી દાન, વ્રત, નિયમો વગેરે પાળવામા તત્પર રહેવું એ કર્તવ્ય છે.

---

# ગોપદ્મ વ્રત.

આષાઢ સુદિ એકાદશીને દિવસે 'ગોપદ્મવ્રત' થાયછે તે દિવસે સ્નાનાદિ નિત્યકર્મ કરી ચતુર્ભુજ, જાંબુનદ સુવર્ણસમાન કાંતિવાળા શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધરનારા, લક્ષ્મીજીએ સેવેલા અને ગરૂડવાહન એવા વિષ્ણુનું ધ્યાન કરી આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, પંચામૃતસ્નાન, શુદ્ધોદકસ્નાન, વસ્ત્ર, યજ્ઞોપવીત, આભૂષણ, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, મુખવાસ, દક્ષિણા, નીરાજન, પુષ્પાંજલિ, પ્રદક્ષિણા, નમસ્કાર અને પ્રાર્થના તથા ક્ષમાયાચન એટલા ઉપચારોથી વિષ્ણુનુ પૂજન કરવું. ત્યાર પછી કર્મની તથા વ્રતની સાંગતાસિદ્ધિમાટે કાંસ્ય પાત્રવાળા તથા સુવર્ણવાળા વાંસના પાત્રનું દાન દેવું.

આ ગોપદ્મવ્રતની કથા ભવિષ્યોત્તર પુરાણમાં આ પ્રમાણે છે કે, દ્વાપરયુગમાં દ્વારકાની અંદર એક દિવસે નારદમુનિ શ્રીકૃષ્ણના દર્શનમાટે આવ્યા. શ્રીકૃષ્ણે નારદને પૂછ્યું કે, દેવર્ષિ ! જગતમાં તમે જે કંઇ આશ્ચર્યજેવું દીઠું હોય તે કહો. નારદે કહ્યું કે, હું ધર્મરાજાની સભામા ગયો હતો ત્યાં ચૌદ ઇંદ્રો, અગિયાર રૂદ્રો, બાર સૂર્યો, આઠ વસુઓ તથા નાગો, યક્ષો વગેરે બેઠા હતા અને ધર્મરાજા સિંહાસનઉપર બેઠા હતા. ત્યા ગાયન કરનારા તથા વાદિત્ર વગાડનારાઓએ વિનતિ કરી કે, અમારા વાદિત્રઉપર મઢવામાટે મનુષ્યોનું ચામડું જોઇએ માટે તે ક્યાથી લાવવું ? યમરાજાએ કહ્યું કે, ચાતુર્માસ્ય વગેરે વ્રતોને નહિ કરનારી સ્ત્રીઓનું ચામડું લઇ તમારૂં કાર્ય કરો. તેનું વચન સાંભળી ગોઠવણપ્રમાણે ધર્મરાજાના દૂતો પૃથ્વીઉપર આવ્યા. તે વાત

માળળીને શ્રીકૃષ્ણે દ્વારકામા કેટલી સ્ત્રીઓ વ્રતનિયમાદિ કરનારી છે અને કેટલી વ્રતનિયમોવગરની છે તેનો તપાસ કરાવતા એક પોતાની બેહેન સુભદ્રા જ વ્રતનિયમો નથી કરતી એમ જાણવામા આવ્યુ તેથી શ્રીકૃષ્ણે સુભદ્રાને કહ્યુ કે બેહેન! વ્રત નિયમો નહિ કરનારી સ્ત્રીઓના વિનાશમાટે યમના દૂતો પૃથ્વીપર આવ્યા છે તમોએ કાઇ વ્રત નિયમો પાળ્યા છે? સુભદ્રાએ કહ્યુ કે મે જો પૂર્વ જન્મમા વ્રતો કે નિયમો ન કર્યાં હતે તો હુ તમારી બેહેન, અર્જુનની પત્ની, અને અભિમન્યુની માતા કેમ થતે? શ્રીકૃષ્ણે કહ્યુ કે, એ ખરૂ પણ આ જન્મમા તમે વ્રત કર્યું નથી તેથી તુરત જ મારા કહેવાપ્રમાણે 'ગોપદ્મ' એ નામનુ વ્રત કરો એ વ્રત આષાઢ માસના શુકલપક્ષમા એકાદશીના દિવસથી આરભી અધિક સપત્તિ હોય તો હમેશા નહિ તો પ્રત્યેક એકાદશીએ કાર્તિક માસની શુક્લદ્વાદશી પયત કરવાનુ છે પ્રાતઃકાળમા નિત્યકર્મ કરી લઇ સૌભાગ્યવગેરે શુભ ફળોની પ્રાપ્તિમાટે તથા યમ દૂતોના ભયની નિવૃત્તિમાટે સકલ્પ કરી સ્ત્રીએ ગાયોના ગોઠમા ( જ્યા ગાયો ઉભતી હોય તથા બેસતી હોય તે સ્થાનમા ) જઇ ગોમયથી મડલ કરી સુદર ચુનાવથી તેત્રીશ અષ્ટદલ કમળો આળેખવા તેના પ્રત્યેક દળોમા વિચિત્ર રગો ભરવા અને તેઓની ચદન પુષ્પાદિથી ગાયોનુ ધ્યાન કરી પૂજા કરવી આ વ્રત પાચ વર્ષ પર્યંત કરવાનુ છે તેમા પ્રથમ વર્ષે તેત્રીશ માલપુવાનુ નૈવેદ્ય ધરાવવુ તથા વાસના પાનનુ દાન દેવુ બીજે વર્ષે દૂધ પાકનુ નૈવેદ્ય ધરાવવુ, ત્રીજે વર્ષે મલાઇનુ, ચોથે વર્ષે પૂરણપોળીનુ, અને પાચમે વર્ષે ઘારીપુરીનુ નૈવેદ્ય ધરાવવુ ઉદ્યાપન કરવામા એકાદશીને દિવસે અભ્યગપૂર્વક સ્નાન કરી, કળશના સ્તભોથી સુશોભિત મડપ કરી, તેમા સર્વતોભદ્ર મડલ ભરવુ સ્વસ્તિવાચનવગેરે કરી સુવર્ણની મૂર્તિમા લક્ષ્મી નારાયણનુ પૂજન કરવુ બ્રાહ્મણોનુ વરણ કરી દક્ષિણા દેવી, રાત્રિના ચારે પ્રહરોમા ગોપદ્મની પૂજા કરવી અને જાગરણ કરવુ. વળતે દિવસ સ્નાનાદિ કરી આચાર્યનુ વરણ કરી હોમ કરવો. તેમા તિલોની, સમિધોની અને ઘીની વિષ્ણુના દ્વાદશનામોથી આહુતિ દેવી અને પાચમની અગ્રોત્તર શત આહુતિ દેવી સવત્સા ગાયનુ દાન દેવુ, પાચ બ્રાહ્મણોને સ્ત્રીસહિત ભોજન કરાવવુ અને વસ્ત્રો દેવા ત્યા પછી મબધિઓમાથે પોતે ભોજન કરવુ આ વ્રતના પ્રભાવથી સર્વ મનોરથો સિદ્ધ થાયછે અને યમના દૂતોનો ભય રહેતો નથી શ્રીકૃષ્ણના વચનપ્રમાણે સુભદ્રાએ એ વ્રત કર્યું પૃથ્વીમા ફરતા

ફરતા યમદૂતો સુભદ્રાની પાસે આવ્યા પણ તેટલામાં વિષ્ણુના દૂતોએ આવી વ્રતનો પ્રભાવ કહી યમદૂતોને ત્યાંથી હાંકી કહાડ્યા. તેઓ ભયથી નાશી જઇ યમરાજા પાસે ગયા. ગોપદ્મ વ્રતનો પ્રભાવ સાંભળી યમરાજા પણ આશ્ચર્ય પામ્યા. વિપત્તિમાં પડેલી દમયંતીએ પણ આ વ્રત કર્યું હતું તેથી સર્વ સુખ પામી હતી. આ વ્રત સર્વ સિદ્ધિ દેનારૂં છે અને યમરાજાના ભયને દૂર કરનારૂં છે

---

# જયાપાર્વતી વ્રત. ( મોળાંઅકોત )

લક્ષ્મીજીએ ભગવાનને પૂછ્યું છે કે, હે જગન્નાથ ! સ્ત્રીઓના વૈધવ્ય-દુઃખનો નાશ થવામાટે કોઈ અપૂર્વ વ્રત કહો. ભગવાને કહ્યું કે, આષાઢ માસના શુક્લપક્ષની ત્રયોદશીથી આરંભી આષાઢ વદિ ત્રીજપર્યંત પાંચ દિવસનું જયાપાર્વતીનું વ્રત છે કે જેના આચરણથી સ્ત્રીઓનું સૌભાગ્ય અખંડિત રહેછે. ત્રયોદશીને દિવસે પ્રાતઃકાલમાં ઉઠી જુઇના કાષ્ઠનું દાતણ કરી નિત્ય સ્નાન દિ કરી લઇ મહાદેવની રૂપાની તથા પાર્વતીની સુવર્ણની મૂર્તિ પોઠિયાઉપર બેઠેલી કરવી અને તેને પોતાને ઘેરથી મોહોટા ઉત્સવસાથે ગાયોના વ્રજમાં, દેવાલયમાં અથવા બ્રાહ્મણને ઘેર પધરાવીને રાખવી. પાંચે દિવસ તેની તથા સપ્તર્ષિઓની યથાશાસ્ત્ર પૂજા કરવી. તેઋતુમાં થતા પુષ્પોથી તથા દૂર્વાથી પૂજન કરી સપ્તર્ષિઓને યજ્ઞોપવીતનું અર્પણ કરી, શ્રીફલ, દ્રાક્ષ, દાડિમ તથા બીજા સારાં ફળોનું અર્પણ કરવું. છેવટે તે મૂર્તિનું દાન બ્રાહ્મણને દેવું. લક્ષ્મીજીએ પૂછ્યું કે, આ વ્રત કોણે કર્યું હતું ? ભગવાને કહ્યું કે, પૂર્વે સત્યયુગમાં કૌંડિન્ય નામના નગરમાં એક વામન નામનો બ્રાહ્મણ રહેતો હતો કે જે વેદાધ્યયન કરનાર, સત્યવાદી અને જિતેંદ્રિય હતો. તેની સત્યા નામની સ્ત્રી હતી કે જે રૂપ વગેરે ગુણોથી યુક્ત હતી. દૈવયોગથી ધનધાન્ય છતાં પણ તેને સંતાન ન હતું તેથી તે બન્ને ચિંતાતુર હતાં. એક દિવસે નારદમુનિ તેને ઘેર આવ્યા. કૌંડિન્ય બ્રાહ્મણે અર્ઘ્ય પાદ્યાદિથી નારદનું પૂજન કરી પ્રાર્થના કરી કે, દેવર્ષે ! તમે સર્વજ્ઞ છો તેથી કહો કે, મારૂં દુઃખ શીરીતે નષ્ટ થશે ? તેવું કોઇ વ્રત હોય, દાન હોય, તપ હોય, નિયમ હોય કે તીર્થ હોય તેનો ઉપદેશ કરો. કૌંડિન્ય બ્રાહ્મણનાં વચનોનું શ્રવણ કરી દયા લાવી નારદે કહ્યું કે, બ્રાહ્મણ ! તારે ઘેર સંતાનની પ્રાપ્તિ થાય છે

ઉપાય કહુંછું તેનું શ્રવણ કર. આ ગામની બહાર વનના દક્ષિણ ભાગમાં બિલ્વવૃક્ષોના જથ્થામાં નીચે દબાઇ ગયેલું ભવાનીસહિત એક શિવલિંગ છે તે ઘણા કાળ થયાં અપૂજિત છે તેની પૂજા કરો અને તે શિવલિંગને પ્રસિદ્ધ કરો. અપૂજિત શિવલિંગની પૂજાથી તથા અનાથ પ્રેતના સંસ્કાર કરવાથી અપુત્રને પુત્ર થાયછે તથા કોટિ યજ્ઞનું ફલ થાયછે એવું શાસ્ત્રનું વચન છે. એમ ઉપદેશ કરી નારદમુનિ અંતર્હિત થયા. ત્યારપછી કૌડિન્ય બ્રાહ્મણ તથા તેની સ્ત્રીએ વનમાં જઇ બિલ્વના જથ્થામાં દબાઈ ગયેલા શિવલિંગને પ્રકટ કરી આસપાસના પ્રદેશને સાફ કરી શુદ્ધ જલથી તથા પંચામૃતથી વેદમંત્રોવડે શિવને અભિષેક કરી ચંદન પુષ્પાદિથી મહાપૂજા કરી. તે પછી હમેશાં તે બ્રાહ્મણ તે શિવલિંગનું પૂજન કર્યાવગર જલપાન પણ કરતો નહોતો આ પ્રમાણે કરતાં કરતાં પાંચ વર્ષ થયા. એક દિવસે બ્રાહ્મણ પુષ્પોમાટે વનમાં ગયો ત્યાં દૈવયોગથી તેને સર્પદંશ થયો અને તેથી તે પૃથ્વીઉપર પડી ગયો. ઘણો સમય થયા છતાં પોતાના પતિને ઘેર નહિ આવેલો જાણી વનમાં તપાસ કરતાં પતિની તેવી સ્થિતિવાળો જોઈ તેની સ્ત્રીએ ઘણો શોક કરવા માંડયો અને વનની દેવતાઓની સ્તુતિ કરવા લાગી. તેથી તેઉપર દયા લાવી પાર્વતીએ ત્યાં આવી તે સ્ત્રીને શાંત કરી અને અમૃતઝરતા પોતાના હાથથી બ્રાહ્મણને સ્પર્શ કર્યો. મૃત્યુ પામેલો તે બ્રાહ્મણ તેથી તુરત જ જીવતો થઇ ઉભો થયો. તે સ્ત્રીપુરૂષ બન્ને પાર્વતીના ચરણ કમલોને પકડી સ્તુતિ કરવા લાગ્યાં. પાર્વતીએ કહ્યું કે, શિવલિંગના પૂજનથી હું પ્રસન્ન થઇ છું. વર માગો. બ્રાહ્મણીએ કહ્યું કે, તમારા પ્રસાદથી મારો પતિ જીવતો થયો પણ મારે કશું સંતાન નથી એ મોહોટું કષ્ટ છે તેને દૂર કરો. પાર્વતીએ કહ્યું કે, બ્રાહ્મણિ ! મારાં નામથી એટલે જયાપાર્વતી એ નામથી પ્રસિદ્ધ એક વ્રત છે તે તમે કરો. આષાઢ માસના શુક્લપક્ષની ત્રયોદશીથી પાંચ દિવસનું એ વ્રત છે તેમાં સ્વાદવિનાનું અને લવણવિનાનું અન્ન એક વખત ખાવાનું છે. પ્રથમના પાંચ વર્ષસુધી તે વ્રત ઘઉંના ભોજનથી કરવું, તે પછીનાં પાંચ વર્ષપર્યંત યવના અન્નથી, ત્યાર પછીના પાંચ વર્ષપર્યંત ગોળવગેરે મિષ્ટ પદાર્થોના મિશ્રણવગર ચોખાના અન્નથી. ત્યાર પછીનાં પાંચ વર્ષપર્યંત મગના અન્નથી તે વ્રત કરવું. એ પ્રમાણે વીશ વર્ષનું આ વ્રત છે. વીશમે વર્ષે ઉદ્યાપન કરવું. પ્રત્યેક વર્ષે સુવાસિની સ્ત્રીઓને યથાશક્તિ ભોજનનું

તથા વસ્ત્રોનું દાન કરવું. કુંકુમ, કાજલ તથા બીજાં સૌભાગ્ય દ્રવ્યો પણ સૌભાગ્યવતી સ્ત્રીઓને આપવાં અને રાત્રિઓમાં જાગરણ કરવું. આ વ્રતના પ્રભાવથી સૌભાગ્ય, સંપત્તિ, દીર્ઘજીવિત અને પુત્ર પરિવારનું સુખ મળેછે એવો ઉપદેશ કરી પાર્વતી અંતર્હિત થયાં અને બ્રાહ્મણની સ્ત્રીએ એ વ્રત કરવાથી તેને ઉત્તમ પુત્રની પ્રાપ્તિ થઇ. આ વ્રત ઉપર પ્રમાણે છે છતાં હાલમાં કેટલાએક દેશોમાં આ વ્રતોના દિવસોમાં કુમારિકાઓ તથા સ્ત્રીઓ રાત્રિએ શેરીઓમાં તથા ચોવટાઓમાં સાથે મળી રોવાનું તથા કુટવાનું કામ કરેછે. અમંગલ શબ્દોનો શોર મચાવેછે. મોહોટી સ્ત્રીઓ કુમારિકાઓને તેવું રોવું કુટવું શીખવેછે તથા ખોલેછે. આ વ્રતમાં આવો દુરાચાર કદીપણ ન થવો જોઇએ. આ વ્રત મોરાકોત એ નામથી પ્રસિદ્ધ છે.[1]

---

## વામનપૂજા તથા શિવશયનોત્સવ.

આષાઢ સુદિ દ્વાદશીને દિવસે શ્રીવામનજીનું પૂજન કરવાથી યજ્ઞ કરવાનું ફળ થાયછે. પ્રદોષવ્યાપિની આષાઢ સુદિ પૂર્ણિમાને દિવસે મહાદેવનો શયનોત્સવ કરવો એટલે જેમ એકાદશીને દિવસે વિષ્ણુનો શયનોત્સવ કર્યો છે તે પ્રમાણે કરવો.

---

## વ્યાસપૂજા અથવા ગુરૂપૂજા.

આષાઢ માસની પુનમને દિવસે "વ્યાસપૂજા" એ નામનો ઉત્સવ કરવામાં આવેછે. એ ઉત્સવ "ગુરૂપૂજા" એ નામથી પણ પ્રસિદ્ધ છે. મનુસ્મૃતિ વગેરે ધર્મશાસ્ત્રોમાં બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી એવા ચાર આશ્રમીઓને વર્ણવેલા છે. તેઓમાં સંન્યાસી હોય તેણે આ પૂર્ણિમાને દિવસે ક્ષૌર કરાવી લેવું. કારણ કે તે પછી ચોમાસામાં સંન્યાસીથી

---

૧ આવા ઉત્તમ વ્રતમાં આના પ્રકારનો હલકો રીવાજ દાખલ થવાનું કારણ એ હોવું જોઇએ કે, ઘણી વખત મરણપ્રસંગે સ્ત્રીઓ રૂએ કુટેછે, તેમાં કેટલીક સ્ત્રીઓને છૂટથી તેમ કરતા આવડતુ નથી એટલે સ્ત્રીમંડળમાં તે હાંસીનું પાત્ર બનેછે. આથી નાદાની કુમારિકાઓને તેમની અભણ માતાઓ પોતાના ઘરમાં આવો પ્રકાર શિખવી ન શકે એ દેખીતું છે તેથી તેઓએ આવો હલકો પ્રકાર આને પ્રસંગે ગોઠવી દીધો જણાયછે આથી સ્ત્રીકેળવણીની કેટલી જરૂર છે તે ધ્યાનમાં આવેછે.

क्षौर करावतु नथी क्षौर कर्म थया पछी स्नानथी शुद्ध थई प्राणायाम वगेरे पोताना कर्त्तव्य कर्मो करी नेशे व्यासपूजा करवी अने गामना गृहस्थोए म यामीनी पासे प्रार्थना करवी के महाराज! चोमासाना चार मास आ स्थनमा बिराजो अने अमारी उपर कृपा करी अमोने वेदांत शास्त्रनो उपदेश करो वास शीर्षेणि सस्थित एटले सन्यास आश्रम सर्व आश्रमोमा उच्च स्थाने रह्यो छे ए शास्त्रीय वाक्यथी सन्यासआश्रम सर्वोपरि छे तेथी चोमासामा जलवृष्टिवगेरे अ यशोने लीधे त । मार्ग । पण ज नेक स्थूल सूक्ष्म प्राणीओनी उत्पत्ति थवाथी हिंसाना संभवने लीधे सन्यासीने माटे एक स्थानमा रहेवानु शास्त्रकारोए ठराव्यु छे तेमा बे पक्षो छे के चोमासान चारे मास एक ठेकाणे रहेवु अथवा बे मास एक एक ठेकाणे रहेवु श्रीभागवतना प्रथमस्कंधमा नारदमुनिना पूर्व जन्मनी वाता इथ शारदावृषिकावृतु॰ एटले एवी रीते नारद अने शरद ए बे ऋतु सुधी तेओ एक ठेकाणे रह्या इत्यादिथी सन्यासीओ चार माससुधी एक ठेकाणे रह्या हता एम कह्यु छे पण निरो । वृष्टि न होय तो वर्षाऋतुना बे मास जतेओए एक ठेकाणे रहेवु जोइए सन्यासीए आज देशभवना उच्चारणपूर्वक ' चतुर्मास पर्यंत अत्री निवास करवा माटे श्रीकृष्ण व्यास आने सपरिवार भाष्यकार श्रीशंकराचार्य एओनु पूजन करीश एम संकल्प करी एक शुद्ध प्रदेशमा मंडल करी मध्यमा श्रीकृष्णनु अने तेनी पूर्वमा वासुदेव, संकर्षण प्रद्युम्न अने अनिरुद्ध एओनु आवाहन तथा स्थापन करवु तेथी दक्षिण भागमा श्री व्यासनु, तेथी पूर्व भागमा सुमंतु जैमिनि वैशंपायन अने पैल ए व्यास कहेवाता मुनिओनु तथा श्रीकृष्णथी वाम भागमा भाष्यकार श्री शंकराचार्यनु, तेथी पूर्वमा तेना शिष्य पद्मपादाचार्य, विश्वरूपाचार्य, त्रोटकाचार्य अने हस्तामलकाचार्य एओनु आवाहन करवु श्रीकृष्णनी पाछळमा ब्रह्मा तथा रुद्रनु, पूर्ववगेरे चार दिशाओमा सनकादि चार मुनिओनु श्रीकृष्णनी आगळ गुरु, परम गुरु, परमेष्ठि गुरु, ब्रह्मा, वसिष्ठ, शक्ति, पराशर, व्यास, शुकदेव, गौडपाद अने गोविंदपाद एओनु आवाहन करी तथा अग्निकोणमा गणेशनु, ईशानमा क्षेत्रपालनु, वायव्यमा दुर्गानु, नैर्ऋत्यमा सरस्वतीनु अने आठ दिशाओमा आठ दिक्पालोनु आवाहन करी गंध पुष्प वगेरेथी तेओनु पूजन करवु पछी जेओ सन्यासनी दीक्षावडे पोताना करता वृद्ध होय एवा सन्यासीओने तेओ

નમન કરવુ અને ગૃહસ્થોએ એ સન્યાસી તથા બીજા પણ સઘળા સન્યાસીઓનુ પૂજન કરી તેઓને પ્રણામ કરવા અને કાષાય વસ્ત્રો તથા કાષ્ઠના પાત્રો દેવા સન્યાસીને અન્ન, વસ્ત્ર, કમડલુ અને નિવાસમાટે સ્થાન એ સિવાય દ્રવ્યવગેરે બીજુ કશુ આપવામાટે શાસ્ત્રમા આજ્ઞા નથી હાલમા તો કેટલાએક ગમે તે જાતના રાતોડિયા સન્યાસીઓ પૈસો લેવામાટે પડાપ મારેછે અને પેટ ભરવાખાતર પાખડથી તમામ અશાસ્ત્રીય વેશ લઇ પગમા બૂટ, માથે છત્રી, માથાઉપર ખાસરી, આખઉપર રેશ માટે જ ચશમા તથા હાથમા લાકડી લઇ વૈદિક ધર્મના સત્ય જ્ઞાનનો ડાગ પણ નહિ છતા ખોટો ડોળ કરી ભોળા પ્રાણીઓને ભરમાવી એવા કુકૃત્યો કરેછે, જેનુ વર્ણન પણ આપી શકાય નહિ એવા સન્યાસીઓના પૂજનથી કશુ ફળ નથી

પૂર્વકાળમા અત્યત મદ સ્થિતિમા આવી પડેલા સન્યાસાશ્રમનો પૂજ્યપાદ શ્રીશકરાચાર્યે ઉદ્ધાર કરેલો છે. તેઓએ કેવળ પરોપકારમાટે જ આઠ વર્ષની અવસ્થાએ યજ્ઞોપવીત સસ્કાર પછી 'બ્રહ્મચર્યાદેવ પ્રવ્રજેત' 'બ્રહ્મચર્ય પછી જ તુરત સન્યાસ કરવો' એ શ્રુતિપ્રમાણે સન્યાસી થઇ વ્યાસસૂત્રઉપર, ઉપનિષદોઉપર અને શ્રીમદ્ભગવદ્ગીતાઉપર અપૂર્વ યથાર્થ ભાષ્યો કરી જગતમા સનાતન ધર્મને પણ બચાવી લીધેલો છે હાલમા જે દડી સન્યાસીઓ છે તે શ્રીશકરાચાર્યની પરપરામા છે જો શકરાચાર્યનો અવતાર ન થયો હોત, તો આ સમયમા સનાતન વેદધર્મ કઇ સ્થિતિએ હોત તે સમજવુ બહુ મુશ્કેલ નથી અને તેથી તેઓ જગદ્ગુરુ કહેવાયછે માટે તેમની પરપરામા આવેલા સન્યાસીઓનુ આજના આ ગુરુ પૂજાને દિવસે પૂજન કરવુ એ ઉચિત છે

વ્યાસપૂજાને દિવસે ઘણા ધાર્મિક તથા વિદ્યારસિક ગામોમા વિદ્યાભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ પોતાના વિદ્યોપદેષ્ટા ગુરુની અને શ્રોતાજનો વ્યાખ્યાતા ગુરુની પૂજા કરેછે અને મોટો ઉત્સવ કરેછે વૈદિક બ્રાહ્મણો વેદચર્ચા કરેછે અને વૃદ્ધ વિદ્વાનોને પડિત વિદ્વાનો અભિનદન કરેછે આ કાર્ય પરપરા પ્રાપ્ત શિષ્ટાચારનુ સ્મારક છે તથા ઐહિક અને પારલૌકિક કલ્યાણનુ સાધન છે આ પૂર્ણિમા મન્વાદિ તિથિ પણ ગણાયછે

---

## કોકિલા વ્રત.

આષાઢ માસની પૂર્ણિમાથી કોકિલા વ્રતનો આરભ થાયછે આ વ્ર

સ્ત્રીજાતિએ કરવાનુ છે. તે દિવસે નિત્ય કર્મ કર્યાપછી મહાદેવનુ તથા પાર્વતીનુ ધ્યાન કરી " સર્વેષ્ટ સિદ્ધિપૂર્વક પતિના સર્વદા સયોગમાટે એક માસનુ ગૌરીરૂપ કોકિલાનુ વ્રત કરીશ " એવો સકલ્પ કરી પૂર્ણિમાના દિવસથી સવારમા સ્નાન કરવુ અને રાત્રિએ એકવાર ભોજન કરવુ, બ્રહ્મચર્ય પાળવુ, પૃથ્વીઉપર શયન કરવુ, આખા દિવસમાં ગમે ત્યારે એકવાર કોકિલા (કોયલ) નુ દર્શન અથવા કોયલના શબ્દનું શ્રવણ થાય તો જ ભોજન કરવુ, નહિતો ઉપવાસ કરવો. કોઈપણ નાના મોટા પ્રાણીની હિંસા ન કરવી. પ્રથમના આઠ દિવસસુધી સ્નાન વખતે શરીરે તિલનો તથા આમલાનો ભૂકો ચોળવો, ત્યારપછીના આઠ દિવસસુધી સર્વોષધિ એટલે કઠ, જટામાસી, હળદર, દારૂહળદર, કચુરો, શિલાજિત, ચદન, વજ, ગોરોચન અને મોથ એઓના ચૂર્ણયુક્તના જલથી, ત્યારપછીના આઠદિવસ સુધી વજના ભૂકાથી અને ત્યાર પછીના ૭ દિવસોસુધી વજ તથા સર્વોષધિ મિશ્ર કરીને સ્નાન કરવું. સ્નાન પછી સૂર્યને અર્ઘ દેવો અને તે પછી સુવર્ણની પાખોવાળી, રૂપાના પગ વાળી, મોતીના નેત્રોવાળી, કસ્તૂરીથી યુક્ત દેહવાળી, પ્રવાલના મુખવાળી અને રત્નજડિત પૂછવાળી કોયલની પ્રતિમા એક આમ્રાના વૃક્ષઉપર અથવા ચપકના વૃક્ષઉપર બેઠેલી હોય એવું ચિત્ર આળેખવુ વિશેષ સપત્તિ હોય તો વૃક્ષસહિત કોયલની પ્રતિમા સુવર્ણવગેરે ધાતુની બનાવવી અને તેની પૂજા કરવી. આરભમા પ્રાર્થના કરવી કે, ગૌરીના અવતારરૂપ કોકિલે ! તમો આ મૂર્તિમા આવી સન્નિહિત થાઓ અને મારી પૂજાને ગ્રહણ કરો તથા પ્રસન્ન થાઓ. એ પ્રાર્થના કરીને પછી આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય અને આચમનીય દઇ પંચામૃતથી એટલે દૂધ, દહીં, ઘૃત, શર્કરા અને મધથી સ્નાન કરાવી ગગાજલવગેરે તીર્થોદકથી સ્નાન કરાવવું. ત્યારપછી વસ્ત્ર, કચુક, કટિસૂત્ર, ભૂષણ, ચદન, અક્ષત, સૌભાગ્ય દ્રવ્ય, કુંકુમ, સિંદૂર, કર્પૂર, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, સુગધિ જલપાન, આચમનીય, કરોદ્વર્તન, ફલપ્રદાન, મુખવાસ, દક્ષિણા, નીરાજન પુષ્પાજલિ, પ્રદક્ષિણા, નમસ્કાર, પુનરર્ઘ્ય, પ્રાર્થના અને વિસર્જન એ ઉપચારોથી પૂજન કરવુ અને વ્રતની સમાપ્તિમા તે પ્રતિમાનું દાન બ્રાહ્મણને દેવું આ વ્રતની કથા યુધિષ્ઠિર અને શ્રીકૃષ્ણના સંવાદરૂપે વારાહ પુરાણમા એમ વર્ણવેલી છે કે યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને પુછ્યું કે, હે ભગવન્ ! એવુ કોઇ વ્રત બતાવો કે જેથી સ્ત્રીના સર્વ મનોરથ સિદ્ધ થાય તથા પોતાના પતિમાટે

વિયોગ થાય નહિ. શ્રીકૃષ્ણે કહ્યું કે પાર્થ! પૂર્વે યમુનાનદીને તીરે મથુરા નગરીમાં રઘુકુળના શત્રુઘ્ન નામના રાજા હતા. તેની કીર્તિમાલા નામની રાણી હતી તેણે પોતાના કુલગુરૂ વસિષ્ઠ મુનિને નમસ્કાર કરી કહ્યું કે, સ્ત્રીઓને અખંડ સૌભાગ્ય રહે એવું કોઇ વ્રત કહો. વસિષ્ઠે કહ્યું કે રાણી! શ્રવણ કરો. પૂર્વે દક્ષ પ્રજાપતિએ યજ્ઞનો આરંભ કર્યો તેમાં સર્વ દેવતાઓનો ભાગ હતો પણ એક મહાદેવનો ભાગ ન હતો તેને દેખી મનમાં કચવાયેલા નારદમુનિએ શ્વાસોચ્છ્વાસથી ભરપૂર થઇ કૈલાસમાં જઇ મહાદેવને પ્રણામ કર્યા. મહાદેવે પૂછ્યું કે નારદ! આમ વ્યાકુલ કેમ છો અને કયાંથી આવ્યા છો? ત્યારે હાથથી શિખાનો સ્પર્શ કરીને નારદે કહ્યું કે, દુષ્ટ સ્વભાવવાળા દક્ષના યજ્ઞમાં સર્વ દેવોને તથા ઋષિઓને દીઠા, પણ આપનાં દર્શન નહિ થવાથી મને ઘણો ક્રોધ ચઢયો તેથી હું વ્યાકુલ છું. તમારા વગર કોઇ કાર્યની સિદ્ધિ નથી માટે દક્ષનો યજ્ઞ નિષ્ફલ થવો જોઇએ. નારદનાં વચન સાંભળી ક્રોધયુક્ત થયેલા મહાદેવજીને ગૌરીએ કહ્યું કે દેવ! હું પોતે જઇ મારા પિતા દક્ષના યજ્ઞનો નાશ કરીશ. તેણે મને પણ બોલાવી નથી. મહાદેવે તેને જવાની ના પાડી તો પણ ગણપતિને સાથે તેડી નારદમુનિસહિત ગૌરી જ્યાં દક્ષનો યજ્ઞ થતો હતો ત્યાં પધાર્યાં. યજ્ઞના દક્ષિણ દ્વારમાં આવી તે બિરાજ્યાં પણ કોઇએ તેનું સન્માન કર્યું નહિ તેથી તેને ઘણું અપમાન લાગવાથી દક્ષને ભયંકર શાપ આપી યજ્ઞના કુંડમાં પડી ભસ્મ થયાં. તે સમયમાં ક્રોધયુકત થયેલા ગણપતિએ પ્રતિપક્ષિઓને પાશથી બાંધી મારવા માંડ્યા ત્યારે દક્ષે મોકલેલા દેવોએ તેઓની સામે આવી યુદ્ધ મચાવ્યું તે દેખી નારદમુનિએ કૈલાસમાં આવી મહાદેવને ખબર આપ્યા. ત્યારે મહાદેવે જટાને છોડી તેમાંથી એક વીરભદ્ર નામના ગણને ઉત્પન્ન કરી આજ્ઞા કરી કે યજ્ઞસહિત દક્ષનો નાશ કરો. ઇશ્વરની આજ્ઞાને માથે ચઢાવી ત્યાં જઇ તેણે દુષ્ટોને દંડ દઇ પૂષાદેવતાના દાંતો પાડી નાખ્યા, ભગદેવતાનાં નેત્રો કાઢી લીધાં અને દક્ષનું મસ્તક કાપી નાખ્યું અને પાછા મહાદેવપાસે આવી સર્વ સમાચાર કહ્યા છતાં પણ મહાદેવનો કોપ શાંત ન થવાથી વિષ્ણુ વગેરે સર્વ દેવતાઓએ આવી મહાદેવની સ્તુતિ કરી ત્યારે મહાદેવનો કોપ શાંત થયો. મહાદેવને પ્રસન્ન થયેલા જોઈ બ્રહ્માએ કહ્યું કે, જે જે દેવોનાં અંગો તુટી ગયાં છે તેઓને સાજાં કરો અને દક્ષને જીવતો કરો તથા યજ્ઞને પૂર્ણ કરો. દુષ્ટને જોઇએ તેવો દંડ મળી ચૂક્યો છે,

હવે કૃપા કરો આ પ્રમાણે દેવાની પ્રાર્થનાનું શ્રવણ કરી પ્રસન્ન થએલા સદાશિવે સર્વ દેવોને સાજા કર્યા અને દક્ષને જીવતો કર્યો [1] આ સઘળો વિક્ષેપ તથા યજ્ઞનો વિધ્વંસ મારી આજ્ઞાને નહિ માનનારા ગૌરીએ કરાવ્યો છે, એમ વિચારી મહાદેવજીએ દક્ષવગેરેની સાથે જીવતા થયેલા ગૌરીને શાપ આપ્યો કે, તમે પક્ષીની જાતિમા અવતરી ભૂતલમા ફરશો ગૌરીએ કહ્યુ ક, મહારાજ ક્ષમા કરો જો કે આપનું વચન મિથ્યા થશે નહિ તોપણ એટલું માગુ છુ કે, પક્ષીમા કોકિના પક્ષી થઈને અવતરૂ તથા મારો સ્વર ઘણો મધુર થાય કેમકે સ્વર એ કોયલનુ રૂપ છે, સતીપણું એ સ્ત્રીઓનુ રૂપ છે વિદ્યા એ કુરૂપ મનુષ્યોનુ રૂપ છે અને ક્ષમા એ તપસ્વીઓનું રૂપ છે વળી જ્યા હુ રહુ ત્યા જલ, આગાના વૃક્ષો તથા વનસ્પતી ઘણી હોય એમ કરો અને શાપને અંતે મોટોટા કુળમા અવતરી આપને જ વરૂ મર્યાદાવગરની સ્ત્રી, નદી જેમ બન્ને કુતોને ( કિનારાઓને ) પાડેછે તેમ બન્ને કુતોને પતિત કરેછે આ પ્રમાણે સાભળી પ્રસન્ન થયેલા મહાદેવે કહ્યું, દશહજાર વર્ષસુધી તમે કોયલને રૂપે તમારી ઇચ્છા પ્રમાણે નંદનવનવગેરે પ્રદેશોમા ફરશો અને ત્યાર પછી હિમાલય પર્વતના અધિષ્ઠાતા દેવની મેના નામની સ્ત્રીમા અવતરી મને પામશો. તમારા કોકિલા રૂપનો મહિમા જગતમા ઘણો વધશે જેમ દેવોમા વિષ્ણુ, વૃક્ષોમા આંબો અને તીર્થોમા ગગા મુખ્ય છ તેમ સર્વ પક્ષીઓમા કોયલ મુખ્ય થશે આમ કહ્યુ કે તુરતજ ગૌરી કોયલનુ સ્વરૂપ લઇ ફરવા લાગ્યા. કોયલ ગૌરીનો અવતાર હોવાથી પવિત્ર તથા પૂજ્ય છે અને તેથી જ તેનુ આ વ્રત અવશ્ય કર્તવ્ય છે જે સ્ત્રી આ કોકિલા વ્રત કરેછે તેને વૈધવ્યનું દુઃખ કદી પણ વેઠવુ પડતુ નથી માટે હે કીર્તિમાતા ! તમે પણ આ વ્રત કરો કે જેથી સર્વદા સુખ રહે વસિષ્ઠના વચનપ્રમાણે તે વ્રતના આચરણથી તે શત્રુઘ્નની સ્ત્રી ઘણું સુખ પામી આ વ્રતના વિષયમા વ્રતરાજકર્ત્તા કહેછે કે 'જ્યારે આષાઢમાસ અધિક આવે ત્યારે જ આ વ્રત કરવુ' પણ તે મતને ધર્મસિંધુકાર કાશીનાથ ઉપાધ્યાય નિર્મૂલ ઠરાવી પ્રત્યેક વર્ષના આષાઢ માસમા કોકિલાવ્રત કરવાનું કહેછે અને તે મત યોગ્ય પણ જણાયછે આ વ્રત પૂર્વે સીતાજીએ દંડકારણ્યમા ગોદાવરીમા સ્નાન કરી કરેલું છે તથા નલરાજાની પ્રાપ્તિમાટે દમયતીએ પણ આ વ્રત કરેલુ છે શ્રીકૃષ્ણની પ્રાપ્તિમાટે રૂક્મિણીએ પણ આ વ્રત કરેલું છે વંધ્યા સ્ત્રીને પુત્રનો, કાકવંધ્યાને અનેક

---

1 આ કથા યોગ્ય ફેરફારસાથે શ્રીભાગવતના ચતુર્થ સ્કંધમા વિશેષ વિગતથી આપવામા આવી છે

પુત્રોનો અને મૃતપુત્રાને જીવત્પુત્રનો લાભ આપનાર આ વ્રત ત્રણ વર્ષ-સુધી કરવાનું છે. ત્રીજે વર્ષે ઉદ્યાપન કરવું. પ્રથમ વર્ષથી ધનપ્રાપ્તિ, બીજા વર્ષથી પુત્રનો લાભ અને ત્રીજા વર્ષથી સૌભાગ્યનો વિશેષ લાભ થાયછે.

---

## અશૂન્યશયન વ્રત.

ચંદ્રોદયવ્યાપિની આષાઢ વદિ બીજને દિવસે "અશૂન્યશયન વ્રત" થાયછે. તે દિવસે ચંદ્રોદય થાય ત્યારે ચંદ્રમાનું વિધિપ્રમાણે અર્ધ્યાદિ પૂજન કરી ઉત્તમ પલંગ ઉપર લક્ષ્મીજીસહિત વિષ્ણુની મૂર્ત્તિને પધરાવી "સર્વ જન્મોમાં પતિના વિયોગથી શૂન્ય થાઉં નહિ તે માટે તથા પુત્રપૌત્રાદિ સંતાનો-નો લાભ થવામાટે આ વ્રત કરીશ" એવો સંકલ્પ કરી તેનું યથાશાસ્ત્ર પૂજન કરવું અને તે પછી એકવાર ભોજન કરવું. એ પ્રમાણે ચારે માસોમાં કૃષ્ણપક્ષની બીજને દિવસે વ્રત તથા પૂજન કરી સમાપ્તિમાં તે શય્યાસહિત વિષ્ણુની મૂર્ત્તિનું દાન બ્રાહ્મણને દેવું અને યથાશક્તિ બ્રાહ્મણભોજનાદિ કરવું. આ વ્રત સ્ત્રીઓએ કરવાનું છે.

---

## દીપપૂજાવ્રત અથવા દીવાસો.

આષાઢ માસના કૃષ્ણપક્ષની અમાવાસ્યાને દિવસે દીવાસો અથવા દીપ-પૂજાવ્રત કે જે **એવ્રતજીવ્રત** કહેવાયછે એ નિર્ણયનિર્ગલિતાર્થ નામના ગ્રંથના પરિશિષ્ટમાં કહેલા શિષ્ટાચારપ્રમાણે ચતુર્દશીઉપરાંત અમાવાસ્યા હોય તે દિવસે એવ્રત અને અમાવાસ્યા ઉપરાંત પ્રતિપદ્ હોય તે દિવસે જીવ્રત કરવામાં આવેછે અથવા એક અમાવાસ્યાને દિવસે જ બન્ને વ્રતો તંત્રથી થઇ શકેછે. વિવાહિતા સ્ત્રીએ પોતાના અખંડિત સૌભાગ્યમાટે તથા પુત્રધનાદિ સંપત્તિ-માટે આ વ્રત કરવાનું છે. અમાવાસ્યામાં રાત્રિસમયે પ્રથમથી રોપેલા યવાંકુર ( જવારા ) નું પૂજન તેમાં ઉમામહેશ્વરનું ધ્યાન અને તેપાસે તેના ઉદ્દેશથી દીપદાન કરવામાં આવેછે. ઘૃતના દીપદાનથી જ આ વ્રત દીપપૂજા તથા 'દીવાસો' એ નામથી પ્રસિદ્ધ છે. તેમાં ચંદન પુષ્પાદિથી પૂજન કરી સ્ત્રીઓ ફલાહાર કરેછે તથા કેટલાએક દેશોમાં ભોજન પણ કરેછે અને રાત્રિનું જાગરણ કરેછે તથા પડવાના દિવસનું પણ જાગરણ કરેછે તેથી આ જાગરણ અમાવાસ્યાનો દિવસ રાત્રિ અને દિવસ એ ત્રણે મળીને

બાર પ્રહરનું ગણાયછે. અમાવાસ્યાના પશ્ચિમ પ્રહરમાં ઉમા-મહેશ્વરની ચિત્રલિખિત મૂર્ત્તિઓ અથવા મૃત્તિકામય મૂર્ત્તિઓનું એક પ્રસિદ્ધ સ્થાનમાં સ્થાપન કરી બ્રાહ્મણો બેસેછે ત્યાં વ્રતવાળી સ્ત્રીઓ દર્શનમાટે જાયછે અને શ્રીફળ તથા દીપપુષ્પવગેરેથી પૂજા કરેછે અને રંગીન નહાનાં મોહોટાં પારણાં અર્પણ કરેછે કે જેથી પુત્રપ્રાપ્તિ થાય. પડવાને દિવસે પણ જાગરણ હોવાથી ગામના અમુક ભાગમાં લોકોનો મેળો તથા ઉત્સવ ચાલુ રહેછે. આ ઉત્સવ ગુજરાતમાં તથા વિશેષથી કાઠિયાવાડમાં પ્રચલિત છે. વ્રત પાંચ વર્ષપર્યંત કરવામાં આવેછે અને કેટલીએક સ્ત્રીઓ સર્વદા પણ કરેછે. આ વ્રતવિષે ધર્મસિંધુવગેરે ગ્રંથોમાં ઉલ્લેખ જોવામાં આવતો નથી તથા પુરાણાદિમાં પણ કથાવગેરે પ્રસંગ ઉપલબ્ધ નથી પણ પરંપરાપ્રાપ્ત છે. કેટલાંએક તેવાં વ્રતો દાક્ષિણાત્ય લોકોમાં પ્રચલિત હોયછે. વ્રતો અને ઉત્સવો કેટલાએક સર્વત્ર પ્રસિદ્ધ હોયછે અને કેટલાએક અમુક અમુક દેશમાં પ્રસિદ્ધ હોયછે, કેટલાએક જાતિવિશેષમાં જ પ્રસિદ્ધ હોયછે અને કેટલાએક અમુક વર્ગમાં જ પ્રસિદ્ધ હોયછે. શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધમાં શ્રીગોવર્દ્ધનોત્સવપ્રસંગે થતા અન્નકૂટ ઉત્સવની શરૂઆત-પહેલાં શ્રીવ્રજમાં ઇંદ્રદેવનો ઉત્સવ ચાલુ હતો. તે પ્રસંગે શ્રીકૃષ્ણભગવાને શ્રીનંદરાયજીને પૂછ્યું હતું કે, આ ઉત્સવ શાસ્ત્રીય છે કે પરંપરાપ્રાપ્ત છે? ત્યારે શ્રીનંદરાયજીએ કહ્યું હતું કે ઇંદ્ર મેઘાધિષ્ઠાતા દેવ છે તેથી આ ઇંદ્રના ઉદ્દેશથી કરવામાં આવતો ઉત્સવ અમો પરંપરાપ્રાપ્ત હોવાથી કરીએછીએ. ત્યારે તેનું ખંડન કરી તેથી અધિક કલ્યાણકારક શ્રીઅન્નકૂટનો ઉત્સવ શ્રીકૃષ્ણભગવાને ચાલુ કર્યો. એમ શાસ્ત્રીય ન છતાં પણ અમુક મહાત્માની તથા અમુક કારણની યોજનાથી પણ વ્રતો તથા ઉત્સવો ચાલુ થાયછે. આર્ય લોકોની પ્રાચીન પદ્ધતિનો તથા તદનુકૂલ ધાર્મિક પ્રવૃત્તિનો, વ્રતાદિકનો અને ઉત્સવવગેરે કાર્યોનો મુખ્ય ઉદ્દેશ એવો છે કે, વિશેષ જ્ઞાનવાળાઓની સત્પ્રવૃત્તિ દૃઢીકરણ તથા સામાન્ય વર્ગના લોકોની અસત્પ્રવૃત્તિની નિવૃત્તિપૂર્વક સત્પ્રવૃત્તિમાં રૂચિપૂર્વક પ્રવેશ થાય. સર્વદા પ્રવૃત્તિપ્રધાન લોકોને અમુક અમુક સમયમાં વ્રતોત્સવાદિપ્રસંગે સન્માર્ગપ્રવૃત્તિનું વ્યવહારદ્વારા પ્રદર્શન, ઐહિકપારલૌકિક કલ્યાણનાં સાધનોનું ભાન અને હઠયોગથી પણ ધાર્મિક કાર્યોમાં પ્રવૃત્તિ કરાવવી એ જ શાસ્ત્રનો ઉદ્દેશ છે. તેવાં સૂક્ષ્મ કારણોનો પૂર્વાપર વિચાર કર્યાવગર જ કેટલાએક અર્દ્ધદગ્ધ મિથ્યાભિમાની આધુનિક લોક ધાર્મિક કૃત્યોઉપર આક્ષેપ કરેછે. મંદાધિકારી લોકોને સન્માર્ગમાં દાખલ કરવામાટે કેટલાએક રોચક ધર્મોની પણ જરૂર છે, તેથી શિષ્ટપરંપરા પ્રાધાન્યવાળાં વ્રતો તથા ઉત્સવો જો શાસ્ત્રવિરુદ્ધ તથા શાસ્ત્રનિષિદ્ધ હોય તો તેના પ્રચારમાં કશો દોષ નથી.



# શ્રાવણ માસ.

## એકભુકતઆદિ નિયમો, શાંતિકર્મ તથા ગૌરી પૂજા.




વણ મામમા હમેશાં એકવાર ભોજન અથવા રાત્રિભોજન અને વિષ્ણુઉપર તથા મહાદેવઉપર જલનો શાસ્ત્ર પ્રમાણે અભિષેક કરવાથી સર્વ પાપોનો ક્ષય થાયછે. શ્રાવણ માસમા સિહસક્રાતિ એટલે સિહરાશિના સૂર્ય હોયછે, તે સિહમક્રાંતિમા જેને ઘેર ગાયને પ્રસવ થાયછે તેનેમાટે તે અશુભ ફળ દેનાર છે. તેથી હોમવગેરે યથાશાસ્ત્ર શાંતિ કરી તે વીયાયેલી ગાય બ્રાહ્મણને દાનમાં આપી દેવી. તેમજ મધ્યરાત્રિએ ગાયો ભાંભરતી હોય તોપણ મૃત્યુંજય હોમથી શાંતિ કરવી. શ્રાવણ માસમાં દિવસના ભાગમાં ઘોડી વીયાય તોપણ તેના ધણીને અનિષ્ટ છે તેમજ માઘમાસમા તથા બુધવારને દિવસે ભેસ વીયાય તોપણ તેના ધણીને અનિષ્ટ છે માટે તેમા પણ યથાશાસ્ત્ર શાંતિ કરવી. શ્રાવણ માસમાં સોમવારનુ વ્રત તથા શિવપૂજન કરવાથી દીર્ઘઆયુષ મળેછે તેથી શ્રાવણના સોમવારે શક્તિવાળાએ ઉપવાસ કરવો અને બીજાએ પ્રદોષ ભોજન કરવું. એ પ્રમાણે શ્રાવણ માસના મંગલવારને દિવસે ગૌરીપૂજા કરવાથી સર્વેષ્ટસિદ્ધિ થાયછે.

---

# રોટક વ્રત.

શ્રાવણ સુદિ પડવાને દિવસે સોમવાર હોય તો તે દિવસથી લક્ષ્મીની પ્રાપ્તિમાટે આચારપ્રાપ્ત "રોટક વ્રત" અથવા બિલ્વરોટક વ્રત કરવાનું છે. તેની સમાપ્તિ કાર્ત્તિક સુદિ ચૌદશને દિવસે થતી હોવાથી તે વ્રત સાડાત્રણ માસનુ છે. એ વ્રતનુ ઉદ્યાપન પાંચ વર્ષે થાયછે. વ્રતના આરંભમા "હું આ લોકસબંધી તથા પરલોકસબધી સર્વ સૌખ્યપ્રાપ્તિપૂર્વક લક્ષ્મીની પ્રાપ્તિમાટે બિલ્વરોટક વ્રત કરીશ" એવો સકલ્પ કરવો, ત્યારપછી ઉમા-મહેશ્વરની ષોડશોપચારથી તથા અખંડિત બિલ્વપત્રોથી પૂજા કરવી. પ્રત્યેક દિવસે કથાશ્રવણ કરવુ અને એકવાર ભોજન કરવું. ચોખાના લોટના પાંચ રોટલા કરી તેઓમાથી બે રોટલા બ્રાહ્મણને દેવા, બે રોટલા પોતાને માટે રાખવા અને એક રોટલો દેવને નૈવેદ્યમા આપવો અને બીજા પણ અનેક પ્રકારનાં અન્નપાનો તેમજ ખર્જૂર, દ્રાક્ષા, નારગી, અખોડ, બીજોરૂં, દાડિમ તથા કાકડી વગેરે પદાર્થો ધરાવવા. વન-વાસમાં કષ્ટોથી છુટી રાજ્યસપત્તિના લાભમાટે યુધિષ્ઠિર રાજાના પૂછ-વાથી શ્રીકૃષ્ણે કહેલી આ વ્રતની કથા શિવપુરાણમા આ પ્રમાણે છે કે, પૂર્વે સૌમ્યપુરમા પ્રજાપાલનમાં અત્યત કુશળ તથા વિદ્વાન્ સોમ નામે રાજા હતો. તેનો મત્રી પણ તેજ નામનો અને ઉત્તમ સ્વભાવનો હતો. તે ગામનાં પાદ-રમાં સોમ એ નામનુ એક સુદર સરોવર હતુ જેમા સ્વચ્છ અને મીઠું જલ હમેશાં ભરપૂર રહેતું હતુ. તે સરોવરને કિનારે સોમેશ્વર મહાદેવનુ એક મદિર હતુ. તે ગામમા વેદ વેદાગોના પારને પહોચેલો સોમશર્મા નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેની પુરંધ્રી નામની સ્ત્રી પતિવ્રતા તથા સરલ ભાષણ કરનારી હતી. તે બ્રાહ્મણ કુટુબના નિર્વાહમાટે હમેશા ભિક્ષાચર્યા કરતો હતો પણ દૈવયોગથી આજીવિકા પણ બરોબર ચાલતી નહતી. એ દુઃખથી વિચારમાં પડેલો તે બ્રાહ્મણ ગામને પાદર સરોવરના તીરઉપર બિરાજતા સોમેશ્વર મહાદેવઉપર તપ કરવા બેઠો. વૃદ્ધ બ્રાહ્મણનુ રૂપલઈ મહાદેવજીએ પૂછ્યું કે "બ્રાહ્મણ! વિદ્વાન છતા શામાટે કષ્ટ વેઠોછો? તમારૂં સર્વ દારિદ્ર નષ્ટ થવામાટે બિલ્વરોટકવ્રત કરો." બ્રાહ્મણે એ વ્રતનો વિધિ પૂછતાં મહાદેવજીએ કહ્યુ કે "શ્રાવણ માસના શુક્લપક્ષમા પ્રતિપદ્ ને સોમવાર હોય તો ત્યાંથી નહિ તો પ્રથમના સોમવારે બિલ્વરોટકવ્રતનો આરભ કરવો

અને તે સાડાત્રણ માસપર્યંત કરવાનુ છે હમેશા અખડપાચ, સાત અથવા ત્રણ બિલ્વપત્રોથી શિવપૂજન કરવુ કાર્તિક સુદિ ચતુર્દશીને દિવસે તેની સમાપ્તિ કરવી. તે દિવસે ઉપવાસ કરવો, ઉદ્યાપનમા એક રૂપાનો તથા બીજો સુવર્ણનો રોટલો કરવો અને સુવર્ણના બિલ્વપત્રથી પુજનાદિ કરવુ. ઘટસ્થાપન તથા મડલવગેરે કર્મો શાસ્ત્રોક્ત વિધિથી કરવા, રાત્રિનુ જાગરણ તથા ઉમામહેશ્વરનુ પૂજન કરવુ. એ પ્રમાણે કરવાથી ધનધાન્યાદિની સપત્તિ થશે" એમ કહી મહાદેવજી અતર્હિત થયા બ્રાહ્મણે પણ તેપ્રમાણે વ્રત કર્યું અને તેથી સર્વ સપત્તિને પામી પરલોકમા કૈલાસની ગતિ પામ્યો.

---

# સ્વર્ણગૌરીવ્રત.

શ્રાવણ શુ ૩તૃતીયાને દિવસે 'સ્વર્ણગૌરીવ્રત" એ નામનુ વ્રત કરવામા આવેછે અને તે આચારપ્રાપ્ત છે આ વ્રત કર્ણાટક દેશમા ભાદ્રપ. શુક્લતૃતીયાને દિવસે કરવામા આવેછે આરભમા "ઐહિક તથા પારલૌકિક સૌભાગ્યપ્રાપ્તિપૂર્વક પુત્રપૌત્રાદિ સતતિના અવિચ્છેદયુક્ત ધનધાન્યાદિ ઐશ્વર્યની પ્રાપ્તિમાટે ઉમામહેશ્વરની પ્રીતિના ઉદ્દેશથી ૩ આ વ્રત કરીશ" એવો સકલ્પ કરી સુવર્ણમૂર્તિમા શ્રી ગૌરીદેવીનુ આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, સ્નાન, વસ્ત્ર, કચુકી, બીજી વખત આચમનીય, ચદન, સૌભાગ્ય દ્રવ્ય, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, નૈવેદ્યાત આચમનીય, તાબૂલ, ફ્લ, દક્ષિણા, નીરાજન, નમસ્કાર પ્રદક્ષિણા, પુષ્પાજલિ અને પ્રાર્થના કરી સુવાસિની બ્રાહ્મણોની સ્ત્રીઓને તથા બ્રાહ્મણોને વસ્ત્રસહિત વાસના પાત્રોનુ દાન દેવુ. પૂર્વે કૈલાસ પર્વતના શિખરઉપર બિરાજતા પાર્વતીસહિત મહાદેવને વદન કરી કાર્તિકેય સ્વામીએ પૂછ્યુ કે કરૂણાસાગર! લોકોના કલ્યાણ માટે કોઈ ઉત્તમ અને સુસાધ્ય વ્રતનો ઉપદેશ કરો કે જેથી મનુષ્યો સર્વ ઇષ્ટ પદાર્થોને પામે મહાદેવે કહ્યુ કે પુત્ર! શ્રાવણ માસના શુક્લપક્ષમા ત્રીજને દિવસે સ્વર્ણગૌરીવ્રત કરવાથી પુત્રપૌત્રાદિનો અવિચ્છેદ થાયછે તથા સપત્તિ મળેછે પૂર્વકાળમા સરસ્વતી નદીને કિનારે વિમલા નામની મોહોટી નગરીમા કુબેરથી પણ અધિક ધનવાન ચદ્રપ્રભ નામનો રાજા હતો તેને તેની મહાદેવી અને વિશાલાક્ષી એ નામની બે રાણીઓમાથી મહાદેવી મરણ પામી કે જેનાપર રાજાનો ઘણો પ્રેમ હતો આથી તે

ઉદાસ રહેતો હતો. કેટલેક દિવસે રાજા મૃગયામાટે વનમાં ગયો હતો ત્યાં તૃષ્ણાથી પીડિત થઇ શોધ કરતાં એક સુંદર સરોવર જોવામાં આવ્યું તેમાંથી નિર્મળ જલનું પાન કરી ચોમેર જોતાં તેને તીરે કેટલીએક અપ્સરાઓ ઉત્તમ ભક્તિથી ગૌરીદેવીનું પૂજન કરતી હતી તેને જોઇ રાજાએ તેઓને પૂછ્યું કે અપ્સરાઓ ! આ વ્રતનું વૃત્તાંત કહો. અપ્સરાઓએ કહ્યું કે, અમો સર્વ સંપત્તિઓને આપનારૂં સ્વર્ણગૌરીવ્રત કરીએ છીએ તેમાં તેની અધિષ્ઠાત્રી દેવીરૂપ ગૌરીદેવીનું પૂજન કરીએ છીએ. ઇચ્છા હોય તો તમો પણ તે વ્રત કરો. શ્રાવણમાસના શુક્લપક્ષની ત્રીજને દિવસે સ્વર્ણગૌરીવ્રતનો આરંભ કરવો. આ વ્રત સોળ વર્ષસુધી થાયછે તેમાં સોળ તંતુઓથી બનાવેલો એક દોરો જમણે હાથે બાધવો. આ સાંભળી રાજા તે વ્રતનું ગ્રહણ કરી પોતાના ગામમાં આવ્યો. રાણીએ પતિના હાથઉપર દોરો દેખી શંકાને લીધે અરે આ દોરા ધાગા કેવા ? એમ કહી તે દોરાને ત્રોડી સામેના એક શુષ્કવૃક્ષઉપર નાખ્યો, તે સમયમાં જ તે દોરાના સ્પર્શથી શુષ્કવૃક્ષ નવપલ્લવયુક્ત થઈ સુશોભિત થયું. દોરાનો આવો અપૂર્વ ચમત્કાર જોઇ પશ્ચાત્તાપ પામેલી રાણીએ તે તુટેલા દોરાને લઇ પોતે ક્ષમાપનપૂર્વક પતિને આપ્યો પણ પતિએ તો ક્રોધ આવવાથી તેણીનો ત્યાગજ કર્યો. તેથી વનમાં ચોમેર ભટકતી તે રાણી જે જે આશ્રમમાં જતી હતી તે તે આશ્રમવાળા લોકો તિરસ્કાર કરી તેને ટકવા દેતા નહોતા. એ પ્રમાણે ઘણું દુઃખ પામતાં તે એક સરોવરને તીરે પાર્વતીનાં દર્શનમાટે ઉપવાસ કરી બેઠી. દયાનિધિ પાર્વતીએ કૃપા કરી તેને દર્શન આપ્યું. રાણીએ ઉઠી દંડવત્નમસ્કાર કરી પાર્વતીને પ્રસન્ન કર્યાં. પાર્વતીએ તેને આ વ્રતનો ઉપદેશ કર્યો. વ્રતાચરણના પ્રભાવથી વનમાં આવેલા રાજાએ દયાથી તે રાણીને સર્વ કષ્ટોથી મુક્ત કરી પોતાના રાજ્યમાં પૂર્વ સ્થિતિમાં રાખી. એવી રીતે તે રાણી ઐહિક સુખ પામી અને પાછળથી પરલોકમાં કૈલાસની ગતિ પામી. મહાદેવના ઉપદેશથી કાર્ત્તિકેયસ્વામી પ્રસન્ન થયા અને પરોપકારમાટે તેણે આ વ્રતને જાહેર કર્યું. ઉદ્યાપનમાં ગોચર્મ માત્ર પ્રદેશને ગોમયથી પવિત્ર કરી મંડપ કરી તેમાં ગ્રહાદિના સ્થાપનપૂર્વક અષ્ટદલ ઉપર કલશ સ્થાપન કરી તેઉપર કર્ષમાત્ર એટલે એક તોલાભાર સુવર્ણની પાર્વતીની મૂર્ત્તિ સ્થાપી યથાવિધિ પૂજા કરવી. રાત્રિનું જાગરણ તથા ઉત્સવ કરવો, વળતે દિવસે હોમ કરવો, ગોદાનવગેરે દાનો કરવાં અને સોળ જાતની મીઠાઇ કરી સોળ બ્રાહ્મણોને જમાડવા, વાયનનું દાન દેવું અને તે પછી પોતે ભોજન કરવું.

---

# સુકૃત તૃતીયા.

મધ્યાહ્ન વ્યાપિની શ્રાવણ સુદિ ત્રીજને દિવસે. "સુકૃત તૃતીયા" એ નામનું વ્રત કરવામાં આવેછે. સ્ત્રીઓને પરલોકમાં દુર્ગતિમાં જવું ન પડે તેમાટે શૌનકના પૂછવાથી સૂતે કહ્યું છે કે, શ્રીકૃષ્ણનાં બહિની અને ગાંડીવધન્વા અર્જુનનાં પત્ની સુભદ્રા એવો ગર્વ રાખતાં હતાં કે, મારા જેવી કોઈ સ્ત્રી ભાગ્યશાળી નથી. દેવાધિદેવ શ્રીકૃષ્ણ ભગવાન મારા ભાઇ છે અને જગતમાં એકવીર ગણાતા અર્જુન મારા પતિ છે. આવા ગર્વથી તે કોઇ વ્રત કે નિયમ કરતાં નહતાં. આથી શ્રીકૃષ્ણે વિચાર કર્યો કે, અભિમાનવાળાં સુભદ્રા કશું ધાર્મિક કૃત્ય કરતાં નથી અને ધાર્મિક કૃત્યો કર્યાવગર પ્રાણીને સુખ મળતું નથી એ સિદ્ધાંત છે. પરમેશ્વરની કૃપા પણ ધર્મકર્મ કરનારઉપર જ થાયછે. માટે સુભદ્રાને સમજાવું. આમ વિચાર કરી શ્રીકૃષ્ણ સુભદ્રાપાસે ગયા અને કહ્યું કે, સુભદ્રા! પારલૌકિક કલ્યાણમાટે તમે કશું સત્કર્મ કરતાં નથી માટે એક પરિશ્રમવગરનું વ્રત કહુંછું તે કરો કે જેથી સર્વ વ્રતોનું ફલ થાયછે. સુભદ્રા! કાલરૂપી વૃક્ષનું મૂળ ધર્મ છે, સ્કંધો ઋતુઓ છે, ઉપશાખાઓ બાર માસ છે, ફુલો ત્રણસોને સાઠ દિવસો છે અને પાંદડાં ઘટિકાઓ છે. તે કાલવૃક્ષ, સુકૃત કરનારને અભયરૂપ ફલ આપેછે અને દુષ્કૃત્ય કરનારને ભયરૂપ ફલ આપેછે. તેથી શ્રાવણ સુદિ ત્રીજનું 'સુકૃત તૃતીયા' વ્રત કરો. તે તૃતીયાને દિવસે જો હસ્તનક્ષત્ર હોય તો તે યોગ ઉત્તમ ગણાયછે. તે દિવસે પ્રાતઃકાલમાં ઉઠી દંતધાવનપૂર્વક નિત્ય કૃત્યો કરી લઇ હરિદ્રાયુક્ત જલથી સ્નાન કરી મધ્યાહ્ન સમયે ગોમયનું મંડલ કરી વચમાં એક હસ્તપ્રમાણું વેદી કરી તેના મધ્યમાં અક્ષતોથી અષ્ટદલ કરવું, તેના મધ્યમાં કલશઉપર લક્ષ્મીસહિત નારાયણની સુવર્ણમય મૂર્ત્તિનું સ્થાપન કરી ષોડશોપચારોથી પૂજન કરવું. તેની પાસે ઘઉંના લોટમાંથી કરેલાં અંદર સાકર ભરેલાં ઉંબરાનાં ફલજેવડાં ત્રણસો સાઠ ૫ળો વાંસના પાત્રમાં ધરી બ્રાહ્મણોને દાનમાં દેવાં, પછી બ્હેને પોતાના ભાઇને બોલાવી તેને દૂધપાકનું ભોજન કરાવવું. એ પ્રમાણે પ્રત્યેક માસની ત્રીજને દિવસે કરતાં કરતાં ત્રીજે વર્ષે ઉદ્યાપન કરવું. શ્રીકૃષ્ણનાં વચનપ્રમાણે સુભદ્રાએ આ વ્રત કર્યું અને તેથી સર્વ વ્રતોનું ફળ પામી બન્ને લોકમાં સુકૃતશાલી કહેવાયાં.

---

# દૂર્વાગણપતિ વ્રત.

શ્રાવણ માસના શુક્લપક્ષની ચતુર્થીને દિવસે દૂર્વાગણપતિ વ્રત કરવાનું કહેલું છે. આ વિષય સૌરપુરાણમાં નીચેપ્રમાણે છે.

કાર્તિકેયસ્વામીએ સદાશિવને પુછ્યુ કે, ભગવન્! મનુષ્ય અનેક દુઃખોથી છુટી જઇ પોતાના શ્રેયસાધનરૂપ કયા વ્રતની સેવાથી સૌભાગ્યને પામે? શકરે કહ્યુ કે પડાનન! એક 'દૂર્વાગણપતિ' એ નામનું વ્રત છે કે જેના સેવનથી પાર્વતી, સરસ્વતી, ઇન્દ્ર, વિષ્ણુ, કુબેર અને બીજા પણ અનેક મુનિઓ તથા ગધર્વાદિકોએ પોતાની ઇષ્ટસિદ્ધિ મેળવેલી છે. તે દિવસે હેમના પીઠઉપર રક્તવસ્ત્ર વેષ્ટિત ત્રાંબાના કલશસાથે સર્વતોભદ્ર મડલમાં સુવર્ણમય મૂર્તિની અંદર ગણપતિનું આવાહન કરવું તથા સુવર્ણની દૂર્વા (ધ્રો) કરી ગણપતિને અર્પણ કરવી. રાતા સુગધી પુષ્પોથી, બિલ્વપત્રોથી, અપામાર્ગ (અઘેડા) થી, શમીથી, દૂર્વાથી અને હરિપ્રિયા એટલે તુલસીના પત્રોથી તથા ચદન, ધૂપ, દીપ વગેરેથી પૂજન કરવી. નૈવેદ્યમા મોદક તથા મળી શકતા ફળોનું અર્પણ કરવુ અને પછીથી એકભુક્ત કરવું. આ પ્રમાણે પ્રત્યેક માસની શુક્લ ચતુર્થીએ વ્રત કરતા કરતાં ત્રણ વર્ષે અથવા પાંચ વર્ષે તેની સમાપ્તિ કરવી ત્યારે ઉદ્યાપન કરવું તેમા પ્રાતઃકાલમા ધોળા તિલોથી સ્નાન કરવું અને ગણપતિને પચામૃત સ્નાન કરાવી દશ દૂર્વાઓ, દશ મન્ત્રોથી ચઢાવવી. આ વ્રતથી સર્વ સંપત્તિનો લાભ થાયછે અને મનુષ્યના સર્વ વિઘ્નો નષ્ટ થાયછે. આ વ્રતનો આરભ કાર્તિક સુદિ ચતુર્થીથી પણ થાયછે.

સ્કદપુરાણમા દૂર્વાગણપતિવ્રત આ પ્રમાણે કહેલું છે કે, પ્રથમ માસપક્ષાદિનો ઉલ્લેખ કરી મારા સર્વ પાપોના નાશપૂર્વક સાત જન્મોમાં રાજ્યવગેરે સૌભાગ્યની વૃદ્ધિમાટે, ઉમામહેશ્વરસાથે સાયુજ્ય મોક્ષની પ્રાપ્તિમાટે તથા ગણપતિની પ્રીતિમાટે છ માસપર્યંત દૂર્વાગણપતિ વ્રત કરીશ, એવો સકલ્પ કરી ગણપતિનું ષોડશોપચારથી પૂજન કરવુ. આ વ્રતની કથા એ પ્રમાણે છે કે, સર્વ દેવોએ સેવેલા મનોહર કૈલાસ પર્વતના શિખરઉપર એક દિવસે મહાદેવજી પાર્વતીસાથે અક્ષક્રીડા (ચોપાટ) રમતા હતા તેમા મહાદેવે કહ્યુ કે પાર્વતિ! તમે હારી ગયા, પાર્વતીએ કહ્યુ કે ભગવન્! તમે હારી ગયા. એ પ્રમાણે વિવાદ થઇ પડ્યો ત્યારે પાસે બેઠેલા ચિત્રનેમિને પુછ્યુ કે તુ

કહે કે કોનો જય થયો છે ? તેણે પણ મિથ્યા કહ્યું કે, મહાદેવજી જીત્યા છે. ત્યારે કોપ કરી પાર્વતીએ તેને ત્યાંથી દૂર થવાનો શાપ દીધો. ચિત્રનેમિએ ક્ષમા માગી કહ્યું કે, હે જગદંબ! મારા શાપનું નિરાકરણ કરો. પાર્વતીએ કૃપા કરી કહ્યું કે ચિત્રનેમિ! તું પૃથ્વીપર ફરતા ફરતા જ્યારે અનંત સરોવરને તીરે જઇશ અને ત્યાં આવેલી સ્વર્ગની અપ્સરાઓને મળશે ત્યારે શાપથી મુક્ત થઇશ. આ પ્રમાણે કહ્યા પછી તે ચિત્રનેમિ કાળા માથાનો મનુષ્ય થઇ ફરવા લાગ્યો. ઘણે કાળે અનંત સરોવરને કિનારે વ્રત તથા પૂજન કરતી અપ્સરાઓને દેખી નમસ્કાર કરી પૂછ્યું કે, હે મહાભાગ્યશાલિ અપ્સરાઓ! તમો આ પૂજનવગેરે શેનું કરોછો ? અપ્સરાઓએ કહ્યું કે અમો દૂર્વાગણપતિનું વ્રત તથા પૂજન કરીએ છીએ કે જેથી બન્ને લોકમાં સુખ થાય. ચિત્રનેમિએ કહ્યું કે, એ વ્રતનો મને ઉપદેશ કરો કે જેથી હું પાર્વતીના શાપથી મુક્ત થાઉં અપ્સરાઓએ ઉપદેશ કર્યો કે, ગમે તે માસના શુક્લપક્ષની રવિવારયુક્ત ચતુર્થીથી આરંભ કરી ૭ માસપર્યંત આ વ્રત કરવાનું છે. પ્રતિદિન ગણપતિના પૂજનમાં ૭ દૂર્વાઓ ચઢાવવી, ૭ નમસ્કાર કરવા, ૭ પ્રદક્ષિણાઓ દેવી અને શુક્લપક્ષની ચતુર્થીએ દૂર્વા એકવીશ ચઢાવવી, એકવીશ નમસ્કાર કરવા તથા પ્રદક્ષિણાઓ પણ એકવીશ દેવી, હમેશાં એકભુક્ત કરવું તથા કથાનું શ્રવણ કરવું અને તરૂણ સૂર્યસમાન કાંતિવાળા, સુવર્ણાભરણોથી સુશોભિત, જટાકલાપથી ઉદાર, કુંકુમ તથા સિંદૂરથી દેદીપ્યમાન ભાલવાળા, વિસ્તીર્ણ વક્ષસ્થલવાળા, ચાર ભુજાઓમાં પાશ, અંકુશ, વર અને અભયને ધરનારા, ગજસમાન મુખવાળા, સર્વ દેવદૈત્યોએ નમન કરાયેલા અને ભક્તના મનોરથોને પૂર્ણ કરનારા ગણેશનું ધ્યાન કરવું અને વિનાયક મંત્રનો જપ કરવો. એ પ્રમાણે ૭ માસ પૂર્ણ થાય ત્યારે ઉદ્યાપન કરવું. તે દિવસે ઘવના લોટના ઘણા ઘૃતવાળા અઢાર મોદક કરવા, તેઓમાંથી ૭ મોદક દેવને ધરાવવા, ૭ મોદક વેદાધ્યાયી તથા ઘણા કુટુંબવાળા બ્રાહ્મણને દેવા અને ૭ મોદક પોતાને માટે રાખવા. ૭ દૂર્વા વગેરે ઉપચારોથી પૂજન કરી મહાપૂજા કરવી તથા બ્રાહ્મણભોજન વગેરે કરવું. આ સઘળા ઉપદેશપ્રમાણે ચિત્રનેમિએ ગણપતિનું વ્રત તથા પૂજન વગેરે કર્યું તેથી પાર્વતીના શાપથી મુક્ત થઇ કૈલાસમાં ગયો. મહાદેવે પૂછ્યું કે, ચિત્રનેમિ! તું કોના પ્રભાવથી શાપમુક્ત થઇ કૈલાસમાં આવ્યો ? ચિત્રનેમિએ [illegible]

રમતનાં કારણથી રીસાઇ ગયેલાં પાર્વતીને પ્રસન્ન કરવાના હેતુથી વ્રત પૂજનાદિ કર્યું. તેમ જ મહાદેવના કહેવાથી પાર્વતીએ પણ તે વ્રત કર્યું, પાર્વતીના ઉપદેશથી કાર્તિકેયસ્વામીએ અને તેના ઉપદેશથી નંદિકેશ્વરે આ વ્રત કરેલું છે અને ત્યારથી લોકમાં પ્રસિદ્ધ થયું છે.

---

# ગણુપતિપૂજન.

શ્રાવણ સુદિ ચોથથી એકવીશ દિવસપર્યંત 'ગણુપતિપૂજન' એ નામનું વ્રત થાયછે. પ્રત્યેક દિવસે ષોડશોપચારથી ગણુપતિનું પૂજન કરી દશ મોદકોનું નૈવેદ્ય ધરાવી પુનઃ પૂજન કરી કથાનું શ્રવણ કરવું. હમેશાં વાંશના પાત્રોમાં એક એક મોદક મૂકી દાન દેવું અને બ્રાહ્મણભોજન કરાવવું. શૌનકમુનિએ સૂતને પૂછ્યું કે સૂત! તમે .પુરાણુવિષયમાં વ્યાસના મુખ્ય શિષ્ય છો તેથી લોકોપકારમાટે પુછુંછું કે, મનુષ્યોઉપર જ્યારે કોઇ સંકટ આવ્યું હોય ત્યારે કયા વ્રતથી તે દૂર થાય? સૂતે કહ્યું કે શ્રાવણ સુદિ ચોથથી શ્રાવણ વદિ દશમી પર્યંત એકવીશ દિવસોનું ગણુપતિવ્રત છે, તે કરવાથી સર્વ કષ્ટો દૂર થાયછે. એક દિવસે મહાદેવ તથા પાર્વતી વૃષભઉપર બિરાજી નર્મદા નદીને તીરે પધાર્યાં. ત્યાં સુંદર વૃક્ષોની પંક્તિઓને આલિંગન કરી રહેલી બાલલતાઓના કુંજોમાં મધુર શબ્દો કરતાં કોયલવગેરે પક્ષીઓના શબ્દોથી તથા પોતાના નિર્મળ જલની અંદર કલ્લોલ કરતા હંસ તથા કારંડવવગેરેના શબ્દોથી પોતાની સમીપમાં આવેલા પાંથવર્ગને વિશ્રામ લેવામાટે તથા સ્નાનદ્વારા પવિત્ર કરવામાટે બોલાવતાં હોય તેવાં તે રેવાનદીના સુંદર અને સર્વ દુઃખોનું વિસ્મરણ કરાવનાર કિનારાને જોઇ પાર્વતીએ મહાદેવને કહ્યું કે ભગવન્! આ સ્થલમાં મને આપની સાથે અક્ષક્રીડા ( પાશાની રમત-ચોપાટ ) રમવાની ઇચ્છા થઈ છે. મહાદેવે કહ્યું કે પ્રિયે! કોઇ ત્રીજા પુરૂષની જય પરાજયની પરીક્ષામાટે યોજના કરી પછી રમીએ. પાર્વતીએ એરકા ( પાન ) નામના તૃણુવિશેષની મુષ્ટિ લઇ તેમાંથી બાલકની મૂર્ત્તિ કરી તેને સચેતન કરી સાક્ષીરૂપે બેસાડ્યો અને મહાદેવસાથે અક્ષક્રીડા આરંભી. તેમાં પહેલી રમતમાં પાર્વતીનો જય થયો અને મહાદેવનો પરાજય થયો. શંકરે પૂછ્યું કે બાલક! કોણ જીત્યું? મહાદેવના પ્રભાવથી દબાઇ ગયેલા બાળકે કહ્યું કે, મહાદેવ જીત્યા. વળી

રમત શરૂ થતાં પાર્વતી જીત્યાં હતાં તોપણ છેવટ પૂછ્યું કે, કોણ જીત્યું ? બાળકે કહ્યું કે મહાદેવ જીત્યા. હર્ષવાળા મહાદેવે એ પ્રમાણે વારંવાર બાળકપાસે પોતાનો જય જાહેર કરાવ્યો તેથી પાર્વતીને કોપ ચઢ્યો અને તે બાળકને કહ્યું કે દુષ્ટ ! સાક્ષી થઇ મિથ્યા બોલેછે માટે પગવગરનો થઈ આ નદીના કાદવમાં પડી ઘણું દુઃખ પામીશ. બાલક પગમાં પડી પ્રાર્થના કરવા લાગ્યો કે જગદંબ ! મેં બાલભાવથી અપરાધ કર્યો તેની ક્ષમા કરો અને મારા શાપનો અવધિ કરો. કૃપાવાળાં પાર્વતીએ કહ્યું કે પુત્ર ! જ્યારે શ્રાવણ માસમાં નાગકન્યાઓ ગણપતિનું વ્રત કરી પૂજા કરવામાટે અહીં આવશે ત્યારે તેઓનાં તથા ગણપતિના દર્શનથી અને તે નાગકન્યાઓનાં દિવ્ય વચનોના શ્રવણથી તને ગણપતિઉપર ભક્તિ થશે અને તેના વ્રતથી તથા પૂજનવગેરે ભક્તિથી શાપમુક્ત થઈ તું મારા સાન્નિધ્યને પામીશ. એ પ્રમાણે કહી મહાદેવ તથા પાર્વતી અંતર્હિત થયા. જ્યારે શ્રાવણ માસ આવ્યો ત્યારે શુક્લપક્ષની ચતુર્થીને દિવસે અનેક નાગકન્યાઓ ત્યાં આવી અને તેઓએ ગણપતિનું વ્રત તથા પૂજા કરવા માંડી તે જોઈ તે બાળકે પૂછ્યું કે, આ વ્રત તથા પૂજા કયા દેવની કરોછો ? તથા તેથી શું ફળ થાયછે ? નાગકન્યાઓએ કહ્યું કે, આ ગણપતિનું વ્રત છે અને તેની જ પૂજા કરીએ છીએ તેથી સર્વ શુભ ફલોની પ્રાપ્તિ થાયછે. શ્રાવણ માસની સુદિ ચોથથી એકવીશ દિવસનું આ વ્રત છે. હમેશાં મધ્યાહ્ન સમયે ગણપતિનું પૂજન કરવું, એકવીશ દૂર્વાઓથી, એકવીશ રાતાં પુષ્પોથી અને એકવીશ મોદકોથી એ પૂજા થાયછે. તેમાંથી દક્ષિણાસહિત દશ મોદક બ્રાહ્મણને દેવા, એક ગણપતિ પાસે મૂકવો અને દશ મોદક પોતાને માટે રાખવા. પૂજા તથા ભોજન મૌન રાખીને કરવું, બ્રહ્મચર્ય પાળવું, પૃથ્વીઉપર સુવું અને શૂદ્રવગેરે નીચ લોકોસાથે ભાષણ પણ ન કરવું. હવિષ્યાન્નનું ભક્ષણ કરવું અને બાહ્યમાં તથા આભ્યંતરમાં પાવિત્ર્ય રાખવું. ઈત્યાદિ વિધિનો ઉપદેશ કરી નાગકન્યાઓ ગયા પછી તે બાળકે પણ પાર્વતીનાં વચનોનું સ્મરણ કરી આ વ્રતનો આરંભ કર્યો. નર્મદાને તીરે એકવીશ દિવસોસુધી યથોપદેશ તે વ્રત કરવાથી ગણપતિએ પ્રસન્ન થઇ તેને દર્શન આપ્યાં અને યથેષ્ટ વર માગવાનું કહ્યું. ગણેશનું વચન સાંભળી પ્રસન્ન થયેલા તે બાળકે વર માગ્યો કે ભગવન્ ! મારા પગમાં બળ આપો અને કૈલાસમાં નિવાસ આપો, ગણેશદેવ તથાસ્તુ કહી અંતર્હિત થયા.

રમતનાં કારણથી રીસાઇ ગયેલાં પાર્વતીને પ્રસન્ન કરવાના હેતુથી વ્રત પૂજનાદિ કર્યું. તેમ જ મહાદેવના કહેવાથી પાર્વતીએ પણ તે વ્રત કર્યું, પાર્વતીના ઉપદેશથી કાર્ત્તિકેયસ્વામીએ અને તેના ઉપદેશથી નંદિકેશ્વરે આ વ્રત કરેલું છે અને ત્યારથી લોકમાં પ્રસિદ્ધ થયુ છે.

---

# ગણપતિપૂજન.

શ્રાવણ સુદિ ચોથથી એકવીશ દિવસપર્યંત 'ગણપતિપૂજન' એ નામનું વ્રત થાયછે. પ્રત્યેક દિવસે ષોડશોપચારથી ગણપતિનું પૂજન કરી દશ મોદકોનું નૈવેદ્ય ધરાવી પુનઃ પૂજન કરી કથાનું શ્રવણ કરવું. હમેશાં વાંશના પાત્રોમાં એક એક મોદક મૂકી દાન દેવું અને બ્રાહ્મણભોજન કરાવવું. શૌનકમુનિએ સૂતને પૂછ્યુ કે સૂત! તમે પુરાણવિષયમાં વ્યાસના મુખ્ય શિષ્ય છો તેથી લોકોપકારમાટે પુછુંછું કે, 'મનુષ્યોઉપર જ્યારે કોઇ સંકટ આવ્યું હોય ત્યારે કયા વ્રતથી તે દૂર થાય? સૂતે કહ્યું કે શ્રાવણ સુદિ ચોથથી શ્રાવણ વદિ દશમી પર્યંત એકવીશ દિવસોનું ગણપતિવ્રત છે, તે કરવાથી સર્વ કષ્ટો દૂર થાયછે. એક દિવસે મહાદેવ તથા પાર્વતી વૃષભ ઉપર બિરાજી નર્મદા નદીને તીરે પધાર્યા. ત્યાં સુંદર વૃક્ષોની પંક્તિઓને આલિંગન કરી રહેલી બાલલતાઓના કુંજોમાં મધુર શબ્દો કરતાં કોયલવગેરે પક્ષીઓના શબ્દોથી તથા પોતાના નિર્મળ જલની અંદર કલ્લોલ કરતા હંસ તથા કારંડવવગેરેના શબ્દોથી પોતાની સમીપમાં આવેલા પાંથવર્ગને વિશ્રામ લેવામાટે તથા સ્નાનદ્વારા પવિત્ર કરવામાટે બોલાવતાં હોય તેવા રેવાનદીના સુંદર અને સર્વ દુઃખોનું વિસ્મરણ કરાવનાર કિનારાને જોઇ પાર્વતીએ મહાદેવને કહ્યું કે ભગવન્! આ સ્થલમાં મને આપની સાથે અક્ષક્રીડા (પાશાની રમત-ચોપાટ) રમવાની ઇચ્છા થઈ છે. મહાદેવે કહ્યું કે પ્રિયે! કોઇ ત્રીજા પુરૂષની જય પરાજયની પરીક્ષામાટે યોજના કરીને પછી રમીએ. પાર્વતીએ એરકા (પાન) નામના તૃણવિશેષની મુષ્ટિ લઇ તેમાંથી બાલકની મૂર્તિ કરી તેને સચેતન કરી સાક્ષીરૂપે બેસાડ્યો. મહાદેવસાથે અક્ષક્રીડા આરંભી. તેમાં પહેલી રમતમાં પાર્વતીનો જય, અને મહાદેવનો પરાજય થયો. શંકરે પૂછ્યું કે બાલક! કોણ જીત્યું? મહાદેવના પ્રભાવથી દબાઇ ગયેલા બાળકે કહ્યું કે, મહાદેવ જીત્યા.

# કપર્દિવિનાયક વ્રત.

શ્રાવણ સુદિ ચતુર્થીથી એક માસ પર્યંત "કપર્દિવિનાયક" એ નામનું વ્રત કરવામાં આવેછે. હમેશાં એકભુક્ત કરી આ વ્રત કરવું. "ચતુર્વિધ પુરૂષાર્થની સિદ્ધિમાટે હું આ વ્રત કરીશ. એવો સંકલ્પ કરી યથાધિકાર બ્રહ્મબીજ એટલે ઓંકારપૂર્વક અથવા માયાબીજ એટલે હીંકારપૂર્વક ચતુર્થ્યંત નામમંત્રથી ષડંગન્યાસ કરી પૂજાનો આરંભ કરવો. પ્રથમ સકલગુણયુક્ત તથા આત્મશક્તિયુક્ત અનંતયોગ પીઠનું નમસ્કારપૂર્વક પૂજન કરવું; ત્યાર પછી પીઠઉપર અષ્ટદલ કરી તેમાં તીવ્રા, જ્વાલિની, નંદા, નર્મદા, કામરૂપિણી, ઉગ્રા, તેજોવતી અને સત્યા એ શક્તિઓનું બીજપૂર્વક યથાક્રમ આવાહનાદિ પૂજન કરવું તથા મધ્યમાં વિઘ્નવિનાશિનીનું પૂજન કરવું. ત્યારપછી એક દાંતવાળા, મોહોટી કાયાવાળા, વિસ્તીર્ણ ઉદરવાળા, હાથીસમાન મુખવાળા અને ભક્તોનાં વિઘ્નોને દૂર કરનારા ગણપતિનું ધ્યાન કરવું. તે પછી આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય અને આચમનીય દઇ પયઃસ્નાન, દધિસ્નાન, ઘૃતસ્નાન, મધુસ્નાન અને શર્કરાસ્નાન એ પંચામૃત સ્નાન કરાવવું અને ગંગાજલવગેરે તીર્થોદકથી શુદ્ધોદક સ્નાન કરાવવું. બે વસ્ત્ર, આભરણો, રૂપાનું યજ્ઞોપવીત, ચંદન, અક્ષત અને શ્વેત પુષ્પ અર્પણ કરવાં પછી અંગપૂજા કરી પંચાવરણ પૂજન કરવું. ત્યારબાદ ધૂપ, દીપ, નૈવેદ્ય, આચમનીય, ફળ, દક્ષિણા, નીરાજન, પ્રદક્ષિણા, નમસ્કાર અને મંત્ર પુષ્પાંજલિ કરવાં. છેવટ એક બટુકની પૂજા કરી મુષ્ટિમાત્ર છિદ્રવગરનું ધાન્ય તથા અઠ્યાવીશ કપર્દિ એટલે કોડીયો આપવી તથા તંદુલદાન દેવું અને કથાનું શ્રવણ કરવું.

એક દિવસ પાર્વતીસાથે બિરાજતા સદાશિવે પાર્વતીને કહ્યું કે, તમને દ્યૂત રમવાની ઇચ્છા છે? પાર્વતીએ કહ્યું કે, જો કાંઇ મઠ માંડીને રમો તો ઇચ્છા છે. મહાદેવે કહ્યું કે, તે પ્રમાણે કરીશ. એવો ઠરાવ કરી રમત ચલાવતાં મહાદેવે પ્રથમ પોતાનું ત્રિશૂલ મૂઠમાં મુકયું. પાર્વતીએ ત્રિશૂલને જીતી લીધું. ત્યારપછી ડમરૂ તથા શાર્દૂલચર્મવગેરે સર્વ પદાર્થો મુકાઈ ગયા ત્યારે મહાદેવે કહ્યું કે પાર્વતિ! બીજું તો ઠીક પણ શાર્દૂલચર્મ કે જે મારે પહેરવા માટે તથા ઓઢવામાટે અત્યંત ઉપયોગી છે તે પાછું આપો તો ઠીક. પાર્વતીએ કહ્યું કે, તમે પ્રથમ શું બોલ્યા હતા તેનું સ્મરણ કરો. હવે કોઇ પદાર્થ પાછો નહિ

મળી શકે. પાર્વતીના વચનોનુ શ્રવણ કરી કોપ પામેલા મહાદેવજીએ કહ્યું કે, તમારી સાથે બાર દિવસ બાપણુ નહિ કરું. એમ કહી તે અંતર્હિત થઇ ગયા. પાછળથી પાર્વતીને ઘણું દુઃખ થવા લાગ્યું અને મહાદેવનો શોધ કરવા વનમાં ફરવા લાગ્યાં, તેટલામાં કેટલીએક દેવસ્ત્રીઓ વ્રતપૂજનાદિ કરતી હતી તથા ગીતાદિ ઉત્સવ કરતી હતી તેઓને જોઇ પાર્વતીએ પૂછયું કે સ્ત્રીઓ ! તમો શું કરોછો? દેવાંગનાઓએ કહ્યું કે, સર્વ શુભફલોને આપનારૂં કપર્દિવિનાયકનું વ્રત, પૂજન તથા કથા શ્રવણ કરીએ છીએ. પાર્વતીએ પૂછયું કે, એ વ્રતની ઇતિકર્ત્તવ્યતા શી છે તે કહો. ત્યારે તે સ્ત્રીઓએ કહ્યું કે "વ્યતીપાત વગેરે દોષોવગરની અને રવિવારયુક્ત શ્રાવણ સુદિ ચોથથી અથવા તેવી ગમેતેમાસની ચોથથી એક માસનું આ વ્રત છે. આગલે દિવસે એટલે શનિવારે તેલ, તાંબૂલ તથા વિષયભોગાદિના ત્યાગપૂર્વક એકભુક્ત કરી રવિવારને દિવસે પ્રાતઃકાલે ધોળા તિલોથી સ્નાનવગેરે નિત્ય કર્મ કરી લઇ ગોમયનું મંડલ કરી ઉપર કહેલા વિધિથી પૂજનાદિ કરવું. છિદ્રવગરના યવના તથા તંદુલના ચૂર્ણમાંથી પ્રથમને રવિવારે અર્દ્ધચંદ્રાકાર આઠ પૂડલા, બીજે રવિવારે પૂર્ણ ચંદ્રાકાર આઠ પૂડલા, ત્રીજે રવિવારે દૂધપાક અને ચોથે રવિવારે દધિ તથા ભાતનું નૈવેદ્ય ધરાવવું. તેમાંથી એક અષ્ટમાંશનું નૈવેદ્ય, એક વરાટક (કોડી) તથા એક મુષ્ટિમાત્ર તંદુલ બટુકને આપવા અને અવશેષ રહેલા સાત ભાગોનો પોતે આહાર લેવો." એ પ્રમાણે પાર્વતીએ શંકરના દર્શનમાટે એ વ્રત કર્યું તેથી તુરત જ મહાદેવે દર્શન આપ્યાં. મહાદેવે પૂછયું કે, પાર્વતિ ! તમે શું કર્યું ? કે જેથી મારો તમારી ઉપરથી કોપ ઉતરી ગયો. પાર્વતીએ કહ્યું કે કપર્દિવિનાયકનું વ્રત કર્યું તેથી આપનાં દર્શન થયાં. તે વ્રતનું શ્રવણ કરી મહાદેવજીએ પોતે વ્રતનો ચમત્કાર જોવા માટે વિષ્ણુના દર્શનનો સંકલ્પ કરી એ વ્રત કર્યું. તુરત જ ગરૂડારૂઢ વિષ્ણુનાં દર્શન થયાં. વિષ્ણુએ આવી કહ્યું કે મહાશિવ ! તમારી પાસે મારે તુરત આવવું પડ્યું તેનું કારણ કહો. મહાદેવે વ્રતનો મહિમા કહેતાં વિષ્ણુએ બ્રહ્માના દર્શનમાટે એ વ્રત કર્યું. તુરત જ બ્રહ્માનું દર્શન થયું. તેણે પણ તેવિષે પૂછતાં આ વિષ્ણુએ તેને આ વ્રતનો મહિમા કહ્યો બ્રહ્માએ ઇંદ્રના દર્શનના ઉદ્દેશથી આ વ્રત કર્યું. તુરત ઇંદ્રે આવી નમસ્કાર કર્યો. તેણે પણ સર્વ વૃત્તાંત જાણી વિક્રમાદિત્ય રાજાના ઉદ્દેશથી એ વ્રત કર્યું. તુરત વિક્રમાદિત્ય રાજા ઇંદ્રપાસે આવી હાજર થયા. રાજાએ કહ્યું કે, શું પ્રયોજન છે? ઇંદ્રે સર્વ વૃત્તાંત કહેતાં

રાજાએ પોતાની રાણીપાસે આવી કહ્યું કે, કપર્દિવિનાયકનું વ્રત કરી હું સર્વ શત્રુઓને જીતી લઇશ અને મોહોટી ઉન્નતિને પામીશ. રાણીએ પૂછ્યું કે એ વ્રતમાં દાન શાનું થાયછે ? રાજાએ કહ્યું કે એક વરાટકનું. રાણીએ એવા ક્ષુદ્રદાનનું શ્રવણ કરી એ વ્રતનો તિરસ્કાર કર્યો. વ્રતના અનાદરથી તે રાણી કુષ્ટના રોગથી પીડિત થઈ. રાજાએ એ રોગના ભયથી રાણીને દૂર કરી ત્યારે રાણી કષ્ટ પામીને વનમાં ગઇ, ત્યાં જઇ તપસ્વી લોકોની ઘણી સેવા ચાકરી કરવા લાગી ત્યારે તેની સેવાથી દયાવાળા મુનિઓએ કહ્યું કે તમે કપર્દિવિનાયકની નિંદા કરી છે તેથી આ મહારોગ થયો છે માટે તે કપર્દિવિનાયકનું વ્રત કરો તેથી તમારૂં કલ્યાણ થશે. એપ્રમાણે મુનિલોકોની આજ્ઞાથી તે રાણીએ તે વ્રત ઘણી શ્રદ્ધાથી કર્યું. તેના પ્રભાવથી તેના કુષ્ટ રોગનો નાશ થયો અને દિવ્ય દેહ થયો; એ સમયમાં પાર્વતીસહિત મહાદેવજી પોઠીયાઉપર ચઢી ફરતા હતા ત્યાં માર્ગમાં એક દરિદ્ર બ્રાહ્મણ રૂદન કરતો હતો તેને દેખી પાર્વતીએ કહ્યું કે બ્રાહ્મણ ! શામાટે વિલાપ કરેછે ? બ્રાહ્મણે કહ્યું કે હું દારિદ્રયથી ઘણો પીડિત છું. દેવીએ કહ્યું કે શોક કરોમાં અને કપર્દિવિનાયકનું વ્રત કરો તેથી તમારૂં સર્વ દારિદ્રય જશે. બ્રાહ્મણે કહ્યું કે વ્રત કરવામાં મારૂં સામર્થ્ય નથી. કેમકે થોડું પણ દ્રવ્ય મારીપાસે નથી. દેવીએ કહ્યું કે તમે વિક્રમાદિત્ય રાજાના નગરમાં જાઓ અને ત્યાં એક વૈશ્ય તમને સર્વજાતની સગવડ કરી દેશે. કપર્દિવિનાયક વ્રતના પ્રભાવથી તમે ત્યાંના મંત્રી થશો કે જેથી સર્વ દારિદ્રય નષ્ટ થશે. તે બ્રાહ્મણે પોતાને ઘેર આવી એ વૈશ્યની મદદથી સર્વ પદાર્થો લઇ કપર્દિવિનાયકનું વ્રત કર્યું તેથી તે મંત્રી થયો. મદદગાર વૈશ્યે પણ તે વ્રતનો ઉપદેશ લઇ "મારી પુત્રીનો વિક્રમરાજા પતિ થજો "એવા સંકલ્પથી વ્રત કર્યું તેથી રાજા વિક્રમાદિત્ય તે વૈશ્યની પુત્રીને પરણ્યો. ત્યાર પછી કેટલેક દિવસે રાજા ઘોડાઉપર ચઢી મૃગયા કરવામાટે વનમાં ગયો, ત્યાં મુનિઓના આશ્રમમાં જલપાન કરી શાંતાવસ્થામાં બેઠો હતો તેટલામાં કોઇ સુંદર સ્ત્રીને જોઇ મુનિઓને તેના સંબંધમાં પૂછતાં મુનિઓએ કહ્યું કે રાજન્ ! આ સ્ત્રી તમારી રાણી છે માટે તેને તમે તેડી જાઓ. રાજા પ્રસન્ન થઇને રાણીને સાથે લઇ પોતાના ગામમાં આવ્યો અને કપર્દિવિનાયક વ્રતના પ્રભાવથી સર્વ સુખને પામ્યો. પૂર્વે સગરરાજા કે જેને સાઠહજાર પુત્રો હતા તથા જે ઇંદ્રપદને માટે સો અશ્વમેધ કરતો હતો તેણે

પણ અશ્વમેધનાં વિઘ્નોના નાશમાટે આ વ્રત કર્યું હતું. પ્રથમને રવિવારે પાંચવાર અને બીજે તથા ત્રીજે રવિવારે ૭ વાર કથાનું શ્રવણ કરવું. આ કથા સ્કંદપુરાણમાં સૂતના તથા શૌનકમુનિના સંવાદથી લખેલી છે.

## નાગપંચમી.

શ્રાવણ માસના શુક્લપક્ષની પંચમી એ " નાગપંચમી " કહેવાયછે. હેમાદ્રિ કે જે ચતુર્વર્ગચિંતામણિ નામનો ગ્રંથ છે તેમાં ઉદ્ધૃત કરેલા પ્રભાસખંડના વચનપ્રમાણે મહાદેવજીએ પાર્વતીને કહ્યું છે કે, ષષ્ઠીયુક્ત નાગપંચમીને દિવસે ગૃહના દ્વારની બન્ને તરફ ગોમયથી સર્પો આળેખવા અથવા રૂપાના, સોનાના, કાષ્ઠના કે મૃત્તિકાના પાંચફણાવાળા સર્પો પરંપરાપ્રાપ્ત કુલાચારપ્રમાણે સ્થાપવા અથવા હરિદ્રાના ચંદનથી પાંચ નાગો આળેખવા. ત્યારપછી તેઓનું યથાશાસ્ત્ર ષોડશોપચારથી પૂજન કરવું. શાલની ધાણીથી તથા પંચામૃતથી પણ પૂજન કરવું. કણેરનાં, જાઇનાં અને કમલનાં પુષ્પો ચઢાવવાં અને યથાશક્તિ બ્રાહ્મણભોજન કરવું. આ વ્રત બાર વર્ષનું છે. પ્રત્યેક માસમાં શુક્લપક્ષની પંચમીને દિવસે આ વ્રત કરવું. પ્રથમ માસથી અનંત,* વાસુકિ, શેષ, પદ્મ, કંબલ, કર્કોટક, અશ્વતર, ધૃતરાષ્ટ્ર, શંખપાલ, કાલિય, તક્ષક અને પિંગલ એ નામોથી બારે માસમાં જૂદા જૂદાનું પૂજન કરવું. ચતુર્થીને દિવસે એકભુક્ત કરવું અને પાંચમને દિવસે નક્ત ભોજન કરવું. વ્રતને અંતે દૂધપાકથી બ્રાહ્મણોને જમાડવા, અને પાંચમના દિવસમાં તથા રાત્રિમાં પૃથ્વીને ખોદવી નહિ. એ પ્રમાણે સર્પના ભયની નિવૃત્તિમાટે નાગપંચમીનું વ્રત કરવાનું છે.

## નાગદષ્ટવ્રત.

શ્રાવણ સુદિ પાંચમને દિવસે " નાગદષ્ટવ્રત " કરવામાં આવેછે. આ વિષયની કથા ભવિષ્યોત્તરપુરાણમાં નીચે પ્રમાણે છે.

સુમંત બ્રાહ્મણે શતાનીક રાજાને કહ્યું છે કે, સર્પદંશથી મૃત્યુ પામેલો મનુષ્ય અધોગતિમાં જાયછે અને ત્યાંથી સર્પનો અવતાર પામેછે. શતાનીક રાજાએ પૂછ્યું કે, જેનાં પિતા, માતા, ભ્રાતા, દુહિતા, પુત્ર અને ભાર્યાવગેરે સંબં-

* વ્રત કરવું. નાગપંચમીને દિવસે, દિવસનો ઉપવાસ કરી ઉપર પ્રમાણે નાગોની

પંચફણાવાળી મૂર્તિ કરી પૂજન કરવું. દૂધથી સ્નાન કરાવી ઘૃત, દૂધપાક તથા મોદકથી બ્રહ્મભોજન કરાવવું. પ્રત્યેક માસમાં જુદા જુદા નામથી નાગપંચમીના પ્રકરણમાં બતાવેલ છે તે પ્રમાણે પૂજન કરવું, રાત્રિએ ભોજન કરવું, વર્ષની સમાપ્તિ થાય ત્યારે બ્રાહ્મણોને તથા સંન્યાસીઓને અન્નદાનાદિ દેવું, છેવટ પૌરાણિક બ્રાહ્મણને નાગની મૂર્તિનું દાન દેવું તથા ગોદાન દેવું અને હાથ જોડી અનંતનું ધ્યાન કરી કહેવું કે, મારા કુળમાં જે કોઇ સર્પદંશથી મૃત્યુ પામ્યા હોય તેઓના મોક્ષમાટે આ વ્રત કર્યું છે તે આપને અર્પણ કરૂંછું.

---

# શાકવ્રત અને શનિપ્રદોષ.

શ્રાવણ સુદિ દ્વાદશીને દિવસે શાકવ્રત કરવામાં આવેછે. પ્રદોષવ્યાપિની શ્રાવણ સુદિ ત્રયોદશીને દિવસે શનિવાર હોય તો તે " શનિપ્રદોષ " એ નામનું વ્રત કહેવાયછે. આ વ્રતની સઘળી ઇતિકર્ત્તવ્યતા તેની કથાઉપરથી સ્પષ્ટ થાયછે. પૂર્વે જ્યારે દેવોને વૃત્રાસુરવગેરે દૈત્યોસાથે મહાયુદ્ધ ચાલતું હતું ત્યારે દેવોના તીક્ષ્ણ પ્રહારોથી દૈત્યોને પલાયન કરતા જોઇ ક્રોધાંધ થયેલો વૃત્રાસુર પોતે યુદ્ધમાં ચઢયો. કાલાગ્નિજેવું ઉગ્રરૂપ ધરી યુદ્ધમાં આવેલા વૃત્રાસુરને જોઈ ઇંદ્રવગેરે દેવો દિગ્મૂઢ થઈગયા ત્યારે તેઓએ પોતાના ગુરૂ બૃહસ્પતિને પૂછવાથી તેણે કહ્યું કે આ અસુરે મહાઉગ્ર તપશ્ચર્યા કરેલી છે તેથી તેને જીતવો અશક્ય છે. માટે તમે મહા પ્રતાપી સદાશિવનું આરાધન કરો. તેના આરાધનનો પ્રકાર ઇંદ્રે પૂછવાથી ગુરૂએ કહ્યું કે શ્રાવણ માસમાં અથવા કાર્તિકાદિ માસોમાં સુપ્રયત્ને શુક્લપક્ષની શનિવારી ત્રયોદશી આવે તે દિવસે પ્રદોષ સમયમાં શિવલિંગનું પૂજન કરવું. મધ્યાહ્નસમયે તિલ તથા આમળાંના ચૂર્ણયુક્ત સ્નાન કરીને ચંદન પુષ્પાદિથી સદાશિવનું પૂજન કરવું. પ્રદોષસમયે સ્વયંભૂલિંગ, સ્થાપિતલિંગ, અરણ્યસ્થલિંગ અથવા તપોવનસ્થલિંગમાંથી જેનો યોગ થાય તેનું પૂજન કરવું. ગામમાંના શિવલિંગકરતાં ગામબહારનું શિવલિંગ શતગુણ અધિક છે, ગામ બહારના શિવલિંગથી અરણ્યસ્થશિવલિંગ શતગુણ અધિક છે, તેથી પર્વતઉપરનું શિવલિંગ શતગુણ અધિક છે, પર્વતસ્થ શિવલિંગકરતાં તપોવનસ્થ શિવલિંગ દશહજારગણું અધિક છે અને તેથી કાશીવગેરે તીર્થમાંનાં શિવલિંગ અનંતગુણ અધિક છે. એ પ્રમાણે તીર્થોમાં પણ ન્યૂનાધિક્ય છે. ઘરકરતાં કૂપમાં, તેથી વાપીમાં, તેથી તળ.

તેથી દેવના નામથી ઓળખાતા જલાશયમા અને તેથી નદીઓમા ઉત્તરોત્તર શતગુણ અધિક ઉત્તમ સ્નાન છે અને ગગાવગેરે તીર્થોમા અનતગુણ ફલ દેનારૂ સ્નાન છે સ્વામીવાળા જલાશયમા સ્નાન કરવુ હોય તો પાચ ખોબા જલ બહાર કાઢી નાખી પછીથી સ્નાન કરવુ એ પ્રમાણે પ્રદોષસમયે સ્નાન કરી મૌનવ્રત રાખી મહાદેવજી આગળ સહસ્ર ઘૃત દીપોની માલા કરવી અથવા એકસો દીવા કરવા અથવા બત્રીશ દીવા કરવા ધૂપથી, ફલોથી, નૈવેદ્યોથી તથા ષોડશોપચારોથી શિવપૂજન કરવુ ત્યાર પછી શત નામોથી રૂદ્રને નમસ્કાર કરવા, તે નામો આ પ્રમાણે છે રૂદ્ર, ભીમ નીલકઠ, વેધસ્, કપર્દિન્, સુરેશ, વ્યોમકેશ, વૃષધ્વજ, સોમ, સોમનાથ, દિગબર, ભર્ગ, ઉમાકાત, તપોમય, વ્યાસ, શિપિવિષ્ટ, વ્યાલપ્રિય, વ્યાલ વ્યાલપતિ, મહીધર, વ્યાઘ્ર, પશુપતિ ત્રિપુરાતક, સિહ, શાર્દૂલ, ઋષભ, મિત મિતનાથ, સિદ્ધ, પરમેષ્ઠિન્, કામાતક, બુદ્ધ, બુદ્ધિપતિ, કપોત, વિશિષ્ટ શિષ્ટ, પરમાત્મન્, વેદગીત, ગુપ્ત, વેદગુહ્ય, દીર્ઘ, દીર્ઘરૂપ, દીર્ઘાર્થ, મહા, જગત્પ્રતિષ્ઠ, વ્યોમરૂપ, ગર્વકૃત્, સુમહાદિત્ય, અધકાસુરભેદિન્, નીલ લોહિત, શુક્લ,ચરમુપ્રિય, ભક્તિપ્રિય, દેવ, જ્ઞાત, અજ્ઞાત અવ્યય, મહેશ મહાદેવ હર, ત્રિનેત્ર, ત્રિદેવ, વેદાગ, અર્થ, અર્થરૂપ, પરમાર્થ, વિશ્વરૂપ, વિશ્વ, વિશ્વનાથ, શકર, કાલ, કાલાવયવરૂપિન્, સરૂપ, વિરૂપ, સૂક્ષ્મ, અસૂક્ષ્મ, શ્મશાનવાસિન્, કૃત્તિવાસસ્, શશાકશેખર, રૂદ્રભૂમિશ્રય, દુર્ગ, દુર્ગપાર, દુર્ગાવયવ, સાક્ષિન્, લિગરૂપ, લિગ, લિગપતિ, પ્રભાવરૂપ, પ્રણવાર્થ, કારણ કારણ મૃત્યુજય, આત્મન્, ભવ, સ્વરૂપિન્, ત્ર્યબક, સિતકઠ,ગર્ભ, ગૌરીપતિ, સગનહેતુ મહેશ એ શત નામોને સસ્કૃત વ્યાકરણપ્રમાણે ચતુર્થી વિભક્તિમા બોલી નમસ્ શબ્દથી નમસ્કાર કરવા ત્યાર પછી શત પ્રદક્ષિણાઓ કરવી એ પ્રમાણે આ વ્રત તુરત કરો કે જેથી તમારો જય થશે ઇદ્રે પૂછ્યુ કે વૃત્રાસુરે શીરીને મહાદેવનુ આરાધન કર્યુ હતુ તથા તે પૂર્વ જન્મમા કોણ હતો ? તે કહો ગુરૂએ કહ્યુ કે આ વૃત્રાસુર પૂર્વ જન્મમા ચિત્રરથ એ નામનો રાજા હતો અને તેણે પ્રથમ ગધમાદન પર્વતઉપર તપશ્ચર્યા કરી મહાદેવપાસેથી ઉત્તમ વિમાન મેળવ્યુ હતુ જે વનમા તેણે તપશ્ચર્યા કરી હતી તે વન તેના નામથી એટલે ચિત્રરથ એ નામથી પ્રસિદ્ધ છે દેવતાજેવા વૈભવને પામેલો તે રાજા ઇચ્છાપ્રમાણે ફરતા ફરતા એક દિવસે કૈલાસમા આવ્યો ત્યા વામભાગઉપર પાર્વતીને બેસાડી

ઋષિઓની સભામાં મહાદેવજી બિરાજતા હતા તેનાં દર્શન કરી સપત્તિના નિશાથી ફાટી ગયેલા મગજવાળો તે રાજા સર્વ સભા સાંભળે તેવી રીતે હાંસીનો ડોળ કરી બકવા લાગ્યો કે, જગતમાં વિષયાસક્ત અમ જેવા લોકો પણ સ્ત્રીઓનો પ્રસંગ એકાંત સ્થળમાં જ રાખેછે. હું ઘણાં સ્થળોમાં જાઉંછું પણ કોઈ સ્થલમાં કોઇ સાધારણ પુરૂષ પણ સ્ત્રીને સભામાં લઈ બેસતો નથી. ત્યારે આ સદાશિવ કે જે વિશ્વેશ્વર છે તેને આ પ્રમાણે સ્ત્રી-યુક્ત સભામાં બેસવું યોગ્ય નથી. એ પ્રમાણે ચિત્રરથનું વચન સાંભળી સભ્ય લોકો બોલ્યા કે, બીજા લોકોસાથે મહાદેવજીના ચરિત્રની તુલ્યતા કરી શકાતી નથી કારણ કે જગતના નાશને કરનારૂં કાલકૂટ વિષ કે જે સમુદ્રમથનમાંથી નિકળેલું હતું તેનું ભક્ષણ જ્યારે કોઈથી ન થઇ શક્યું ત્યારે અનંત શક્તિવાળા આ સદાશિવે જ તેનું પાન કર્યું હતું. મહાદેવનું ચરિત્ર લોકાતીત છે તથાપિ તમે જે મહાદેવનો ઉપહાસ કરોછો તે યોગ્ય નથી. સભ્યોનાં વચનોથી ઉત્તેજિત થયેલાં પાર્વતી પણ કહેવા લાગ્યાં કે, આ ચિત્રરથ દુરાત્મા છે. કારણ કે મારી સાથે રહેલા સદાશિવના ઉપહાસને કરનારો છે, તેમજ મહાદેવને પૂજનારા દેવોના, ઋષિઓના તથા સનકાદિ સિદ્ધોના પણ અનાદરને કરનારો છે માટે ઉદારને આદર અને દુષ્ટને દંડ એ ન્યાયપ્રમાણે આને દંડ દેવો જોઇએ. એ પ્રમાણે વિચારી પાર્વતીએ શાપ આપ્યો કે, અરે દુષ્ટ ! 'જેવી મતિ તેવી ગતિ' એ ન્યાયપ્રમાણે તારો અસુર યોનિમાં અવતાર થશે. એ પ્રમાણે પાર્વતીના શાપથી ત્વષ્ટા દેવતાના અભિચારમાટે કરેલા હોમકુંડમાંથી વૃત્ર એ નામવાળો અસુર ઉત્પન્ન થયો. મહાદેવની નિંદાથી તેનું વ્રતપુણ્ય વિકલ થવાને લીધે છેવટમાં તેનો પરાભવ થશે. ઇંદ્ર ! તમે તે વ્રતનું આરાધન કરો કે જેના પ્રતાપથી શત્રુને મારી જયલક્ષ્મીને વરો. ગુરૂનું વચન સાંભળી ઇદ્રે કહ્યું કે તે વ્રતના ઉદ્યાપનનો વિધિ કહો. ગુરૂ કહે છે કે, શ્રાવણ માસની અથવા કાર્તિક માસની શનિવારયુક્ત સુદિ તેરશને દિવસે ઉદ્યાપન કરવું. તેમાં રૂપાનો પોઠિયો કરવો, તેની પીઠઉપર સુવર્ણમય મહેશ્વરની દશ ભુજાવાળી, પાંચ મુખવાળી અને અર્ધાંગમાં પાર્વતીવાળી મૂર્ત્તિનું સ્થાપન કરવું તથા પંચ પલ્લવોથી સુશોભિત, પંચરત્નોથી યુક્ત, સુવર્ણનો, રૂપાનો, તામ્રનો અથવા મૃત્તિકાનો કુંભ લઇ તેનું પણ સ્થાપન કરવું. તેઉપર રૂપાનું અથવા વાંશનું પાત્ર મુકી તેમાં એક સુવર્ણની મહાદેવની જૂદી

मूर्ति स्थापनी तेनु यथाशास्त्र पूजनादि करी अन्न वस्त्रादिना दानपूर्वक मोहोरो उत्सव करी प्रदोषसमये गीत नृत्यादि उपचारोथी पूजनोत्सव करी रात्रिनु जागरण करवु कुलमडली करी तेमा महादेवने पधरावला, आगळ चडवावगेरेथी मडपने सुशोभित करवो चतुर्दशीने दिवसे प्रात कृत्य कर्या पछी पूजन करी आचार्यादिनु वरण करी अग्निस्थापनपूर्वक पायसनो उमासहित रुद्रने माटे अष्टोत्तरशत होम करवो, आचार्यवगेरे ब्राह्मणोनो वस्त्र, अन्न तथा दक्षिणादिथी सत्कार करवो, पयस्विनी गायनु दान देवु अने यथाशक्ति ब्राह्मणोने भोजन देवु. दीन, अनाथ तथा व्यग लोकोने सिद्ध अन्न देवु अने त्यार पछी वृद्धोने तथा बाळकोने जमाडी यज-मानें भोजन करवु जेने सतानना इच्छा होय तेणे उपर कहेला मासोनी शनिवारयुक्त कृष्णपक्षनी त्रयोदशीथी, करजमांथी मुक्त थवानी इच्छा-वाळाए मगलवारयुक्त ते त्रयोदशीथी अने आयुष्य तथा आरोग्यनी इच्छा वाळाए रविवारयुक्त ते त्रयोदशीथी आ व्रतनो आरभ करवो त्रणे लोकोमा जेटला तीर्थो छे ते सर्वे प्रदोष समयमा महादेवना वृषभना वृषणमा रहेछे तेमाटे महादेवना दर्शन समयमा प्रथम वृषभना वृषणनो स्पर्श करी वृषभना शृगमाथी महादेवना दर्शन करवा. ते प्रमाणे दर्शनथी प्राणी सर्व पापोथी मुक्त थायछे महादेवना प्रदोषपूजनमा अवश्य बिल्वपत्र होवा जोइए महादेवने बिल्वपत्रथी बीजुं कशु विशेष प्रिय नथी ए प्रमाणे स्कदपुराणमा शनिप्रदोषनु व्रत कह्यु छे.

---

# पक्षप्रदोष.

प्रत्येक मासनी प्रदोषव्यापिनी बन्ने त्रयोदशीने दिवसे 'पक्षप्रदोष' ए नामनु व्रत करवामा आवेछे आविषेनी इतिकर्तव्यता तथा माहा त्म्य कथाउपरथी विदित थायछे सूत शौनकने कहेछे के, कोइ ब्राह्मणनी स्त्री के जेना बे पुत्रो हता ते दारिद्यवगेरे दुःखोथी पीडित थता तेणे फरता फरता कोई शिवालयमा शिवजीना दर्शन पछी त्या एहेना शाडिल्य नामना मुनिनु दर्शन करी पोताना दुःखोने नाश करवानो उपाय पूछयो शाडिल्य मुनिए कृपाथी पुत्रसहित ते ब्राह्मणीने शिवदेवताक पक्षप्रदोषना व्रतनो उपदेश कर्यो बन्ने पक्षोमा प्रदोषव्यापिनी त्रयोदशीने दिवसे दिव-सभा निराहार रहेवु अने सूर्यास्तथी प्रथम त्रण घडी दिवस रहे त्यारे स्नान करवु श्वेत वस्त्रो धरी, मौन राखी, सायसध्या करी शिवपूज

નનો આરંભ કરવો. ગોમયથી ઉપલિપ્ત સુંદર સુશોભિત મંડપમાં મધ્ય પીઠઉપર શિવલિંગનું સ્થાપન કરવું. પોતાના શરીરમાં ભૂતશુધ્ધ્યાદિ પ્રયોગ કરી પ્રાણાયામો કરવા, અંતર્માતૃકા તથા બહિર્માતૃકા ન્યાસો કરવા, વામ ભાગમાં ગુરુને તથા દક્ષિણ ભાગમાં ગણપતિને નમસ્કાર કરવા. આધાર શક્તિથી આરંભી જ્ઞાનસ્વરૂપ આત્માનું શોધન કરી શુદ્ધ કરેલા નવ શક્તિવાળા, કરોડ ચંદ્રમા જેવા તેજસ્વી, ત્રણ નેત્રોવાળા, મુકુટમાં ચંદ્રવાળા, પિંગલ અને ગંગાજીયુક્ત જટાજૂટથી સુશોભિત મસ્તકવાળા, વિષપાનને લીધે નીલકંઠવાળા, વરદ, અભય, ત્રિશૂલ અને ડમરૂથી સુશોભિત ચાર હસ્તવાળા, વ્યાઘ્રચર્મને ધારણ કરનારા, રત્નના સિંહાસનઉપર બિરાજતા અને વામાંગમાં ગિરિજાથી દેદીપ્યમાન સદાશિવનુ હૃદયાકાશમાં ધ્યાન કરવું. તે હૃદયાવસ્થ સ્વરૂપનું મૂર્તિમાં આવાહન કરી વેદમંત્રોથી ન્યાસ કરી "देवो भूत्वा देवं यजेत्" એ યોગતંત્રના સિદ્ધાંતપ્રમાણે તદ્રૂપ થઇ તેનું પૂજન કરવું. આ સિદ્ધાંત કામક્રોધાદિ પ્રાકૃત ભાવનાઓને દૂર કરી શુદ્ધ સાત્વિક જ્ઞાનાદિ આનંદમય દિવ્ય ભાવનાઓના અધિકરણરૂપ થવામાટે છે. પૂજ્યનું તથા પૂજકનું ગુણાદિ ભાવનાઓથી સાદૃશ્ય થયાવિના પૂજન સફલ થતું નથી એ સોપપત્તિક સિદ્ધાંત છે. બીજો પૂજાનો વિસ્તૃત અનુક્રમ તંત્રગ્રંથોથી જાણી લેવાનો છે. ષોડશોપચારપૂર્વક પૂજન કે જે સર્વ સાધારણ છે તેથી પણ પૂજનની સાંગતા થાયછે. આ શિવપૂજનથી ઘોર પાપોનો નાશ થાયછે. દરિદ્રતા, રોગ, ગ્રહ, પીડા, ભૂતાદિપીડા, શત્રુભય, રાજભય, અને કલંકાદિ સર્વ દુઃખો નષ્ટ થાયછે. હે બ્રાહ્મણિ ! તમે આ પુત્રોસાથે એક વર્ષપર્યંત આ વ્રત કરવાથી સર્વ સુખોનું પાત્ર થશો.

શાંડિલ્યમુનિનું વચન સાંભળી તે બ્રાહ્મણીએ કહ્યું કે, હે મુનિ ! આ એક મારો પોતાનો પુત્ર છે અને આ બીજો માતાપિતાવગરનો હોવાથી મારો કૃતક પુત્ર ક્ષત્રિય જાતનો છે. અમોને આ ઉપદેશથી અનુગૃહીત કર્યાં છે. એમ કહી ત્યાંથી એક સુંદર સ્થલમાં આવી બન્ને પુત્રોસહિત તેણે પક્ષપ્રદોષ વ્રતનો આરંભ કર્યો. ચાર માસ વ્યતીત થયાપછી એક દિવસે રાજપુત્રવિના બ્રાહ્મણીનો પુત્ર એકલો સ્નાન કરવામાટે નદીને તીરે ગયો. ત્યાં જઈ નદીમાં ઘણી રમત ગમત કરવા લાગ્યો. તેટલામાં નદીનાં ઝરણાંઓથી ખોદાઇ ગયેલા એક પ્રદેશમાં અંદર રહેલો એક સોનામોહોરનો કલશ તેના જોવામાં આવ્યો. તુરતજ ત્યાં જઇ તે પ્રદેશને જરા ઉખેડી તે કલશ લઇ જઇ

તેણે પોતાની માતાને દેખાડયો. માતાએ કહ્યુ કે, પુત્ર! કરુણાસાગર મહાદેવજી તારીઉપર પ્રસન્ન થયા જણાયછે તેથી તને આ નિધિનો લાભ થયો છે. તોપણ આ ધનમાથી તારા ભાઇને અર્ધ ભાગ આપજે. માતાનુ એવું ન્યાયગર્ભિત વચન સાભળી રાજપુત્રે કહ્યું કે, માતા! તમારા પુત્રના પ્રારબ્ધથી આવેલા ધનમા મારી જરા પણ ઇચ્છા નથી. જે જેના નસીબનુ હોય તે તેનેજ રહેપચેછે મહેશ્વરદેવ મારી ઉપર પ્રસન્ન થઇ મારા પ્રારબ્ધમા હશે તે મને આપશે. ત્યારબાદ એક વર્ષ પૂર્ણ થયાપછી એક દિવસે બ્રાહ્મણપુત્રસાથે તે રાજપુત્ર વસતસમયમા વનોમા વિહાર કરતો હતો ત્યા કેટલીએક ક્રીડા કરતી ગધર્વોની કન્યાઓ તેના જોવામા આવી. તેઓને દેખી દૂર ઉભેલો બ્રાહ્મણપુત્ર બોલ્યો કે, ભાઇ! આગલના પ્રદેશમા સ્ત્રીઓ વિહાર કરેછે એટલામાટે આપણે ત્યા જવુ નહિ, કારણ કે પડિત લોકો સ્ત્રીઓના સન્નિધિમા જતા નથી, સ્ત્રીઓ પોતાના વ્યામોહક સ્વભાવથી ફસાવી દેછે તથા બ્રહ્મચર્યને ખડિત કરેછે. એમ કહી તે દૂરથીજ નિવૃત્ત થયો. રાજપુત્ર તો રાજસ પ્રકૃતિવાળો હોવાથી એકલોજ ત્યા ગયો કે જ્યા તે દિવ્ય સ્ત્રીઓ વિહાર કરતી હતી. તે ગધર્વ કન્યાઓમા એક નવયૌવના અને જોનારના ચિત્તનુ રૂપસૌભાગ્યથી મથન કરનારી ભવ્ય કન્યા રાજકુમારને દેખી વિચાર કરવા લાગી કે, આ સર્વાંગ સુંદર બીજા કામદેવ જેવો યુવાપુરૂષ કોણ છે? યુક્તિવાળી તે કન્યાએ પોતાની સખીઓને કહ્યુ કે, અહિંથી જરા દૂર એક વિચત્રિ ચપક વન છે તેમાં તમો જઈ પુષ્પો લઇ આવો ત્યાસુધી હું અહીંજ રહીશ. એમ કહી સર્વને ત્યા મોકલી પાછળથી એકલી રહેલી તે ગધર્વકન્યા તે રાજપુત્રસામે દૃષ્ટિ રાખી ઉભી રહી. રાજપુત્ર પણ તેના સ્વરૂપથી મોહિત થઇ તેપાસે આવ્યો બન્નેના ગુણોથી બન્નેનુ વશ્યત્વ થયુ ધૈર્ય રાખી ગધર્વપુત્રીએ પૂછ્યુ કે, હે સુદર! તમે કોણછો અને કયાથી અહીં આવ્યાછો? રાજપુત્રે કહ્યુ કે, હું વિદર્ભ દેશના રાજાનો પુત્ર છુ, મારા માતા પિતા પરલોક ગયા છે અને શત્રુઓએ રાજ્ય પચાવી પાડ્યું છે સુદરિ! તમે કોણ છો? તથા તમારી શી ઇચ્છા છે? કન્યાએ કહ્યુ કે, એક વિદ્રવિક એવા નામથી પ્રસિદ્ધ ગધર્વોનો રાજા છે તેની હુ અશુમતી નામની પુત્રી છુ, તમને આવતા દેખી સખીઓને વિદાય કરી તમારે માટે એકલીજ સાવધાન થઇઉભી છુ. સગીત વિદ્યામા મારાથી કોઇ અધિક નથી આ સિવાયની બીજી બાબત હુ અને

તમે હૃદયમાં જાણીએ છીએ. એમ કહી ગંધર્વકન્યાએ પોતાનો મુક્તાહાર સ્વયંવરની માલાતરીકે તે રાજકુમારના કંઠમાં પહેરાવ્યો. રાજકુમારે કહ્યું કે, પ્રિયે! હું રાજ્ય તથા સંબંધિવગરનો છું તેની ઇચ્છા કેમ કરોછો? તથા તમારા પિતાશ્રીની આજ્ઞાવગર મારો સ્વીકાર કેમ કરોછો? પિતૃમતી કન્યાથી પ્રબળ કારણોવગર પોતાની ઇચ્છાથી વિવાહ થઇ શકતો નથી. "पिता प्रत्तामादाय निष्क्रामति" એટલે પિતાએ આપેલી કન્યાને લઇ વર નિકળેછે. આવું ધર્મશાસ્ત્રનું વચન છે. ગંધર્વકન્યા બોલી કે, તમારી ઇચ્છા જો તે પ્રમાણે છે તો હું તેમજ કરીશ, તમે તમારા સ્થાનમાં જાઓ અને પરમ દિવસે પ્રાતઃકાલમાં આ સ્થળમાંજ પધારજો અને હું પણ અવસ્ય આવીશ. એ પ્રમાણે સંકેત કરી બન્ને સ્વસ્થાનમાં ગયાં. રાજપુત્રે પોતાની માતાપાસે તથા ભ્રાતાપાસે સર્વ વૃત્તાંત કહ્યો. સંકેતપ્રમાણે બન્ને બંધુઓ વનમાં હાજર થયા અને ત્યાં પુત્રીસાથે ગંધર્વરાજને જોઇ યથાયોગ્ય સમાગમ કર્યો. ત્યારપછી ગંધર્વરાજે કહ્યું કે, રાજેંદ્ર પુત્ર! ગઇ કાલે હું કૈલાસ પર્વતમાં ગયો હતો ત્યાં પાર્વતીસહિત મહાદેવનું દર્શન કરી ઉભો હતો તેટલામાં મહાદેવે શ્રીમુખથી મને બોલાવીને કહ્યું કે, હે ગંધર્વરાજ! ભૂતલમાં ધર્મગુપ્ત નામનો એક રાજપુત્ર કે જે અકિંચન, રાજ્યભ્રષ્ટ અને હતબંધુ છે તે શાંડિલ્ય ગુરૂના વચનથી પક્ષપ્રદોષનું વ્રત અખંડિત કરેછે તેને તમે સહાયતા આપો, કારણ કે તે અનન્ય શિવભક્ત હોવાથી મહા ભાગ્યશાળી છે. એ પ્રમાણે મહાદેવની આજ્ઞા થવાથી હું અહીં આવ્યો છું તથા મારી પુત્રીએ પણ તમને વરવાની ઇચ્છા જણાવી છે તેથી આ કન્યા તમને પત્નીપણે આપુંછું અને તમારા શત્રુઓને મારી તમારૂં રાજ્ય પણ અપાવુંછું. તમે દશહજાર વર્ષોસુધી સાંસારિક સુખ ભોગવી આ જ દેહથી કૈલાસમાં જશો. ત્યાં પણ અમારી પુત્રી તમને અનુસરશે. એ પ્રમાણે કહી પોતાની પુત્રીનો તેસાથે વિવાહ કરી તેના શત્રુઓને મારી તેનું રાજ્ય તેને અપાવી મોહોટી સંપત્તિવાળો કર્યો. એ પ્રમાણે ધર્મગુપ્ત રાજા પોતાની બ્રાહ્મણી માતાને તથા બ્રાહ્મણ ભ્રાતાને અનુસરી જગતમાં અદ્વિતીય શિવભક્ત રાજા થયો.

---

## પવિત્રારોપણોત્સવ.

શ્રાવણ સુદિ ચતુર્દશીને દિવસે મહાદેવને, બારસને દિવસે વિષ્ણુને અને બીજા દેવી, ગણેશ વગેરે દેવોને ચૌદશ, ચોથ વગેરે તિથિઓમાં કુ-

લાચાર, દેશાચાર અથવી શિષ્ટાચાર પ્રમાણે પવિત્રાઓનું અર્પણ કરવું. આ પવિત્રારોપણ વર્ષપર્યંત કરેલી દેવપૂજામા જે કઇ વિચ્છેદ તથા ન્યૂનાધિક્ય થયુ હોય તેની પૂર્ણતાપૂર્વક સફલતાની પ્રાપ્તિમાટે છે તેથી તે વાર્ષિક નિત્ય ઉત્સવ છે શ્રાવણ સુદિ બારસ, પૂર્ણિમા અથવા છેવટ કાર્ત્તિકની પૂર્ણિમાસૂધી પવિત્રારોપણનો ગૌણ કાલ છે કપાસનુ સૂત્ર લઇ તેમાથી નવ તતુઓ કરી નવે તતુઓને એકસો ને આઠ ફેરા દઇ દેવના ગોઠણસુધી તે પવિત્રુ લાબુ કરવુ તથા તેમા ચોવીશ ગાઠો પાડવી આ ઉત્તમ પવિત્રુ ગણાયછે નવ તતુઓને ચોપન ફેરા દઇ કરેલુ, દેવના સાથળસુધી લાબુ અને બાર ગાઠોવાળુ પવિત્રુ મધ્યમ ગણાયછે. નવ તતુઓને સત્તાવીશ ફેરા દઇ કરેલુ, દેવની નાભિપર્યંત લાબુ અને આઠ ગાઠોવાળુ પવિત્રુ કનિષ્ટ ગણાયછે તે પ્રમાણે નવ સૂતના એકસોવીશ ફેરાની અથવા સિત્તેર ફેરાની ચરણપર્યંત લાબી અને એકસો ને આઠ અથવા ચોવીશ ગાઠોવાળી એક વનમાલા કરવી તથા નવ સૂત્રીના બાર ફેરાવાળુ અને બાર ગાઠોવાળુ એક ગધ પવિત્રુ કરવુ તથા નવ સૂત્રીના સત્તાવીશ ફેરાવાળુ એક ગુરૂ પવિત્રુ કરવુ અને ત્રિસૂત્રીમાથી તે તે દેવોના અગભૂત દેવોના પવિત્રા કરવા, મહાદેવને માટે તે તે શિવલિંગના પ્રમાણમા પવિત્રા કરવા, તેઓને પચગવ્યથી પ્રોક્ષણ કરી પ્રણવમત્રથી ધોવા, ત્યાર પછી મૂલ મત્રથી અષ્ટોત્તરશત અભિમત્રણ કરી, ગ્રથિઓને કુકુમથી રગી દેવી, ત્યાર પછી તે પવિત્રાઓને વાશના પાત્રમા સ્થાપી ઉપર શુદ્ધ શ્વેત વસ્ત્રનું આચ્છાદન કરી, 'સવત્સરપર્યંત પૂજાની સપૂર્ણતામાટે અધિવાસનપૂર્વક પવિત્રારોપણ કરીશ,' એવી પ્રભુની પ્રાર્થના કરી તેનુ અધિવાસન કરવુ દેવની સામે સર્વતોભદ્ર મડલ કરી તેમા કલશસ્થાપન કરી તેઉપર પવિત્રાવાળુ વાશનુ પાત્ર સ્થાપવુ તેપછી તદધિગત દેવનુ આવાહન કરી ત્રિસૂત્રી હોય તો બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રનુ અને નવસૂત્રી હોય તો પ્રણવ, સોમ, વહ્નિ, બ્રહ્મા, નાગ, ઇશ, સૂર્ય શિવ અને વિશ્વેદેવા એઓનુ આવાહન કરવુ. વનમાલામા પ્રકૃતિ દેવીનુ આવાહન કરવુ, ત્યારપછી ગધનાદિથી પૂજન કરવુ અને ગધપવિત્રને હાથમા લઇ દેવના ચરણમા અર્પણ કરવુ કેટલાએક કહેછે કે દેવના હાથમા બાધવુ આ ઉત્સવમા પ્રથમ દેવની પચોપચારથી પૂજા કરવી તે રાત્રિનુ જાગરણ, ભગવત્કથાવગેરેથી કરવુ. પ્રાત:કાલે શુદ્ધ થઈ બન્નેની પૂજા કરી કનિષ્ઠ, મધ્યમ અને ઉત્તમ

એવા અનુક્રમથી ત્રણે પવિત્રાં દેવના કંઠમાં ધરાવવાં અને પાબંધન કર્મ, નામ મંત્રથી ધરાવવાં તથા નીરાજન કરવું. શિવવગેરે પ્રોક્ત મંત્ર વનમાલા દેવી નહિ. પછી ગુરુની પૂજા કરી પવિત્રાં દેવાં. ... અને સૌભાગ્યવતી સ્ત્રીઓને પણ પવિત્રાં દેવાં અને પોતે પણ કંઠમાં પવિત્રાં પહેરવાં. મિત્રોસહિત ભોજન કરવું, ત્રણ રાત્રિ બ્રહ્મચર્યાદિ નિયમો પાળવા અને ત્રણ રાત્રિ પછી પવિત્રાં ઉતારી વિસર્જન કરવું.

---

# ઉત્સર્ગોપાકર્મ અથવા બળેવનો ઉત્સવ

### અને

## રક્ષાબંધન અથવા રાખડીનો ઉત્સવ.

પ્રત્યેક વર્ષે શ્રાવણમાસના શુક્લ પક્ષમાં શ્રવણ નક્ષત્ર હોય તે દિવસે ગ્વેદી બ્રાહ્મણોએ અને પૂર્ણિમાને દિવસે યજુર્વેદી બ્રાહ્મણોએ ઉપાકર્મ કે બળેવ અથવા જનોઇ બદલાવવાનું કર્મ એ નામથી પ્રસિદ્ધછે તે કરવાનું આ કર્મ સામવેદી બ્રાહ્મણો ભાદ્રપદ માસના શુક્લ પક્ષમાં હસ્ત નક્ષત્ર ય તે દિવસે કરેછે અને અથર્વવેદી બ્રાહ્મણો શ્રાવણની અથવા ભાદ્રપદની ર્ણિમાને દિવસે કરેછે. જે વેદવાળાઓને માટે જે દિવસ જણાવેલ છે તે વસે સંક્રાંતિ બેસતી હોય, ગ્રહણ હોય, સતક હોય અથવા વૃષ્ટિના અભાવને ધે ઔષધિઓવગેરે થયેલ ન હોય; અથવા આવી કાંઈ બીજી અડચણ હોય તો વેદવાળાઓથી બીજા વેદવાળાઓને માટે જણાવેલ દિવસે પણ આ ર્મ કરી શકાયછે. મનુસ્મૃતિના ચોથા અધ્યાયમાં કહ્યું છે કે શ્રવણનક્ષત્ર-ત શ્રાવણની પૂર્ણિમામાં અડચણ હોય તો ભાદ્રપદ માસની પૂર્ણિમામાં તાના ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિપ્રમાણે ઉપાકર્મ કરી બ્રાહ્મણે સાવધાન થઇ સદાચાર માસપર્યંત મુખ્યત્વે વેદાધ્યયન કર્યા કરવું. પારસ્કરાચાર્યે ગૃહ્યસૂત્રમાં જણાવ્યું છે કે, પૌષમાસમાં રોહિણીનક્ષત્ર હોય તે દિવસ ઉત્સર્ગ કર્મ કરવું, પણ હાલ કાલાદર્શ ગ્રંથને અનુસારે શ્રાવણની અથવા ભાદ્રપદ માસની પૂર્ણિમામાં કરી શકાયછે તેથીજ શિષ્ટ લોકો શ્રાવણની પૂર્ણિમાને દિવસેજ ઉપાકર્મ તથા ઉત્સર્ગ તંત્રથી સાથે કરી લેછે. બન્ને કર્મોમાં સંકલ્પનો ફેર છે, ઋષિપૂજન તુલ્ય છે અને ઋષ્યાદિતર્પણ તો ઉત્સર્ગમાં જ છે એવો ધર્મસિંધુનો મત છે, બાકી ઇતિકર્તવ્યતા પ્રાયઃ સમાન છે.

લાચાર, દેશ્રાર ન સસ્કાર કર્યાપછી પ્રથમ આવેલ ઉપાકર્મ તથા ઉત્સર્ગ આ પવિત્ર ત્રમા, શુક્રના અસ્તમા મન માસમા તથા સિહસ્થ ગુરૂમા નહિ ન્યુનાધિ-ભાદ્રપદ માસની પાચમ અથવા તેના હસ્ત નક્ષત્ર વગેરેમા કરવુ.

આ કર્મમા સર્વ બ્રાહ્મણો મળી ગામથી ઉત્તર દિશામા જઇ નદીવગેરે જલાશયને તીરે બેસી પ્રથમ વેદોક્ત મન્ત્રોથી સ્નાનવિધિ કરેછે તથા સ્ના નાગ તર્પણ કરેછે અને વિભૂતિ તથા રૂદ્રાક્ષ ધારણ કરી, અધ્યયન કરેલા તથા અધ્યયન કરવામા આવશે એવા વેદોના અશુદ્ધોચ્ચારણાદિ દોષની નિવૃત્તિમાટે અયાતયામતાપૂર્વક શ્રીપરમેશ્વરપ્રીત્યર્થ ઉપાકર્મ કરીશુ, એવો સકલ્પ કરી અઘેડાના છોડસાથે ત્રણ ત્રણ દર્ભશનાકાઓનો એક એક ચટુ બ્રહ્મગ્રથિ બાધેનો એવા આઠ ચટુ કરી, પાટલાપર નવા ધોયેલા વસ્ત્ર ઉપર અક્ષતનુ અષ્ટદલ કરી એ ચટુઓને પૂર્વાગ્ર મૂકી તેમા સપ્તર્ષિઓ એટલે ગૌતમ ભારદ્વાજ, વિશ્વામિત્ર, કશ્યપ જમદગ્નિ વસિષ્ઠ અને અત્રિ તથા વસિષ્ઠના પત્ની અરૂધતી એઓનુ આવાહન કરી સાગોપાગ પૂજન કરેછે તે પછી તર્પણ કરેછે તે પછી સ્થાપિત ઋષિઓનુ ચરણામૃત લેછે અને નવીન જનોઈ ઋષિઓને ધરાવીને ધારણ કરેછે તથા મન્ત્રદ્વારા કહાડી જૂના જનોઇનો નદીમા ત્યાગ કરેછે ત્યારબાદ ઋષિઓના વશોનુ વ્યા ખ્યાન જણાવનાર બ્રાહ્મણ ગ્રથમાના ગદ્યોનો પાઠ કરેછે છેવટમા વર્ષના શુભાશુભ ફલમાટે શકુન જુએછે તેમા પ્રથમ વેદસહિતાના પુસ્તકનુ પૂજન કરી એક બટુકને અથવા કુમારિકાને બેસાડી તેનુ પૂજન કરી તેની પાસે સહિતાના અધ્યાયજેટલા ચોખાના ઢગલા કરી તેમાના એકઉપર તેની ઇચ્છા પ્રમાણે સોપારીવગેરે કાંઇ ફળ મૂકાવેછે એથી અમુક અધ્યાય જોવો એમ નિશ્ચય થાયછે પછી તે અધ્યાયના જેટલા મન્ત્રો હોય તેટલા ચોખાના ઢગલા કરી તેમાના કાઇપર તેની ઇચ્છાપ્રમાણે સોપારીવગેરે કાંઇપણ ફળ મૂકાવી અમુક મન્ત્ર કહાડવો એમ નક્કી થતા તે મન્ત્ર બોલે છે અને પછી ત્યા જે કોઇ પડિત કે શાસ્ત્રી હોય તેની પાસે તેનો ભાષ્યા નુસાર અર્થ કરાવેછે એમા જે અભિપ્રાય નિકળે તેઉપર શુભાશુભ ફળ કલ્પેછે આવી રીતે ચડીપાઠના શ્લોકઉપરથી પણ શકુન જુએછે એ થયાપછી સપ્તર્ષિનુ વિસર્જન કરવામા આવેછે

આ દિવસેજ વૈદિક બ્રાહ્મણો રક્ષાબધન કરેછે રક્ષાબધન વિધિ રહિત પૂર્ણિમા જે ત્રણ મુહૂર્તકરતા અધિક, ઉદય સમયમા હોય તેમા

અપરાહ્‌ણ સમયમાં અથવા પ્રદોષ સમયમાં થાયછે. આ રક્ષાબંધન કર્મ, લોકોમાં રાખડી એ નામથી પ્રસિદ્ધ છે. રાખડી બાંધવાનો પુરાણોક્ત મંત્ર આ પ્રમાણે છે કે—

येन बद्धो बली राजा दानवेन्द्रो महाबलः ।
तेन त्वामभिबध्नामि रक्षे मा चल मा चल ॥

આ પુરાણોક્ત મંત્ર બ્રાહ્મણસિવાય બીજાઓને રાખડી બાંધતી વખતે બોલવામાં આવેછે. બ્રાહ્મણોને રાખડી બાંધતી વખતે તો વેદોક્ત મંત્રજ બોલાયછે. બ્રાહ્મણોને આ રક્ષાબંધન તેઓ ઉપાકર્મ કરી રહેછે કે તરતજ કરવામાં આવેછે અને તે પછી તેઓ ગોળધાણી જે ઋષિઓના પ્રસાદરૂપ કરેલ હોય તેનું જરા ભક્ષણ કરી ગુરુ તથા વૃદ્ધવગેરે પૂજ્ય પુરુષોને ગોત્ર, પ્રવર, વેદશાખા અને પોતાના નામના ઉચ્ચારણપૂર્વક અભિવાદન કરવામાં આવેછે અને પૂજ્ય લોકો અભિવાદન કરનારને આશીર્વાદ દેછે.

અગ્નિહોત્રી બ્રાહ્મણે આ દિવસે શિષ્યોસહિત હોમવગેરે કર્તવ્ય વિશેષે કરવાનું છે. બ્રહ્મચારીએ, સમાવર્તન કરનારે, ગૃહસ્થે અને વાનપ્રસ્થે આ ઉત્સર્ગોપાકર્મ અવશ્ય કરવાનું છે. જો તે ન કરે તો તેને પ્રાયશ્ચિત્ત કરવું પડેછે. સંન્યાસીએ આ કર્મ કરવાનું નથી, કારણ કે તેને જનોઇ બદલવાનું હોતું નથી.

સર્વ તેહેવારોમાં, ઉત્સવોમાં તથા પર્વોમાં બ્રાહ્મણોને માટે આ દિવસ ઉત્તમોત્તમ ગણાયછે.

---

## હયગ્રીવજન્મ.

શ્રાવણ સુદિ પૂર્ણિમાને દિવસે શ્રીહયગ્રીવ ભગવાનનો જન્મ થયો છે. મહાભારતના મતપ્રમાણે મધુકૈટભ દૈત્ય કે જેણે વેદોનું હરણ કરેલું હતું તેને મારવામાટે વિષ્ણુએ હયગ્રીવનો અવતાર લીધો હતો એમ છે. દેવી ભાગવતના મત પ્રમાણે હયગ્રીવ દૈત્યને મારવામાટે જ ભગવાને હયગ્રીવનો અવતાર લીધો છે. વિશેષ કથા દેવીભાગવતના પ્રથમ સ્કંધના પાંચમા અધ્યાયમાં છે. શ્રીવિષ્ણુભાગવતના મતપ્રમાણે હયગ્રીવ નામનો દૈત્ય કે જે બ્રહ્માના મુખથી શ્રવણદ્વારા વેદોનું હરણ કરી ગયો હતો તેને મારવા

માટે ભગવાને મત્સ્યાવતાર લઇ તે હયગ્રીવ દૈત્યને મારી બ્રહ્માને વેદ આપ્યા છે તથા સત્યવ્રત રાજાને મત્સ્યપુરાણનો ઉપદેશ કર્યો છે એ પ્રમાણે છે અને શાલિગ્રામપુરાણપ્રમાણે શ્રીમહાદેવજીએ તે હયગ્રીવ દૈત્યને માર્યો છે એમ છે. એ સર્વ વિરોધોમાં ભિન્ન ભિન્ન કલ્પાંતરની કલ્પનાથી સમાધાન થઇ શકે છે તે દિવસે વ્રતોપવાસાદિ બીજા ભગવદવતારોની તિથિ પ્રમાણે કરવાના છે

# શ્રવણાકર્મ અને સર્પબલિ.

શ્રાવણની પૂર્ણિમાને દિવસે રાત્રિના ભાગમાં ઋગ્વેદની આશ્વલાયન શાખાવાળાઓએ શ્રવણાકર્મ તથા સર્પબલિ કરવાનાં છે. તૈત્તિરીયશાખા કે જે કૃષ્ણ યજુર્વેદની છે તે શાખાવાળાને કેવળ સર્પબલિ કરવાનું કહ્યું છે કાત્યાયન શાખાવાળાને તથા સામવેદીઓને એ બન્ને કરવાનાં છે, એવિષેની ઇતિકર્તવ્યતા પોતપોતાના શ્રૌતસ્માર્ત સૂત્રોથી જાણી લેવી

# તરણચતુર્થી અથવા સંકષ્ટચતુર્થી.

શ્રાવણ વદિ ચોથ સંકષ્ટચતુર્થી કહેવાય છે. ચંદ્રોદયના સમયમાં જે દિવસે ચતુર્થી હોય તે દિવસે આ વ્રત થાય છે. પ્રાતઃકાલે વિદ્યા, ધન, પુત્ર તથા પૌત્રાદિ અભીષ્ટસિદ્ધિમાટે હું સંકષ્ટચતુર્થીનું વ્રત કરીશ એવો સંકલ્પ કરવો. પછી આખો દિવસ ઉપવાસ કરી, રાત્રિએ સ્નાન કરી, શુદ્ધ બે વસ્ત્ર ધારણ કરી, સ્વસ્તિવાચન કરી, કલશાર્ચન કરી, સુવર્ણની, રૂપાની અથવા તામ્રની ગણપતિની મૂર્ત્તિનું પૂર્ણપાત્રયુક્ત કલશઉપર સ્થાપન કરી ષોડશોપચારોથી પૂજન કરવું અને તેની સાથે અંગપૂજન કરવું. તે પછી એકવીશ મોદકો કરી દશ મોદકનું બીજા બ્રાહ્મણોને દાન દેવું, પાંચ મોદક પૂજન કરાવનારને દેવા, પાંચ મોદક દેવને ધરાવવા અને એક મહામોદક યજમાનમાટે રાખવો ચંદ્રોદય થાય ત્યારે રોહિણીસહિત ચંદ્રમાનું અર્ઘ્યપ્રદાનવગેરેથી પૂજન કરવું તથા ચતુર્થી તિથિનું પણ અર્ઘ્યપ્રદાનવગેરેથી પૂજન કરવું. તે પછી વાયનનું દાન કરવું તથા ન્યૂનાધિકયમાટે ક્ષમાપન કરવું અને "नमो हेरंब मदमोहित सङ्कष्टान्निवारय निवारय" એ મૂળ મંત્રને વર્ણાધિકારપ્રમાણે પ્રણવપૂર્વક અથવા માયાબીજપૂર્વક એકવીશવાર જપવો. આ વિધિની કથા સ્કંદપુરાણમાં નીચે પ્રમાણે છે.

ઋષિઓએ કાર્ત્તિકેયસ્વામીને પૂછ્યું કે, ભગવન્! દરિદ્રતાથી, શોકથી, શત્રુંઓથી, રાજભયથી તથા રોગાદિથી પીડિત મનુષ્યાદિકે કયું વ્રત કરવું કે જેથી તે સર્વ કષ્ટોથી મુક્ત થઈ સુખનું પાત્ર થાય. કાર્ત્તિકેય સ્વામીએ કહ્યું કે. ઋષિઓ! સર્વ કષ્ટોનો ઉચ્છેદ કરનાર તો સંકષ્ટતરણ ચતુર્થીનું વ્રત છે કે જેનો ઉપદેશ વનવાસમાં રહેતા યુધિષ્ઠિરનેમાટે શ્રીકૃષ્ણે તથા પાર્વતીને માટે ગણપતિએ કરેલો છે. પૂર્વે સત્યયુગમાં હિમાચલનાં પુત્રી પાર્વતીએ મહાદેવની પ્રાપ્તિમાટે ઘણી તપશ્ચર્યા કરી છતાં પણ મહાદેવની પ્રાપ્તિ ન થતાં તેણે પૂર્વજન્મના પુત્ર ગણપતિનું સ્મરણ કર્યું. તેજક્ષણમાં ગણપતિને આવેલા દેખી પાર્વતીએ પૂછ્યું કે, ગણપતિ! મેં ઘણા કાલપર્યંત તપ કર્યું છતાં મહાદેવજીનું દર્શન નથી થતું માટે શું કરવું? ગણપતિએ કહ્યું કે, સંકષ્ટતરણચતુર્થીનું વ્રત કરો કે જેથી સર્વ કષ્ટોનો નાશ થાયછે. આ વ્રત જીવિતપર્યંત કરવું, અથવા એકવીશ વર્ષ કરવું અથવા છેવટ એક વર્ષપર્યંત ઉપર કહેલા પ્રકારથી કરવું. આરંભની તિથિએજ ઉદ્યાપન કરવું. ઉદ્યાપનને દિવસે એકવીશ બ્રાહ્મણોને વરાવવા તથા હોમાદિ કરવું, હોમમાં તિલથી તથા ઘૃતથી યુક્ત એકહજાર ને આઠ અથવા એકસો ને આઠ મોદકોનો હોમ કરવો અથવા અઠ્યાવીશ મોદકો હોમવા, અથવા અશક્ત હોય તેણે આઠ મોદક હોમવા. ગણપતિની મૂર્ત્તિની ચોમેર ફુલમંડળી કરવી, એકવીશ બ્રાહ્મણોને જમાડવા તથા ગજાસ્ય, વિઘ્નરાજ, લંબોદર, શિવાત્મજ, વક્રતુંડ, શૂર્પકર્ણ, કુબ્જ, વિનાયક, વિઘ્નનાશ, વિકટ, વામન, સર્વદૈવત, સર્વાર્ત્તિનાશિન્, ભગવાન્, વિઘ્નહર્ત્તા, ધૂમ્રક, સર્વદેવાધિદેવ, એકદંત, બાલચંદ્ર, ગણેશ્વર અને ગણપ એ એકવીશ નામોથી તે બ્રાહ્મણોને જમાડવા. આ વ્રત છ માસસુધી કરવાથી પાર્વતીને મહાદેવનાં દર્શન થયાં. યુધિષ્ઠિરે ગયેલા રાજ્યના લાભમાટે, મહાદેવે ત્રિપુરાસુરને મારી જગતના નાસને મટાડવામાટે, ઇંદ્રદેવે ત્રૈલોક્યના રાજ્યલાભમાટે, રાવણે વાલિવાનરના બંધનમાંથી છૂટવામાટે, રામચંદ્રજીના પરમભક્ત હનુમાને સીતાજીનાં શોધપૂર્વક દર્શનમાટે, દમયંતીએ નલરાજાના સંયોગમાટે અને અહલ્યાએ ગૌતમમુનિની પુનઃપ્રાપ્તિમાટે આ વ્રત કરેલું હતું અને તે સર્વે પોતપોતાનાં કાર્યોનો લાભ મેળવી કૃતકૃત્ય થયાં હતાં. આ વ્રતના પ્રભાવથી વિદ્યાર્થી વિદ્યાને, ધનાર્થી ધનને, પુત્રાર્થી પુત્રને અને રોગી આરોગ્યને પ્રાપ્ત થાયછે.

---

# શ્રાવણવદિ ચોથ, બોરચોથ તથા નાગપાંચમ.

શ્રાવણમાસના કૃષ્ણપક્ષમા ચોથના દિવસને બોરચોથ કહેછે ધર્મસિંધુવગેરે ગ્રંથોમા બોરચોથ નામ નથી પણ સંકષ્ટચતુર્થી એવું નામ છે. તે દિવસે ચંદ્રોદય થાય ત્યારે ચંદ્રમાનુ પૂજન તથા ગણપતિનુ પૂજન કરવાનુ છે અને ત્યારપછી ભોજન કરાયછે. શ્રદ્ધાથી કરવામા આવતુ તે વ્રત સર્વ કષ્ટોમાથી મુક્ત કરેછે. વસ્તુગત્યા એમ છે તોપણ ગમે તે આધારને લઇ પરંપરાથી બોરચોથને દિવસ પુત્રની ઇચ્છાથી તથા પુત્ર હોય તો પુત્રના મંગલ્યની ઇચ્છાથી સ્ત્રીઓ આ વ્રત કરેછે કેટલીએક સ્ત્રીઓ પ્રાતઃકાળે રાતી ગાય કે જે રાતા વાછડાવાળી હોયછે તેનું પૂજન કરેછે અને કેટલીએક સ્ત્રીઓ પરંપરાને અનુસરી સાયંકાળે વનમાથી આવતી તેનીજ ગાયનુ પૂજન કરેછે તે દિવસે ઘઉનો, શસ્ત્રથી જુદા કરેલા શાકાદિ પદાર્થોનો અને ગાયથી ઉત્પન્ન થતા તમામ પદાર્થોનો સ્પર્શ પણ કરવામા આવતો નથી તેના કારણમા એવુ કહેવામા આવેછે કે પ્રાચીન કાળમા બોરચોથના વ્રતને દિવસે સાસુના વચનનો અભિપ્રાય ન સમજવાથી પુત્રવધૂએ ઘઉને બદલે ઘઉલા નામના વાછડાની હિંસા કરી હતી અને તે કર્તવ્ય નહતું એમ ખબર પડતા તેનુ પૃથ્વીમા ખનન કરી ઘણો પશ્ચાત્તાપ કરી ઘર બંધ કરી સાસુવહુ બન્ને બેઠી હતી ત્યા સાયંકાળે વનમાથી ગાય આવી. પૃથ્વીમાથી વાછડાને જીવતો લઇ ઘર આગળ આવી ઉભેલી ગાયને દેખી પૂજામાટે આવેલી સ્ત્રીઓએ કહ્યુ કે તમો ઘર બંધ કરી શામાટે બેઠી છો ? તપાસ કરતા ગાયને જીવતા વાછડાવાળી જોઇ. ગાયના મહિમાથી આશ્ચર્ય પામેલી તે સ્ત્રીઓએ ગાયને પ્રણામ કર્યા તે વખતે ગાયે મનુષ્યની વાણીથી કહ્યુ કે આજથી મારા વ્રતમા કોઇએ ઘઉ ખાવા નહિ તથા શસ્ત્રોપયોગ કરવો નહિ અને મારાથી થતા દૂધ, ઘી વગેરે પણ ખાવા નહિ. તેથી લોકો તે દિવસે ભેંસના દૂધ, ઘી વગેરે ખાયછે અને ધાન્યમા બાજરો તથા મગ ખાયછે. કેટલીએક સ્ત્રીઓ ઉપવાસ અથવા ફલાહાર પણ કરે છે ગમે તે પ્રકારે ગાયનુ પૂજન તથા તેનુ વ્રત વિરુદ્ધ નથી માટે કરવામા કશી અડચણ નથી.

શ્રાવણસુદિ પાચમ નાગપંચમી એમ ધર્મસિંધુઆદિ ગ્રંથોમા છે. કેટલાએક લોકો પરંપરાને લીધે કૃષ્ણપક્ષની પાચમને નાગપાચમ માનેછે. તે દિવસે ઘરમાથી એક પુરૂ અથવા સ્ત્રી માટીથી પવિત્ર ભીંતઉપર

સર્પોની મૂર્તિઓ આળેખેછે અથવા મૃત્તિકામાંથી સર્પોની મૂર્તિઓ બનાવી તેઓની ચંદન, પુષ્પ, ધૂપદીપથી પૂજા કરેછે અને ચોખાના લોટના અથવા બાજરાના લોટના અપકવ લાડુ કરી નૈવેદ્ય ધરાવેછે અથવા દૂધશર્કરા પણ ધરાવેછે. એપ્રમાણે આ વ્રત સર્પજન્યભયની નિવૃત્તિને માટે પ્રત્યેકવર્ષે કરવામાં આવેછે. નૈવેદ્ય લઇ એકવાર તેનો આહાર કરેછે અને વળતે દિવસે પારણાં કરેછે. આ વ્રત નિત્ય છતાં કામ્ય છે અને સર્પોનું પૂજ્યત્વ વેદમાં કહેલું છે તેથી અવશ્ય કર્તવ્ય છે.

---

# શીતલાસપ્તમી.

શ્રાવણ માસના કૃષ્ણપક્ષની સાતમ શીતલાસપ્તમી કહેવાયછે તથા શ્રાવણ માસના શુક્લપક્ષની સાતમ રુલડાસાતમ કહેવાયછે. તે સપ્તમી મધ્યાહ્નવ્યાપિની હોય તે દિવસે શીતલા દેવીનું વ્રત કરવાનું છે અને તે મુખ્યત્વે સ્ત્રીઓએ અવૈધવ્ય, પતિનો અવિયોગ તથા પુત્રાદિપ્રાપ્તિપૂર્વક તેઓના સંરક્ષણમાટે કરવાનું છે. તે દિવસે સૌભાગ્યવતી સ્ત્રીઓએ પ્રાતઃકાલમાં સ્નાન કરી શુદ્ધ વસ્ત્રો પહેરી પતિની આજ્ઞા લઇ માસ પક્ષાદિના ઉલ્લેખપૂર્વક 'મારા આ જન્મમાં તથા ભવિષ્ય જન્મોમાં અવૈધવ્યાદિ શ્રેષ્ઠ ફલોની પ્રાપ્તિમાટે શીતલાદેવીનું વ્રત કરીશ તથા યથાશક્તિ પૂજન કરીશ" એ પ્રમાણે સંકલ્પ કરી બ્રાહ્મણદ્વારા પીઠઉપર અક્ષતોનું અષ્ટદલ કરાવી તે ઉપર ઘટસ્થાપન કરી તેઉપર સુવર્ણથી બનાવેલી શીતલાદેવીની મૂર્ત્તિ કે જે રાસભઉપર બેઠેલી, દિગંબર, માર્જની તથા કલશયુક્ત હસ્તવાળી અને મસ્તકઉપર શૂર્પથી યુક્ત કહેલી છે તેનુ સ્થાપન કરી નામમંત્રથી આવાહનાદિ પંચોપચારથી અથવા ષોડશોપચારથી પૂજન કરી પ્રાર્થના કરવી કે, હે શિવશક્તિ શીતલા દેવિ! તમારૂં નામ શીતલા છે તેથી મારા વૈધવ્યાદિ સર્વ દુઃખોના તાપોને દૂર કરી મારૂં અંતઃકરણ શીતલ રહે તેમ કરશો. તેપછી શીતલ પદાર્થોથી સાત કુમારિકાઓને ભોજન કરાવવું તથા બ્રાહ્મણને દક્ષિણાયુક્ત દધિનુ તથા ફલોથી ભરેલી વાંસની છાબડીનું અથવા શપડાનું દાન દેવું, ત્યાર પછી કથાનું શ્રવણ કરવું. ભવિષ્યપુરાણમાં શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહેલું છે કે, પૂર્વે હસ્તિનાપુરમાં ઇંદ્રદ્યુમ્નરાજા રાજ્ય ક[illegible] હતા તેની ધર્મશીલ

નામની સ્ત્રી હતી તે સતી ધર્મમાં આસ્થાવાળી હતી તેને મહાધર્મ નામનો પુત્ર હતો તથા શુભકારિણી નામની પુત્રી હતી તે પુત્રી સર્વ શુભ લક્ષણોવાળી હોવાથી રાજાએ કૌંડિન્ય નગરના રાજા સુમિત્રના પુત્ર ગુણવાન્ સાથે તેણીનો વિવાહ કર્યો સાસરે જવામાટે પુત્રીએ પિતાની આજ્ઞા માગતાં પિતાએ જણાવ્યું કે, પુત્રિ! વિવાહ થયાપછી સ્ત્રીએ અવૈધવ્ય કરનારૂં શીતળાનું વ્રત કરવાનું છે અને તે શીતળાસાતમ આવી પહોંચી છે માટે તે વ્રત કરી પછીથી સાસરે જાઓ તો સારૂં. પિતાના વચનથી તેણી તેમ કરવામાટે સંકલ્પ કરી વ્રતને દિવસે સખીઓસાથે પૂજાના ઉપચારો લઇ સરોવરને કિનારે પૂજન કરવામાટે નિકળી દિગ્મોહને લીધે ઘણું ભ્રમણ કરતાં પણ સરોવર નહિ મળવાથી શીતળા દેવીનું સ્મરણ કરતી રાજકુમારી ખિન્ન થઇ ઉભી હતી તેટલામાં વૃદ્ધ સ્ત્રીનું સ્વરૂપ લઇ શીતળા દેવી તેની પાસે આવ્યાં અને સરોવર દેખાડી તેની પૂજાનો સ્વીકાર કરી વરદાન આપ્યું કે રાજકન્યા! મારા પૂજનથી તથા વ્રતથી તારો પતિ ચિરંજીવ થશે તથા તું સર્વ સુખોવાળી થઇશ. એમ કહી તે અંતર્હિત થયાં. પાછી વળેલી તે રાજપુત્રી જ્યાં વનમાં આવી ત્યાં એક બ્રાહ્મણ સર્પદંશથી મૃત્યુ પામી પડેલો હતો અને તેની પાસે બ્રાહ્મણી ઘણું કરૂણાજનક રોતી હતી તેને દેખી દયા આવવાથી રાજપુત્રીએ પણ રોવા માંડ્યું અને શીતળાનું સ્મરણ કર્યું ત્યારે શીતળાએ ત્યાં આવી કહ્યું કે, આ સ્ત્રીએ મારૂં વ્રત કોઈ દિવસે કર્યું નથી તેથી આ દશા થઇ છે, માટે તારા વ્રતનું પુણ્ય આ બ્રાહ્મણીને આપ તો તેનો પતિ જીવતો થશે. તેમ કરવાથી બ્રાહ્મણ જીવતો થયો અને બ્રાહ્મણીનું દુઃખ નષ્ટ થયું. ત્યારપછી સ્ત્રીના સ્નેહને લીધે પાછા આવેલા પોતાના પતિને વનમાં સર્પદંશથી મરણ પામેલો જોઇ રાજપુત્રીએ શોક કરતાં વળી પણ શીતળાએ ત્યાં આવી કહ્યું કે, રાજપુત્રિ! આ તારા પતિનું મરણ આવી રીતે ભવિષ્યમાં હતું પણ હવે મારા વ્રતનું પુણ્ય દઉં છું તેને જીવતો કર. તે પ્રમાણે કરવાથી પતિને જીવતો કરી રાજપુત્રી ઘેર આવી અને સર્વ વૃત્તાંત રાજાને કહેતાં સર્વ લોક શીતળાના વ્રતને ઘણા પ્રેમથી કરવા લાગ્યા. લોકો રાંધણછઠને દિવસે સારૂં સારૂં અન્ન રાંધી સાતમને દિવસે ઠંડું ખાયછે, શીતળાના દર્શન કરેછે તથા સોનાના રૂપાના નેત્રો ચઢાવેછે અને સાતમને દિવસ રાત્રિએ ચૂલા સાફ કરી તેમાં ધાન્યનો સાથીઓ કરેછે અને માનેછે કે શીતળા ચૂલામાં લોટવા આવેછે માટે તેને શીતળ રાખવો. ગુજરાતની સ્ત્રીઓમાં તથા નાગરીઓમાં આ વ્રતનો પ્રચાર ઘણો ચાલેછે

# શ્રાવણ વદિ અષ્ટમી—જન્માષ્ટમી.

પ્રત્યેક વર્ષે શ્રાવણ માસના કૃષ્ણપક્ષની આઠમ શ્રીકૃષ્ણજન્માષ્ટમી અથવા ગોકુળ આઠમ એ નામથી પ્રસિદ્ધ છે. શ્રીવિષ્ણુભાગવતાદિ ગ્રંથો-ઉપરથી જણાયછે કે, પૃથ્વીઉપર અધર્મની વૃદ્ધિને દૂર કરવા માટે " यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत । अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् " એ શ્રી ગીતાજીના વચનપ્રમાણે દેવોની, પ્રાર્થનાઉપરથી શ્રી જગ-ન્નિયતા પરમેશ્વરે મથુરાનગરીમાં કંસરાજાએ કેદમા નાખેલા યાદવકુલો-ત્પન્ન વસુદેવજીની દેવકી નામની ધર્મપત્નીથી આઠમા સંતાનરૂપે શરીર ધારણ કરી જન્મ લીધો હતો તે આ દિવસની મધ્યરાત્રિએ લીધો હતો એમ જણાયછે. યદ્યપિ ભાગવતમાં આઠમ તિથિનો સ્પષ્ટ ઉલ્લેખ દેખાતો નથી તોપણ " निशीथे तम उद्भूते जायमाने जनार्दने । देवक्यां देवरूपिण्यां विष्णु सर्वगुहाशय. ॥ आविरासीद्यथा प्राच्यां दिशींदुरिव पुष्कल ॥ " એ વચનથી આઠમને દિવસે જ મધ્યરાત્રિએ ચંદ્રોદય થવાનો સંભવ છે તથા " यर्ह्येवाजनजन्मर्क्ष " એ વચનથી રોહિણી નક્ષત્ર તો સ્પષ્ટ લખેલું છે તથા ઘણું કરી તે આઠમને દિવસે રોહિણી નક્ષત્ર હોયછે. આ દિવસે આઠમનો, રોહિણી નક્ષત્રનો, બુધવારનો અથવા સોમવારનો યોગ હોય તો તે ઘણો શ્રેષ્ઠ ગણાયછે. કેવળ અષ્ટમી જ હોય તો તે જન્માષ્ટમી અને રોહિણી નક્ષત્રનો યોગ હોય તો 'કૃષ્ણજયંતી' કહેવાય એવો પણ મત છે. સ્માર્ત્ત લોકો નિશીથવ્યા-પિની અષ્ટમીઉપર આગ્રહ રાખેછે અને વૈષ્ણવો સૂર્યોદયવ્યાપિનીઉપર આગ્રહ રાખેછે. આ વ્રત નિત્ય તથા કામ્ય છે અને ન કરવાથી દોષ લાગેછે માટે સર્વ લોકોએ યથાધિકાર કરવાનું છે. પ્રાતઃકાળમાં નિત્યકર્મ કરી પ્રાઙ્મુખ બેસી, "આજ શ્રીકૃષ્ણજન્માષ્ટમીનું ઉપવાસથી અથવા ફલા-હારથી વ્રત કરીશ." એવો સંકલ્પ કરી કેળના સ્તંભોથી સુશોભિત, આંબાનાં પલ્લવોથી કરેલાં તોરણથી, જલપૂર્ણ કલશોથી, દીપોથી, પુષ્પમાલાઓથી, અગર ચંદનના ધૂપોથી, અગ્નિથી, ખડ્ગથી, કાળા બકરાથી, રક્ષામણિથી, દ્વારમાં રાખેલા મુસળથી અને ષષ્ઠી દેવીના સ્થાનથી યુક્ત એવું દેવ-કીજીનું એક સૂતિકાગૃહ કરવું અને તેમાં પલંગ સ્થાપી દેવકીજીની તથા બાલકૃષ્ણની યથાશાસ્ત્ર પૂજિત મૂર્તિને પધરાવી તથા તેની ચોમેર પવિત્ર ભીંતઉપર ખડ્ગધારી વસુદેવની, નંદરાયની, ગોપીઓની, ગોપોની અને પર્યંકસ્થ યશોદાજીસાથે એક કન્યાની મૂર્ત્તિ આળેખવી અથવા

સુવર્ણની કે મૃત્તિકાની મૂર્તિઓ કરી તેમા ધ્યાન કરી પૂજન કરવુ મધ્ય રાત્રિથી પહેના તે સર્વેનુ પૂજન કરવુ અને દેવકીના ઉદરથી પ્રકટેલા શ્રીકૃષ્ણનુ ધ્યાન કરવુ તથા પચામૃતાદિથી પૂજન કરવુ તે પછી ઉદય પામેલા ચદ્રનુ પૂજન તથા અર્ઘ્યદાન કરવુ અને વાદિત્ર ગીત, નૃત્યવગેરેથી તે સમયે જન્મોત્સવ કરવો અને જ્યા શ્રીકૃષ્ણની સ્થાપિત અથવા અસ્થાપિત મૂર્તિ હોય ત્યાપણ મોટોટો જન્મોત્સવ કરવો અને આરાત્રિક કરવુ તે વ્રતના સમયમા ચાડાળ શુ રજસ્વલા, પતિત સતિકાવગેરેનો સ્પર્શ તથા ભાષણાદિ કરવા નહિ પારકાની નિંદા, દ્વેષ ક્રોધ લોભ, મોહ મદ, મત્સરવગેરે દોષોનો ત્યાગ કરવો મધ્યરાત્રિપછી શ્રીકૃષ્ણ જન્મની કથાનુ શ્રવણ કરવુ અને શ્રીકૃષ્ણબાલલીલાના નવણોત્તર સર્વે વ્રતવાળા વૈષ્ણવોએ દહી હળદર માખણ દૂધ તથા દર્ભનુ જળ મેળવી પરસ્પરમા મગલમાટે છાટવુ અને ભજન કરવુ આ પ્રમાણે સઘળી રાત્રિ જાગરણ કરી નવમીને દિવસે યથાશક્તિ પૂજન કરી બ્રાહ્મણોને જમાડી પોતે પારણા કરી અને વ્રત શ્રીકૃષ્ણને અર્પણ કરવુ આ વ્રત સર્વને સાધારણ છે તોપણ શ્રીવલ્લભાચાર્યના સપ્રદાયમા જ્યા જ્યા હવેલીઓ છે ત્યા ત્યા આ વ્રતોત્સવ મોહોટી ધામધૂમથી તથા મોટોટા ખર્ચથી કરવામા આવેછે તે સપ્રદાયમા ભક્તિપ્રધાન સેવાની પદ્ધતિ હોવાથી તેને તે કર્તવ્ય મુખ્ય છે બાર માસમા કોઇ વ્રતને ન કરનાર પણ આ જન્માષ્ટમીનુ વ્રત ઘણે ભાગે કરેછે આ વ્રત સર્વ પ્રકારના શુભ ફલો આપેછે તથા પાપોને નષ્ટ કરેછે શ્રીકૃષ્ણનુ સર્વ ચરિત્ર અમારા ' શ્રીકૃષ્ણચરિત્ર નામના પુસ્તકમા છટાદાર રીતિથી સુન્દર ભાષામા લખાયેલુ છે આ ઉત્સવને દિવસે ઉપવાસ શામાટે કરવો ? એવી શકા કેટલાએ કરેછે તેનું સમાધાન એ છે કે, મનનો અને ઇન્દ્રિયોનો આત્માની સમીપમા વાસ કરાવવો એ ઉપવાસ શબ્દનો અર્થ છે, તેથી ભોજનાદિ વિષયવર્દ્ધક પદાર્થના સેવનના અભાવથી બહિર્વૃત્તિ નહિ થતા પરમેશ્વરમાજ ચિત્ત રહે એ ઉદ્દેશથી ઉપવાસાદિ નિયમો છે

યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને પૂછ્યુ કે હે ભગવન્! જન્માષ્ટમીના વ્રતનો મહિમા તથા ઉત્પત્તિ મારી પાસે કહો કે જેથી મારુ તથા લોકોનું કલ્યાણ થાય શ્રીકૃષ્ણે કહ્યુ કે યુધિષ્ઠિર! જ્યારે કાલનેમિ દૈત્યના અવતારરૂપ કસ રાજા પોતાના દુષ્ટ કૃત્યોના પરિપાકથી મૃત્યુ પામ્યો ત્યારે શ્રીમથુરાનગરીમા બધનમાથી છૂટેલા મારા માતા પિતા દેવકીએ તથા વસુદેવે મને તથા બળભદ્રને

ખોળામા બેસાડી ઘણા દિવસો થયા દબાવી રાખેલા વિયોગકષ્ટને બહાર કહાડવા નેત્રોમાથી ચાલતી અશ્રુધારાઓથી અમોને સ્નાન કરાવ્યુ. સબધી લોકોએ આવી પ્રાર્થના કરી કે કારાગૃહમા આપનો જન્મ થયો તેથી કશો પણ ઉત્સવ થયો નથી માટે કૃપા કરી અનુજ્ઞા આપો કે આપના જન્મદિવસનો ઉત્સવ કરીએ. તેઓની પ્રાર્થનાઉપરથી મે મારી જન્મ તિથિવગેરેનો ઉપદેશ કર્યો કે ચાદ્રમાસપ્રમાણે શ્રાવણવદિ અષ્ટમી તથા કૃષ્ણપક્ષથી શરૂ થતા પૂનમિયામાસ પ્રમાણે ભાદ્રપદવદિ અષ્ટમી એ શ્રીકૃષ્ણ જન્માષ્ટમી કહેવાયછે તે દિવસે વિધિપ્રમાણે વ્રત કરવાથી સાત જન્મોના પાપો નષ્ટ થાયછે. તે દિવસે શ્રીભગવદ્ગીતાનો, શ્રીભાગવતનો તથા વિષ્ણુસહસ્ત્રનામનો પાઠ કરવો. આ પ્રમાણે શ્રવણ કરી મથુરામા મારા જન્મદિવસનો મોહોટો ઉત્સવ થયો ત્યારથી તે જગતમા પ્રસિદ્ધ થયેલ છે.

જન્માષ્ટમીની કથા આ પ્રમાણે છે કે, જ્યારે મહાભારતનુ યુદ્ધ સમાપ્ત થયુ ત્યારે યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણને નમ્રતાથી કહ્યું કે, ભગવન્! આપની સહાયતાથી અન્યાયી શત્રુઓને મારી અમો નિષ્કટક રાજ્ય પામ્યા છીએ પણ યુદ્ધમા અનેક સબધિઓના, ભીષ્મપિતામહના અને દ્રોણાચાર્યના વધથી મને અમુક અશે દોષ લાગ્યો હશે એમ હુ માનુછુ. યદ્યપિ વ્યાવહારિક નીતિશાસ્ત્રપ્રમાણે તો યુદ્ધમા વિજિગીષુ થઇને સામો આવેલો પુરૂષ ગમે તેવો હોય તોપણ તેને મારવામા દોષ લાગતો નથી તથાપિ પ્રવૃત્તિપ્રધાન વ્યાવહારિક છતા અનિષ્ટ કરનારા કૃત્યો કે જેઓનુ કારણ અનાદિકાલપ્રવૃત્ત અજ્ઞાનમૂલક અહતા મમતા છે તેઓના આચરણથી દોષનો અવશ્ય સભવ છે ને માટે એવુ કોઈ વ્રત કહો કે જેથી હુ સર્વ દોષપાશથી મુક્ત થઈ આપની ભક્તિમા ઉત્સાહી થાઉં શ્રીકૃષ્ણે કહ્યુ કે, યુધિષ્ઠિર! એક ઉત્તમ વ્રત કહુછુ તેનુ શ્રવણ કરો. જ્યારે અધર્માદિ કારણોથી પીડા પામેલી પૃથ્વી બ્રહ્માને શરણે ગઇ ત્યારે સર્વ દેવોસાથે શ્વેત દ્વીપમા આવી બ્રહ્માએ મારી સ્તુતિ કરી. તે સમયે તેઓને પ્રત્યક્ષ થઇને મે કહ્યુ કે પૃથ્વીના ભારને ઉતારવામાટે તમો આવેલા છો તે બાબત પ્રથમથીજ મારા જાણવામા છે પૃથ્વીમા વસુદેવે તથા તેની પત્ની દેવકીએ મારૂ ભજન કરી મને પ્રસન્ન કર્યો ત્યારે મે વરદાનનુ કહેતા તેઓએ મારા જેવો પુત્ર વર માગ્યો. મે તથાસ્તુ કહ્યુ છે તેથી તેઓની પ્રાર્થનાને સત્ય કરવામાટે હુ દેવકીથી પ્રકટ થઇશ અને દેવોની સ્ત્રીઓ અ

અવતાર લીધો તથા દેવો પણ ગોવાળીયારૂપે અવતરે. મારી યોગમાયા દશાપની યશોદા સ્ત્રીમાં થાય અને તે મારા ધામરૂપ શેષનાગને દેવકીના ઉદરમાંથી ખેંચી લઇ રોહિણી નામની વસુદેવની સ્ત્રીના ગર્ભમાં લઈ જાય. એવી આજ્ઞા કરી હું અંતર્ધાન થયો. ત્યારપછી ઉગ્રસેન કે જે મથુરા-નગરીનો રાજા હતો તેના મહાદુષ્ટ કંસ નામના પુત્રે દેવકીના ૭ બાળકોને યમને શરણ કર્યા અને અનંતનું સંકર્ષણ થયાપછી મેં શ્રાવણ વદિ અષ્ટમીને દિવસ રોહિણી નક્ષત્રમાં અર્દ્ધરાત્રિને સમયે ચતુર્ભુજ સ્વરૂપથી કારાગૃહમાં અવતાર લઇ માતપિતાને દર્શન આપ્યાં. વસુદેવે કંસના ભયથી સ્વરૂપ શમાવવાની પ્રાર્થના કરી ત્યારે "મને ગોકુલમાં નંદને ઘેર યશોદાના પુત્રરૂપે મુકી આવો અને તેની પુત્રીને લઇ આવો" એવી આજ્ઞા કરી હું પ્રાકૃત બાળકજેવો થઇ ગયો. તે પ્રમાણે થયાપછી પુત્રીના શબ્દથી જાગેલા કંસના દૂતોએ કંસને જગાડ્યો એટલે તે એકદમ આવી પોતાની ભગિનીના હાથમાંથી તે છોકરીને ઝોંટી લઇ એક શિલાઉપર પછાડવા ગયો કે તેના હાથમાંથી છટકીને આકાશમાં ગયેલી તે કન્યાએ દેવીનું રૂપ ધરી કંસને ધિક્કારીને કહ્યું કે, મૂર્ખ! તારૂં મૃત્યુ તો ક્યાંક અવતરી ચૂક્યું છે, મને મારવાથી શું ફલ છે? એમ કહી દેવી અદૃશ્ય થઇ. પછી કંસે પોતાના દૈત્યમંત્રીઓની સલાહથી ચોમેર ગામગામોમાં બાળકોને મારવા માંડ્યા. ગોકુળમાં રહી મેં પૂતનાવગેરે અનેક દૈત્યોને માર્યા. ઉપરાંત મથુરામાં જઇ ગજવગેરેને મારી, કંસને તથા તેના ભાઇઓને પણ માર્યા અને યાદવોને પૂર્ણ સ્થિતિએ સ્થાપ્યા. તે સમયે સર્વ પ્રજાએ આવી મને કહ્યું કે, હે ભક્તવત્સલ! દુષ્ટ કંસના ભયથી અમોએ આપનો જન્મ દિવસ જાણ્યો નથી માટે તે જણાવો કે જેથી વર્દ્ધાપનનો ઉત્સવ કરીએ. આ વિષે અમોને ઘણો ઉત્સાહ છે. એ પ્રમાણે તેઓનો પ્રેમ જોઈ મારા જન્માષ્ટમીને દિવસે કરવાનો સર્વ વિધિ મેં બતાવ્યો. પ્રાતઃકાળમાં સ્નાનાદિ નિત્ય કર્મ કરી સંકલ્પ કરવો કે, આજ કૃષ્ણજન્માષ્ટમીનું વ્રત ઉપવાસથી અથવા ફલાહારથી કરીશ અને નવમીને દિવસે પારણું કરીશ. ત્યાર પછી એક સુશોભિત મંડપમાં સદ્ય પ્રસૂતા દેવકીની બાલકૃષ્ણસહિત મૂર્તિનું, બલદેવયુક્ત રોહિણીનું, કન્યાયુક્ત યશોદાનું, વસુદેવનું, નંદનું, ગોવાળનું, યમુનાજીનું, ગોપોનું અને ગોપીઓનું, સુવર્ણાદિ મૂર્તિઓમાં અથવા વસ્ત્રઉપર રંગોથી કરેલા ચિત્રરૂપે સ્થાપન કરવું. શાસ્ત્રોક્ત પૂજા કરવી, રાત્રિનું જાગરણ કરવું, સવારે

બ્રહ્મભોજ કરાવી પોતાને પારણા કરવી અને દધિ, હલદર તથા દૂધને પરસ્પરમાં ઉડાડવાં તથા ઉત્સવ કરવો.

આવિષે એક એવો ઇતિહાસ છે કે મિત્રજિત્ નામના અંગ દેશના રાજાને મહા તેજસ્વી 'સત્યજિત્' નામનો પુત્ર હતો તે પ્રજાપાલનવગેરે કર્ત્તવ્યમાં તત્પર હતો. દૈવયોગથી કોઇ સમયે તેને પાખંડી લોકોનો ઘણા કાલસુધી સંગ થવાથી તે અધર્મતત્પર થયો અને દેવોનો, બ્રાહ્મણોનો તથા યજ્ઞાદિ ધાર્મિક કૃત્યોનો દ્વેષ કરવા લાગ્યો. તે અધર્મને લીધે મરણ પછી યમદૂતોને વશ થઇ નરકમા પડ્યો. કેટલેક સમયે ત્યાથી નિકળીને પિશાચના અવતારને પામ્યો. તૃષાથી તથા ક્ષુધાથી પીડા પામતો તે પિશાચ ભમતાં ભમતાં મારવાડ દેશમા આવ્યો. ત્યા પોતાના સૂક્ષ્મ રૂપથી એક વૈશ્યના શરીરમાં પ્રવેશ કરી મથુરાનગરીપાસે આવ્યો પણ મથુરાનગરીમાં તે પિશાચથી પ્રવેશ થયો નહિ તેથી તે બહાર જ રહી ચોમેર ફરવા લાગ્યો. દૈવયોગથી જન્માષ્ટમીનો ઉત્સવ આવ્યો તે પ્રસંગે તેણે વ્રત તથા મહાપૂજાવગેરેનું માહાત્મ્ય સાંભળ્યું. કથાશ્રવણની સાથે રાત્રિનું જાગરણ પણ કર્યું અને વ્રતવાળાઓનાં દર્શન પણ કર્યાં. પોતે પણ નિરાહાર રહ્યો. તેના પ્રભાવથી તે પિશાચયોનિમાંથી છૂટી મારા લોકની ગતિ પામ્યો. એ પ્રમાણે જે કોઇ શ્રીકૃષ્ણ જન્માષ્ટમીનું વ્રત તથા ઉત્સવ કરે તે સદ્ગતિનું પાત્ર થાયછે. આ વ્રત પુરાણાદિકમાં સર્વદા કરવાનું કહ્યું છે, જ્યારે ઇચ્છા થાય ત્યારે ઉદ્યાપન કરવું. પ્રાતઃકૃત્ય કરી લઈ શક્તિના પ્રમાણમાં આચાર્યવગેરે બ્રાહ્મણોનું વરણ કરી સર્વતોભદ્ર મંડલ કરી કદલીના સ્તંભોથી, વસ્ત્રના વિતાનોથી, ધ્વજાઓથી, પતાકાઓથી અને પુષ્પોની માલાઓ તથા અશોકપત્રનાં તોરણોથી ચાર દ્વારવાળા મહામંડપને શોભાવવો. મધ્યમાં કલશ સ્થાપન કરી તેઉપર પૂર્ણપાત્રમાં સુવર્ણમય શ્રીકૃષ્ણની મૂર્તિનું સ્થાપન કરી ષોડશોપચારોથી પૂજન કરવું તથા અંગ પ્રત્યંગોનું પણ પૂજન કરવું, ગીતનૃત્યાદિ મહોત્સવ કરવો, પરિવાર દેવોનું પૂજન કરવું. દેવકીજીનું, વસુદેવનું, રોહિણીનું, બલભદ્રનું, સાત્યકિનું, ઉદ્ધવનું, અક્રૂરનું, ઉગ્રસેનનું, નંદજીનું, યશોદાજીનું, ગોવાળીયાઓનું, ગોપીઓનું, યમુનાજીનું અને કાલિયનાગનું નામમંત્રથી પૂજન કરવું. ચંદ્રનું અર્ઘ્યથી પૂજન કરવુંઅને નાલિકેરના ફલથી શ્રીકૃષ્ણને અર્ઘ્ય દેવો નવમીને દિવસે દૂધપાકથી, તિલોથી અને ઘૃતથી મૂલ મંત્રદ્વારા અષ્ટોત્તર-

શન હોમ કરવો. પૂર્ણાહુતિ કરી આચાર્યને એક કપિલા ગાયનું દાન દેવું અને સર્વ ઉપકર બ્રાહ્મણોને યથાવિભાગ દઇ દેવો તથા બ્રાહ્મણ ભોજનાદિ કરી પોતાના વ્રતની સમાપ્તિ કરી સઘળું શ્રીકૃષ્ણને અર્પણ કરવું. એ પ્રમાણે કરવાથી મનુષ્ય સર્વ કષ્ટોથી મુક્ત થઇ સર્વ ઇષ્ટ ફલોને પામે છે. આ કથા ભવિષ્યપુરાણમાં છે.

---

# દશાફલ વ્રત.

શ્રાવણ માસના કૃષ્ણપક્ષની નિશીથવ્યાપિની અષ્ટમીને દિવસે 'દશાફલ' એ નામનું વ્રત કરવાનું કહ્યું છે. તે દિવસે પ્રાતઃકૃત્યાદિ કરી લઇ ઉપવાસ કરી મધ્યરાત્રિએ શ્રીબાલકૃષ્ણનું પૂજન કરવું. શ્રીકૃષ્ણ, વાસુદેવ, શેષશાયિન્, તીર્થપાદ, ગંગાજનક, યમુનાવેગસંહારિન્, નિત્યમુક્ત, શ્રીગોપાલ, પીતવાસસ્, યજ્ઞપ્રિય, સર્વેશ્વર, અધોક્ષજ અને કમલાપ્રિય એ નામોથી આવાહન વગેરે ઉપચારો કરવા. આવિષેની કથા ભવિષ્યોત્તર પુરાણમાં આ પ્રમાણે છે. સૂત કહેછે કે, હે નૈમિષારણ્યવાસી મુનિઓ! પૂર્વે દ્વાપરયુગમાં શ્રીકૃષ્ણે જે પ્રમાણે 'દશાફલવ્રત' કહેલું છે તે પ્રમાણે હું કહીશ. જ્યારે કૌરવોએ કપટ કરી દ્યૂતની રમતથી પાંડવોને વનવાસમાં કાઢયા પછી પાંડવોની માતા કુંતી બીજે આશ્રય નહિ હોવાથી વિદુરજીને ત્યાં રહ્યાં ત્યારે શ્રીકૃષ્ણ ગરૂડઉપર ચઢી ત્યાં પધાર્યા. વિદુરજીએ તેનો યોગ્ય સત્કાર કર્યો. કુંતીએ કહ્યું કે, હે કૃષ્ણ! અમારાં દુઃખને તમે જાણોછો માટે દુઃખનો અંત આવે એવું કોઇ વ્રત કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે, હે પિતૃષ્વસા! પ્રારબ્ધ પ્રમાણે કાલવેગથી આવી પડતાં દુઃખોને અટકાવવા કોઇ પણ સમર્થ નથી, તથાપિ શુભકર્મોથી અશુભ કર્મોનો પરિપાક ઓછો થવાનો સંભવ હોવાથી વ્રત નિયમ વગેરે શુભકર્મોનું સાર્થક્ય અબાધિત રહેછે, તેથી તમે 'દશાફલ' એ નામનું વ્રત કરો કે જેથી સુખપ્રાપ્તિ થશે. શ્રાવણ માસના કૃષ્ણપક્ષની અષ્ટમીને દિવસે મધ્યરાત્રિએ વસુદેવની દેવકી પત્નીથી શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય થયું છે તે તમારા જાણવામાં હશે. તે સમયે ભગવાનનું પૂજન કરી દશ સૂત્રોવાળો એક દોરો લઇ તેનું પૂજન કરી પોતાને હાથે બાંધવો અને સાંથી દશ દિવસોએ પૂર્ણ થતું એ વ્રત દશ વર્ષપર્યંત કરવું. દશે દિવસસુધી કૃષ્ણનું યથાશાસ્ત્ર ષોડશોપચારથી પૂજન કરી વિચિત્ર રંગોથી દશ કમળો આળેખવાં તથા હમેશાં

કથાનું શ્રવણ કરવું. કૃષ્ણવર્ણવાળાં દશ તુલસીપત્રોથી પૂજા કરવી. કૃષ્ણ, વિષ્ણુ, અનંત, ગોવિંદ, ગરૂડધ્વજ, દામોદર, હૃષીકેશ, પદ્મનાભ, હરિ અને પ્રભુ એ દશ નામોથી પૂજન કરવું. આદિમાં, મધ્યમા અને અંતમાં એ પ્રમાણે ત્રણ વખત આ વ્રતમાં હોમ કરવાનો છે. તેમાં કૃષ્ણમંત્રથી ચરૂની અષ્ટોત્તર શત આહુતિ દેવી. હોમને અંતે આચાર્યનું ગોદાનવગેરેથી પૂજન કરવું. સુવર્ણના, તામ્રના, વાંશના અથવા મૃત્તિકાના પાત્રમા સુવર્ણનું તુલસીનું પત્ર મૂકી તથા તે સાથે શ્રીકૃષ્ણની સુવર્ણની મૂર્ત્તિને સ્થાપી વસ્ત્રાલંકારોથી સુશોભિત કરી દાન દેવું તથા દશ પૂળીઓ કરી હોમવી. દશ પૂળીઓ પોતાને પારણામાં લેવી અને દશ દશ પૂળીઓ દશ બ્રાહ્મણોને આપવી. એ પ્રમાણે દશ વર્ષપર્યંત કરવાથી સર્વ સુખોની પ્રાપ્તિ થાયછે. ત્યારે કુંતીએ કહ્યું કે, મારી પાસે બિલકુલ ધન નથી માટે વ્રત શી રીતે થાય? ભગવાને કહ્યું કે, તમને તેટલું ધન મળી જશે. એમ કહી કર્ણને ઘેર ગયા. કર્ણે અભ્યુત્થાનાદિ સત્કાર કરી કહ્યું કે, ભગવન્! શામાટે આપનું પધારવું થયું છે? શ્રીકૃષ્ણે કહ્યું કે, તમારી માતા અત્યંત દુઃખી છે તેથી તેમ ન થવું જોઇએ, એ માટે આવ્યો છું. કર્ણે કહ્યું કે, શી રીતે માતાનું દુઃખ નષ્ટ થાય? શ્રીકૃષ્ણે કહ્યું કે, તમારે સુવર્ણના પાત્રમા દૂધપાક ભરી તેમાં એકસો સોનામોહોર નાખી વાયુદ્વારા કુંતીને મોકલાવતા જવું તેમ કરવાથી તમારી માતા પ્રસન્ન રહેશે. એ પ્રમાણે કહી શ્રીકૃષ્ણ દ્વારકામાં પધાર્યા. શ્રીકૃષ્ણના વચનથી કર્ણે તેપ્રમાણે કરતાં કુંતીપાસે ધનની સંપત્તિ થવાથી તેણે 'દશાફલવ્રત' નો આરંભ કર્યો. તે વ્રતમાટે જે વિધિ, ઉપર કહ્યો છે તેપ્રમાણે અથથી ઇતિસુધી તેણે કર્યો. કુંતીએ કરેલા દશ વર્ષપર્યંતના તે વ્રતના પ્રભાવથી પાંડવોએ શત્રુઓને મારી પોતાનું રાજય પાછુ મેળવ્યુ. કુંતીએ, એ વ્રતનો મહિમા પોતાની પુત્રવધૂ સતીદ્રૌપદીને કહ્યો. તેણે પણ તે પ્રમાણે વ્રત કર્યું અને તેને સુખ પ્રાપ્ત થયું. ત્યારથી તે વિશેષ પ્રચલિત થયુ.

---

## દર્ભગ્રહણ.

દર્ભ એ શ્રોત, સ્માર્ત્ત, તાંત્ર અને પુરાણોક્ત સર્વ કર્મોમા તથા સર્વ વ્રતોમાં શુદ્ધ હોવાથી તથા ઇતર પદાર્થોને શુદ્ધ કરનાર હોવાથી મુખ્ય છે

તથા આવશ્યક છે. બીજા કર્મો તો ઠીક પણ દ્વિજત્વપ્રતિપાદક નિત્ય સંધ્યોપાસનમા તથા ગાયત્રીજપમા कुशपवित्रोपग्रहपाणि । એટલે દર્ભનુ પવિત્ર હાથમા રાખી આચમનાદિ ક્રિયા કરવી ઇત્યાદિ શાસ્ત્ર વચનોથી દર્ભ એ પરમપવિત્ર છે એ દર્ભનુ ગ્રહણ મુખ્ય પક્ષમા શ્રાવણ વદિ અમાવાસ્યાને દિવસે કરવાનુ છે અથવા કેટલાએકના મતમા ભાદ્રપદ વદિ અમાવાસ્યાને દિવસે પણ કરવાનુ છે તે દિવસે શાસ્ત્રવિધિથી ગ્રહણ કરેલા દર્ભ અયાતયામ એટલે જેઓમાથી સાર અથવા તત્વ નથી જતુ એવા રહેછે. તે દર્ભ કુશ, કાશ, યવ, દૂર્વા, ઉશીર, કુંદ, ગોધૂમ, વ્રીહિ, મુંજ અને બલ્વજ એમ દશ પ્રકારના છે પૂર્વ પૂર્વના અભાવમા ઉત્તરોત્તરનુ ગ્રહણ છે. દર્ભના ગ્રહણ સમયે "હે દર્ભ ! તમે બ્રહ્માની સાથે ઉત્પન્ન થયા છો અને પવિત્ર છો માટે મારા સર્વ પાપોને દૂર કરો અને મારુ કલ્યાણ કરો " એવી પ્રાર્થના કરી પૂર્વમા અથવા ઉત્તરમા મુખ રાખી 'हूँ फट्' એ મંત્રથી દર્ભનુ ઉદ્ધરણ કરવુ. પવિત્ર (દર્ભની વીંટી) ચાર શલાકાઓથી બ્રાહ્મણને માટે, ત્રણ શલાકાઓથી ક્ષત્રિયને માટે અને બે શલાકાઓથી વૈશ્યને માટે ચાલછે અથવા બે શલાકાઓથી પણ ત્રણે વર્ણોમાટે થઈ શકછે તેમજ ગૂથેલ તથા નહિ ગૂથેલ પણ થઈ શકે છે

---

# શક્તિવર્દ્ધક વ્રત.

ધન વિદ્યા અને સ્રીપુત્રાદિકના સુખોની પ્રાપ્તિમાટે જેમ જૂદા જૂદા પ્રકારના વ્રતો છે તેમ એ સઘળા સુખોના મૂળરૂપ શરીર તથા મનની શક્તિની પ્રાપ્તિમાટે જો કોઇ ઉત્તમમા ઉત્તમ તથા નિશ્ચિત ફળ આપનારૂં શ્રેષ્ઠ વ્રત હોય તો તે આતંકનિગ્રહ ગોળીઓનુ ઉપાસન છે તે વ્રતનું ફળ પ્રત્યક્ષ હોવાથી તેમા दृष्टे नानुपपन्नं नाम એ ન્યાયપ્રમાણે બીજા સાક્ષી વિગેરે પ્રમાણની જરૂર નથી

જામનગર આતંકનિગ્રહ ઔષધાલયમા બનતી આતંકનિગ્રહ ગોળીઓ જે તાજી વનસ્પતિની જ પવિત્ર બનાવટ છે અને લાખો મનુષ્ય થયા અપૂર્વ શક્તિ આપનાર તરીકે જેણે આખી દુનિયામા મોટી નામના મેળવી છે તેનુ સેવન કરનારને શરીર તથા મનની અને મગજની પૂરતી શક્તિ પ્રાપ્ત થાય છે અને તે પ્રતિદિન વધે છે હરકોઇ મહિનો, હરકોઇ તિથિ અને હરકોઇ વાર એ ગોળીઓના સેવનનો આરંભ કરવામાટે યોગ્ય જ છે ધર્મ તથા વ્રતો કરવામા શરીર અને મનની શક્તિની ઘણી પહેલા જરૂર છે એ વાત ભૂલવાની નથી

---



# ભાદ્રપદ માસ.

## એકભુકતવગેરે.



ભાદ્રપદ માસમાં હમેશાં એક વખત ભોજન કરવારૂપ વ્રતથી ધનની તથા આરોગ્યની પ્રાપ્તિ થાયછે. તેમજ આ માસમાં હૃષીકેશ વિષ્ણુની પ્રીતિમાટે પાયસ, ગુડૌદન ( મીઠા ભાત ) અને લવણુવગેરેના દાનથી અભીષ્ટ સિદ્ધિ થાયછે.

---

## હરિતાલિકા વ્રત.

ભાદ્રપદ માસના શુક્લ પક્ષની પરવિદ્ધાતૃતીયામાં 'હરિતાલિકા' એ નામનું વ્રત કરવાનું છે. તે દિવસે પ્રાતઃકાલમાં તિલના તથા આમળાંના ચૂર્ણથી સ્નાન કરી, રેશમી વસ્ત્ર પહેરી માસ પક્ષાદિનો ઉલ્લેખ કરી "મારાં સમગ્ર પાપોના ક્ષયપૂર્વક સાત જન્મપર્યંત અખંડ સૌભાગ્યવગેરે શુભ ફ્લોની પ્રાપ્તિમાટે તથા ઉમામહેશ્વરની પ્રીતિમાટે હરિતાલિકા વ્રત કરીશ" એવો સંકલ્પ કરી પ્રથમ ગણપતિપૂજન કરવું; ત્યારપછી ષોડશોપચારોથી ઉમામહેશ્વરનું પૂજન કરવું. ફળોથી, વસ્ત્રોથી તથા દક્ષિણાથી યુક્ત વાંશનાં પાત્રોનું દાન કરવું અને પ્રદોષસમયે પૂજન કરી રાત્રિનું જાગરણ કરવું.

એક દિવસે પાર્વતીએ મહાદેવને કહ્યું કે, ભગવન્! કોઇને પણ ન કહેલું હોય એવું કોઇ વ્રત કહો કે જેથી સર્વનું કલ્યાણ થાય તથા તે પણ કહો કે મેં પૂર્વકાલમાં શું પુણ્ય કર્યું છે કે જેથી આપની પ્રાપ્તિ થઈ છે? મહાદેવે કહ્યું કે, ગુપ્તમાં પણ ગુપ્ત એવું એક વ્રત, કે જે આજ દિવસસુધી મેં કોઇને કહેલું નથી તે તમને કહુંછું. જેમ તારાઓમાં ચંદ્ર, ગ્રહોમાં સૂર્ય, વર્ણોમાં બ્રાહ્મણ, દેવોમાં વિષ્ણુ, નદીઓમાં ગંગા, ઇતિહાસોમાં ભારત,

વેદોમાં સામવેદ અને ઇંદ્રિયોમાં મન મુખ્ય છે તે પ્રમાણે સર્વ વ્રતોમાં 'હરિતાલિકા વ્રત' મુખ્ય છે તે વ્રતના પ્રભાવથીજ તમે મને પ્રાપ્ત થયાં છો. પાર્વતીએ કહ્યું કે, દેવ! તે વ્રત મેં શી રીતે કર્યું હતું? તથા શામાટે કર્યું હતું તે સર્વ વિષય મારી પાસે સવિસ્તર કહો. મહાદેવ—પર્વતોના રાજા હિમાલયને ત્યાં તમારો અવતાર થયો હતો ત્યારે તમે બાલ્યથીજ પરમ તપશ્ચર્યા આરંભી. બાર વર્ષપર્યંત તો નીચા મુખથીજ રહ્યાં, ચોસઠ વર્ષસુધી પાકેલાં પાંદડાં ખાઇને રહ્યાં, શીતકાલમાં કંઠપર્યંત જલમાં, ઉષ્ણ કાલમાં પંચાગ્નિના તાપમાં અને વર્ષામાં અનાવૃત પ્રદેશમાં રહ્યાં; એ પ્રમાણે તપશ્ચર્યાને દેખી તથા યોગ્યાવસ્થાને દેખી હિમાલય ચિંતામાં પડ્યા. તે વખતે નારદમુનિને આવેલા દેખી તેનો સત્કાર કરી કન્યાદાનવિષે હિમાલયે પૂછતાં નારદે કહ્યું કે, જગતમાં વિષ્ણુજેવો બીજો કોઈ વર નથી માટે તેને તમારી કન્યા આપો. હિમાલયે કહ્યું કે, તે ઠીક છે પણ તેની માગણીસિવાય મારાથી કેમ આપી શકાય? નારદે કહ્યું કે, ત્યારે એવિષેની હું તજવીજ કરૂંછું. એમ કહી વિષ્ણુપાસે આવી તે વાત સમજાવી; ત્યારે વિષ્ણુએ નારદદ્વારાએ માગું કરાવ્યું. હિમાલયે તે વાત કબુલ કરી. પાર્વતીને આ વાતની ખબર પડતાં મૂર્ચ્છાથી પીડિત થઇ સખીઓને કહેવા લાગ્યાં કે મહાદેવસિવાય બીજા પતિને હું વરનાર નથી, અને મારા પિતાશ્રીએ બીજો પ્રકાર ગોઠવ્યો છે માટે હવે તો દેહત્યાગ જ કરીશ. સખીઓએ કહ્યું કે, આપણે અહિંથી કોઈ દૂર પ્રદેશમાં જતાં રહીએ કે જ્યાં કોઇ આવી જ ન શકે. તેવો ઠરાવ કરી તેઓએ તે પ્રમાણે જ કર્યું. પાર્વતીને નહિ દેખવાથી આતુર થયેલા હિમાલયે શોધ કરવા માંડી કે, પાર્વતી ક્યાં ગયાં? શું કોઇ યક્ષ, ગંધર્વ, રાક્ષસ કે દેવ તેને હરી ગયો અથવા સિંહવ્યાઘ્રાદિ હિંસક જાનવરોએ તેનું ભક્ષણ કર્યું? આ પ્રસંગમાં પાર્વતીએ સખીઓસાથે ઘોર વનમાં જઇ એક નદીને તીરે મોહોટી ગુફામાં રહી અન્ન જલનો ત્યાગ કરી નદીની વેળુનું ગૌરીસહિત શિવલિંગ કરી ભાદ્રપદ શુક્લ તૃતીયાને દિવસે હસ્ત નક્ષત્રમાં પૂજન કર્યું અને ગીતનૃત્યાદિ ઉત્સવસાથે રાત્રિનું જાગરણ કર્યું. તે વ્રતના પ્રભાવથી મારૂં આસન ચલાયમાન થયું ત્યારે મેં (મહાદેવે) ત્યાં આવી તમને અભીષ્ટવરપ્રદાનનું કહ્યું. તમે માગ્યું કે જો પ્રસન્ન થયા હો તો મારો પત્નીપણાથી સ્વીકાર કરો. મેં તે વાતનો અંગીકાર કર્યો. તમે વ્રતને અંતે પારણું કર્યું. હિમાલય શોધ કરતા ત્યાં આવી પાર્વતીને દેખી રોઇ પડ્યા. પાર્વતીએ કહ્યું કે તમારો વિચાર વિષ્ણુને દેવાનો હતો તેથી મારે આમ કરવું પડ્યું છે. હજુ પણ જો મહાદેવ મારૂં પાણિગ્રહણ કરે તો આપને ઘેર આવીશ.

હિમાલયે તે સર્વ વાત કબુલ કરી તમને ઘેર તેડી આવી મારીસાથે તમારો વિવાહ કર્યો. આ વ્રતનું ' હરિતાલિકા ' એવું નામ, આલિ એટલે સખીઓ તેઓએ હરિતા એટલે હરી જવાણાં, એવી શબ્દરચનાઉપરથી થયું છે. "કલ્પવૃક્ષનાં પુષ્પોથી ગૂંથેલા કેશવાળાં પાર્વતીને અને કપાલની માલાથી યુક્ત મુકુટવાળા શંકરને તેમજ દિવ્ય વસ્ત્રોથી સુશોભિત પાર્વતીને તથા દિગંબર એવા સાક્ષાત્ મહાદેવને નમસ્કાર કરૂંછું" એ મંત્રથી નમસ્કારાદિ કરવા અને યથાશાસ્ત્ર ઉદ્યાપન કરવું. આ કથા સૂતે શૌનકવગેરે મુનિઓને કહી છે.



# સુદ ચોથનો ચંદ્રમા જોવાનું ખરાબ ફળ.

ભાદ્રપદ માસના શુક્લપક્ષમાં ચોથનો ચંદ્રમા જોવામાં આવે તો જોનાર માણસઉપર મિથ્યાભિદૂષણ એટલે દોષમાં નહિ છતાં દોષનો આરોપ આવી પડેછે એટલા માટે તે ચોથને દિવસે સિદ્ધિવિનાયકનું વ્રત કરનાર મનુષ્યે ચંદ્રદર્શન કરવું જોઇએ તોપણ તે મનુષ્યે ચોથમાં ઉગેલા ચંદ્રનું પાંચમને દિવસ દર્શન કરવું અને તેમ કરવામાં તેનો વ્રતભંગ થતો નથી. ત્રીજને દિવસ સાયંકાલથી ચોથ બેસતી હોય તો તે ચંદ્ર ચોથમાં ઉદય પામેલો હોવાથી તેનું દર્શન ન કરવું. કેટલાએક તો કહેછે કે ચોથને દિવસે ચોથ દશબાર ઘડી હોય તોપણ ચોથને દિવસ ઉગેલા ચંદ્રમાના દર્શનનોજ દોષ છે. હાલમાં તો મધ્યાહ્નકાળ વ્યાપિની ચોથ કે જે વિનાયક વ્રતમાં લેવાની છે તે દિવસે જ ઉગેલા ચંદ્રનું દર્શન નથી કરતા. જો કદાચ ચંદ્રદર્શન થઇ જાય તો દર્શનજન્ય દોષની શાંતિ માટે " सिंहः प्रसेनमवधीत्सिंहो जांबवताहतः । सुकुमारक ! मारोदीस्तव ह्येष स्यमंतकः ॥" એ મંત્રનો યથાશક્તિ જપ કરવો તથા ચતુર્થીના દેવતા હોવાથી ગણપતિની મૂર્તિનું ષોડશોપચારોથી પૂજન કરી એક મોદકનું નૈવેદ્ય ધરાવવું તથા સુગંધિ ચંદનસહિત એકવીશ દૂર્વાઓ ગણાધિપવગેરે દશ નામોથી બે બે સાથે ચડાવવી. અવશેષ રહેલી એક દૂર્વા દશ નામોને સાથે બોલી ચડાવવી, દશ મોદક પોતાને જમવા તથા દશ મોદક બ્રાહ્મણને આપવા ઇત્યાદિ વિધાન કરવું તથા શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના ઉત્તરાર્દ્ધમાં મણિની કથા કે જેમ શ્રીકૃષ્ણઉપર સત્રાજિત્ યાદવે મણિની ચોરીનો મિથ્યા વાદ આપ્યો

તેથી મુક્ત થવામાટે શ્રીકૃષ્ણે વનમાં જઇ સિંહે મારેલા સત્રાજીતના ભાઇ પ્રસેનને જોયો, ત્યાંથી આગળ ચાલતાં સિંહને મરેલો દેખી તપાસ કરતાં જાબવાન્ રીછ કે જે રામાવતારનો યોદ્ધા હતો તેની ગુફામાં જઇ તે સાથે યુદ્ધ કરી તેણે લીધેલા મણિને તેની પુત્રીના દાનસાથે પાછો લઈ મૂળ ધણીને આપ્યો, ઇત્યાદિ વૃત્તાંત છે તેનું શ્રવણ કરવાથી પણ મિથ્યા આરોપની નિવૃત્તિ થાયછે. કેટલાએક કહેછે કે "પૃથ્વીઉપર ખૂચેલી ગાયની ખરીમા જળ હોય અને તેમા ચદ્રનું પ્રતિબિબ પડતું હોય તેના દર્શનથી દોષ છે" પણ તેવી વાત ધર્મસિધુવગેરે ગ્રથોમા ન હોવાથી પ્રમાણ નથી. વળી કેટલાએક મૂર્ખો એવી પણ કપોલકલ્પના કરેછે. કે તે ચોથની રાત્રિએ ગુપ્ત રહી માણસોના ઘરઉપર પથ્થરો ફેંકવા કે જેથી ચીડાએલા માણસો અશુભ શબ્દોથી ગાળો આપે તેથી તે દોષ મટેછે. પણ તે રિવાજ ઘણો દુષ્ટ તથા દોષને આપનાર જ છે તેથી તેમ નહિ જ કરવુ.

ભાદ્રપદ માસના શુક્લપક્ષની ચતુર્થીના ચંદ્રમાના દર્શનથી મિથ્યાકલંક આવેછે એવુ પરાશર મુનિનું પણ વચન છે તેથી તે દોષની શાતિમાટે શાસ્ત્રોક્ત વિધાન કરવુ. આ વિષે નન્દિકેશ્વરે સનત્કુમારને કહ્યુ છે કે, ભાદ્રપદ શુક્લચતુર્થીનું વ્રત કે જેના ગણપતિ દેવતા છે તે કરવાથી આરોપિત થયેલું મિથ્યાકલંક દૂર થાયછે. સનત્કુમારે પૂછ્યુ કે, એ વ્રત કોણે કર્યું હતું તથા કોનું મિથ્યાકલક દૂર થયુ હતુ તે કહો. નન્દિકેશ્વરે કહ્યું કે, જગતની સૃષ્ટિવગેરે કરનાર શ્રીકૃષ્ણે આ વ્રત કર્યું હતુ તેથી તે કલંકમુક્ત થયા હતા. જ્યારે પૃથ્વીનો ભાર ઉતારવામાટે પૃથ્વીમાં અવતરેલા નારાયણરૂપ શ્રીકૃષ્ણે જરાસંધરાજાસાથે વિક્ષેપ થવાથી સમુદ્રના મધ્યમાં વિશ્વકર્માપાસે અત્યંત વિસ્તીર્ણ સુવર્ણમય દ્વારકાનગરી રચાવી તેમાં સર્વ યાદવોસાથે નિવાસ કર્યો. તે પછી ઉગ્ર યાદવના પુત્ર સત્રાજીતે સમુદ્રને તીરે જઇ સૂર્યઉપર ઉગ્ર તપશ્ચર્યા કરી. પ્રસન્ન થયેલા સૂર્યનારાયણે આવી વરદાન લેવાનુ કહ્યું. સત્રાજીતે કહ્યું કે હે સૂર્ય! તમે જો પ્રસન્ન થયા હો તો તમારો સ્યમતક નામનો મણિ આપો. સૂર્યે પોતાના કંઠમાંથી ઉતારી તે મણિ તેને આપ્યો અને કહ્યુ કે આ મણિમાથી હમેશાં આઠભાર સુવર્ણ નિકળેછે તેથી તે મહાપ્રતાપી છે અને પવિત્ર મનુષ્યથી જ ધારણ કરી શકાયછે. એ પ્રમાણે કહી સૂર્ય અંતર્હિત થયા. સ્યમંતક મણિને ધારણ કરી સત્રાજીત યાદવ દ્વારકામા આવ્યો ત્યારે સૂર્યસમાન

તેજથી વિસ્મય પામેલા સર્વ લોકો કહેવા લાગ્યા કે આ શ્રીકૃષ્ણના દર્શનમાટે સાક્ષાત્ સૂર્ય આવેછે કે શું ? શ્રીકૃષ્ણે કહ્યું કે આ સૂર્ય નથી પણ સૂર્યે આપેલા મણિવાળા સત્રાજીતયાદવ છે. શ્રીકૃષ્ણે તેની પાસેથી તે મણિ લેવાની ઇચ્છા કરી પણ કોઈ રીતે તે ઈચ્છા પાર ન પડી. સત્રાજીતે પણ તેની ઈચ્છા જાણી પોતાના ભાઇ પ્રસેનને તે મણિ આપી દીધો.

એક દિવસે તે મણિનું ધારણ કરી પ્રસેનયાદવ શ્રીકૃષ્ણની સાથે મૃગયા કરવા ગયો. અપવિત્રાવસ્થામાં હોવાથી પ્રસેનયાદવને સિંહે મારી નાખ્યો. તે મણિને લઇને જતા સિંહને જાંબવાન્ રીંછે મારી મણિને લઇ પોતાની ગુફામાં જઈ પોતાના પુત્રને આપ્યો. પ્રસેનથી છૂટા પડેલા શ્રીકૃષ્ણ પણ મૃગયા કરી દ્વારકામાં આવ્યા. પ્રસેનને પાછો નહિ આવેલો જાણી સત્રાજીતે એવી મિથ્યા વાત ઉડાવી કે મણિને માટે મારા ભાઇને શ્રીકૃષ્ણે મારી નાખ્યો. આથી દ્વારકામાં મોહોટા વિક્ષેપ તથા શ્રીકૃષ્ણનો અપવાદ ઉડયો. શ્રીકૃષ્ણે વિચાર્યું કે યદ્યપિ મેં પ્રસેનને માર્યો નથી તથાપિ આ મિથ્યાકલંકને ઉતારવું જોઈએ. તેથી તે કેટલાક યાદવોસાથે તેની તપાસમાટે વનમાં ગયા, ત્યાં સિંહે મારેલા વાહનસહિત પ્રસેનને જોયો, ત્યાંથી તેના પગઉપરથી આગળ ચાલતાં જાંબવાન્ રીંછે મારેલા સિંહને જોયો, ત્યાંથી આગળ ચાલતાં એક ગુફા આવી કે જે એકસો યોજનના પ્રમાણવાળી તથા અંધકારમય હતી. તેમાં બીજા લોકોને સાત દિવસનો અવધિ આપી બહાર બેસાડી પોતાના યોગબલથી એકલા શ્રીકૃષ્ણે જ પ્રવેશ કર્યો. તેમાં આગળ જતાં એક સાત ભૂમિનો પ્રાસાદ આવ્યો, તેમાં જાંબવાન્ની પુત્રી પોતાના ભાઇના પારણાઉપર તે મણિને બાંધી ગીત ગાતી હતી કે 'સિંહે પ્રસેનને માર્યો અને તે સિંહને જાંબવાને માર્યો. હે સુકુમાર ! રોદન ન કર આ સ્યમંતક તારો છે' તે સઘળું શ્રીકૃષ્ણે જોયું. સુંદર નેત્રાવાળી તે કન્યાએ શ્રીકૃષ્ણને દેખી કામજ્વરથી પીડિત થઇને હાસ્યથી કહ્યું કે, જાંબવાન્ સૂતા છે તેટલીવારમાં તુરત અંહીથી પસાર થઈ જાઓ. તેણીનાં વચન સાંભળી હાસ્ય કરતા શ્રીકૃષ્ણે શંખનાદ કર્યો, તેથી જાગેલા અને ક્રોધાંધ થયેલા જાંબવાને શ્રીકૃષ્ણસાથે મુષ્ટિયુદ્ધ કર્યું. સાત દિવસો થઇ જવાથી ગુફાની બહાર વાટ જોઇને બેઠેલા લોકો શ્રીકૃષ્ણનું અનિષ્ટ ધારી દ્વારકામાં ભાગી ગયા. તે રીંછસાથે શ્રીકૃષ્ણને એકવીશ દિવસસુધી યુદ્ધ થયું. જાંબવાને પ્રતિપક્ષીનું બળ અપરિમેય જોઇ કહ્યું કે, હું સુરોથી તથા અસુરોથી છતાયેલો નથી પણ આજ તમારાથી

મંત્રથી ગણપતિની મૂર્ત્તિ બનાવવામાટે શુદ્ધ મૃત્તિકા લાવવી, સુમુખાય નમઃ। એ મંત્રથી જલાદિયુક્ત કરી મૂર્ત્તિને ઘડવી અને ગૌરીસુતાય નમઃ। એ મંત્રથી સ્થાપન કરવું. પછી તેમાં તંત્રગ્રંથપ્રમાણે પ્રાણપ્રતિષ્ઠા કરવી તથા ગર્ભાધાનાદિ ષોડશ સંસ્કારોમાટે પંદર પ્રણવમંત્રોનો ઉચ્ચાર કરવો. પછી વૈદિક મંત્રથી દેવના નેત્રનું ઉન્મીલન કરી પંચોપચારથી પૂજન કરવું તથા ષોડશોપચારથી પૂજન કરવું. અંગ પ્રત્યંગ પૂજન કરવું, એકવીશ મોદકોનું નૈવેદ્ય ધરાવવું, દૂર્વાયુગ્મથી વિશેષ પૂજન કરવું, એકવીશ મોદકોમાંથી દશ બ્રાહ્મણને દેવા, દશ પોતામાટે રાખવા અને એક ગણપતિપાસે રાખવો. અવશેષ વિષય કથાઉપરથી જણાયછે.

શૌનકાદિ ઋષિઓએ સૂત પુરાણીને પૂછ્યું કે, હે સૂત ! મનુષ્યોને નિર્વિઘ્નતાપૂર્વક કાર્યસિદ્ધિ કયા વ્રતનિયમથી થાયછે ? તે કહો. સૂત કહેછે કે, હે મુનિઓ ! પૂર્વે જ્યારે કૌરવો તથા પાંડવો યુદ્ધ કરવામાટે કુરૂક્ષેત્રમાં આવ્યા હતા ત્યારે યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણને પૂછ્યું કે, હે દેવકીપુત્ર ! આ મોહોટા કાર્યના સમારંભમાં કયા દેવના વ્રતથી તથા પૂજનથી વિજય મેળવી રાજ્યને મેળવી શકીશું? શ્રીકૃષ્ણે કહ્યું કે, પાર્થ ! પાર્વતીના શારીરમલથી ઉત્પન્ન થયેલા ગણપતિનું વ્રત તથા પૂજન કરો કે જેથી સર્વેષ્ટસિદ્ધિ થશે. એ વ્રત ભાદ્રપદ માસમાં શુક્લપક્ષની ચતુર્થીને દિવસે કરવાનું છે અથવા માઘમાસમાં, શ્રાવણ માસમાં, તથા માર્ગશીર્ષ માસમાં પણ થઇ શકેછે. ઉપર પ્રમાણે સ્નાનાદિ કરી પૂજન કરવું, શક્તિ હોય તો નિષ્કપ્રમાણ સુવર્ણ વગેરેની મૂર્ત્તિ કરવી. એ પ્રમાણે કરવાથી અવશ્ય કલ્યાણ થશે. આ કથા ભવિષ્યપુરાણમાં છે.

---

# ઋષિપંચમી.

ભાદ્રપદ માસના શુક્લપક્ષમાં આવતી પાંચમ " ઋષિપંચમી " કહેવાયછે. તેનું મધ્યાહ્ન સમયમાં વ્યાપ્ત થનારી પાંચમને દિવસે વ્રત કરવામાં આવેછે. તે દિવસે નિત્યકર્મને પોહોંચી લઈવ્રતનો સંકલ્પ કરી મધ્યાહ્ન સમયે સ્થાપિત કરેલા અરૂંધતીસહિત કશ્યપ, અત્રિ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ અને વસિષ્ઠ એ સપ્તર્ષિઓનું પૂજન કરવું તથા ખેડ્યાવગરની પૃથ્વીમાં થયેલા શાકવગેરેનો જરૂર પડે તો આહાર કરવો. અસત્ય વચનાદિ અશિષ્ટાચારનો પ્રયત્નથી ત્યાગ કરવો. આ વ્રત બન્નેને માટે સામાન્ય

છતા પણ સ્ત્રીઓ વિશેષતાથી કરેછે કારણ કે નિત્યદિન રસોઇમા, જળ ભરવામા, દળવામા, ખાંડવામા અને વાસીદામા પ્રમાદથી અનેક જંતુઓની હિંસા સ્ત્રીઓના હાથથી થાયછે તથા રજોદર્શનને પ્રસંગે પણ સ્પૃશ્યા સ્પૃશ્યાદિ દોષો તેને લાગેછે તેથી તે દોષોની નિવૃત્તિમાટે આ વ્રત કરવામા આવે છે સ્મૃતિગ્રંથોપ્રમાણે તો ઉપર બતાવેલી પાંચ જાતની હિંસાની નિવૃત્તિમાટે પ્રત્યેક દિવસે અધિકારપ્રમાણે વૈશ્વદેવ નામનું કર્મ છે પણ તે તો ધાર્મિક સંસ્કારો ઓછા થવાને લીધે માત્રતમાલમા કોઇ ભાગ્યશાળીજ કરતા હશે વૈશ્વદેવ કર્મ શું છે? તથા તેથી કેવા કયા ઉત્તમ લાભો છે? તે વિષે ઘણું વક્તવ્ય હોવાથી અહીં આપેલું નથી ઋષિપંચમીના પ્રભાવવિષે પૌરાણિક કથા એવી છે કે યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને સ્ત્રીઓના કલ્યાણમાટે વ્રતનો પ્રશ્ન કર્યા ત્યારે કૃષ્ણે કહ્યું કે સ્ત્રીને રજોદર્શન આવેછે તેમા અજ્ઞાનાદિથી થતા દોષોની નિવૃત્તિમાટે આ વ્રત કર્તવ્ય છે પૂર્વે વૃત્રાસુરને મારવાથી ઇંદ્રને બ્રહ્મહત્યા લાગી ત્યારે બ્રહ્માએ અગ્નિની પ્રથમ જ્વાળામા, નદીના વર્ષાઋતુમા આવેલા પ્રથમ જળમા, પર્વતના અગ્રમા રહેલા વૃક્ષોમા અને સ્ત્રીઓમા અથવા ભાગવતના મત પ્રમાણે પૃથ્વીમા ત્યાર વૃક્ષોમા ગુંદ, જળમા બુદ્બુદ અને સ્ત્રીઓમા રજોદર્શનરૂપે એ પ્રમાણે ચાર ઠેકાણે તે બ્રહ્મહત્યાને વિભક્ત કરી ઇંદ્રને યત્ન કરાવી તેથી મુક્ત કર્યા ત્યારથી સ્ત્રીઓ રજોદર્શનના પ્રથમ દિવસે ચાંડાલીજેવી, બીજે દિવસે બ્રહ્મઘાતિની જેવી, ત્રીજે દિવસે રજકસ્ત્રી જેવી અને ચોથે દિવસે પોતાના વર્ણજેવી થાયછે તેથી રજસ્વલા સ્ત્રી સર્વ કર્મમા ત્યાજ્ય છે તે દૈવ તથા પિતૃકર્મમા પાંચમે દિવસે યોગ્ય થાયછે તે દશામા સ્પર્શાદિ દોષોથી મુક્ત થવા તથા ઉપર કહેલી રસોઇ વગેરેમા થતા પાંચ પાપોથી મુક્ત થવામાટે ઋષિપંચમીનું વ્રત કરવું જોઇએ

સત્યયુગમા વિદર્ભદેશમા સેનજિત નામના રાજા હતા તેના ગામમા વેદના પારને પહોચેલા સુમિત્રનામના બ્રાહ્મણને જયશ્રી નામની પત્ની હતી બન્ને ખેતરના ધંધાથી જીવતા હતા કોઇ વખતે રજોદર્શન છતા તે સ્ત્રીએ ઘરમા સર્વ કામ કરી બન્ને મરણ પછી તે દોષને લીધે શ્વાનનો તથા કુતરીનો અવતાર પામી પોતાના સુમતિનામના પુત્રને ઘેર આવ્યા સુમતિની સ્ત્રી ચંદ્રવતી નામની હતી કેટલેક દિવસે તે સુમતિ બ્રાહ્મણ પોતાના પિતાની ક્ષયતિથિને દિવસે શ્રાદ્ધ કરતો હતો અને બ્રાહ્મણોને ભોજન કરાવવામાટે તેની સ્ત્રી દૂધપાક કરતી હતી તેવામા તે દૂધપાકના પાત્રમા ઉપરથી સર્પનું વિષ પડ્યું આ વાત સ્ત્રી જાણતી નહતી પણ પૂર્વજન્મના

જ્ઞાનવાળી ઘર આગળ બેઠેલી કુતરીએ તે જોઇ અનેક બ્રાહ્મણોને મરણમાંથી બચાવી લેવા માટે સ્ત્રી દેખે તેવી રીતે દોડી તે પાત્રનો સ્પર્શ કરી તે અન્નને અપવિત્ર કર્યું તેથી ક્રોધને લીધે તે સ્ત્રીએ તેને ઘણો પ્રહાર કર્યો. અને પછીથી બીજી રસોઈ કરી બ્રહ્મભોજન કરાવ્યુ. બ્રાહ્મણે પણ તે ખેદને લીધે ખેતીના ધંધાથી ઘેર બાંધેલા બળદને તૃણ તથા જલવગેરે કશુ પણ આપ્યુ નહિ. રાત્રિના સમયમા ઘરમાં બ્રાહ્મણ વિક્ષેપથી સૂતેલો હતો તેટલામા કુતરીએ બળદપામે જઇ બનેલી સર્વ વાત કરી તથા આપણા પૂર્વ જન્મના પુત્ર આ બ્રાહ્મણે આપણા ક્ષયાહ શ્રાદ્ધમાં આપણને તો અન્ન જલ કશું આપ્યું નહિ એમ કહ્યું ત્યારે તે બળદે પણ પોતાના દુઃખની વાત કરી. તે સર્વ વાત જાગતા બ્રાહ્મણે શ્રવણ કરી તુરત ઉઠી કુતરીને તથા બળદને અન્ન જલ આપી પ્રાતઃકાલે ઉઠી ત્રિકાલદર્શી સર્વતપા નામના ઋષિની પાસે જઇ પોતાનાં માતાપિતાના અધમ અવતારનું કારણ તથા તેની મુક્તિ વિષે પૂછતાં તેણે કહ્યું કે તારી માતાએ પૂર્વજન્મમાં રજોદર્શન છતાં ઘરમાં સ્પર્શ કર્યો હતો તેથી તેને તથા સ્ત્રીના પાપને લીધે તારા પિતાને આવો અવતાર આવ્યો છે અને તારેજ ઘેર બન્ને વર્તેછે. તે દોષની નિવૃત્તિમાટે તમો સ્ત્રી પુરુષ બન્ને ઋષિપંચમીનું વ્રત કરો અને તેનું પુણ્ય તેઓને આપો તેથી તેઓની મુક્તિ થશે. આમ કરવાથી તે બન્નેના તેવા અધમ અવતાર દૂર થયા અને ઉત્તમ લોકની પ્રાપ્તિ થઈ. આ પ્રમાણે ઐહિકપારલૌકિક શ્રેયઃસાધનમાટે આ વ્રત કર્તવ્ય છે. સાત વર્ષ સુધી આ વ્રત કરી ઉદ્યાપન કરવું. આગલે દિવસે એકભુક્ત કરી પ્રાતઃકાલમાં સ્નાનાદિ કરી બ્રાહ્મણોને વરાવી સર્વતોભદ્ર મંડલ ભરી કુંભઉપર અરુંધતીસહિત સપ્તર્ષિઓની સુવર્ણમૂર્તિ સ્થાપી પૂજન કરવું તથા બીજી ઇતિકર્તવ્યતા સર્વ વ્રતના જેવી છે. ઉદ્યાપન આદિમાં, મધ્યમાં તથા અંતમાં થાયછે. આ કથા ભવિષ્ય પુરાણમાં આપેલી છે.

બ્રહ્માંડ પુરાણમાં આ વ્રતની કથા મિતાશ્વ રાજા અને બ્રહ્માના સંવાદરૂપે આ પ્રમાણે છે કે, મિતાશ્વરાજાએ બ્રહ્માને પૂછ્યું કે બ્રહ્મન્! સર્વ પાપોનો નાશ કરે એવું કોઈ વ્રત કહો. બ્રહ્માએ કહ્યું કે રાજન્! ઋષિપંચમીનું વ્રત કે જે સર્વ દોષોની નિવૃત્તિ કરનાર છે તથા નરકગતિને દૂર કરનાર છે તે વિષેનો એક જૂનો ઇતિહાસ કહુંછું તે સાંભળો. વિદર્ભદેશમાં એક ઉત્તંક નામનો બ્રાહ્મણ રહેતો હતો તેની સુશીલાનામની મતી સ્ત્રી હતી. તેને બે

સંતાન હતાં તેમા સુવિભૂષણ નામનો પુત્ર હતો અને તે સાંગ અને સાર્થ વેદોના પારને પહોંચેલો હતો તથા સત્તમા નામની પુત્રી હતી તેને શ્રેષ્ઠ કુલના પતિસાથે પરણાવી હતી. દૈવયોગથી તે વિધવા થઇ ત્યારે પિતાને ઘેર રહી વૈધવ્યના ધર્મો પાળવા લાગી. પુત્રીના વૈધવ્ય દુઃખથી તપેલા પિતા પુત્રને ઘર સોંપી દઇ તે પુત્રીસાથે ગંગાના તીરઉપરના વનમાં આવી રહ્યા. ત્યાં પોતે વિદ્વાન્ હોવાથી કેટલાએક શિષ્યોને વેદ ભણાવવા લાગ્યા અને પુત્રીએ સેવા કરવા માંડી. કોઈ વખતે સેવાથી શ્રાંત થએલી પુત્રી નિદ્રાવશ થઇ ત્યા અર્દ્ધરાત્રિએ તેના શરીરમા અકસ્માત કીડાઓ પડી ગયા. તેવી રીતની પુત્રીને દેખી તેની માતા શોક કરવા લાગી. શિષ્યોએ પિતાને ખબર આપતાં તેણે સમાધિથી જાણ્યુ અને કહ્યુ કે આ પુત્રી આ જન્મથી પૂર્વના સાતમા જન્મમાં બ્રાહ્મણી હતી ત્યારે રજસ્વલા છતાં ઘરમા અડકી હતી તેના પાપથી એનું શરીર કૃમિઓથી વ્યાપ્ત થયેલુ છે. રજસ્વલા સ્ત્રી પહેલે દિવસે ચાંડાલી જેવી, બીજે દિવસે બ્રહ્મહત્યા કરનાર જેવી, ત્રીજે દિવસે રજક સ્ત્રી જેવી અને ચોથી ગતિ ગયાપછી પોતાના વર્ણ જેવી થાયછે તેથી તે પાપવાળી હતી. વળી તેજ જન્મમાં તેણે સખીસાથે ઋષિપંચમીના વ્રતોત્સવનાં દર્શન કરી તેની નિંદા કરી હતી તેથી પણ તેનું શરીર કીડાઓથી વ્યાપ્ત થયું છે. પણ તે ઉત્સવના દર્શન પ્રભાવથી બ્રાહ્મણ કુલમાં અવતરી છે. ત્યારે નૃશીલાએ પુછ્યું કે હે નાથ ! તે વ્રતનો પ્રભાવ તથા વિધિ મારી પાસે કહો ઋષિ કહેછે કે હે સુશીલા ! ઋષિપચમીનુ વ્રત કરવાથી સ્ત્રીઓનાં સર્વ પાપોનો નાશ થાયછે તથા રજસ્વલાપણામાં અજ્ઞાનથી અથવા જ્ઞાનથી કરેલા સ્પર્શાદિ દોષોનો પણ નાશ થાયછે. આ વ્રતની બાકીની ઇતિકર્તવ્યતા ઉપર કહેલા પ્રકારથી જ સમજી લેવી.

---

## સૂર્યષષ્ઠી.

સપ્તમીવિદ્ધા ભાદ્રપદ સુદિ ષષ્ઠી સૂર્યષષ્ઠી કહેવાયછે. તે દિવસે સ્નાન કરી સૂર્યનું પૂજન કરવું અને પંચગવ્યનું પ્રાશન કરવું તેથી અશ્વમેધ યજ્ઞનું ફલ મળેછે અને એજ દિવસે કાર્તિકસ્વામીનાં દર્શન કરવાં તેથી બ્રહ્મહત્યાજેવા પાપો પણ નષ્ટ થાયછે.

---

# ચંપાષષ્ઠી.

ભાદ્રપદ માસના શુક્લપક્ષની ષષ્ઠી એ ચંપાષષ્ઠી કહેવાયછે. સ્કંદપુરાણમાં કાર્ત્તિકેયસ્વામીએ કહેલું છે કે, કુરુક્ષેત્રના યુદ્ધમાં કૌરવોને જીતી રાજ્યાસનઉપર બેઠેલા યુધિષ્ઠિર રાજાપાસે કોઈ દિવસે દુર્વાસા મુનિ આવ્યા. તેનો યોગ્ય સત્કાર કરી યુધિષ્ઠિરે પૂછ્યું કે, બ્રહ્મર્ષિ! રાજ્યાદિના લાભને આપનારા કોઈ ઉત્તમ વ્રતનો ઉપદેશ કરો. દુર્વાસા બોલ્યા કે રાજન્! સર્વ કામનાઓને પૂર્ણ કરનાર ચંપાષષ્ઠીનું વ્રત ભાદ્રપદ માસના શુક્લપક્ષમાં ષષ્ઠીને દિવસે થાયછે. તેમાં ભાદ્રપદ માસ, શુક્લપક્ષ, મંગળવાર, વિશાખા નક્ષત્ર અને વૈધૃતિ યોગ એઓનો યોગ થાય ત્યારે 'ચંપાષષ્ઠી' કહેવાયછે. એ ચંપાષષ્ઠીનું પર્વ એવું છે કે જેની દેવો, અસુરો અને મનુષ્યો રાહ જોતાજ રહેછે, તે વ્રત સત્યયુગમાં પ્રાય સાઠ વર્ષે આવેછે, ત્રેતાયુગમાં પચ્ચાશ વર્ષે આવેછે, દ્વાપરયુગમાં ચાલીશ વર્ષે આવેછે અને કલિયુગમાં ત્રીશ વર્ષે આવેછે. પૂર્વકાળમાં આ વ્રત વિશ્વકર્માએ કરેલું હતું. તેના પ્રભાવથી ઘણા જીવો પ્રજાપતિના પદને પામ્યા છે. પૃથુરાજાએ, કૃતવીર્યના પુત્ર સહસ્રાર્જુન રાજાએ, નરનારાયણે અને મારી સાથે શંકરે પણ આ વ્રત કરેલું છે. યુધિષ્ઠિરે પૂછ્યું કે તે વ્રતનો વિધિ કહો. દુર્વાસા બોલ્યા કે, આગલે દિવસે એકભુક્ત કરી પછીને દિવસે શ્વેત તિલોથી તથા મૃત્તિકાથી પ્રાતસ્નાન કરી પવિત્ર વસ્ત્રો પહેરી "હે સૂર્યનારાયણ! તમારું આ વ્રત કે જે સર્વ કામનાઓને પૂર્ણ કરનાર છે તેને હું કરૂંછું તે તમારા પ્રભાવથી પૂર્ણ થજો" એવો સંકલ્પ કરી સ્નાનાગ તર્પણ કરી નિત્યતર્પણ કરવું. પછી પોતાને ઘેર આવી ચતુરસ્ર મંડલ કરી તેઉપર ઉત્તમ કુંભનું સ્થાપન કરવું. તેમાં પંચ રત્ન તથા પંચ પલ્લવ નાખવા. તે ઉપર સુવર્ણાદિ પાત્રમાં કેસરથી બાર દલવાળું કર્ણિકાસહિત કમળ આળેખવું. તે ઉપર રથમાં બેઠેલી અને અરુણ નામના સારથિસહિત સુવર્ણમય સૂર્યની મૂર્ત્તિ કરી તેનું સ્થાપન કરવું. ષોડશોપચારથી યથાધિકાર પૂજન કરવું. ઘરમાં મંડલની ચોમેર ચાર દ્વાર વાળો, કેળના સ્તંભોથી તથા પુષ્પોની માળાઓથી સુશોભિત મંડપ કરવો અને તેને ધૂપ દીપોથી શણગારવો. કમળનાં બાર દલોમાં આદિત્ય, ભાસ્કર, ભાનુ, અર્યમન્ વિશ્વચક્ર, અનુમત, સહસ્રાંશુ, ખગ, સુરાધ, સૂર્ય, દ્વાદશાત્મન્ અને પ્રભાકર એ ચતુર્થ્યંત નામોથી નમસ્કારસાથે પૂજન કરવું, પછી રથનું તથા અરુણનું પૂજન કરવું અને મંત્રમાં ગાયત્રુ પૂજન

કરવું, સાવિત્રી મંત્રથી તિલઆહુતિદ્વારા અષ્ટોત્તર શત હોમ કરવો અને પૂજેલી ગાયનું આચાર્યને સર્વાર્પણ બુદ્ધિથી દાન દેવું તથા ઓછામાં ઓછા બાર બ્રાહ્મણોને ઇચ્છાભોજન કરાવી પોતે મિત્રાદિસાથે ભોજન કરવું. આ વ્રતથી ધન, ધાન્ય, પુત્રાદિ પરિવાર રાજ્ય, શત્રુનાશ રોગનાશ તથા સત્કીર્તિ વગેરે ફળો થાયછે આ વ્રત માર્ગશીર્ષ માસના શુક્લપક્ષની પછીએ પણ એજ પ્રમાણે થાયછે તેમાં માર્ગશીર્ષ માસ, શુક્લપક્ષ ષઠી, રવિવાર, શતતારા નક્ષત્ર અને વૈધૃતિયોગ આવે ત્યારે ચંપાછઠી કહેવાયછે એટલો વિશેષ છે

# મુક્તાભરણ વ્રત.

ભાદ્રપદના શુક્લપક્ષની મધ્યાહ્નવ્યાપિની સપ્તમીને દિવસે 'મુક્તાભરણ વ્રત' કરવામાં આવેછે અખંડ સંતતિની પ્રાપ્તિમાટે ઉમામહેશ્વર દેવતાક મુક્તાભરણ વ્રત તથા તદંગે શિવપૂજનાદિ કરીશ એવો સંકલ્પ કરી સાત સુતેરાવાળો તથા સાત ગ્રંથિવાળો એક દોરો શંકરપાસે મૂકી તેસહિત શંકરનું પૂજન કરવું તેમાં ષોડશોપચાર કરવા પછી સાતપ્રકારના સામવેદના મંત્રોથી મંત્રેલા અને આ દોરાના સાત ગ્રંથિઓમાં રહેનાર હે મહેશ્વર! તમારું દોરારૂપે ધારણ કરું એવી પ્રાર્થના કરી સુવર્ણનો, રૂપાનો અથવા સૂતરનો દોરો હાથે બાંધવો અને વ્રત થયું હોય તો હે દયાનિધે! સર્વ પાપોનું હરણ કરો પ્રસન્ન થાઓ અને દીર્ઘ આયુષ્યને તથા પુત્રાદિ પરિવારને આપો એ મંત્રથી જુના દોરાનો ત્યાગ કરવો પછી વાયનનું દાન કરવું અને ઘૃતસહિત તથા દક્ષિણાસહિત એકસો ને અગિયાર વડાઓ અથવા માલપુવાઓ કરી કુટુંબી તથા વેદશાસ્ત્રભણેલા બ્રાહ્મણને સાંબશંભુની તુષ્ટિમાટે આપવા આ વ્રત પક્ષ, માસે તથા વર્ષ પણ થાયછે વર્ષને અંતે સુવર્ણની ગ્રંથિને તાંબાના પાત્રમાં મુકી બ્રાહ્મણને આપવી

પૂર્વે લોમશ નામના મુનિ તીર્થયાત્રા કરતા કરતા મથુરા નગરીમાં વસુદેવને ઘેર આવ્યા. વસુદેવે તેની પૂજા કરી કેટલીએક પ્રાસ્તાવિક વાતો કરી પ્રસંગ આવતાં લોમશ મુનિએ દેવકીને કહ્યું કે દેવકિ! તમારા ૭ પુત્રોને કંસે માર્યા તેથી તમે દુખસાગરમાં છો માટે જેમ નહુષ રાજાની ચંદ્રમુખી નામની સ્ત્રી તમારા જેવાજ દુઃખવાળી હતી તેણે

મુક્તાભરણ વ્રતના પ્રભાવથી મૃતાપત્યનું કષ્ટ નષ્ટ કરી અમૃતાપત્યનું સુખ મેળવ્યું હતું. તમે પણ એ વ્રતથી સુખ મેળવો. દેવકીએ પૂછ્યું કે, ભગવન! તે રાણીની તથા વ્રતની કથા મારી પાસે કહો. લોમશમુનિ બોલ્યા કે, પૂર્વે અયોધ્યાનગરીમાં નહુષ નામના રાજા હતા તેની અસંત રૂપાળી ચંદ્રમુખી નામની રાણી હતી તથા તેજ પુરીમાં વિષ્ણુગુપ્ત બ્રાહ્મણ રહેતો હતો તેની સ્ત્રી ઉત્તમ ગુણવાળી ભદ્રમુખી નામની હતી. તે બન્ને સ્ત્રીઓને પરસ્પર અત્યંત પ્રીતિ હતી. એક દિવસે તે બન્ને સખીઓ સ્નાનમાટે સરયૂ નદીને તીરે ગઈ ત્યાં બીજી ઘણી સ્ત્રીઓ સ્નાન કરી તીરઉપર મંડલ કરી તેમાં ઉમાસહિત મહાદેવની મૂર્ત્તિને આળેખી ચંદનપુષ્પાદિથી પૂજન કરતી હતી. તે જોઇને બન્ને સખીઓએ બીજી સ્ત્રીઓને પૂછ્યું કે, તમે આ શું કરોછો? તેઓએ કહ્યું કે, અમો મુક્તાભરણ નામનું વ્રત કરીએ છીએ અને તેમાં સાંબશિવનું પૂજન કરી દોરો બાંધી અમારો આત્મા મહાદેવને અર્પણ કરીએ છીએ. આ વ્રત યાવત્ જીવ કરવાનું છે. તે વાતનું શ્રવણ કરી તે બન્ને સખીઓએ વિધિપ્રમાણે તે વ્રત લઇ દોરો લીધો. કેટલેક સમયે રાણી તથા બ્રાહ્મણી તે વ્રતને ભૂલી ગઈ તથા દોરાને પણ અસ્તવ્યસ્ત કરી દીધો. વ્રતભંગને લીધે બીજા અવતારમાં રાણીને વાંદરીનો તથા બ્રાહ્મણીને કુકડીનો અવતાર આવ્યો ત્યાં પણ તેઓ એક સ્થળમાં રહેવા લાગી. પછી ગોકુલમાં તે બન્નેનો જન્મ થયો તેમાં જે બ્રાહ્મણી હતી તે ભૂષણા નામની બ્રાહ્મણી થઇ, તેને તેના પિતાએ અગ્નિમીલ નામના રાજાના પુરોહિતને આપી તથા રાણી હતી તે ઇશ્વરી નામની રાણી થઇ. પૂર્વની પેઠે તે બન્નેને, ત્યાં પણ ઘણો સ્નેહ થયો. ભૂષણાને સર્વ ગુણોવાળા આઠ પુત્રો થયા અને ઇશ્વરીને પ્રથમ તો સંતાનજ ન થતું પણ કેટલેક કાળે એક પુત્ર આવ્યો પણ તે જન્મથી જ રોગી, મૂંગો, વિસ્વર અને મૂર્ખ હતો તે પણ નવ વર્ષનો થઇ મૃત્યુ પામ્યો. ત્યારે પોતાની સખીપાસે પુત્રમરણનો ખેદ દેખાડવામાટે પોતાના આઠે પુત્રોનું મંડલ સાથે લઇ ભૂષણા ઇશ્વરીપાસે ગઇ. ભૂષણાના પુત્રોને દેખીને અસહનતાથી ઇશ્વરીએ ઉપર ઉપરથી વાતચિત કરી તેને ઘેર વિદાય કરી તેણીના પુત્રોને મરાવી નાખવાના ઉપાયો કરવા માંડ્યા. ઉપાયો કર્યા છતાં પણ, ભૂષણાના પુત્રોનું અમંગલ થયું નહિ તેથી વિસ્મય પામેલી ઇશ્વરીએ ભૂષણા સખીને બોલાવી બહુ માનપૂર્વક પૂછ્યું કે, સખી! તમે એવું પુણ્ય શું કર્યું છે કે જેના પ્રભાવથી તમને મરણાંત કષ્ટોમાંથી પણ મુક્ત થતાં ઘણા શ્રેષ્ઠ

પુત્રો થયા છે ભૂરાણા કહેછે કે, સખી ! તમને આપણા ત્રીજા જન્મનુ વૃત્તાંત વિસ્મૃત કેમ થયુ ? આપણે બન્ને સખીઓએ અયોધ્યાનગરીમાં મુક્તાભરણ નામના વ્રતનો આરંભ કરી પાછળથી છોડી આપ્યુ હતુ તે અપરાધથી આપણો વાદરીનો તથા કુકડીનો અવતાર આવ્યો હતો. તે અવતારમા સ્વલ્પ વ્રતના પણ પ્રભાવથી પૂર્વજન્મનુ જ્ઞાન રહ્યુ નહિ તેથી મે પૂર્વકૃત પ્રમાદના પશ્ચાત્તાપપૂર્વક તિર્યગ્યોનિમા પણ મનોવ્યાપારપ્રધાન તે વ્રત કર્યુ હતુ અને તમે પ્રમાદથી તે વ્રતનો ત્યાગ જ કરી દીધો એ કારણથી જ આવી સ્થિતિ થઇ છે બીજુ કશુ કારણ નથી ઇશ્વરીએ આ સઘળા વૃત્તાંતના શ્રવણપછી, કરેલા અપરાધની ક્ષમા માગીને તે વ્રતનો આરંભ કર્યો તથા પૂર્તિ કરી તેના પ્રભાવથી ઇશ્વરી પુત્રપરિવારવગેરે સર્વ મનોરથોને મેળવી સૌભાગ્યને પામી આ કથા શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને કહે છે કે એ પ્રમાણે ઉપદેશ કરી લોમશમુનિ ગયાપછી દેવકીએ, એ વ્રત કર્યુ ત્યારે મારો જન્મ થયો છે. તેથી આ વ્રત સ્ત્રીઓએ અવશ્ય કર્તવ્ય છે.

---

## જ્યેષ્ઠાવ્રત.

ભાદ્રપદ માસના શુક્લપક્ષની અષ્ટમીને દિવસે જ્યેષ્ઠા નક્ષત્ર આવે તો જ્યેષ્ઠાદેવીનુ પૂજન કરવુ. પૂર્વવિદ્ધા અષ્ટમીમા જ્યેષ્ઠા નક્ષત્ર હોય તો પૂર્વવિદ્ધામા, નહિતો પરવિદ્ધામા વ્રતપૂજન કરવુ નિગમપુરાણમા કહ્યુ છે કે, કન્યારાશિના સૂર્ય હોય ત્યારે શુક્લપક્ષની અષ્ટમીને દિવસે જ્યેષ્ઠા નક્ષત્રમા અલક્ષ્મીના વિનાશમાટે જ્યેષ્ઠા દેવીનુ પૂજન કરવુ આ વાક્યમા કન્યા સંક્રાંતિનો સન્નિવેશ કેવળ સ્તાવક છે, બાકી ચાંદ્રમાસ પ્રમાણે આવતા ભાદ્રપદ માસની જ આવશ્યકતા છે હેમાદ્રિગ્રંથમા કહ્યુ છે કે, એ અષ્ટમી નવમીવિદ્ધા લેવી અને રાત્રિનુ પૂજન કરવુ, જે દિવસે મધ્યાહ્નથી ઉપર એક ક્ષણમાત્ર પણ અષ્ટમી હોય તે દિવસે આ વ્રત કરવુ પૂર્વ દિવસે એટલે અનુરાધામા આવાહન, જ્યેષ્ઠામા પૂજન અને મૂલમા વિસર્જન એ પ્રમાણે ત્રણ દિવસનુ આ વ્રત છે વ્રતને દિવસે તિથ્યાદિનો ઉલ્લેખ કરી "મૃતાપત્ય તથા વંધ્યાપણાવગેરે દોષની નિવૃત્તિપૂર્વક પુત્રપૌત્રાદિની વૃદ્ધિ માટે તથા દરિદ્રતાના નાશમાટે યથામિલિત ઉપચારોથી જ્યેષ્ઠાદેવીનુ પૂજન કરીશ" એવો સંકલ્પ કરી ત્રણ નેત્રવાળા, શુભ્ર દાંતવાળા, કંચનસમાન

કાયાવાળાં, વિરક્ત સ્વભાવવાળાં, સમુદ્રમથનથી ઉત્પન્ન થયેલાં અને રક્ત નેત્રોવાળાં જ્યેષ્ઠાદેવીનું ધ્યાન કરી ષોડશોપચારથી પૂજન કરવું. આ વિષયની કથામાં યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણને પૂછયું કે, ભગવન્! જે સ્ત્રીનાં સંતાન આવી આવીને મરી જતાં હોય, જે સ્ત્રી વંધ્યા હોય, કાકવંધ્યા હોય, ગર્ભસ્રાવવાળી હોય તથા અનેક દોષોથી વ્યાપ્ત હોય તેનાં સર્વ કષ્ટોના નાશમાટે તથા પુરૂષોના પણ દારિદ્ર્યવગેરે દોષોની નિવૃત્તિમાટે કોઇ વ્રતપૂજન કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે ભાદ્રપદ સુદિ આઠમને દિવસે જ્યેષ્ઠા નક્ષત્ર હોય તો પુત્રપૌત્રાદિની વૃદ્ધિ તથા અલક્ષ્મીના નાશમાટે એ વ્રત બાર વર્ષપર્યંત અને શક્તિ હોય તો યાવતજ્જીવ કરવાનું છે. યથાવિધિ પૂજન પછી નીરાજનનો દીપ ગુરૂના હાથમાથી લઇ તેનું વંદન કરવું. જ્યેષ્ઠાદેવી ભુક્તિને તથા મુક્તિને આપેછે. આ વિષય ભવિષ્યપુરાણમાં છે.

---

## નીલજ્યેષ્ઠા.

ઉપરના જ વિષયની કથા સ્કંદપુરાણમા આ પ્રમાણે છે, કે ભાદ્રપદ સુદિ અષ્ટમીને દિવસે રવિવાર હોય તથા જ્યેષ્ઠા નક્ષત્ર હોય તો તે 'નીલજ્યેષ્ઠા' એ નામવાળી અષ્ટમી કહેવાયછે. તે ઘણે કાળે આવતી હોવાથી દુર્લભ છે. તે દિવસે જ્યેષ્ઠાદેવીનું પૂજન કરવું. નદીવગેરે જલાશયમાંથી આગલે દિવસે પાંચ પાંચ શર્કરા ( પાંચીકા ) લાવવી તેમાં અથવા સુવર્ણાદિ ધાતુની પ્રતિમામાં દેવીનું રૂપ કલ્પી આવાહનવગેરે પૂજન કરવું. બીજી ઇતિકર્તવ્યતા ઉપર પ્રમાણે જ છે. બ્રાહ્મણોને તથા સુવાસિની (નવી પરણેલી સ્ત્રી) સ્ત્રીઓને જમાડવી, દીન લોકોને તથા અંધવગેરે અનાથલોકોને જમાડવા, દેવીની આજ્ઞા લઇ પોતે ભોજન કરવું, બ્રહ્મચર્ય પાળવું તથા નવમીને દિવસે વિસર્જન કરવું એટલે નદીથી લાવેલી શર્કરાને નદીમાં પધરાવવી. તે દિવસે દહીં તથા ભાતનું નૈવેદ્ય ધરાવવું. બીજીવાર વર્ષ દિવસે પધારજો તથા મારી અલક્ષ્મીનો નાશ કરજો એવી પ્રાર્થના કરવી. જૂત્તા તથા વસ્ત્ર કરી બ્રાહ્મણોને દેવાં અને સાયંકાળે ગીતવાદિત્રની ધામધુમસાથે મૂર્તિને પાલખીમાં પધરાવવી અને નદીમાં વિસર્જન કરવું. ઉદ્યાપનમા જેના રથમાં એક તરફ સિંહ તથા બીજી તરફ વાઘને જોડેલા છે અને જેનો અગ્નિજેવો વર્ણ છે એવાં જ્યેષ્ઠાદેવીનું ધ્યાન કરૂંછું એમ કહી

મંડલમાં યથાશાસ્ત્ર પૂજન કરી છેવટમાં સર્વ ઉપસ્કર બ્રાહ્મણોને આપી બ્રહ્મભોજન તથા ગોદાનાદિ દાનો કરી વ્રતની સમાપ્તિ કરવી.

---

# દૂર્વાષ્ટમી અથવા ધ્રો આઠમ.

ભાદ્રપદ માસના શુક્લપક્ષમાં અષ્ટમી તિથિ દૂર્વાષ્ટમી કહેવાયછે તેમાં સાતમ ઉપરાંત આઠમ હોય તે લેવાની છે, અને ત્યાંસુધી તે જ્યેષ્ઠા નક્ષત્ર અને મૂલનક્ષત્રવગરની લેવી, તેમ ન બને તો તે નક્ષત્રોવાળી પણ લેવી; કન્યારાશિવિના સૂર્ય હોય તો અને અગસ્ત્યનો ઉદય થઇ ગયો હોય તો આ વ્રત થઇ શકતું નથી એવો ધર્મસિંધુકારનો મત છે. આ વ્રત સ્ત્રીઓને-માટે પ્રત્યેક વર્ષે અવશ્ય કરવાયોગ્ય છે. કેવળ અષ્ટમીમાં અથવા જ્યેષ્ઠા નક્ષત્રવાળી અષ્ટમીમાં જ્યેષ્ઠાદેવીનું પૂજન કરવું. દક્ષિણી લોકો જ્યેષ્ઠા નક્ષત્ર હોય ત્યારે જ તેનું પૂજન કરેછે. આમ પણ ચાલેછે કે અનુરાધા-નક્ષત્રમાં આવાહન, જ્યેષ્ઠાનક્ષત્રમાં પૂજન તથા મૂલ નક્ષત્રમાં વિસર્જન કરવું. અષ્ટમીને દિવસે શુદ્ધ પૃથ્વીપર ઉગેલી દૂર્વાનું, ગૌરીનું, ગણેશનું અને મહાદેવનું પૂજન કરવું તથા અગ્નિથી નહિ પાકેલા પદાર્થો ખાવા. આગલે દિવસે બ્રહ્મચર્ય પાળી આઠમને દિવસે સ્નાનાદિકથી પવિત્ર થઇ સ્વસ્તિવાચન કરાવી સ્ત્રીએ સૌભાગ્ય તથા વંશવૃદ્ધિમાટે વ્રતનો સંકલ્પ કરી, ગણપતિપૂજનપૂર્વક આવરણ પૂજન કરી, દૂર્વાનું ધ્યાન કરી તેનું ષોડશોપચારથી પૂજન કરવું તથા આઠ ગાંઠવાળો દોરો, ફળો અને જનોઇ એ સઘળું તેની પાસે ધરવું. પછી પ્રાર્થના કરવી કે હે દૂર્વે ! જેમ તમો શાખાપ્રશાખાથી વૃદ્ધિ પામોછો તેમ અમારા વંશની પણ વૃદ્ધિ કરજો. તે પછી નૈવેદ્ય ધરાવી આઠ ગાંઠવાળો દોરો ડાબે હાથે બાંધી કથાનું શ્રવણ કરવું. આ કથા ટૂંકામાં ભવિષ્યોત્તરપુરાણમાં નીચે મુજબ છે.

યુધિષ્ઠિરે વંશનો ઉચ્છેદ ન થાય એવું વ્રત જણાવવાની માગણી કરતાં શ્રીકૃષ્ણે કહ્યું કે, જે પતિવ્રતા સ્ત્રી ભાદ્રપદ માસના શુક્લપક્ષની દૂર્વા-ષ્ટમીનું વ્રત કરેછે તેનો વંશ દૂર્વાની પેઠે વૃદ્ધિને પામેછે અને કદી ઉચ્છેદ પામતો નથી. પૂર્વે સમુદ્રમથનવખતે મંદર પર્વતના ઘસાવાને લીધે વિષ્ણુના શરીરનાં કેટલાએક રૂંવાડાંઓ કિનારાપર પડતાં અને તેના ઉપર અમૃત ઉત્પન્ન થયાપછી અમૃતનું પાત્ર મૂકતી વખતે થોડાં અમૃતનાં બિંદુઓ પડતાં તેમાંથી દૂર્વા થઇ છે. વિષ્ણુનાં રૂંવાડાંરૂપ હોવાને લીધે

દૂર્વા પવિત્ર છે અને અમૃતના યોગથી તે અજરામર છે. દૂર્વા વિષ્ણુના શરીરથી ઉત્પન્ન થયેલ હોવાને લીધે પાર્વતીએ, રતિએ, સરસ્વતીએ, ગંગાજી-વગેરે દેવીઓએ, દિતિઅદિતિવગેરે ઋષિપત્નીઓએ, મંદોદરીવગેરે રાક્ષસીઓએ તથા દમયંતીવગેરે મનુષ્ય સ્ત્રીઓએ દૂર્વાષ્ટમીનું વ્રત કરેલુ છે. એ વ્રતને વળતે દિવસે અન્નોથી, ફળોથી અને દૂધપાકવગેરેથી બ્રાહ્મ-ણોને તથા મિત્રસ્વજનાદિકને ભોજન કરાવવું અને બાકી રહેલનું પોતે ભોજન કરવું. વસ્ત્રોથી બ્રાહ્મણોને તથા બ્રાહ્મણીઓને શણગારવાં અને તેઓને દક્ષિણા આપવી. આ પ્રમાણે આ વ્રતની કથા છે.

કામનાથી કરવામાં આવતું આ વ્રત આઠ વર્ષસુધી થાયછે. આ દૂર્વાષ્ટમીનું તથા ઋષિપંચમીનું વ્રત હાલમાં ઘણે ભાગે મૃતમનુષ્યોની સદ્ગ-તિના ઉદ્દેશથી જ કરવામાં આવેછે, પણ તેમ કરવાનું ક્યાંય શાસ્ત્રમાં જોવામાં આવતું નથી.

---

## મહાલક્ષ્મીવ્રત.

ભાદ્રપદમાસના શુક્લપક્ષની અષ્ટમીથી આરંભી સોળ દિવસપર્યંત 'મહાલક્ષ્મી વ્રત' કરવાનું છે. તે અષ્ટમી જ્યેષ્ઠાનક્ષત્રયુક્ત હોવી જોઇએ અને કૃષ્ણપક્ષની અષ્ટમી કે જે ચંદ્રોદયવ્યાપિની હોય તેમાં તેની સમાપ્તિ કરવી. પૂજનવગેરે ઇતિકર્તવ્યતા કથાઉપરથી જણાયછે. કાર્તિકેયસ્વા-મીએ મહાદેવને પૂછ્યું કે, ભગવન્! સ્ત્રીઓને સૌભાગ્યાદિ સુખ દેનારૂં તથા પુરૂષોને લક્ષ્મી આપનારૂં વ્રત કહો. મહાદેવે કહ્યું કે મહાલક્ષ્મીનું વ્રત તમને કહીશ કે જેથી સ્ત્રીપુરૂષોને અભીષ્ટ ફલની પ્રાપ્તિ થાયછે. પૂર્વકાલમાં જ્યારે વૃત્રાસુર દૈત્યોના રાજા હતા તથા ઇંદ્ર દેવોના રાજા હતા ત્યારે દેવોને તથા અસુરોને યુદ્ધ થયું હતું તેમાં વિષ્ણુની સહાયતાથી દેવોએ અસુરાને હરાવ્યા તેથી કેટલાએક પાતાલમાં, કેટલાએક સમુદ્રમાં અને કેટલા-એક પર્વતના કિલ્લામાં જઈ વસ્યા. તેઓમાંનો એક કોલાસુર નામનો દૈત્ય કે જે મહાબલવાન હતો તે ગોમંત નામના પહાડી કિલ્લામાં રહેતો હતો. તે અસુર જગતમાં સુંદર કન્યાઓને પકડીને પોતાના કિલ્લામાં દાખલ કરતો હતો તેથી લોકોમાં મોટો વિક્ષેપ થયો. તેટલામાં અગસ્ત્યમુનિ તથા ગૌતમમુનિ તે પ્રદેશમાં તીર્થયાત્રાના પ્રસંગથી 'આવ્યા, સમુદ્રનું પાન કરનારા તથા વાતાપિ અને ઇલ્વલ નામના બ્રાહ્મણઘાતી અસુરોના નાશ

કર્યાથી તે અગસ્ત્યમુનિનો પ્રભાવ સાંભળી સર્વ લોકો તે મુનિને શરણે ગયા, અને કોલાસુરે કરેલા તોફાનનું નિવેદન કર્યું. મુનિએ કહ્યું કે તમો સર્વે પરશુરામના નિવાસસ્થાન મહેન્દ્રાચલમાં લોકોના કલ્યાણમાટે જ્યાં બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર તપશ્ચર્યા કરે છે તથા ત્રણે સંધ્યાધિષ્ઠાત્રી દેવીઓ મહાલક્ષ્મીના રૂપમા રહી તેઓની સેવા કરે છે ત્યાં જઇ આ વાર્તા કહો. લોકોએ તે પ્રમાણે કર્યું ત્યારે ત્રણે દેવોએ ત્રણ સંધ્યાદેવીઓને કહ્યું કે તમે કોલાસુરને મારો અને તમારી સહાયતામા તમારા ક્રોધથી ઉત્પન્ન થયેલો ભૂતનાથ ભૈરવ આવશે તે આજ્ઞાથી તે દેવીઓએ કોલાસુરના કિલ્લાને ઘેરો ઘાલી યુદ્ધ શરૂ કર્યું. ક્રોધ પામેલો કોલાસુર સૈન્ય લઇ યુદ્ધમા આવ્યો. પરસ્પર ભયંકર યુદ્ધ થતા છેવટ મહાલક્ષ્મીએ એ અસુરના બે પગ પકડી આકાશમા ફેરવી પૃથ્વીપર પછાડવાથી તે મૃત્યુ પામ્યો. સર્વ જગત પ્રસન્ન થયું દૈત્યને મારી મહાલક્ષ્મી જ્યાં રાજકન્યાઓને પકડી રોકેલી હતી ત્યાં આવ્યા. રાજકન્યાઓએ ઘણી પ્રીતિથી મહાલક્ષ્મીની સ્તુતિ કરી, પ્રસન્ન થયેલા મહાલક્ષ્મીએ તે કન્યાઓને તમો ચોસઠ યોગિનીઓ થશો અને જગતમા મારા પરિવારતરીકે પૂજાશો એમ કહ્યું અને તે સર્વ યોગિનીઓસાથે મહાલક્ષ્મી પ્રસન્ન થઇ નૃત્ય કરવા લાગ્યા. તે સર્વ બનાવ ભાદ્રપદમાસના શુક્લપક્ષની અષ્ટમીના દિવસથી સોળ દિવસમાં થયેલો છે તેથી તે સોળ દિવસોમા મહાલક્ષ્મીનું વ્રત કરવાનું છે તે દિવસે સંકલ્પ કરી સોળ તંતુઓથી બનાવેલો સોળ ગાંઠોવાળો રેશમનો અથવા સૂતરનો દોરો કરી મહાલક્ષ્મીનું આવાહન પૂજન કરી જમણે હાથે બાંધવો. મહાલક્ષ્મીની સુવર્ણમૂર્તિનું સ્થાપન તથા ચોસઠ યોગિનીઓનું સ્થાપન કરી પૂજન કરવું અને એ પ્રમાણે સોળ દિવસ કરવું હમેશાં ફલાહાર અથવા એકભુક્ત કરવું, છેલ્લે દિવસે વસ્ત્રોનો મંડપ કરી તેમા દીપમાળાઓ તથા પુષ્પમાળાઓથી શોભા કરી જાગરણ કરવું, અને રાત્રિએ જ્યારે ચંદ્રોદય થાય ત્યારે લક્ષ્મીજીના સહોદરરૂપ ચંદ્રમાનું અર્ઘ્યપ્રદાનવગેરે પૂજન કરવું તથા મહાલક્ષ્મીનું પૂજન કરવું, મહાકાલીનું તેમજ રેણુકાનું પૂજન કરવું, નવમીને દિવસે સવારે અગ્નિસ્થાપન કરી શ્રીસૂક્તથી કમળોનો હોમ કરવો. દૂધપાકનો, બિલ્વનો અને તેના અભાવમા ઘૃતનો હોમ કરવો તથા ગ્રહો માટે સમિધનો, આજ્યનો, તિલનો અને ચરૂનો હોમ કરવો, સોળ શરાવોમા અનેક સુંદર ભક્ષ્ય પદાર્થો તથા સોપારી ભરીને બ્રાહ્મણોને આપવા

તથા સર્વ ઉપસ્કર બ્રાહ્મણોને દઇ દેવો. કાર્તિકેયસ્વામીએ પૂછ્યું કે, ભગવન્! આ વ્રત પૂર્વ સમયમાં કોણે કર્યું હતું તેનું આખ્યાન કહો, મહાદેવજીએ કહ્યું કે પૂર્વે કૌન્ડિન્યનગરમાં મંગલાર્ણ્ય નામે રાજા હતો તથા તેની પદ્માવતી નામની રાણી હતી. એ રાજાપાસે આજીવિકામાટે કોઇ અજ્ઞાત દેશનો એક બ્રાહ્મણ આવ્યો. રાજાએ તેનું 'તવલ્લક' એવું નામ પાડ્યું, કોઈ વખતે તે રાજા મૃગયા કરવા વનમાં ગયો, મધ્યાહ્ન સમયે રાજા પાણીની તૃષા લાગતાં વૃક્ષના મૂલમાં બેઠો અને સાથેના નોકરોને પાણીની શોધમાટે એકદમ હુકમ કરતાં સર્વે નોકરો પાણીની શોધમાટે દોડ્યા પણ ક્યાંય પાણી મળ્યું નહિ. પણ સાથે આવેલા તવલ્લક નામના બ્રાહ્મણે પણ પાણીની શોધ કરવા જતાં વનના મધ્યપ્રદેશમાં એક સુંદર સરોવર હતું અને તેને તીરે કેટલીએક દેવાંગનાઓ મહાલક્ષ્મીના વ્રતાંગરૂપે પૂજન કરતી હતી તે જોઇ તેઓને પૂછતા તે સ્ત્રીઓએ મહાલક્ષ્મીના વ્રતનો મહિમા કહ્યો. તવલ્લક બ્રાહ્મણ તે વ્રતનો સ્વીકાર કરી જલ લઇ તુરત રાજા પાસે આવ્યો. તે જલનું પાન કરી સ્વસ્થ થયેલા રાજાએ તેના હાથ ઉપર બાંધેલા દોરાને દેખી પૂછ્યું કે વિદ્વન્ ! આ દોરો શાનો છે ? બ્રાહ્મણે સર્વ વૃત્તાંત કહેતાં રાજાએ પણ તે વ્રતનો સ્વીકાર કરી હાથે દોરો બાંધ્યો. ઘેર આવ્યા પછી રાણીએ દોરો દેખી ક્રોધ પામી પૂછ્યું કે આ કઇ સ્ત્રીએ કામણ કર્યું છે ? રાજાએ કહ્યું કે કામણ નથી પણ આ તો મહાલક્ષ્મીના વ્રતનો દોરો છે. રાણીએ તે વાત નહિ માનતાં એકદમ તે દોરાને ત્રોડી અગ્નિમાં નાખી દીધો તેથી રાજાએ રાણીનો ઘણો તિરસ્કાર કરી તેને વનમાં કહાડી મૂકી. રાણી મહાલક્ષ્મીના અપરાધથી ઘણું દુઃખ પામી વનમાં ભમવા લાગી અને વસિષ્ઠમુનિના આશ્રમમાં જઇ ચડી. ત્યાં મુનિના ચરણમાં પડી. મુનિએ તેના દુઃખનું કારણ જાણી મહાલક્ષ્મીનું વ્રત રાણી-પાસે કરાવ્યું. તેના પ્રભાવથી એક દિવસે મૃગયા કરતાં રાજા તે વનમાં આવ્યો. રાણીને નહિ ઓળખવાથી રાજા તેમાં મોહ પામ્યો. રાણીએ *વૃત્તાંત કહેતાં પ્રસન્ન થઇ રાણીને સાથે લઇ તે પોતાના રાજ્યમાં આવ્યો.* મહાલક્ષ્મીના વ્રતના પ્રભાવથી બન્ને સુખી થયાં. આ વ્રત સોળ વર્ષસુધી કરવાનું છે. એ પ્રમાણે સ્કંદપુરાણમાં આ કથા છે.

ભવિષ્યપુરાણમાં કથા આ પ્રમાણે છે કે, યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણને પૂછ્યું કે ભગવન્! સ્વસ્થાનની પ્રાપ્તિ, પુત્રલાભ, દીર્ઘ આયુષ્, અને ધન

ધાન્યાદિ ઐશ્વર્ય એઓની પ્રાપ્તિ કરાવનારૂં કોઈ વ્રત હોય તે કહો: શ્રીકૃષ્ણ બોલ્યા કે પાર્થ! આ વિષયમાં પૂર્વે સત્યયુગની શરૂઆતમાં ઇંદ્રદેવે નારદમુનિને પૂછ્યું હતું ત્યારે નારદે ઇંદ્રને કહ્યું હતું કે, હે ઇંદ્ર! પૂર્વે, એક સુશોભિત નામે નગર હતું તેમાં મંગલનામે રાજા હતા તેને એક ચિલ્લદેવી તથા બીજી ચોલદેવી રાણી હતી. ચોલદેવીઉપર રાજાની ઘણી કૃપા હતી. એક દિવસે ચોલદેવીસાથે ઉંચા મેહેલઉપર બેઠેલા રાજાએ એક સપાટ ભૂમિ જોઇ રાણીને કહ્યું કે આ સપાટ પૃથ્વીપર તમારે માટે એક બગીચો બનાવી દઉં; એમ કહી અનેક વૃક્ષોથી યુક્ત તથા વિચિત્ર લતાઓથી ભરપૂર અને પક્ષીઓના કોલાહલથી પાંથીને બોલાવનાર બગીચો બનાવ્યો. તેને જોઇ સર્વ પ્રસન્ન થયાં. ત્યારપછી કેટલેક દિવસે તે બગીચામાં એક વિચિત્ર મેઘસમાન કાળો અને મોહોટા પાણજેવડા શરીરવાળો સુવર આવ્યો. તેણે આખી આખા બગીચામાં તોફાન મચાવ્યું. વૃક્ષોને ઉડાવી દેંકવા માંડયાં. મોટામાંની દાતરડીથી ચોકી કરનારાઓને કાપવા માંડ્યા અને પશુઓને શબ્દથી જ ત્રાસ પમાડવા માંડ્યાં. લોકોએ રાજાને ખબર આપતાં રાજા ક્રોધ પામી ઘણું સૈન્ય સાથે: લઇ તે ભયંકર સુવરને મારવા ગયા. બગીચાની ચોમેર ઘેરો ઘાલી રાજાએ કહ્યું કે જેની પાસેથી સુવર જીવતો નિકળી જશે તેનું મસ્તક કાપી નાખીશ. સર્વે બરોબર સાવચેત થઈ ઉભા રહ્યા પણ દૈવયોગથી તે સુવર રાજાપાસેથી જ ત્રાસ પામી નિકળી ગયો. ક્રોધાંધ થયેલો રાજા ઘોડાને દોડાવી સુવરની પાછળ ગયો. ઘોર વનમાં જઇ સુવર, રાજા સામે થયો ત્યારે રાજાએ એક ભાલાથી તેને વીંધી નાખ્યો. તરત જ તે સુવર શરીરને છોડી દિવ્યદેહધારી ગંધર્વ થઇ વિમાનમાં બેશી આકાશમાર્ગમાં ઉભો તે મંગલ રાજાને કહેવા લાગ્યો કે રાજન! તમારૂં કલ્યાણ થજો, તમે મારી મુક્તિ કરી છે. જે કારણથી મને સુવરનો અવતાર આવ્યો હતો તે સાંભળો. હું ચિત્રરથ ગંધર્વ એક દિવસે બ્રહ્મલોકમાં ગાયન કરતો હતો તેમાં ધ્યાન ચૂકવાને લીધે સ્વરસ્થાનનો ફેરફાર થયો તેથી બ્રહ્માએ શાપ દીધો કે તું પૃથ્વીમાં સુવરનો અવતાર પામીશ અને તુંને મંગલ રાજા મારશે ત્યારે તારી મુક્તિ થશે. એ વાત તે પ્રમાણે થઇ. માટે હું ચારે પુરૂષાર્થને આપનાર મહાલક્ષ્મીના વ્રતરૂપ વર આપું છું તેનો સ્વીકાર કરો. એમ કહી તે ગંધર્વ સ્વર્ગમાં ગયો. પછી પોતાની સમીપમાં એક બટુક બ્રાહ્મણને દેખી રાજાએ પૂછ્યું કે તમે કોણ છો?

બ્રાહ્મણે કહ્યું કે હું તમારા હિતમાટે તમારી સાથે આવેલો તમારા દેશનો બ્રાહ્મણ છું, જે કાર્ય હોય તે કહો. રાજાએ કહ્યું કે તમારૂં નૂતન એવું નામ પાડુંછું અને તમે તુરત જલ લાવો કારણ કે હું તૃષાર્ત છું. બ્રાહ્મણ રાજાને વટવૃક્ષનીચે બેસાડી ઘોડો લઇ જલમાટે ગયો. પક્ષીઓના અવાજ-ઉપરથી એક સુંદર સરોવરને દેખી તેમાં ગયો. જલપાન કર્યાપછી તીર ઉપર દિવ્ય કથા કહેતો સ્ત્રીઓનો સમુદાય તેના જોવમા આવ્યો. તેની પાસે જઇ પૂછયું કે તમો આ કયા વિષયની કથા કહોછો તથા સાંભળો છો? સ્ત્રીઓએ કહ્યું કે બ્રાહ્મણ! અમો સર્વ મનોરથને સિદ્ધ કરનાર આ મહ-લક્ષ્મીનું વ્રત કરીએ છીએ તથા તેની કથા કહીએ સાંભળીએ છીએ. એ વ્રત ભાદ્રપદમાસના શુકલપક્ષની આઠમથી સોળ દિવસસુધી કરવાનું છે. પ્રાતઃ-કાલમાં સોળવાર હાથપગ ધોઇ મુખશુદ્ધિ કરી સોળ સૂત્રોથી બનાવેલા અને સોળ ગાંઠોવાળા દોરને જમણે હાથે મહાલક્ષ્મીના મંત્રથી મંત્રી બાંધવો. દૂર્વાનાં સોળ દળ લઈ અક્ષતસાથે હાથમાં રાખી કથાશ્રવણ કરવું એ પ્રમાણે સોળ દિવસસુધી કરી છેવટ ભાદ્રપદમાસના કૃષ્ણપક્ષની અષ્ટમીને દિવસે રાત્રિએ સ્નાન કરી, ધોળાં વસ્ત્રો પહેરી પૂજાગૃહમાં પૂર્વા-ભિમુખ બેસવું. અષ્ટદલ કમલ કરી તેની કર્ણિકામાં મહાલક્ષ્મીનું સ્થાપન કરવું તથા ઇંદ્રાદિકદિકપાલોનું આઠ પત્રોમાં સ્થાપન કરવું. આવાહનવગેરે ષોડશોપચારોથી પૂજન કરવું. ઉદ્યાપનમાં એક પ્રત્યક્ષ ગોદાન કરવું, સોળ બ્રાહ્મણોને ઇચ્છાભોજન કરાવવું. હે વિપ્ર! આ વ્રત તમે કરો તથા તમારા રાજા પાસે પણ કરાવો. આ વ્રતનો ઉપદેશ નાસ્તિકલોકો પાસે કરવો નહિ. એ પ્રમાણે વ્રતનો મહિમા જાણી તે બ્રાહ્મણે સુંદર જલ લઈ રાજાપાસે આવી, તેને જલપાન કરાવી વ્રતનો વૃત્તાંત કહ્યો. વ્રત કરવાનો સંકલ્પ કરી ત્યાંથી દોરો લઇ રાજા ઘોડાઉપર બેસી બ્રાહ્મણસાથે પોતાના નગરમાં આવ્યો. લોકોએ ઉત્સવથી રાજાનો સત્કાર કર્યો. રાજાના હાથઉપર દોરો જોઈ માનીતી ચોલદેવીએ બીજી સ્ત્રીએ કરેલા વશીકરણની શંકાથી એકદમ તેને ત્રોડી નાખ્યો પણ રાજાનું મન બીજા પ્રસંગમાં હોવાથી તે વાત તેના જાણવામાં ન આવી. બીજી તરફ રાણીની દાસીએ તે નૂતન નામના બ્રાહ્મણ પાસેથી તે વ્રતનો ઉપદેશ લઇ વ્રત કરવા લાગી તે દેખી અણમાનીતી ચિલ્લદેવીએ પણ તે વ્રત કર્યું. વર્ષ પૂર્ણ થયું ત્યારે વ્રતની સમાપ્તિમાં વાદિત્રોનો શબ્દ થયો તે, રાજાને કાને પડતાં રાજાએ

કે આ શું છે ? બ્રાહ્મણે વ્રતવિષેની વાત કરતાં રાજાને સ્મરણ આવ્યું કે મેં પણ તે વ્રત લીધું હતું પણ તે દોરો ક્યાં છે ? બ્રાહ્મણે વાત કરી કે તમારી ચોલદેવી રાણીએ તે વખતમાંજ તે દોરાને ત્રોડી નાખ્યો છે. રાજાએ કોપથી ચોલદેવીનો ત્યાગ કરી ચિલ્લદેવીને ઘેર જઇ મહાલક્ષ્મીનું વ્રત તથા પૂજન કર્યું. એ સમયે મહાલક્ષ્મી દેવી પોતે વૃદ્ધા બ્રાહ્મણીનું રૂપ લઇ ચોલદેવીને ઘેર તેની ધાર્મિક શ્રદ્ધાની પરીક્ષામાટે આવ્યાં. ચોલદેવીએ કંઇ પણ ન આપતાં તેનું અપમાન કર્યું. અપમાનથી ક્રોધ પામેલાં મહાલક્ષ્મીએ તેને શાપ દીધો કે જેમ કઠોર શબ્દોવાળી કોલા (સુકરી) હોય તેવા શબ્દો તું બોલી છો માટે તું કોલાજેવા મુખવાળી થઈ જા. આ શાપપ્રમાણે થવાથી તે નગર પણ 'કોલાપુર' કહેવાયછે. પછી મહાલક્ષ્મીએ સાક્ષાત્ સ્વરૂપ ધરી ચિલ્લદેવીને દર્શન આપ્યાં અને વ્રતથી પ્રસન્ન થઇ વરપ્રદાન આપવા તત્પર થયાં. ચિલ્લદેવીએ માગ્યું કે હે મહાલક્ષ્મિ ! આ તમારૂં વ્રત જે લોકો કરે તેના ઘરને છોડી તમારે જવું નહિ અને મારા પતિની કીર્ત્તિ પૃથ્વીમાં પ્રસિદ્ધ રહે તથા જેઓ આ કથાનું શ્રવણ કરે તેઓના સર્વ મનોરથો સિદ્ધ થાય, 'તથાસ્તુ' કહી મહાલક્ષ્મી અંતર્હિત થયાં. પછી શોક્યની અદેખાઇથી ચોલદેવી ચિલ્લદેવીને ઘેર આવી પણ સુવરજેવું મુખ દેખી ઘરની અંદર કોઇએ પેસવા દીધી નહિ. મનમાં મુંઝાયેલી ચોલદેવી પણ સર્વને છોડી વનમાં ચાલી ગઈ. ફરતાં ફરતાં અંગિરા મુનિના આશ્રમમાં ગઈ ત્યાં તેણીનું ભયંકર મુખ દેખી સમાધિદ્વારા સર્વ હકીકત જાણી તેને આશ્રય આપી તેણે તે પાસે મહાલક્ષ્મીનું વ્રત કરાવ્યું. તે વ્રતના પ્રભાવથી ચોલદેવીનું સ્વરૂપ સુંદર થઇ ગયું. ત્યારપછી કેટલેક દિવસે મંગલરાજા મૃગયાપ્રસંગે તે વનમાં આવ્યા ત્યાં તે સ્ત્રીને દેખી મુનિને પૂછતાં મુનિએ સર્વ વૃત્તાંત કહ્યો ત્યારે ચોલદેવી રાણીને સાથે લઇ રાજા પોતાના નગરમાં આવ્યા. બન્ને રાણીઓને પણ પ્રીતિ થઈ અને રાજા સર્વ સુખનું પાત્ર થયા. નૂતન બ્રાહ્મણ પણ વ્રતના પ્રભાવથી રાજાનો મંત્રી થયો અને તે રાજા મનુષ્યાવતાર પછી વિષ્ણુદૈવત શ્રવણ નક્ષત્રના દેવતારૂપ થયા. જેમ તીર્થોમાં પ્રયાગ છે, દેવોમાં વિષ્ણુ છે, નદીમાં ગંગા છે તેમ વ્રતોમાં આ મહાલક્ષ્મી-વ્રત છે. શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને કહેછે કે એ પ્રમાણે નારદમુનિના ઉપદેશથી ઇંદ્ર દેવતાએ એ વ્રત કરવાથી વાંછિત ફળનો લાભ મેળવ્યો હતો તેમ તમે પણ આ વ્રત કરો કે જેથી તમો ગયેલા રાજ્યને પાછું મેળવો.

# અદુઃખનવમી.

આ નવમી સૂર્યોદયમાં મુહૂર્ત્ત માત્ર હોય તોપણ પરવિદ્ધા લેવી. દેશકાલનું સ્મરણ કરી આ લોકમાં તથા પરલોકમાં પતિની સાથે અદુઃખ સ્થિતિપૂર્વક વ્રતખંડ ગ્રંથમાં કહેલા શુભફલની પ્રાપ્તિમાટે તથા શ્રીગૌરી દેવતાની પ્રીતિમાટે અદુઃખનવમીનાં વ્રત તથા પૂજન કરીશ. તેમાં પ્રથમ નિર્વિઘ્નતાની સિદ્ધિમાટે ગણપતિપૂજન તથા પુણ્યાહવાચન કરીશ; એવો સંકલ્પ કરી ગોમયથી શુદ્ધ કરેલી પૃથ્વીઉપર એક વેદિકા કરી તેઉપર શેલડીનો માંડવો કરી અંદર પૂડલાઓથી તથા દૂધપાકના ભરેલાં પાત્રોથી મંડલ ભરી મધ્યમાં કલશ સ્થાપન કરી તે ઉપર અગ્ન્યુત્તારણપૂર્વક સંસ્કાર કરેલી ગૌરીની સુવર્ણમય પ્રતિમાનું સ્થાપન કરી 'नमो देव्यै' એ મંત્રથી આવાહનવગેરે ષોડશોપચાર પૂજન કરવું તથા ગણપતિનું અને ઇંદ્રાદિક દિક્પાલોનું સ્થાપન અને પૂજન કરવું. બ્રાહ્મણ વરણ તથા બીજી ઇતિકર્ત્તવ્યતા બીજામાં છે તેમ સમજવું. આવિષેની કથા આ પ્રમાણે છે કે, નૈમિષારણ્ય ક્ષેત્રમાં પધારેલા વેદવ્યાસને શૌનકાદિ ઋષિઓએ પૂછ્યું કે, ભગવન્! દુઃખસાગરમાંથી પાર પહોંચાડે એવું કોઇ વ્રત કહો. વ્યાસે કહ્યું કે ઋષિઓ! ભાદ્રપદ શુક્લનવમી કે જે અદુઃખનવમી કહેવાયછે તેનું વ્રત કરવાથી સર્વ દુઃખોની નિવૃત્તિ થાયછે. તે દિવસે ગૌરીદેવીનું પૂજન કરવું, શક્તિ હોય તો ઉપવાસ કરવો, નહિતો ફલાહાર કરવો, રાત્રિનું જાગરણ કરવું, નવ બ્રાહ્મણોને ભોજન કરાવવું, નવ વાયન દેવાં અથવા પાંચ અથવા એક વાયન દેવું તથા તેઓમાં નારિકેલ પણ તેટલાં દેવાં. આ વ્રત નવ વર્ષ કરવાનું છે. બીજી ઇતિકર્ત્તવ્યતા ઉપર કહ્યાપ્રમાણે છે. પૂર્વે કોઇ મુનિના શાપથી કોઇ બે અપ્સરાઓ વિષમવનમાં એક કૂકડીનો તથા બીજી વાનરીનો અવતાર પામી હતી. બન્નેને જાતિસ્મરણ જ્ઞાન હતું તેથી પરસ્પર પ્રીતિથી રહેતી હતી. એમ કરતાં અદુઃખનવમીનો દિવસ આવ્યો ત્યારે કૂકડી વાનરીપાસે આવી કહેવા લાગી કે આજ આપણે કાંઈ પણ આહાર કરવો નહિ, કારણ કે આપણે કર્મયોગથી આ અવતાર આવ્યો છે પણ આજ અદુઃખનવમીનો દિવસ છે તેથી તેનું વ્રત કરવાનું છે એથી આપણું દુઃખ નષ્ટ થશે. જો ઉપવાસમાં શક્તિ ન હોય તો તું નીચે પડેલાં ફળોનો આહાર કરજે પણ કોઈ પ્રાણીની હિંસા કરીશ નહિ, તેથી ગૌરીદેવી પ્રસન્ન થશે. એ પ્રમાણે કૂકડીના વચનનો સ્વીકાર કરી વાનરીએ વ્રતનો સંકલ્પ કર્યો. આખો

દિવસ વ્યતીત કરી રાત્રિમાં ક્ષુધાતુર થવાને લીધે તે વનમાં શોધ કરતાં મયૂરનાં ઇંડાંઓને દેખી તેઓનું ભક્ષણ કરી, મોઢાને સાફ કરી પોતાની સખીપાસે આવી પણ 'પાપ પર્વતઉપર ચડીને પોકારેછે' એ નિયમપ્રમાણે તેની રીતભાતઉપરથી કૂકડી જાણી ગઈ અને કહેવા લાગી કે અરે દુષ્ટ ! તે અવશ્ય કંઇક ભક્ષણ કર્યું છે તેથી તું પ્રતિજ્ઞાભ્રષ્ટ થઇ છો, હવે આપણે બન્ને કેદારનાથને શરણે જઇએ અને ત્યા જઇ દેહત્યાગ કરીએ. એમ કહી તે બન્ને કેદારનાથ મહાદેવના ક્ષેત્રમા ગઇ. જઇને કૂકડીએ સંકલ્પ કર્યો કે હું ધનવાળા બ્રાહ્મણના કુળમા જન્મ પામુ. એમ કહી તેણે બળતા અગ્નિના કુંડમા પડી દેહત્યાગ કર્યો. તે પછી વાનરીએ પણ હું રાજપત્ની થઇ ઐશ્વર્ય એવો સંકલ્પ કરી અગ્નિમા દેહનો ત્યાગ કર્યો. કૂકડી ધનાઢ્ય બ્રાહ્મણના કુળમા કન્યારૂપે અવતરી અને વિમલરત્ન નામના પતિને વરી તેની સેવા કરવા લાગી અને વાનરી હતી તે રાજાની રાણી થઈ. એ બન્નેને વ્રતના પ્રભાવથી જાતિસ્મરણ જ્ઞાન હતું. બ્રાહ્મણની પુત્રીને વિમલરત્નસરખા તેજસ્વી પાંચ પુત્રો થયા અને ધનધાન્યની પણ સંપત્તિ ઘણી થઇ રાણીને રાજ્યસુખ હતું પણ પૂર્વજન્મમા મયૂરના ઇંડાંનો નાશ કર્યો હતો તેથી પુત્રસુખ થયુ નહિ તેથી અદેખાઇને લીધે નોકર લોકો પાસે બ્રાહ્મણીના પાંચે પુત્રોના માથા કપાવી વાંસના પાત્રમા મુકી ગાંઠે વસ્ત્ર વીંટી કોઇ અજાણ્યા મનુષ્યદ્વારા તે બ્રાહ્મણીને ત્યાં વાયનરૂપે મોકલાવ્યા. બ્રાહ્મણી તો અદુઃખનવમીના વ્રતમાં તત્પર હતી અને ભક્તવત્સલ શ્રીગૌરીદેવીનુ જ ધ્યાન કરતી હતી તેથી ગૌરીદેવીએ તેણીના પુત્રોના મસ્તકો લઈ તેએને બદલે સુવર્ણના મસ્તક કરી દીધા અને પુત્રોના મસ્તકો તેના ધડઉપર મુકી પુત્રોને જીવતા કરી દીધા. રાણીતરફથી સુવર્ણમય વાયન આવ્યુ જાણી પોતાના પતિને દેખાડી બ્રાહ્મણી ઘણા હર્ષવાળી થઈ. બ્રાહ્મણી પુત્રવિયોગથી કેવી શોકાતુર થઇ હશે એ જોવામાટે રાણી તેણીને ઘેર આવી ત્યાં પાંચે પુત્રોને જીવતા અને આનંદ કરતા દેખી પશ્ચાત્તાપથી પીડાયેલી રાણીએ પોતાના આત્માને ધિક્કારી સખી પાસે પોતાના દુષ્ટ કર્મને જાહેર કર્યું બ્રાહ્મણીએ કહ્યુ કે હવે શોક કર્યું કશુ ફળ નથી માટે બાળહત્યાનું પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થઈ અદુઃખનવમીનું વ્રત કરો. સખીના વચનથી તે પ્રમાણે રાણીએ કરવાથી તેને પણ પુત્ર થયો. એમ એ બન્ને સખીઓ સર્વ સુખોનું પાત્ર થઈ સર્વ દુઃખોથી મુક્ત

થય. આ વ્રત પૂર્વે સીતાજીએ તથા દમયંતીએ પણ કરેલું છે તેમ બીજી સ્ત્રીઓએ પણ કરેલું છે. જે સ્ત્રી એ પ્રમાણે સાત્વિક શ્રદ્ધાથી અદુઃખનવમીનું વ્રત કરેછે તે સર્વ દુઃખોથી મુક્ત થાયછે. આ કથા સ્કંદપુરાણમાં છે.

---

# દશાવતારવ્રત.

યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણને પૂછ્યું કે, ભગવન્ ! આપે દશ અવતારો લઇ જે જે કાર્યો કરેલાં છે તેઓનું મેં શ્રવણ કરેલું છે પણ તેવિષેના વ્રતનું શ્રવણ કરેલું નથી માટે તે કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે પાંડવ ! ભાદ્રપદ માસના શુક્લપક્ષની દશમીને દિવસે " દશાવતાર " એ નામનુ વ્રત કરવાનું છે. તે દિવસે શુદ્ધ જ્લાશયમાં સ્નાન કરી નિત્ય કર્મો કરી લઇ પોતાને ઘેર આવી પોતાની ત્રણ પ્રસૃતિ પ્રમાણવાળું નરજાતિના ધાન્યનું ચૂર્ણ લઇ ઘીમાં પકાવી તૈયાર કરવું તથા ઘીયુક્ત દૂધપક તૈયાર કરવો. એ બન્ને પદાર્થો પ્રત્યેક વર્ષે મુખ્યતાથી કરવા અને તે ઉપરાંત પ્રથમ વર્ષે પૂડલા, બીજે વર્ષે ઘેવર, ત્રીજે વર્ષે જલેબી, ચોથે વર્ષે ચોંટીયા લાડુ, પાંચમે વર્ષે સુંવાળી, છટ્ઠે વર્ષે સાટા, સાતમે વર્ષે ગગનગાંઠીયા, આઠમે વર્ષે અર્ધપુષ્પ નામની મીઠાઇ, નવમે વર્ષે માવાનાં ગુંઝાં અને દશમે વર્ષે મંડક એ પ્રમાણે પદાર્થો બનાવી દશ, દશાવતારમાટે, દશ બ્રાહ્મણમાટે અને દશ પોતામાટે ગણવા, પછી મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, રામ, પરશુરામ, શ્રીકૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ એ દશ અવતારોની સુવર્ણમય મૂર્ત્તિ કરી યથાવિધિ ચંદનપુષ્પાદિથી પૂજન કરી ઉપર તૈયાર કરેલું નૈવેદ્ય ધરાવી ઉપર પ્રમાણે વ્યવસ્થા કરવી અને પોતાના ભક્ષ્ય પદાર્થને લઈ જ્લાશયને તીરે જઇ એક વખત તેનું ભક્ષણ કરવું. એ પ્રમાણે દશ વર્ષપર્યંત આ વ્રત કરવાથી દશે દિશામાં વિજય થાયછે તથા વિષ્ણુની માયામાંથી મુક્ત થવાયછે. સંકલ્પવગેરે સર્વ વ્યવસ્થા બીજા વ્રત પ્રમાણે કરવી. આ વ્રત સ્ત્રીપુરૂષને સાધારણ રીતે કર્તવ્ય છે અને વ્રત કરનાર સર્વ સુખોનું પાત્ર થાયછે. આ કથા ભવિષ્યોત્તર પુરાણમાં છે.

# પાર્શ્વપરિવર્ત્તન.

ભાદ્રપ સુદિ એકાદશીને દિવસે અથવા બારસને દિવસે પારણા કર્યા પછી ચાતુર્માસમા પોઢેના વિષ્ણુનો પાર્શ્વપરિવર્ત્તન ( પડખા ફેરવવા ) નો ઉત્સવ કરવો શાસ્ત્રમા શ્રવણ નક્ષત્રના મધ્યમા તે ઉત્સવ કરવાનુ કહ્યુ છે માટે શ્રવણ નક્ષત્રની ઘડિકાઓના ત્રણ વિભાગ કરી જે દિવસે મધ્ય ભાગનો સબધ હોય તે દિવસે આ ઉત્સવ કરવો. બન્ને દિવસોમાં શ્રવણ નક્ષત્રનો યોગ ન આવતો હોય તો બારસને દિવસે જ ઉત્સવ કરવો. ઉત્સવને દિવસે સધ્યાકાળે વિષ્ણુનું પૂજન કરી પ્રાર્થના કરવી કે, હે વાસુદેવ ! હે જગન્નાથ ! હે માધવ ! આજ આપનો પાર્શ્વપરિવર્ત્તનનો દિવસ છે માટે જેમ સુખ થાય તેમ પડખા ફેરવીને શયન કરો.

---

# દધિવ્રત તથા દુગ્ધવ્રત.

ભાદ્રપદ માસના શુક્લપક્ષની દ્વાદશીને દિવસે લીધેલા દધિવ્રતની સમાપ્તિમા દધિનુ દાન કરી દુગ્ધવ્રતનુ ગ્રહણ કરવુ. દુગ્ધ વ્રતમા દુગ્ધમાથી થતા દૂધપાકવગેરે પદાર્થો કે જેઓ દૂધમા પકાવેલા હોય તેઓનો ત્યાગ કરવો પણ દહીંવગેરે દૂધમાથી થાયછે તોપણ તેઓનો ત્યાગ ન કરવો.

---

# વામનદ્વાદશી.

ભાદ્રપદ માસના શુક્લપક્ષની દ્વાદશી તિથિ (બારસ) એ વામન દ્વાદશી અથવા વામન જયતી કહેવાયછે શ્રવણ નક્ષત્રયુક્ત બારસને દિવસે મધ્યાહ્નકાળે શ્રી વામનજીનો અવતાર થયેલો છે તેથી મધ્યાહ્ન સમયમા વિદ્યમાન દ્વાદશી મુખ્યપણાથી મધ્યાહ્ને શ્રવણ નક્ષત્રવાળી લેવી, તેમ ન બને તો બીજા કાળમા શ્રવણના યોગવાળી દ્વાદશી લેવી અને બન્ને દિવસે શ્રવણનો યોગ હોય તો પ્રથમની એટલે એકાદશીવાળી લેવી સર્વ પ્રકારે બારસનો અંત શ્રવણનો યોગ ન આવતો હોય તો અને એકાદશીનો જ શ્રવણ ને યોગ હોય તો મધ્યાહ્નવ્યાપિની દ્વાદશીનો પણ ત્યાગ કરી એકાદશીને દિવસે જ વામન દ્વાદશીનુ વ્રત કરવુ દશમીના વેધવગરની શુદ્ધ એકાદશીમા શ્રવણનો યોગ ન હોય તો દશમીના વેધવાળી એકાદશી કે જે શ્રવણના યોગવાળી હોય તે દિવસ વ્રત કરવું, ઇત્યાદિ વિષ્ણુશૃખલયોગવગેરેનો

ઘણો વિસ્તીર્ણ નિર્ણય ધર્મશાસ્ત્રના ગ્રંથો ઉપરથી કરી લેવો તથા મુખ્ય પક્ષથી દ્વાદશી અને શ્રવણ એ બન્નેના ઉતરવા પછી ને ગૌણ પક્ષમાં એકના ઉતરવા પછી પારણું કરવું એમ બન્ને પક્ષ છે. એ દિવસે મધ્યાહ્ન સમયે બન્ને નદીના સંગમમાં સ્નાન કરી સુવર્ણની વામનજીની મૂર્ત્તિ બનાવી તેની ષોડશોપચારથી પૂજા કરવી. ઉપવાસ તથા ફલાહારમાંથી જે બને તે કરવું, રાત્રિનું જાગરણ કરવું, ભજન તથા વામનજીના જન્મની કથાનું શ્રવણ કરવું અને વળતે દિવસે તે મૂર્ત્તિવગેરેનું દાન બ્રાહ્મણને દઇ યથાશક્તિ બ્રાહ્મણ ભોજન તથા ગોદાનાદિ કરી પારણા કરવી. આ વ્રતથી મનુષ્ય સર્વ જ્ઞાતાજ્ઞાત પાપોથી મુક્ત થાયછે અને બન્ને લોકમાં કલ્યાણનું પાત્ર થાયછે. વામનાવતારનું પ્રયોજન શ્રીવિષ્ણુભાગવતપ્રમાણે એવું છે કે ભાર્ગવ ગુરૂના ઉપદેશવડે યજ્ઞ કરવાથી ત્રૈલોક્યનું રાજ્ય બલિરાજા ભોગવતા હતા ત્યારે રાજ્યભ્રષ્ટ થયેલા દેવોની પ્રાર્થનાથી તથા કશ્યપમુનિએ અદિતિને બતાવેલા બાર દિવસના પયોવ્રતથી વિષ્ણુએ વામનજીનો અવતાર લઇ નર્મદાના તીરઉપર ભૃગુકચ્છ નામના ક્ષેત્રમાં યજ્ઞ કરતા બલિરાજાપાસે ત્રણ પગલાં પૃથ્વી માગી ત્યારે શુક્રાચાર્યે બલિરાજાને પૃથ્વી દેવાની ના પાડી છતાંપણ નહિ માનતા દાન દેવાનું તેણે કબુલ કર્યું એટલે વામનજીએ વિશ્વરૂપ ધારણ કરી બે પગલામાં જ સર્વ જગત્ લઈ લેતાં ત્રીજું પગલું મૂકવાનો અવકાશ ન રહ્યો તેથી તેનું સર્વ રાજ્ય લઈ પોતે દેવોને આપ્યું અને તેને પાતાળનું રાજ્ય આપી વિદાય કર્યો. વામનપુરાણમાં એમ કહ્યું છે કે ધુંધુ નામના દૈત્યે બ્રહ્માઉપર તપશ્ચર્યા કરી દેવોથી મરણ ન પામવાનું વરદાન મેળવી સ્વર્ગનું રાજ્ય સ્વાધીન કર્યું હતું. તેણે પોતાના ભયથી દેવોને બ્રહ્મલોકમાં રહેલા જાણી ત્યાં જવાનું સાધન પૂછતાં શુક્રાચાર્યના કહેવા પ્રમાણે ગંગા નદીને તીરે સો અશ્વમેધ યજ્ઞો કરવાનો આરંભ કર્યો તેથી દેવો વિષ્ણુપાસે ગયા. વૃત્તાંત જાણ્યા પછી માયાવીને માયાથી જ જીતવો એ ન્યાયને અવલંબી વિષ્ણુ બાળકજેવું વામનરૂપ ધરી તે દૈત્યની તથા બીજા દૈત્યોની નજરે ગંગામાં તણાતા તથા ડુબતા શરીરથી દેખાવા લાગ્યા. તેની દયાથી દૈત્યે મોકલેલા બ્રાહ્મણોએ તેને બહાર કાઢી તેની પાસે ઉભા રાખ્યા એટલે તેનું વામનરૂપ જોઇ સર્વે હસવા લાગ્યા. રાજાએ પૂછ્યું કે તમો ગંગામાં કેમ કરતાં પડી ગયા? વામને કહ્યું કે પ્રભાસ

નામના બ્રાહ્મણના બે પુત્રોમાંનો હું બામ નામનો પુત્ર છું. પિતાના મરણ પછી જ્યેષ્ઠ ભ્રાતાપાસે ભાગ માગતાં તેણે કહ્યું કે તું વામન છો માટે તુંને કશો ભાગ મળશે નહિ. કુબડાને, વામનને, નપુંસકને, કોઢીઆને, ઘેલાને તથા આંધળાને ભાગ મળી શકતો નથી. તેઓ પોષણ માત્રના હકદાર છે. એમ ક્લેશ થતાં મને પકડી ગંગામાં નાખી દીધો અને તમોએ કાઢ્યો, તમો જ મારા સંબંધી છો. ધુધુ દૈત્યે તે ઉપર દયા લાવી કહ્યું કે તમારે જે જોતું હોય તે માગો. વામને કહ્યું કે ઘણી સંપત્તિને તો હું સાચવી શકું તેમ નથી માટે ત્રણ પગલાં પૃથ્વી આપો. દૈત્યે હસીને તે આપતાં તેણે વિશ્વરૂપ ધરી તેનું રાજ્ય હરી લઇ દેવોને પાછું આપ્યું એવો વૃત્તાંત છે.

---

## કદલી વ્રત.

ભાદ્રપદમાસના શુક્લપક્ષની પૂર્વાહ્ણવ્યાપિની ચતુર્દશીને દિવસે કદલી વ્રતનો આરંભ થાયછે. તે દિવસે પવિત્ર થઇ પોતાના હાથથી સ્ત્રીએ કદલી ( કેળ ) વૃક્ષને વાવવું તથા એક વર્ષપર્યંત હમેશાં નિયમિતરીતે તે કેળમાં ફળ આવે ત્યાંસુધી જલસેચન કરવું. જો પૂર્વતરફ તથા ઉત્તરતરફ ફળો આવે તો સારું ફળ થાયછે અને દક્ષિણતરફ તથા પશ્ચિમતરફ ફળો આવે તો હાનિ થાયછે. વર્ષ પૂરું થતાં તેરશને દિવસે એકભુક્ત કરી બ્રહ્મચર્ય પાળી ચૌદશને દિવસે તીર્થસ્નાન કરી ઉપવાસનો સંકલ્પ કરી પોતાને ઘેર આવી ગોમયથી ગોચર્મમાત્ર મંડલ કરવું ગણપતિપૂજન તથા સ્વસ્તિવાચન કરવું. તે મંડલમાં વિચિત્ર રંગોથી શોભા કરવી, મધ્ય ભાગમાં સ્વસ્તિકઉપર અથવા અષ્ટદલઉપર વાવેલી ફલસહિત કેળનું સ્થાપન કરવું તથા તેની પાસે કુંભનું પણ સ્થાપન કરવું તે ઉપર તામ્રપાત્રમાં અષ્ટદલઉપર સુવર્ણમય ઉમા મહેશ્વરનું સ્થાપન કરવું, અને કદલી વૃક્ષનું પૂજન કરવું. સંકલ્પમાં માસપક્ષાદિના ઉચ્ચારપૂર્વક સર્વ પાપનો નાશ, મુક્તિ, ઉત્તમ સિદ્ધિની પ્રાપ્તિ, અવૈધવ્ય અને ધનપુત્રાદિની પ્રાપ્તિને માટે પાર્વતીને પ્રિય એવી કેળનું વ્રતપૂજન કરીશ એમ કહી કલશમાં ગંધ, પુષ્પ, ફળ, પંચપલ્લવ અને પવિત્ર મૃત્તિકા નાખી વસ્ત્રવેષ્ટન કરવું. તે પછી આવાહન વગેરે ષોડશો-

યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણને પૂછયું કે, હે શ્રીકૃષ્ણ! એવા ગુપ્ત વ્રતનો ઉપદેશ કરો કે જે કરવાથી સ્ત્રીને ગમે તેવી આપત્તિમાં અન્ન, વસ્ત્ર તથા સૌભાગ્યમાં અડચણ ન આવે. શ્રીકૃષ્ણે કહ્યું કે રાજન્! પૂર્વે એજ પ્રમાણે રૂકિમણીએ મને પૂછયું હતું ત્યારે મેં તેને પાર્વતીદેવતાક 'કદલી વ્રત' બતાવ્યું હતું. તેમાં કદલીની પ્રાર્થના કરવી કે હે પાર્વતીને પ્રિય કદલી! જેમ તમે અનેક શાખાઓથી, પત્રોથી અને સંતાનોથી વૃદ્ધિ પામોછો તેમ મારી પણ વૃદ્ધિ કરજો. એમાં પૂજનાદિ ઉત્સવ કરી રાત્રિનું જાગરણ કરવું. ગીતવાદિત્રોના શબ્દથી આનંદ કરવો અને પ્રભાતે પુનઃ પૂજન કરી વ્રતની સમાપ્તિ કરી સર્વ ઉપસ્કર આચાર્યવગેરે બ્રાહ્મણોને આપવો તથા કેળનું ફળસહિત વૃક્ષ સુવર્ણસહિત બ્રાહ્મણને આપી દેવું. ગોદાનવગેરે દાનો કરી બ્રાહ્મણવગેરેને ભોજન કરાવી પારણા કરવી. આ વ્રતનો આશ્ચર્યકારક પ્રભાવ સતી દ્રૌપદીને પ્રત્યક્ષ થયો છે. જ્યારે કૌરવોની સભામાં જંગલી જુગારની રમતથી પાંડવો હારી ગયા ત્યારે સતી દ્રૌપદીને સભામાં લાવી દુષ્ટ દુઃશાસને તેની લાજ લુટવામાટે વસ્ત્રો ખેંચવા માંડ્યાં. તે સમયે તેણીએ મારૂં સ્મરણ કર્યું તેથી મેં અદ્રશ્યરૂપે ત્યાં જઇ રૂકિમણીએ કરેલા કદલીવ્રતનું પુણ્ય તેને આપ્યું, તેના પ્રભાવથી તેણીના શરીર ઉપરથી એટલાં બધાં વસ્ત્રો નીકળવા લાગ્યાં કે જેમ કેળના પોટામાંથી એક પછી એક પડ નીકળતાં આવે. દુઃશાસન વસ્ત્રો ખેંચી ખેંચી થાકીને ધરતીઉપર ઢળી પડયો. પણ વસ્ત્રોનો પાર આવ્યો નહિ. એપ્રમાણે આ વ્રત ચમત્કારિક હોવાથી સ્ત્રીઓને અવશ્ય કર્તવ્ય છે.

આ વ્રત કાર્તિકમાસની, માઘમાસની અથવા વૈશાખમાસની સુદિ ચૌદશે પણ થઇ શકેછે. આ કથા ભવિષ્યોત્તરપુરાણમાં છે.

---

# અગસ્ત્યાર્ઘ.

વૃષ સંક્રાંતિ થયા પછી સાતમે દિવસે અગસ્ત્યનો અસ્ત થાયછે અને સિંહ સંક્રાંતિ થયા પછી એકવીશમે દિવસે અગસ્ત્યનો ઉદય થાયછે તેમાં કન્યા સંક્રાંતિથી પ્રથમ સાત દિવસોના મધ્યમાં અગસ્ત્યમુનિનું પૂજન કરવું તથા તેને અર્ઘપ્રદાન કરવું, એથી ઘણું પુણ્ય થાયછે.

---

# શ્રીમદ્‌ભાગવતનો દાનોત્સવ.

ભાદરવાની પુર્ણિમાને દિવસે શ્રીમદ્‌ભાગવતના પુસ્તકને સુવર્ણના સિંહાસનઉપર સ્થાપિત કરી વિદ્વાન બ્રાહ્મણને દાન દેવું એથી પરમગતિની પ્રાપ્તિ થાયછે. શ્રીમદ્‌ભાગવતના દ્વાદશ સ્કંધમાં કહ્યું છે કે प्रौष्ठपद्यां पौर्णमास्यां हेमसिंहसमन्वितम् ॥ ददाति यो भागवतं स याति परमां गतिम् ॥ કેટલાએક વિદ્વાનોએ હેમસિંહઉપર મૂકવાનું કહ્યું છે તેથી આ શ્લોક દેવી ભાગવતના દાનવિષેનો છે એમ કહેછે પણ તે પૂર્વાપરવિચારની ક્ષ્યાશથી છે કારણકે હેમસિંહ શબ્દ હેમસિંહાસન શબ્દનો જ એક દેશ છે અને તે સત્યભામા તથા ભામા ઈત્યાદિ શબ્દોની પેઠે શાસ્ત્રવ્યવહારથી સિદ્ધ છે. ભાગવતના વિષયમાં બન્ને ભાગવતોમાં અમુક વ્યાસકૃત છે અને અમુક કોઈ આધુનિક બોપદેવ નામના પંડિતે કરેલું છે ઇત્યાદિ વિવાદ ચાલેછે તો પણ 'जन्माद्यस्य यत' એ વ્યાસસૂત્ર છે તેજ સૂત્રથી ભાગવતનો આરંભ છે તેથી તે વ્યાસજીએ જ કરેલું હોવું જોઈએ તથા તેના વિષયો પણ એવા ગંભીર તથા ચમત્કારી છે કે જેઓની ઉપમા પણ બીજાને આપી ન શકાય. તેથી એ ભાગવત જ મુખ્ય ને ઉપાદેય છે.

---

# ઉમામહેશ્વર વ્રત.

શિવરહસ્ય નામના આગમ ગ્રંથમાં આ વ્રતનું માહાત્મ્ય કહેલું છે. શિવભક્ત રાજાએ ગૌતમમુનિને પૂછ્યું કે મુનિ! જેના આચરણથી સર્વેષ્ટસિદ્ધિ થાય એવા વ્રતનો ઉપદેશ કરો. ગૌતમ મુનિએ કહ્યું કે રાજન્! ભાદ્રપદમાસના શુકલપક્ષની પૂર્ણિમાને દિવસે ઉમામહેશ્વર એ નામનું વ્રત કરવાથી સર્વેષ્ટસિદ્ધિ થાયછે. ચતુર્દશીને દિવસે પ્રાતઃસ્નાનાદિ કર્મ, શિવપૂજન અને અનન્ય શિવનામ બ્રાહ્મણોનું પૂજન કરી મહાદેવપાસે સંકલ્પ કરવો કે, હે પ્રભુ! આવતી કાલે હું ઉમામહેશ્વર વ્રત કરીશ તેને આપ કૃપા કરી સંપૂર્ણ કરજો. સાર પછી મધ્યાન્હે પણ શિવપૂજન કરી દેવોનું તથા ઋષિઓનું પૂજન કરવું અને તે દિવસે એકવાર હવિષ્યાન્નનું ભક્ષણ કરવું. સાયંકાલે પણ શિવપૂજન કરી શિવાલયમાં જ રાત્રિ રહેવી, રાત્રિના છેલ્લા પ્રહરમાં ઉઠી મહાદેવનું સ્મરણ કરી પ્રાતઃકૃત્યપૂર્વક સ્નાન કરી સર્વ શરીરે ભસ્મોદ્ધૂલન કરવું

તથા રૂદ્રાક્ષનું ધારણ કરવું અને બિલ્વપત્રોથી શિવપૂજન કરવું, અને ત્ર્યંબક મંત્રથી હોમ પણ કરવો. પછી દર્ભમાંથી પંદર ગ્રંથિવાળો એક દોરો કરવો તથા બીજો સૂત્રમાંથી પંદર ગ્રંથિવાળો એક દોરો કરવો તથા તેઓની કુંકુમાદિથી પૂજા કરવી. ઉમામહેશ્વરની એક પલભાર (ચાર તોલા) સુવર્ણની બે મૂર્ત્તિઓ કરવી અથવા રૂપાની બે મૂર્ત્તિઓ કરવી. એકને દર્ભના દોરાસાથે તથા બીજીને સૂત્રના દોરાસાથે વસ્ત્રવેષ્ટિત કરી જૂદા જૂદા કલશઉપર સ્થાપવી. યથાધિકાર આપોહિષ્ઠા૦વગેરે વૈદિક મંત્રોથી અભિષેક કરી તેઓનું ષોડશોપચારોથી પૂજન કરવું. પછી વસ્ત્રાભરણોથી અલંકૃત થઇ ધામધુમસાથે શિવાલયમાં જવું ત્યાં પૂજન તથા દર્શન કરી પોતાને ઘેર આવી ધ્યાન કરી પંદર ગ્રંથિઓનું 'નમઃ સોમાય' એ મંત્રથી પૂજન કરવું અને તે દોરો જમણે બાહુએ બાંધવો પછી પંદર પ્રસ્થ ગોધૂમ અથવા ચોખા ગાયના ઘીમાં પરિપકવ કરવા અથવા ઘીમાં પદર માલપૂવા કરવા અને તેઓનું ઉપાયનરૂપે કલશપાસે સ્થાપન કરવું અને. તે શૈવ બ્રાહ્મણોને દાનરૂપે આપી દેવું, પછી ઉત્સવભક્તિ કરી ઉપવાસસહિત રાત્રિનું શિવકથાશ્રવણથી જાગરણ કરી વળતે દિવસે પુનઃ પૂજન કરી બન્ને પ્રતિમાનું શૈવ બ્રાહ્મણને દાન દેવું તથા પદર શૈવ બ્રાહ્મણોને જમાડવા. એ પ્રમાણે પંદર વર્ષ કરી સોળમે વર્ષે ઉદ્યાપન કરવું તેમાં ગૌરીતિલક મંડલ ભરી સ્થાપનાદિ કરી રાત્રિના ચારે પ્રહરોમાં શિવપૂજન કરી, ઘીસહિત દૂધપાકથી સોમમંત્રોચ્ચારપૂર્વક પચ્ચીશ હજાર આહુતિઓથી હોમ કરી અને ગોદાન કરી વ્રતની સમાપ્તિમાં બ્રહ્મભોજન કરાવવું અને ત્યાર પછી ઇષ્ટજનો સાથે પોતે ભોજન કરવું. આ વ્રતની કથા આ પ્રમાણે છે કે, પૂર્વે પરમશિવભક્ત દુર્વાસામુનિ, ગરૂડઉપર બેસીને આવતા વિષ્ણુને મળ્યા ત્યારે તેણે પોતાને શિવજીએ પ્રસાદરૂપે આપેલી બિલ્વપત્રની સુંદર માળા તેને આપી. વિષ્ણુએ તે માળા ગરૂડજીઉપર નાખી, તે જોઇ કોપ પામેલા દુર્વાસામુનિએ તેને શાપ આપ્યો કે તમે લક્ષ્મીના મદથી શિવે આપેલી માળાનું અપમાન કર્યું છે માટે તમારી લક્ષ્મી નષ્ટ થશે તથા વૈકુંઠમાં નિવાસ પણ નહિ થાય એમ કહી મુનિ ચાલી નીકળ્યા. તે શાપથી લક્ષ્મી ક્ષીરસાગરમાં પડ્યાં તથા વિષ્ણુએ ભયંકર વનમાં ભટકવા માંડ્યું. ઘણે કાળે વિષ્ણુને મારો (ગૌતમમુનિનો) સમાગમ થયો ત્યારે વિષ્ણુએ પોતાના શાપજન્ય દુઃખથી મોક્ષનો ઉપાય પૂછતાં તેને આ વ્રત મેં બતાવ્યું

હતું તેના આચરણથી પ્રસન્ન થયેલા સદાશિવે શાપની નિવૃત્તિ કરી લક્ષ્મી, ગરૂડ તથા વૈકુંઠલોક વિષ્ણુને આપ્યા તેજપ્રમાણે વૃત્રાસુરના કષ્ટમાંથી મુક્ત થવામાટે ઇંદ્રે પણ આ વ્રત કર્યું હતું તથા બ્રહ્માએ પણ આ વ્રત કર્યું હતું તેથી તેને ગયેલી વાણી પાછી પ્રાપ્ત થયેલી હતી. તેમજ ઘણા મુનિઓએ પણ મોક્ષની ઇચ્છાથી આ વ્રત કરેલુ છે. પૂર્વે વૈધુત નામના બ્રાહ્મણે પણ આ વ્રત કર્યું હતુ તેથી તેને ઇચ્છિત મુક્તિફલ મળ્યુ હતુ. પ્રથમ આ વ્રત મહાદેવે ઉમાને, તેણે કાર્તિકેયસ્વામીને, તેણે નંદિકેશ્વરને, તેણે દુર્વાસામુનિને, તેણે અગસ્ત્યમુનિને, તેણે મને (ગૌતમને) અને મેં વિષ્ણુને આ વ્રત કહેલુ છે તથા સૂર્યને, ચંદ્રને અને કશ્યપવગેરે મુનિઓને પણ મેં કહેલું છે અને તેઓએ આ વ્રત કરી અભીષ્ટસિદ્ધિ મેળવેલી છે. કાશીવગેરે શિવક્ષેત્રમા આ વ્રત કરવાથી તુરત જ શ્રેષ્ઠ ફલ થાયછે. ગૌતમમુનિથી આ વ્રતનું શ્રવણ કરી પુત્રસહિત આ વ્રત કરી શિવભક્ત રાજાએ સર્વ સૌખ્ય મેળવ્યું હતું. આ વ્રત કર્ણાટકદેશમાં ઘણું પ્રસિદ્ધ છે.

---

# ગોત્રિરાત્ર વ્રત.

ભાદ્રપદ માસના શુક્લપક્ષમા ત્રયોદશીથી આરંભી ચાર દિવસપર્યંત કરવામા આવતુ આ વ્રત ગોત્રિરાત્ર અથવા ગૌત્રાટ એ નામથી ઓળખાયછે. આમાં ત્રયોદશીને દિવસે સ્નાન કરી ગાયની સામે હાથ જોડી વ્રતનો સંકલ્પ કરવો કે " હુ ત્રણ ઉપવાસ કરી ચોથે દિવસે પારણા કરીશ, માટે તમારા પ્રતાપથી મારૂં વ્રત સંપૂર્ણ થજો " પછી ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય આદિ ઉપચારોથી ગાયનુ પૂજન કરી પ્રાર્થના કરવી કે " મારી આગળ, પાછળ તથા બાજુમાં ગાય રક્ષા કરજો તથા મારૂં હૃદય ગાયની ભક્તિમા રહેજો. જ્યારે દેવોએ અને દાનવોએ સમુદ્રમથન કર્યું હતું ત્યારે તેમાંથી પાંચ પ્રકારની ગાયો ઉત્પન્ન થયેલી છે, તેઓમા નંદા નામની ગાય જે આ વ્રતની અધિષ્ઠાત્રી દેવી છે તેને હું નમસ્કાર કરૂંછુ." આમ પ્રાર્થના કરી તેની પાસે નાળિયેર, કેળુ, બીજોરૂં, દાડિમ અને હવિષ્યાન્ન નૈવેદ્યતરીકે ધરવું. પછી શ્રી લક્ષ્મીનારાયણનુ પૂજન કરવું, કથાનું શ્રવણ કરવું. કુંભનુ સ્થાપન કરી તેનીપાસે ઘીનો અખંડ દીવો રાખવો, ચોથે દિવસે ગાયને ખવરાવેલા યવ જે તેના છાણમાં નિકળે તે વીણી તેનાથી પારણા

કરવી અને પાંચમે દિવસે અન્નભોજન કરવું અને સમાપ્તિને દિવસે ગોદાન તથા બ્રાહ્મણભોજનવગેરે કરવુ.

આ વ્રત કરવાથી સ્ત્રી વિધવાપણાવગેરે સર્વ દુખોથી મુક્ત થાયછે અને સર્વ મનોરથોની સિદ્ધિને પામેછે. આ વ્રતના મહિમાવિષે યુધિષ્ઠિર રાજાએ પૂછવાથી શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે પૂર્વે મનુના વંશમા ઉત્પન્ન થયેલ દિલીપ નામે રાજા પોતાની સુદક્ષિણા નામની સ્ત્રીસહિત રાજ્ય કરતા હતા, સઘળા રાજાઓ તેને વશ્ય હતા. પણ પુત્ર ન હોવાથી રાજ્યાદિ સુખોને વ્યર્થ ગણી રાજા અને રાણી એ બન્નેએ વસિષ્ઠમુનિના આશ્રમમાં જઇ તેને પ્રણામ કરી પોતાના અપુત્રપણારૂપ દુઃખનું કારણ તથા નિવારણ પૂછતાં વસિષ્ઠે સમાધિ કરીને કહ્યું કે " પૂર્વે તમે ઇદ્રલોકમાંથી પૃથ્વીઉપર જતા હતા ત્યારે કલ્પવૃક્ષ નીચે ઉભેલી કામધેનુને વંદન ન કર્યું, તે વંદનને અવદનરૂપ દોષ થતાં કામધેનુએ તમને શાપ દીધો કે ' આ રાજાને પુત્ર થશે નહિ ' આ શાપ તમારા સાંભળવામાં આવ્યો નથી. પણ હવે એ દોષની નિવૃત્તિપૂર્વક તમે ગોત્રિરાત્ર વ્રત કરો તથા મારી નંદિની નામની ગાયની અવિચ્છિન્ન સેવા કરો, તેથી તમોને પુત્ર થશે. " આ પ્રમાણે ગુરુની આજ્ઞા થતા તેણે ગોત્રિરાત્ર વ્રત તથા ગાયની સેવા કરવા માંડી.

એક વખત પોતાના રક્ષણમાટે વનમા પોતાની સાથે રહેતા એ રાજાની પરીક્ષા કરવામાટે એ નંદિની ગાયે એવી માયા કરી કે હિમાલયની સમીપમાં આવતા ગાયની ઉપર એક સિંહે ઝડપ કરી ત્યારે રાજાએ ધનુષ અને બાણનો ઉપયોગ કરવા જતા તેનો હાથ સ્તંભિત થઇ ગયો. વિસ્મય પામેલા રાજાને, ગાયને દબાવીને ઉભેલા સિંહે મનુષ્યવાણીથી કહ્યું કે " રાજા ! તું અત્યંત બલવાન છતા પણ વાયુ જેમ પર્વતને કશી અડચણ કરી શકે નહિ તેમ તારાથી મારાપર કશું થવાનું નથી. પાર્વતીએ પોતાના પુત્રરૂપ કરેલ આ દેવદારુ વૃક્ષની રક્ષામાટે મને અહીં મહાદેવજીએ નીમેલો છે અને જે કોઇ પ્રાણી અહીં આવી ચડે તેને મારા આહારરૂપ કલ્પેલ છે. માટે તું આ ગાયને બચાવવાનો આગ્રહ છોડી દે." રાજાએ સિંહને કહ્યુ કે " તારે આહારની જરૂર હોય તો ગાયને છોડીને મારૂં ભક્ષણ કર. " સિંહ બોલ્યો કે " તું આવી એકાદ ગાયને બચાવવા ચક્રવર્તી રાજ્યસુખને ભોગવનાર પોતાના શરીરને છોડવા તૈયાર થાયછે એ તારી મોહોટી મૂર્ખતા જણાયછે. જીવતો પુરૂષ સઘળું સુખ દેખેછે, એ તું કેમ ભૂલી

જાયછે ?" આમ ઘણું ઘણું સમજાવતાં પણ રાજાએ ન માન્યું ત્યારે તે સિંહ રાજાને મારી નાખવામાટે ગાયને છોડવા તૈયાર થયો. "ગાય અને બ્રાહ્મણની રક્ષા કરવી. એ ક્ષત્રિયપુત્રનો ધર્મ છે" એવા નિશ્ચયથી રાજા પોતાનું મસ્તક નીચું નમાવી ઉભો રહ્યો. જરાવારમાં તેના- પર સિંહની તરાપ પડવાને બદલે દેવતાઓતરફથી થયેલી પુષ્પની વૃષ્ટિ આવી પડી અને "પુત્ર ઉઠ" એવો શબ્દ થયો. તે સાંભળી રાજા વિ- સ્મય પામ્યો અને મસ્તક ઉચું કરીને જુએછે તો ત્યાં તે વિકરાળ સિંહ તેના જોવામાં આવ્યો નહિ પણ રાજાના ભક્તિભાવથી પ્રસન્ન થયેલી નંદિની ગાયે તરત જ તેને કહ્યું કે "વર માગ." રાજાએ પુત્રની માગણી- કરી અને ગાયે તેની તે માગણી સફળ કરી.

રાજા દિલીપે ગુરૂના આશ્રમમાં આવી તે વૃત્તાંત જણાવતાં ગુરૂએ પણ તેને આશીર્વાદ આપ્યો, તેને માથે ચડાવી તે પોતાની સ્ત્રીસહિત અયોધ્યામાં આવ્યા. ત્યાં આ વ્રતના તથા ગાયની સેવાના પ્રભાવથી તેનો મનોરથ સિદ્ધ થયો. એટલે તે પોતાની સુદક્ષિણા નામની રાણીથી ઉત્પન્ન થયેલ રઘુ નામના પુત્રનું સુખ ભોગવી અનેક સત્કર્મો કરી છેવટે ઉત્તમ ગતિ પામ્યા.

---

# અનંતચતુર્દશી.

ભાદ્રપદમાસના શુકલપક્ષની ચતુર્દશી અનંત ચતુર્દશી કહેવાયછે. સૂર્યોદય પછી ૭ ઘડી અથવા છેવટ ચાર ઘડી સુધી ચતુર્દશી હોય તો પણ તે દિવસે આ વ્રત થાયછે. બન્ને દિવસે સૂર્યોદયમાં ચતુર્દશી હોય તો પહેલે દિવસે આ વ્રત કરવાનું છે. વ્રતમાં પૂજનવગેરે પૂર્વાહ્નણમાં કરવું એ મુખ્ય પક્ષ છે. એ વખતે થઇ શકે તેમ ન હોય તો મધ્યાહ્નસમયે પણ થાયછે. આ વ્રત ચૌદ વર્ષપર્યંત કરવાનું છે. તેનો આરંભ ગુરૂ અથવા શુક્રના અસ્તમાં અથવા તેના બાલ્યમાં અથવા તેના વૃદ્ધત્વમાં, સિંહસ્થ ગુરૂમાં અને અધિક માસમાં થઇ શકતો નથી.

દર્ભસમૂહથી અનંત ભગવાનની સર્પાકાર મૂર્ત્તિ બનાવી જલના પાત્રમાં સ્થાપી તેની પાસે ચૌદ સેર તંતુઓથી બનાવેલો ચૌદ ગાંઠવાળો એક દોરો કેસરથી રંગી તે મૂકવો અને પછી મૂર્ત્તિ અને દોરાનું પૂજન

કરવુ. પછી પ્રાર્થના કરવી કે " હે અનત ! અપાર સસાર સાગરમા ડૂબી જતા મારા આત્માને, આ દોરા જેના તમે દેવતા છો તે તારીને પાર ઉતારજો " પછી તેના પરિવાર દેવોનુ પૂજન કરવુ, પ્રાર્થના કરવી, ફના હાર કરવો તથા ગોદાનવગેરે દાનો કરવા ચૌ૦ વર્ષ પૂરા થાય ત્યારે ઉદ્યાપન કરવુ તેમા મડલ ભરવુ અને પૂજનાદિક કરીને બ્રાહ્મભોજન કરાવવુ

આ વ્રતનુ માહાત્મ્ય ભવિષ્યપુરાણમા આપ્રમાણે વર્ણવવામા આવ્યુ છે કે, જ્યારે કૌરવોતરફના કષ્ટને લીધે પાડવો વનમા રહેતા હતા ત્યારે તેઓની પાસે આવેલા શ્રીકૃષ્ણભગવાનને યુધિષ્ઠિરે પૂછ્યુ કે આ કષ્ટો દૂર થાય એવુ કોઈ વ્રત કહો શ્રીકૃષ્ણભગવાને કહ્યુ કે, ભાદ્રપદમાસના શુક્લપક્ષની ચતુર્દશીને દિવસે શ્રીઅનતભગવાનનુ વ્રત કરવાથી સવ રીતે ઇષ્ટસિદ્ધિ થાયછે આવિષે એવો ઇતિહાસ છે કે સત્યયુગમા વસિષ્ઠ ગોત્રવાળા સુમતુ નામે વેદવેત્તા બ્રાહ્મણની દીક્ષા નામની સ્ત્રી પોતાની શીલા નામની પુત્રીને મૂકી મરી જતા પછી તે બ્રાહ્મણે દેવન મુનિની કર્કશા નામની પુત્રીસાથે વિવાહ કર્યો હતો શીલા મોટી થતા સુમતુએ કૌડિન્ય નામના બ્રાહ્મણની સાથે તેનો વિવાહ કરતી વખતે કર્કશાએ મોટો કલેશ કર્યો જેથી પુત્રી અને જમાઇને નિયમકરતા પણ બહુ જ થેડુ ધન આપીને વિદાય કરવામા આવ્યા

શીલા તથા કૌડિન્ય પોતાને ગામ જતા હતા ત્યા રસ્તામા એક નદીને કિનારે વિશ્રાતિ લેતી વખતે કેટલાએક સ્ત્રીપુરૂષો અનત ચતુર્દશીના વ્રતમા તત્પર જોઇ તેઓને પૂછતા તેઓના કહેવાપરથી વ્રતનો મહિમા જાણી શીલાએ સાત અનત ભગવાનનો દોરા લઈ વ્રતનો આરભ કર્યો પોતાને ઘેર જઇને પણ એ વ્રત તેણીએ ચાલુ રાખ્યુ, જેથી તેના ઘરમા સર્વ પ્રકારની સપત્તિ થઇ

એક દિવસે સ્ત્રીને હાથે બાધેલા દોરાને જોઈ વિપરીત દૈવયોગથી કૌડિન્યને શકા થઇ કે મારાપર કામણ કરવામાટે સ્ત્રીએ આ દોરો બાધ્યો છે. આઉપરથી તેણે ક્રોધથી તેનો દોરો તોડી અગ્નિમા ફેંક્યો શીલાએ તુરત દોડીને દોરાને અગ્નિમાથી કાઢી લઇ દૂધમા નાખી દીધો.

કૌડિન્યે કરેલ અપકૃત્યથી અનતભગવાનનો કોપ થતા તેની સર્વ સપત્તિ નષ્ટ થઈ તથા ઘરવગેરે પણ સઘળુ બળી ભસ્મ થયુ, ત્યારે કૌડિન્યને ખાત્રી થઇ કે અનતભગવાનનો દોરો બાળવાથી આ દશા થઇ.

આથી તેને ઘણો પસ્તાવો થયો અને તે અનંતભગવાનને શોધવા નિર્જન વનમાં ચાલવા લાગ્યો, ચાલતાં ચાલતાં તેણે રસ્તામાં ફલયુક્ત છતાં પક્ષિવગરના આંબાના વૃક્ષને, ઘાસની વચમાં છતાં ઘાસ નહિ ખાઈ શકતી ગાય તથા તેવીજ સ્થિતિમાં મુઝાતા બળદને, ગધેડાને અને હાથીને તથા કોઇના ઉપયોગમાં નહિ આવતા જળવાળા તળાવને જોયાં. તે સૌને અનંતભગવાનવિષે પુછતો ગયો પણ પત્તો ન મળતાં છેવટ નિરાશ થવાને લીધે મૂર્છા ખાઇ પૃથ્વીપર પડી ગયો ત્યારે અનંતભગવાનને દયા આવતાં તે વૃદ્ધ બ્રાહ્મણના રૂપથી ત્યાં આવ્યા અને તેને પાતાળમાં લઇ જઇ પોતાના સ્વરૂપનું દર્શન કરાવ્યું, કૌડિન્યે તેની ઘણી સ્તુતિ કરી એટલે અનંતભગવાને તેના સર્વ મનોરથો પુરા થવાનું વરદાન આપ્યું.

કૌડિન્યે પોતે માર્ગમાં જોયેલ આમાવગેરેની વિપરીત દશાનું કારણ પુછ્યા તેને ખુલાસો મળ્યો કે પૂર્વજન્મમાં પોતે વિદ્વાન્ પુરૂષ હોવા છતાં કોઇને વિદ્યા નહિ ભણાવવાને લીધે આંબો એ દશા ભોગવેછે પૂર્વજન્મમાં ધાન્ય ન થાય તેવી પૃથ્વીનું દાન કરનારી એ ગાય છે, પૂર્વજન્મમાં પોતે સ્વાદિષ્ટ અન્ન ખાનાર અને બીજાને ખરાબ અન્ન દેનારો એ બળદ છે, પૂર્વજન્મમાં મૂર્ખ હોવા છતાં વિદ્વાનપણાનું અભિમાન રાખનો હતો તે આ જન્મમાં ગધેડો છે, પૂર્વ જન્મમાં અભિમાની પુરૂષ હતો તે એ હાથી થયો છે અને પૂર્વજન્મમાં ધર્માધર્મનો વિવેક નહિ રાખનાર બ્રાહ્મણ દાન નિરૂપયોગી જળવાળા તળાવ બન્યા છે. આ સઘળું કહ્યા પછી અનંતભગવાન ત્યાંથી અદૃશ્ય થયા અને કૌડિન્ય પોતાના ઘરતરફ વળ્યો. રસ્તામાં વૃક્ષવગેરેને તેઓની વિપરીત દશાનું કારણ કહી તેમાંથી છુટવામાટે અનંતભગવાનની ભક્તિ બતાવી પોતે ઘેર જઇ આ વ્રત કરી કૌડિન્યે સર્વ સુખો મેળવ્યાં.

---

## મહાલય શ્રાદ્ધ.

પ્રતેક વર્ષે ભાદ્રપદમાસના કૃષ્ણપક્ષમાં પ્રતિપદથી આરંભી અમાવાસ્યાપર્યંત તિથિમાં ક્ષય વૃદ્ધિ ન હોય તો પંદર, વૃદ્ધિ હોય તો સોળ અને ક્ષય હોય તો ચૌદ શ્રાદ્ધો કરવામાટે સ્મૃતિગ્રંથોની આજ્ઞા છે. સમર્થ હોય તેણે અધિકારપ્રમાણે સર્વ તિથિઓમાં શ્રાદ્ધ કરવું અને અસમર્થ

હોય તેણે પંચમીથી અથવા ષષ્ઠીથી અથવા અષ્ટમીથી અથવા દશમીથી અથવા એકાદશીથી અમાવાસ્યાપર્યંત શ્રાદ્ધો કરવાં. એ અસકૃન્મહાલય કહેવાયછે. અસકૃન્મહાલય કરવાની પણ શક્તિ ન હોય તો નિષેધ નહિ કરેલા ગમે તે દિવસે એક વખત પણ શ્રાદ્ધ કરવું. તે સકૃન્મહાલય કહેવાય છે. હાલમાં ઘણે ભાગે સકૃન્મહાલયનો જ પક્ષ ચાલેછે. તેમાં જેના ઉદ્દેશથી શ્રાદ્ધ કરવું હોય તેની મરણતિથિએ શ્રાદ્ધ કરેછે. જોકે મહાલય શ્રાદ્ધમાં મરણતિથિ જ લેવી એવી કશી શાસ્ત્રની આજ્ઞા નથી તો પણ તે વિરૂદ્ધ નથી. કારણ કે પંદર દિવસોમાં ગમે તે તિથિ લેવી તોપછી મરણતિથિ શામાટે ન લેવી ? કેમકે પ્રત્યાસત્તિન્યાયથી બીજી તિથિઓકરતાં મરણતિથિ વધારે લગતી છે.

પંચમીથી આરંભી અસકૃન્મહાલય શ્રાદ્ધના જે પાંચ પક્ષો બતાવ્યા તે સર્વમાં ચૌદશને છોડી બાકીની તિથિઓમાં શ્રાદ્ધ કરવું. સકૃન્મહાલયના પક્ષમાં પણ ચૌદશનું શ્રાદ્ધ ન કરવું. સંન્યાસીનું શ્રાદ્ધ બારસને દિવસે કરવું. શસ્ત્રથી, જળથી, અગ્નિથી અને એવાં બીજાં કારણોથી થયેલ દુર્મરણવાળાઓનું શ્રાદ્ધ ચૌદશને દિવસે કરવું. પૂર્ણિમાને દિવસે મરણ પામેલનું શ્રાદ્ધ અમાવાસ્યા અથવા બારસને દિવસે કરવું, કેમકે अपरपक्षे श्राद्धं कुर्वीत (કૃષ્ણપક્ષમાં મહાલય શ્રાદ્ધ કરવું) એવું શ્રાદ્ધસૂત્ર હોવાથી પૂર્ણિમા જે કૃષ્ણપક્ષમાં નથી તે મહાલય તિથિ ગણાતી નથી. છતાં ઘણાએક લોકો ગતાનુગતિક ન્યાયથી પૂર્ણિમાને દિવસે શ્રાદ્ધ કરેછે તે નિર્મૂળ છે.

કોઇપણ જાતની અડચણ હોય તો આ શ્રાદ્ધો આશ્વિન સુદિ પંચમીસુધી પણ થાયછે અને છેવટ વૃશ્ચિક સંક્રાંતિ બેસે ત્યાંસુધી પણ થાયછે. જેનો વિવાહ થયો હોય તેનાથી બાર માસસુધી બીજાં શ્રાદ્ધો નથી થતાં પણ મહાલય શ્રાદ્ધ, ગયા શ્રાદ્ધ અને માતાપિતાનું ક્ષયાહ શ્રાદ્ધ કરી શકાયછે. જે દિવસે શ્રાદ્ધ કરવું હોય તે દિવસે શ્રાદ્ધ કરનારની સ્ત્રી રસોઇ થયાપહેલાં રજસ્વલા થાય તો તે સ્ત્રીને દૂર રાખી શ્રાદ્ધ કરવું. અમાવાસ્યાને દિવસે કરવાનું શ્રાદ્ધ સ્ત્રી રજસ્વલા થવાને લીધે બંધ રહ્યું હોય તો તે આશ્વિન સુદિ પંચમીને દિવસે કરવું. જેની સ્ત્રી ગર્ભવતી હોય તેના પતિએ ગર્ભને સાતમો માસ બેસે ત્યાંથી મહાલયવગેરે શ્રાદ્ધ કરવાં નહિ; પણ માતા પિતાની ઉત્તરક્રિયા કરવામાં આ દોષ નડતો નથી. મરણ પામેલી સૌભાગ્યવતી સ્ત્રીનું શ્રાદ્ધ નવમીને દિવસે કરવાનું છે. હાલમાં તો સ્ત્રી માત્રનું

શ્રાદ્ધ નવમીને દિવસે કરવામા આવેછે પણ તે સમૂળ નથી મહાલયમા ભરણી નક્ષત્ર હોય તે દિવસે ભરણી શ્રાદ્ધ કરવાથી ગયાશ્રાદ્ધતુલ્ય પુણ્ય થાયછે

આ મહાલય શ્રાદ્ધ પોતાના માતામહને માટે અનુપનીત એટલે જનોઇ નહિ આપેલા દૌહિત્રથી પણ થાયછે શ્રાદ્ધમા જે સ્થળે દર્ભના ચટ સ્થાપવામા આવેછે ત્યા મુખ્યત્વે બ્રાહ્મણોને બેસાડવા જોઇએ પણ શ્રાદ્ધમા જણાવેલી યોગ્યતાવાળા બ્રાહ્મણ ન મળે તો ચટ બેસાડી કામ લેવુ એ ગૌણપક્ષ પણ છે

શ્રાદ્ધવિધિની ઇતિકર્તવ્યતા ઘણી છે, જે પોતાના ગૃહ્યસૂત્રોઉપરથી તથા શ્રાદ્ધવિષયના બીજા ગ્રંથોઉપરથી જાણી શકાયછે શ્રાદ્ધક્રિયા સ્માર્ત તથા ઘણી પ્રાચીન છે વેદમા પિતૃપ્રાર્થનાના ઘણા મંત્રો આવેછે બૌદ્ધ, જૈનવગેરે શ્રાદ્ધક્રિયાને માટે વાંધો લેછે અને જણાવેછે કે મરણ પામેલ પ્રાણીને શ્રાદ્ધક્રિયાથી તૃપ્તિ થતી હોય તેવુ કાંઈ માની શકાતુ નથી જો અહીં કરેલ બ્રાહ્મણભોજનથી પરલોકમા બેઠેલા પિતૃઓને તૃપ્તિ મળતી હોય તો પ્રવાસે નિકળેલા પુરૂષને ભાતાનો બોજો ઉપાડવાની તકલીફમા ન નાખતા તેના ઘરના માણસોએ પાછળથી તેનુ શ્રાદ્ધ કરતા રહેવુ એટલે તે જેમ જેમ દૂર જશે ત્યા તેનુ પેટ ભરાતુ રહેશે આ લોકોને જવાબ આપવામા આવેછે કે જીવાત્માનો સદ્ભાવ, તેનો પુનર્જન્મ આ જન્મમા કરેલા શુભાશુભ કર્મોના પરજન્મમા મળતા ફળો અને સ્વર્ગ નરકવગેરે જે સઘળા પ્રત્યક્ષ પ્રમાણનો વિષય નથી પણ શાસ્ત્રમા દર્શાવેલ હોવાથી જ તમે તેઓને માનો છો તો તેઓને માનવામા જેમ શાસ્ત્રને પ્રમાણ ગણોછો તેમ શ્રાદ્ધ પણ શાસ્ત્રવિહિત છે તો શ્રાદ્ધને માનવામા શાસ્ત્રને પ્રમાણ ગણવામા શો બાધ છે? જે વિષય યુક્તિનો તથા પ્રત્યક્ષનો ન હોય તે વિષયને સત્ય માનવામા જ શાસ્ત્રના પ્રામાણ્યનો ઉપયોગ છે કહ્યુ છે કે—

स्वर्गाद्यतीन्द्रियगतौ वच एव मानं यन्नान्यमानविषया नहि ते पदार्थाः ॥

ઇન્દ્રિયોથી ન જાણી શકાય એવા સ્વર્ગવગેરેમાં શાસ્ત્રવચન જ પ્રમાણ છે કારણ કે તે પદાર્થો બીજા પ્રમાણોના વિષયરૂપ નથી

---

# લલિતાષષ્ઠી વ્રત.

મધ્યાહ્નવ્યાપિની ભાદ્રપદ સુદિ ષષ્ઠીને દિવસે લલિતા વ્રત કરવાનું છે અને તે હેમાદ્રિગ્રંથમાં કહેલું છે. આ વ્રત ગુજરાત દેશમાં વિશેષ પ્રસિદ્ધ છે. શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું છે કે, તે દિવસે સ્ત્રીએ પ્રાતઃકાલમાં સ્નાનાદિ ક્રિયા કર્યાપછી વાંસના પાત્રમાં જલમાંથી લીધેલી પાંચ મુઠી વેણુની એક મૂર્તિ કરી તેમાં તપોવનમાં રહેનારાં લલિતા દેવીનું આવાહન કરી ધ્યાન કરવું તથા એકસો આઠ કમલનાં, કણેરનાં, નેપાલીનાં, માલતીનાં, નીલકમલનાં, કેતકીનાં અને તગરનાં પુષ્પોની કળીઓ લઈ લલિતા દેવીનું પૂજન કરવું. ત્યારપછી પ્રાર્થના કરવી કે હે લલિતા દેવી ! તમે કે જેણે ગંગાદ્વારમાં, કુશાવર્ત્તમાં, નીલ પર્વતમાં અને કનખલ તીર્થમાં સ્નાનાદિ તપશ્ચર્યાથી મહાદેવરૂપ પતિને મેળવેલા છે તે તમે મને સૌભાગ્ય દેજો. પછી દેવીપાસે કાકડી, કેળાં, નાલિકેર, દાડિમ, બીજોરાં વગેરે ફળો મૂકવાં. જવારા વાવી તેમાં દીવા મૂકી શોભા કરવી અને ધૂપ કરવો. પક્વ નૈવેદ્યમાં ઘીમાં પકવેલાં સુકીયાં, મોદકો અને ન્હાના મોદકો વગેરે નૈવેદ્યોનો અન્નકૂટ ભરવો. રાત્રિનું જાગરણ કરવું. ગીત, નૃત્ય તથા વાદિત્રોના શબ્દોથી ઉત્સવ કરવો. રાત્રિના ચારે પ્રહરોમાં વ્રતવાળી સ્ત્રીએ નેત્રોને જરા પણ વીંચવાં નહિ. જો જરાપણ નિદ્રાથી નેત્રમીલન થાય તો દુઃખ પ્રાપ્ત થાયછે. એ પ્રમાણે રાત્રિ ગયા પછી સપ્તમીને દિવસે ઉત્સવપૂર્વક પુનઃપૂજન કરી, હોમ કરી, દાનો દઇ, નદીને તીરે જઇ દેવીનું વિસર્જન કરી, નૈવેદ્ય વગેરે બ્રાહ્મણોને આપી દઇ, બ્રાહ્મણોને, દીનોને અને અપાંગ લોકોને ભોજન કરાવી પોતે ભોજન કરવું, અને લલિતાદેવી આ વ્રતથી મને પ્રસન્ન થજો એમ કહી ક્ષમા માગવી. આ વ્રત પુરૂષથી પણ થઇ શકેછે.

---

# કપિલાષષ્ઠી.

પુરાણસમુચ્ચયનામના ગ્રંથપ્રમાણે ભાદ્રપદમાસનો કૃષ્ણપક્ષ, ષષ્ઠી, મંગળવાર, રોહિણી નક્ષત્ર, વ્યતીપાત યોગ અને હસ્ત નક્ષત્રમાં સૂર્યની સ્થિતિ એ ૭ યોગો સાથે આવે ત્યારે તે 'કપિલા ષષ્ઠી' એ નામનું પર્વ કહેવાયછે. બ્રહ્માનાં વચનથી એ ૭ યોગોમાંના ચાર યોગો સાથે આવે

તોપણ ગૌણપક્ષથી એ પર્વ માની શકાયછે. આ ૭ યોગો સૂર્ય પર્વ હોવાથી દિવસના હોય તો શ્રેષ્ઠ છે એમ ગણાયછે. તેમાની ઇતિકર્તવ્યતા કથાઉપરથી જણાયછે. ચિત્રાંગ રાજાએ અગસ્ત્યમુનિને પુછ્યુ કે, ભગવન્! મનુષ્યોને સુંદર રૂપ, સપત્તિ અને પુત્રાદિ સમૃદ્ધિ આપનારૂં કોઇ પર્વ હોય તેનો ઉપદેશ કરો. અગસ્ત્ય મુનિએ કહ્યુ કે રાજન્! તમારો પ્રશ્ન ઘણો શ્રેષ્ઠ છે. આજસુધી ગુપ્ત રહેલુ અને શિવજીએ કાર્ત્તિકેયસ્વામી પાસે કહેલુ અને તેણે મને કહેલુ 'કપિલા ષષ્ઠી' નામનુ પુણ્યપ્રદ પર્વ છે, જેમાં યથાવિધિ સ્નાનાદિ કરવાથી શુભાશુભ ઘણાં પાપો નષ્ટ થાયછે. પાંચમને દિવસે એકભુક્ત કરી ષષ્ઠીને દિવસે પ્રાતઃકાળમાં દંતધાવન કરી સંકલ્પ કરવો કે હે સૂર્યદેવ! આજ આહારનો ત્યાગ કરી તમારૂ પર્વ હોવાથી ઉપવાસપૂર્વક પૂજનવગેરે કર્મ કરીશ તેથી મારૂ કાર્ય પૂર્ણ કરજો તે પછી નદીમા અથવા તીર્થમા દેવદાર, વાળો, કેસર, એળચી, મનશીલ, પદ્મક, પત્રક અને મધુ યષ્ટિ એઓના ચૂર્ણને ગાયના ઘીમાથે મિશ્રિત કરી દૂધમા ચોળી નાખેલા તે કલ્કથી શરીરમા લેપન કરી શુદ્ધ જળથી સ્નાન કરવુ. પચગવ્યથી પણ સ્નાન કરવું અને પચપલ્લવોથી સમંત્રક માર્જન કરવુ. તે પછી મૃત્તિકાથી સ્નાન કરવું, વરૂણનું પૂજન કરવુ અને ઘેર આવી ગોમયથી લિપ્ત પૃથ્વીઉપર કુકુમથી સર્વતોભદ્રમંડલ આળેખવુ તેના મધ્યમા કર્ણિકાસહિત અષ્ટદલ કમલ આળેખવું. પૂર્વ પત્રથી આરભી અનુક્રમે સૂર્ય, તપન, સુવર્ણરેતસ્, રવિ, આદિત્ય દિવાકર, પ્રભાકર અને તીવ્રરશ્મિધર એઓનુ સ્થાપન કરવુ તથા મધ્ય કર્ણિકામા અરૂણનું સ્થાપન કરવુ. તે ઉપર સાત ઘોડાઓવાળા અને અનૂરૂ સારથિવાળા સુવર્ણમય રથનુ તથા તેમા સુવર્ણમૂર્તિમય સૂર્યનુ સ્થાપન કરી, રક્તચદનવગેરે ઉપચારોથી તેનુ પૂજન કરવુ, તથા દીપ્તા, સૂક્ષ્મા, ભદ્રા, મિત્રિની, વિમલા, અનઘા, અમોઘા, વૈદ્યુતા અને સર્વતોમુખી એ નામવાળી સૂર્યની નવ શક્તિઓનુ પૂજન કરવું પછી શિખામા ભાસ્કરનુ, લલાટમા સૂર્યનુ, નેત્રમા ભાનુનું, મુખમાં રવિનું, કંઠમા ભાનુમાન્નું, બે હાથમા પદ્મ હસ્તનુ, સ્તનમા તિમિરક્ષયકૃત્નું, નાભિમા જાતવેદમૂર્ત્તનું, કટિમા દ્વાદશાત્મનું, ગુહ્યમા ઉગ્રરૂપનું, બે જંઘાઓમાં તેજોરૂપનું અને બે પગમાં સર્વ રૂપનુ ન્યાસદ્વારા સ્થાપન કરવું અને પછી કણેરનાં તથા આકડાનાં પુષ્પોને રક્તચદનથી મિશ્રિત કરી પૂજન કરવુ. પગ, જંઘા,

જાનુ, ઊરૂ, કટિ, નાભિ, વક્ષ સ્થલ અને મસ્તકએ અંગોનું પણ પૂજન કરવું પછી ગોઠણીયાભર થઈ અર્ઘપાત્રથી પૂજન કરી દિક્‌પાતોનુ પૂજન કરવુ અને સ્તુતિ કરવી. મૂર્તિમંથ નથી વામ ભાગમાં શય્યાનુ સ્થાપન કરવુ, તે પાસે રૂપામાથી બનાવેલા ખડ્‌ગહસ્ત પુરૂષનુ વસ્ત્રથી વીટેલા લવણઉપર સ્થાપન કરવુ ૭ ધાન્યોનુ, તથા ૭ રસોનુ સ્થાપન કરવુ ખડ્‌ગહસ્ત-પુરૂષમા સૂર્યનુ ધ્યાન કરી પૂજન કરવુ. રાત્રિનુ જાગરણ કરવુ સૂર્યોદય-પછી અષ્ટોત્તર શત ઘૃત, તિલ, સમિધ્ અને ચરૂથી હોમ કરવો કપિલા ગાયનુ વસ્ત્રસહિત દાન દેવુ, આચાર્યને સર્વ ઉપસ્કર દેવો "બ્રહ્માએ અગ્નિના કુંડમાથી ઉત્પન્ન કરેલા અને સર્વ દેવોએ વંદન કરેલા હે કપિલા! મારૂં સંસારમાથી તારણ કરજો' એવી કપિલા ગાયની પ્રાર્થના કરવી તથા બ્રહ્મભોજન કરાવી પારણા કરવી ઉપોષણ, જાગરણ તથા હોમાદિ વિસ્તારવગર સ્નાન તથા સ્વસ્થ સૂર્યપૂજન અને કપિલાગાયનું દાન કરવાથી પણ આ પર્વનુ વ્રત થઈ શકે છે આ કથા સ્કંદપુરાણમા કહેલી છે.

---

## પિઠોરીદર્શ.

પ્રદોષવ્યાપિની ભાદરવા વદિ અમાવાસ્યાને દિવસે પિઠોરી વ્રત થાયછે પ્રાત કાલમા નિત્ય કૃત્ય કરી લઈ 'મારા આ જન્મમા તથા પર જન્મોમા પુત્ર પૌત્રાદિ શુભ ફલોની પ્રાપ્તિમાટે પિઠોરી વ્રત કરીશ' એવો સંકલ્પ કરી દિવસનો ઉપવાસ કરી, સંધ્યાકાળે સ્નાન કરી આદિ શક્તિ દેવીનુ ષોડશોપચારથી પૂજન કરી બ્રાહ્મણોને તથા સુવાસિની સ્ત્રીને જમાડી પોતે જમવુ. આ વિષયની કથા આપ્રમાણે છે કે ઇંદ્રાણીએ એક સમયે પાર્વતીજીને પૂછ્યુ કે હે પાર્વતિ! જે સ્ત્રીને પુત્ર આવીને મરી જતા હોય તેણીના પુત્રો જીવતા રહે એવુ વ્રત કહો પાર્વતીએ કહ્યુ કે પૂર્વે એક શ્રીધર નામનો બ્રાહ્મણ હતો, તેના આઠ પુત્રોમા મ્હોટો શંકર નામનો પુત્ર હતો. તેની વિદેહા નામની સ્ત્રી હતી તેણીના જેજે પુત્રો જન્મ્યા તેતે મૃત્યુ પામતા ગયા એક દિવસે શ્રીધરના પિતાનુ શ્રાદ્ધ હતુ તે દિવસે વિદેહાને પ્રસવ થયો અને પુત્ર આવીને મૃત્યુને શરણ થયો ત્યારે શ્રાદ્ધ-ક્રિયામા વિઘ્ન પડવાથી તથા મૃતાપત્યતાથી કંટાળી ગયેલી તેણીની સાસુ સુમિત્રાએ તે વિદેહાને કહાડી મૂકી વિદેહા દુઃખયુક્ત થઈ, વનમા ગઈ ત્યા તેણે એક દેવીનો મઠ જોયો અને તેની પાસે પ્રબલા

નહી હતી તેને દેખી જરા શાંત થઇ તે મઠમા વિશ્રામમાટે ગઇ. ત્યા મઠમા રહેનારી દેવીની પૂજા કરનારી સ્ત્રીએ આ સુંદરીને દેખી કહ્યું કે અરે! તુ અહી કેમ આવી? અહીતો ચોર, યક્ષો તથા અનેક વૈતાલો આવશે તે તુને મારી ખાઇ જશે વિદેહાએ કહ્યું કે હું તો તમારા શરણમા છુ, મારૂ રક્ષણ કરો, હુ દુઃખથી પીડાયેલી છુ મઠવાળી સ્ત્રીએ દયાથી તેને કહ્યું કે અહી રાત્રિએ ચોસઠ જોગણીઓ મઠદેવીના પૂજનમાટે આવશે તેઓની પાસે પ્રાર્થના કરજે તેથી તારૂ દુઃખ મટી જશે તેઓ આવતા સુધી તુ આ ભિન્ન વૃક્ષમા છુપરીને બેસી રહે તેના વચન પ્રમાણે તે છુપ રહી મધ્યરાત્રિએ ચોસઠ જોગણીઓ આવી અને તેઓએ ભાદ્રપદ માસની અમાવાસ્યા હોવાથી મઠદેવીનુ પૂજન કર્યું અને અતિથિના પૂજનમાટે તપાસ કરતા તુરત વિટપોમાથી બહાર નીકળીને હાથ જોડી મૃતબાળકને પાસે મૂકી વિદેહા ઉભી રહી અને પોતાના કષ્ટની વાત કરી ચોસઠ જોગણીઓએ દયા લાવી પિઠોરી અમાવાસ્યાના અજ્ઞાનથી પણ થયેલા ઉપવાસાદિ વ્રતને માની લઇ તે વ્રતનો ઉપદેશ કરી તેના સર્વ મરેલા પુત્રોના જીવતા થવાનુ વરદાન આપી તેઓ અંતર્હિત થઈ જીવતા આઠ પુત્રોને સાથે લઇ વિદેહા પોતાને ઘેર આવી અને સર્વે તેની પાસેથી વ્રતનો પ્રભાવ સાભળી આનંદવાળા થયા ઘેર આવ્યા પછી તેણે પિઠોરી દર્શમા ચોસઠ જોગણીઓનુ પૂજન કર્યું ચોસઠ જોગણીઓના નામો આ પ્રમાણે છે દિવ્ય યોગિની, મહા યોગિની, સિદ્ધ યોગિની, ગણેશ્વરી પ્રેતાક્ષી, ડાકિની, કાલી કાળરાત્રિ, નિશાચરી ઝંકરી, રૌદ્રવેતાલી, ભૂતલી, ભૂતડંબરી, ઊર્ધ્વકેશી, વિરૂપાક્ષી શુષ્કાંગી, નરભોજની બહારી વીરભદ્રા, ધૂમ્રાક્ષી, કલહપ્રિયા રાક્ષસી ઘોર રક્તાક્ષી, વિશ્વરૂપા, ભયંકરી, ચંડિકા, વીરકૌમારી વારાહી, મુંડધારિણી આસુરી રૌદ્રઝંકરી, ભ્રામિણી, ત્રિપુરાંતકા, ભૈરવી, ધ્વંસિની, ક્રોધિની, દુર્મુખી, પ્રેતવાહિની, ખટ્વાંગી, દીર્ઘલંબોષ્ઠી, માલિની, મંત્રયોગિની, કાલાગ્નિગ્રહિણી, ચક્રિણી, કંકાલી, ભુવનેશ્વરી કટકી, કીટિની ગેહી, યમદૂતી, કરાલિની ઘોરાક્ષી, મર્મુકી, કાકદૃષ્ટિ, અધોમુખી, મુંડાગ્રધારિણી, વ્યાઘ્રી, ડિંડિમી, પ્રેતબાણિની, કાલરૂપા, કામાખ્યા, ઉગ્રાણી યોગપીઠિકા, મહાલક્ષ્મી અને મહાલક્ષ્મીના રૂપાંતર ભૂત એકવીશ કાળરાત્રિ તથા પીઠિકા છે એ ચોસઠ જોગણીઓને નમસ્કાર કરતા પાર્વતી ઇંદ્રાણીને કહેછે એ પ્રમાણે પિઠોરી દર્શનુ વ્રત કહ્યું તેની સેવા જે સ્ત્રીઓ કરેછે તેઓ કૃતાર્થ થાયછે આ કથા ભવિષ્યપુરાણમા કહેલી છે કેટલાએક અષાડ વદ અમાવાસ્યાને દિવસ પિઠોરીદર્શનુ વ્રત કહે છે અને તેથી એવી પણ કલ્પના કરવામા આવેછે કે દીવાસાનુ મૂળ આ વ્રત છે



# આશ્વિન માસ.

## નવરાત્ર.



**આશ્વિન** માસમાં શુક્લપક્ષની એકમથી આરભી નવમીપર્યંત નવરાત્ર કહેવાયછે. તેનો આરંભ અમાવાસ્યાથી યુક્ત એકમમાં થઈ શકતો નથી. પોતાની કુલપરપરા-પ્રમાણે બ્રાહ્મણવગેરે વર્ણોએ ઘટસ્થાપન, યવાંકુરા-રોપણ, ઉપવાસાદિ નિયમ, અખડ દીપદાન, તથા ચંડીપાઠવગેરે કૃત્યો તેમાં કરવાનાં છે. ઘટસ્થાપન તથા યવાંકુરારોપણ એટલે જવારા વાવવાનું કૃત્ય મુખ્યત્વે દેવીનાં મંદિરોમાં થાયછે. મહાદેવનાં મદિરોમાં પણ થાયછે. એકમને દિવસે સવારના નિત્યકર્મ કરી દશ ઘડીની અંદર અથવા મધ્યાન્હે અભિજિત્ મુહૂર્તમાં ઘટસ્થાપન કરી પૂજા કરવી. આમાં દેવીનું શાસ્ત્રોક્તપૂજન કરવું એ મુખ્ય કર્ત્તવ્ય છે તથા ઉપવાસાદિ નિયમો તેના અંગભૂત છે. કુલપરંપરાને અનુસરી ઉપવાસ, ફલાહાર કે એકભુક્ત કરવામાં આવેછે કેટલાએક ત્રીજથી નવમીસુધી અથવા પાંચમ-થી નવમીસુધી અથવા સાતમથી નવમીસુધી અથવા આઠમી અને નવમી અથવા માત્ર નવમીને દિવસેજ ઉપવાસાદિ નિયમો તથા પૂજનપાઠવગેરે કરેછે તે પણ સપ્રમાણ છે. નવરાત્રમાં તિથિનો ક્ષય થતો હોય તો એકજ

દિવસે બે વખતે પૂજા કરી નવમી સુધીમા નવ પૂજા પૂરી કરવી અને તિથિ વધતી હોય તો તેની અડચણ ગણાતી નથી

અધિક શક્તિવાળા લોકો પણ નવરાત્રમા, ચાલતા રીવાજથી અધિક પૂજનવગેરે કરતા નથી કારણ કે પાઠથી ન્યૂનતા થાય તો દોષ લાગેછે ઘરમાં અથવા જ્યા દેવીની મૂર્ત્તિ હોય ત્યા મંડપાદિક કરીને પૂજા કરવી, નૈવેદ્ય ધરવું તથા બળિદાન દેવુ આ દિવસોમા માર્કંડેય પુરાણોક્ત સપ્તશતી અથવા ચંડીપાઠનું માહાત્મ્ય ઘણું ગણાયછે એમા ચંડીપાઠ બ્રાહ્મણના હાથથીજ લખાયેલ હોવો જોઇએ તથા પાઠ કરતા વચમા બોલવું નહિ વગેરે કેટલાએક નિયમો પાળવાનુ જણાવેલ છે. બૌધાયનમુનિના વચનપ્રમાણે આ દિવસોમા વૈદિક બ્રાહ્મણો ચારે વેદના પારાયણ કરેછે આમાં હમેશ કુમારિકાપૂજન પણ કરવાનો વિધિ છે, વળી નવે દિવસોસુધી કુમારિકાઓ મધ્યાસમયે દીવા મૂકેલી ગરબીઓ મસ્તકપર ધારણ કરી ગૃહસ્થોને ઘેર દેવીનાં ગીતો ગાવાને જાયછે, છેલ્લે દિનસે તેઓને અમુક દ્રવ્ય તથા વસ્ત્ર વગેરે અપાય છે એ આચારપ્રાપ્ત જણાયછે

શરદ્ઋતુમાના આ નવરાત્ર અધિકમાસમા નથી થતા પણ શુદ્ધમાસમાંજ થાયછે. સૂતક પડે તો ઘટસ્થાપનવગેરે બ્રાહ્મણદ્વારા કરાવવુ તથા ઉપવાસવગેરે શારીરિક નિયમો પોતેજ કરવા.

નવરાત્રમા જે દિવસે મૂળનક્ષત્ર આવે તે દિવસે સરસ્વતી દેવીનું પુસ્તકોમાં આવાહન કરવું, પૂર્વાષાઢામા તેનુ વિશેષ પૂજન કરવું, ઉત્તરાષાઢામાં બળિદાન દેવુ અને શ્રવણનક્ષત્રમાં વિસર્જન કરવું એ સરસ્વતીપૂજનના દિવસો કહેવાયછે. તેઓમા વિદ્યાર્થીઓ નવીન અભ્યાસ કરતા નથી અને સઘળા બ્રાહ્મણો ઘણી ધામધૂમથી સરસ્વતીની પૂજા કરેછે. 'આશ્વિનશુદિ આઠમી એ મહાષ્ટમી કહેવાય' તે દિવસે મંગળવાર આવે તો તે ઉત્તમ યોગ ગણાયછે કેટલાએક નદીઓને આધારે અષ્ટમીને દિવસે હોમ થાયછે તેથી તે હવનની આઠમ પણ કહેવાયછે. પણ નવરાત્રિસંબંધી હોમ મહાનવમીને દિવસે કરવો એ વિશેષ યોગ્ય છે

નવરાત્રમાં એકમથી આઠમસુધી રાજાએ છત્ર, ચામરવગેરે રાજચિન્હોને તથા હાથી ઘોડાવગેરે વાહનોને, શસ્ત્રોને: અને વાદિત્રોને પૂજવાં તથા તેઓનું નીરાજન કરવું. ગૃહસ્થોને પણ પોતાના ઘોડાઓવગેરેનુ નીરાજન કરવું હાલમા તો ઘણું કરીને વિજયાદશમીને દિવસેજ નીરાજનવગેરે

થાયછે.

નવરાત્રિનાં પારણા તથા વિસર્જન પરંપરાને અનુસરીને કેટલાએક નવમીને દિવસે તથા કેટલાએક દશમીને દિવસે પણ કરેછે. આ પ્રમાણે ચૈત્રમાસમાં પણ સુદિ એકમથી નવરાત્રનો ઉત્સવ કરવો એમ ધર્મશાસ્ત્રોમાં છે. આષાઢમાસમાં તથા માઘમાસમાં પણ તે પ્રમાણે નવરાત્રનો ઉત્સવ કરવો એવી પરંપરા છે. પણ પ્રસિદ્ધ નવરાત્ર તો કેવળ આશ્વિન માસનાં જ છે. આ દિવસોમાં જો કે બીજા દેશોમાં પણ પાઠપૂજાવગેરે ઉત્સવો થાયછે તોપણ જામનગરમાં પાઠપૂજા અને રાત્રિએ ગરબીની ધામધૂમ બહુ વિશેષ થાયછે. મોહોટા મંડપોમાં અરીસાઓ તથા ચંદ્રવાઓ બાંધી હાંડી તથા ગલાસ ઝુમ્મરવગેરેની રોશની કરી વચમાં દેવીની મૂર્તિવાળી લાકડાંની ગરબી એક મોહોટા પાટઉપર અથવા ચણેલા ચત્વરઉપર મૂકી ઘણા પુરૂષો કેસરીચંદન તથા પુષ્પોની માળા ધરી દેવીની સ્તુતિને સૂચવનારા છંદો મોહોટા અવાજથી નગારાંના તથા હાથના તાલસહિત ગાતાગાતા પ્રદક્ષિણા કરેછે અને તે ગરબીને જોવામાટે અસંખ્ય મનુષ્યો ભેળાં થાયછે અને આઠમને દિવસે દેવીનાં સઘળાં મંદિરોમાં દર્શનની મોહોટી ભીડ જામેછે.

---

# ઉપાંગલલિતાવ્રત.

આશ્વિનમાસના શુક્લપક્ષની મધ્યાહ્નકાલવ્યાપિની પંચમીમાં દાક્ષિણાત્ય લોકોના શિષ્ટાચારપ્રમાણે ઉપાંગલલિતા વ્રત કરવામાં આવેછે. ભૂરિજન્મા નામના પંડિત કહેછે કે દેવીનાં સર્વ વ્રતો મધ્યરાત્રિવ્યાપિની તિથિમાં કરવાં જોઇએ, પણ તે પંડિતનું કહેવું તેવી રીતના શાસ્ત્રીય વચનના અભાવથી પ્રમાણ ગણાતું નથી. તે દિવસે ચાલીશ અથવા સાઠ કોગળાઓથી મુખશુદ્ધિ કર્યાપછી દંતધાવન કરી નદીએ જઇ દશવિધ સ્નાન કરવું અને પછી શ્વેતવસ્ત્રો પહેરી ઘેર આવી અનેક રંગોથી સર્વતોભદ્રમંડલ આળેખી મધ્યમાં વસ્ત્રવેષ્ટિત કલશનું સ્થાપન કરવું. તેમાં પંચરત્નો તથા ગંધપુષ્પાક્ષત નાખી જવભરેલું તામ્રનું અથવા વાંશનું પૂર્ણપાત્ર તેઉપર મૂકવું. તેનીઉપર વસ્ત્રનું આચ્છાદાન કરી તેમાં અષ્ટદલ કરવું અને તેમાં ઉપાંગલલિતાદેવીની સુવર્ણમય મૂર્તિનું સ્થાપન કરી આચમન પ્રાણાયામપૂર્વક માસપક્ષાદિનો ઉચ્ચાર કરી પુત્ર, ધન, વિદ્યા,

આરોગ્ય, સુખ, પૃથ્વીમા વિજય અને દીર્ઘ આયુષ એઓની પ્રાપ્તિમાટે તથા સ્ત્રી હોય તો તેણે અવૈધવ્યની પ્રાપ્તિમાટે આ વ્રત કરીશ તથા તેના અગરૂપે ગણપતિપૂજનાદિ કર્મો કરીશ એવો સકલ્પ કરી તે પછી નીલ રેશમી વસ્ત્રોવાળા, સુવર્ણસમાન કાંતિવાળા, કમનડપર બિરાજેના અને ભક્તોના મનોરથોને પૂર્ણ કરનારા લલિતાદેવીનુ ધ્યાન કરીને તેનુ પૂજન કરવુ. પછી શ્રીસૂક્તના મત્રોથી ષોડશોપચારો કરવા, અગપૂજન કરવુ અને " જેમ દૂર્વા પોતાની શાખાઓથી વૃદ્ધિ પામેછે તેમ મારા વશની અને સુખની વૃદ્ધિ કર તે " એવી પ્રાર્થના કરી દૂર્વાંકુરો ચ ાવવા, વીશવટકયુક્ત વાયનનુ દાન કરવુ, ઘૃતપક્વ અન્ન તથા ફળોનું નૈવેદ્ય ધરાવવુ, કથાનું શ્રવણ કરવુ, નૈવેદ્યના પદાર્થોમાથી અવશિષ્ટ ભાગનુ બાંધવોસાથે પ્રાશન કરવુ અને રાત્રિનુ જાગરણ કરવુ તેમા ગીત, નૃત્ય તથા વાદિત્રોના શબ્દોથી ઉત્સવ કરવો

પૂર્વે કૈલાસના શિખ ઉપર બિરાજતા છ મુખવાળા કાર્તિકેયસ્વામીને ઋષિઓએ પૂછ્યુ કે, ભગવન્! કોઈ દેવીનુ વ્રત કહો કે જે મનોભીષ્ટ ફળને આપનારૂ હોય કાર્તિકેયસ્વામીએ કહ્યુ કે, પૂર્વે ભગુક્ષેત્રમા પરશુરામ પત્ર અને ધનવાન ગૌતમનામે એક બ્રાહ્મણ હતો તેને વૃદ્ધાવસ્થામા શ્રીપતિ તથા ગોપતિ એ નામના બે પુત્રો થયા પુત્રોના જન્મપછી ગૌતમ બ્રાહ્મણ તરત જ પરલોકમા ગયો તેથી તેની પતિવ્રતા પત્નીએ પણ અગ્નિમા પ્રવેશ કર્યો. માબાપવગરના તે બાળકોને તેઓના કાકાએ પોતાના ઘરમા રાખ્યા પણ તેની સાથે તેઓની બધી મિલકત પોતાને કબજે કરી લીધી જનોઇ લીધાપછી સગાવહાલાના કહેવાથી તે બે ભાઇઓએ પોતાની મિલકત માગી ત્યારે કાકાએ કહ્યુ કે મારી પાસે કશુ છે નહિ અને તમો મારા ઘરમાથી ભાગી જાઓ આથી મુઝાએલા તે બન્ને ભાઇઓ ઘર છોડી કોઇને પણ નહિ કહેતા ઉત્તર દિશામા ચાલી નિકળ્યા ભિક્ષાવૃત્તિથી વર્તન ચલાવતા તેઓ ફરતા ફરતા વિશાલાનગરી-પાસે પહોચ્યા ત્યા પવિત્રી નગરીની નજીકમા એક સુદર સરોવર જોઇ તેને તીરે બેસી પરિશ્રમથી મુક્ત થયા અને પછી ક્ષુધાને લીધે એ બન્ને વિપ્રકુમારો કોઇ વિવેકનામના બ્રાહ્મણને ઘેર ગયા, ત્યા તે બ્રાહ્મણ વૈશ્વદેવ કર્મને અતે અતિથિની રાહ જોતો હતો તેથી તેઓની પૂજા કરી તેઓને ઉત્તમ અન્નનુ ભોજન કરાવ્યુ અને પછી તેઓના આગમનવગે

રેનું કારણ પૂછયું. તેઓએ સર્વ વાર્તા કહી. વિવેક વિપ્રે તેઓને માબાપ-વગરના અનાથ અને યોગ્ય જાણી પોતાને ઘેર તેઓને રહેવાની ગોઠવણ કરી આપી અને બીજા શિષ્યોસાથે વેદશાસ્ત્રોનું અધ્યયન કરાવવા માંડયું. તે બન્ને ભાઇઓએ પણ ગુરૂસેવા કરવા માંડી. કેટલેક સમયે શરદૃઋતુમાં આશ્વિનમાસ આવ્યો ત્યારે ગુરૂએ ઉપાંગલલિતાવ્રત કરવા માંડયું તે જોઇ શ્રીપતિએ પૂછતાં વિવેક વિપ્રે આ વ્રતનો મહિમા કહ્યો એટલે તેઓએ પણ તે વ્રત શ્રદ્ધાથી કર્યું તેથી તેઓ ઘણા વિદ્વાન થયા. વિવેક બ્રાહ્મણે સંબંધીઓસાથે વિચાર કરી મોટા ભાઇ શ્રીપતિને પોતાની ગુણવતી નામની કન્યા પરણાવી ઘણું ધન આપ્યું. થોડા દિવસપછી વિવેક વિપ્રની રજા લઇ તે બન્ને ભાઇઓ પોતાના ઘરતરફ રવાના થયા ત્યારે વિવેક વિપ્ર પોતે પણ તેઓને તેમનાં ઘરસૂધી પહોંચાડવા સાથે ચાલ્યો. માર્ગમાં તે બન્ને ભાઇઓનો કાકો કે જે સંબંધી લોકોના ધિક્કારથી તથા ભત્રીજાઓના ભાગી જવાથી પશ્ચાત્તાપ પામેલો હતો તે શોધ કરવામાટે ચોમેર ફરતાં ફરતાં તેઓને મળ્યો. ભત્રીજાઓને ઘણે કાળે દેખી પૂર્વના સ્નેહથી તેનાં નેત્રોમાં અશ્રુઓ આવ્યાં અને તે રોઇ પડયો તથા તેઓને પ્રેમથી વળગી પડયો. પરસ્પરમાં વાર્તાલાપ કરી, પુત્રોના મસ્તકનું આઘ્રાણ કરી, પુત્રોના તથા પુત્રવધૂના દંડવત્નમસ્કારોથી ગદ્ગદકંઠ થઇ સંતુષ્ટ થયો. તે સર્વે પોતાના ભગુક્ષેત્ર દેશમાં આવ્યા અને સર્વ જ્ઞાતિઓને મલી કાકાએ આપેલા પોતાના ધનને મેળવી પોતાના ઘરમાં સુખથી રહ્યા. પછી પોતાના શ્વશુર વિવેકવિપ્રને કેટલાએક દિવસ પછી રજા આપી તેથી તે પોતાને ઘેર ગયો. શ્રીપતિએ ગોપતિનો વિવાહ કર્યો. લોભી હોવાથી ગોપતિ સ્ત્રીની શીખવણીએ ચડી મોટાભાઇથી જૂદો થયો અને ધનથી મત્ત થઇ ઉપાંગલલિતાના વ્રતને ભૂલી ગયો. પરિણામમાં થોડા જ સમય પછી તે નિર્ધન થઇ ગયો ત્યારે તેની સ્ત્રીએ કહ્યું કે તમારા ભાઇને ત્યાં હમેશાં ઘણા બ્રાહ્મણો જમેછે તે માટે આપણે પણ ત્યાં જમતાં જઇએ. અવશ્ય ગોપતિએ તે પ્રમાણે કરવા માંડયું. એક દિવસે ગોપતિ ત્યાં જમવા ગયો ત્યાં આસન મળ્યું નહિ ત્યારે રસોડામાં પેશી જઇ જમવા બેઠો. શ્રીપતિની સ્ત્રીએ રસોડામાં બેઠેલા દીયરને ઉઠાડી મૂકયો ત્યારે તે બન્ને જમ્યાવગર જ જાહેર અપમાનથી કચવાઈ જઇ ચાલી નિકલ્યાં. ઘેર આવી ગોપતિ સ્ત્રીની પાસે કહેવા લાગ્યો કે, અમો બન્ને ભાઇઓ જૂદા થયા ત્યારે સરખું ધન

વેહેચી લીધું હતુ છતા હું ગરીબ સ્થિતિમા આવી પડ્યો અને શ્રીપતિની સ્થિતિ ઉચી થઇ ગઇ તેનુ કારણ મારા ધારવાપ્રમાણે મે ઉપાગલલિતાદેવીના વ્રતનો ત્યાગ કર્યો તથા તેણે તે ચાલુ રાખ્યું તે જ છે. ગોપતિ એ પ્રમાણે ખેદ કરી ઘરને છોડી તે ઉપાગલલિતાદેવીના દર્શન થાય તો જ જીવવું એવી પ્રતિજ્ઞા કરી ચાલી નીકળ્યો. શ્રીપતિએ ગોપતિને ન દેખવાથી તપાસ કરતા બનેલા વૃત્તાતને જાણી ઘણો પશ્ચાત્તાપ કર્યો. ગોપતિ નદીઓને, વિષમ પ્રદેશોને અને વનોને ઉલ્લઘી દેવીના દર્શનમાટે લોકોને પૂછતો પૂછતો ચાલવા લાગ્યો. એમ કરતા કરતા પાચમે દિવસે ક્ષુધાપિપાસાથી પીડાયેલો તે ગોપતિ, દેવીના દર્શન ન થવાથી મૂર્છા ખાઇ પૃથ્વીપર પડી ગયો. પોતાના દર્શનમાટે દેહાત દશામા આવી પડેલા બ્રાહ્મણને જોઇ ભક્તવત્સલા ભવાનીદેવીએ અપરાધવાલા પણ તે વિપ્રઉપર અનુગ્રહ કર્યો. એટલે મૂર્છા ઉતર્યાપછી તે બ્રાહ્મણે દશે દિશાઓમા જોતા દૂર પ્રદેશમા ગાયને ચારતા એક ગોપને જોઈ તેની પાસે જઇ પૂછ્યુ કે, આ કયો દેશ છે, કયા ગામની સીમા છે અને કોણ રાજા છે ? ગોપે કહ્યુ કે આ ઉપાંગ નામનુ નગર છે તેમા ઉપાગનામનો રાજા છે તથા ગામમા ઉપાગલલિતા દેવીનુ મદિર છે એ પ્રમાણે શ્રવણ કરી નગરમા દેવીના મદિરમા જઇ દેવીની સ્તુતિ કરી સાયસધ્યા કરી ભોજન કર્યા પછી તેણે રાત્રિનુ શયન કર્યું સ્વપ્નામા દેવીએ આવી કહ્યુ કે, વિપ્ર ! તારી એકાગ્રવૃત્તિથી હુ પ્રસન્ન થઇછુ. હવે તુ ઉપાગરાજાપાસે જઇ મારા પૂજનના કરડીયાનુ ઢાકણુ માગજે તે તને મળશે એટલે હમેશા તેના પૂજનથી તને મોહોટી સપત્તિ મળશે પ્રાતકાલે ગોપતિ બ્રાહ્મણ દેવીના કહેવાપ્રમાણે રાજાપાસે ગયો રાજાએ સત્કાર કરી આવવાનુ કારણ પૂછતા તેણે કરડીયાનુ ઢાકણુ માગ્યુ એટલે તે તેને મળ્યુ રાજાએ આપેલા તે ઢાકણાને લઇ તે દેવીના મદિરમા આવ્યો અને દેવીને પ્રણામ કરી ગામબહાર નીકળ્યો ત્યા સમીપમા જ પોતાનુ ગામ જોઈ ઘેર પહોચી ગયો. પછી તેણે મોહોટી સપત્તિ મેળવી બ્રહ્મભોજનરૂપ યજ્ઞનો આરભ કર્યો તેને એક લલિતાનામની કન્યા હતી તે હમેશા તે પૂજ્ય ઢાકણાને લઇ રમવા જવા લાગી પણ અત્યત પ્રેમપાત્ર હોવાથી માબાપે તેનુ નિવારણ ન કર્યું એક સમયે તે કન્યા સખીઓસાથે ગગામા સ્નાન કરતી હતી ત્યા જલમા તણાતા જતા શબને દેખી કરડીયાના ઢાકણાથી જલ ભરી તે ઉપર છાટવા લાગી તેથી

સર્પદંશથી મરણ પામી શબ થયેલો તે પુરૂષ દેવીના પ્રભાવથી જીવતો થયો. અત્યંત તેજસ્વી તે પુરૂષને દેખી લલિતાએ “ આ મારો પતિ થાય તો સારૂં ” એવો વિચાર કર્યો અને તેથી તેને બોલાવી પોતાના પિતાને ઘેર તેડી જતાં માર્ગમાં તેના કુળનો તથા શીલનો પ્રશ્ન કર્યો ત્યારે તેણે સઘળી હકીકતની સાથે પોતાનું ગુણરાશિ એવું નામ કહ્યું. લલિતાએ કહ્યું કે તમે મારા પિતાને ઘેર ભોજન કરવા આવો અને અન્નનું પરિવેષણ થયા પછી અપોશાન કરી મારા પિતાપાસે ભાર્યામાટે મારી માગણી કરજો એટલે તે મારી અનુમતિથી તમને મારૂં અર્પણ કરશે. ગુણરાશિએ તેમજ કર્યું અને તેથી ગોપતિએ તે ગુણરાશિબ્રાહ્મણની સાથે લલિતાનાં લગ્ન કર્યાં અને પોતાની નજીકમાં જ તેઓને રાખ્યાં. લલિતા તે કરંડીયાનું ઢાંકણું પોતાને ઘેર લાવી, તેથી ગોપતિના ઘરમાં ધનનો ક્ષય થવા લાગ્યો અને ગુણરાશિ ધનાઢ્ય થયો. માતાએ તે ઢાંકણાની ઘણી પ્રાર્થના કરી પણ લલિતાએ આપ્યું નહિ ત્યારે લલિતાની માતાએ ધનલોભથી ક્રોધાંધ થઇ વનમાં સમિધ લેવામાટે ગયેલા જમાઇને મરાવી નાખ્યો. સ્ત્રીએ દેવીના પ્રભાવથી પતિને પૂર્વની પેઠે જીવતો કર્યો. પોતાની ક્રિયા નિષ્ફળ થયેલી જોઇ લલિતાની માતા પૃથ્વીઉપર પડી ગઇ તથા પશ્ચાત્તાપ કરી તેણીએ પોતાના પાપને જાહેર કર્યું. જમાઇએ તે પાપનું પ્રાયશ્ચિત્ત કરાવ્યું. ગોપતિએ જ્યેષ્ઠ બંધુને પૂછ્યું કે તમારી પાસેથી લક્ષ્મી જતી નથી તેનું કારણ શું ? તેણે કહ્યું કે ઉપાંગલલિતા દેવીનું વ્રત કે જે આપણને ગુરૂએ કહેલું છે તેના આચરણથી લક્ષ્મી જતી નથી. જ્યેષ્ઠ બંધુના ઉપદેશથી ગોપતિએ પણ તે વ્રતનો આરંભ કર્યો અને તેથી તે અવિચલ લક્ષ્મીવાળો થયો. કાર્તિકેયસ્વામીએ ઋષિઓને કહ્યું કે, આ વ્રતનો એવો મહિમા છે. આ વ્રતના ઉદ્યાપનમાં વીશ બ્રાહ્મણોનું તથા આચાર્યનું વરણ કરી ઉપર કહ્યા પ્રમાણે પૂજનાદિ કરી શેલડીના ખડોથી, તિલોથી અથવા દૂધપાકથી અષ્ટોત્તર શત આહુતિઓ દઇ બલિદાન દેવું તથા વાયનોનું દાન કરવું તેઓમાં ઘીથી પકાવેલાં વીશ વટક દેવાં. છેવટ સર્વ ઉપસ્કર આચાર્યને દઇ બ્રહ્મભોજનાદિ કરવું અને પોતાના ઇષ્ટ બંધુઓસાથે પોતે ભોજન કરવું. આ કથા સ્કંદપુરાણમાં છે.

---

# મહાનવમી દેવીવ્રત.

આશ્વિન સુદિ નવમીને દિવસે મહાનવમી દેવીવ્રત કરવાનું છે. તે દિવસે ઈશાન દિશામાં સુંદર મંડપ કરી તેમાં ભદ્રકાલી દેવીનું સ્થાપન કરવું અઢાર ભુજાવાળી દેવીની મૂર્ત્તિ યથાશક્તિ સુવર્ણમાંથી અથવા શક્તિ ન હોય તો છેવટ મૃત્તિકામાંથી કરી ચાર સિંહોથી જોડેલા રથમાં સ્થાપવી અઢાર હાથોમાં અનુક્રમથી અક્ષમાલા, ત્રિશૂલ, ખડ્ગ, ઢાલ, અંકુશ, બાણ, ધનુષ્ય, શંખ, કમલ, સ્રુક્, સ્રુવ, વેદી, કમંડલુ, દંડ, શક્તિ, પાશ અસિપાત્ર અને અભયમુદ્રા એઓનું સ્થાપન કરવું. દેવીની આગલ રત્નના પાત્રમાં બલિદાન દેવું. ઉપવાસ કરવો, પૂજન જાગરણ તથા વાદિત્રાદિ ઉત્સવ કરવો અને આયુધાદિનું પૂજન કરી પારણા કરવી. બ્રહ્મભોજન, દાન તથા ચંડીપાઠ કરવા. એથી સંપત્તિ થાયછે અને અપમૃત્યુનો નાશ થાયછે.

---

# નવરાત્ર વ્રત.

બ્રહ્માએ ઇંદ્રને કહ્યું કે હે ઇંદ્ર, બ્રાહ્મણોએ યજ્ઞાદિની, ક્ષત્રિયોએ પૃથ્વીવિજયની, વૈશ્યોએ ગોધનવિજયની અને શૂદ્રોએ પુત્રસુખાદિની પ્રાપ્તિમાટે નવરાત્રનું વ્રત જે આશ્વિન સુદિ પ્રતિપદથી નવમીપર્યંત થાયછે તે અવશ્ય કર્ત્તવ્ય છે. પૂર્વે શંકરે પણ આ વ્રત કરેલું છે. જ્યારે કન્યા સંક્રાંતિમાં સૂર્ય હોય ત્યારે આશ્વિનમાસના શુક્લપક્ષની પ્રતિપદથી આરંભી નવ દિનપર્યંત અયાચિત ભોજન, એક ભોજન, નક્તભોજન અથવા પયપાન કરી આ વ્રત થાયછે પ્રાતઃસ્નાન કરી કામક્રોધાદિનો ત્યાગ કરી સવાર, બપોર તથા સાંજના શિવપાર્વતીનું પૂજન કરવું, હમેશ એક કન્યાને જમાડવી. આઠમની રાત્રિમાં અથવા નોમની રાત્રિમાં એક કાષ્ટના પીઠઉપર સુવર્ણાદિની અથવા મૃત્તિકાની દેવીની ઢાલ તલવારવાળી મૂર્ત્તિ સ્થાપી તેની પૂજા કરી, દુર્ગાપાઠ કરી, મધ્યરાત્રિએ ઘૃતથી તથા દૂધપાકવગેરે મિષ્ટાન્નોથી બલિદાન દેવું, અને ત્યારપછી મીણમાંથી શત્રુની મૂર્ત્તિ બનાવી ખડ્ગથી તેનો વધ કરવો અને દેવીને પંચામૃતથી સ્નાન કરાવવું, ચોવટામાં બલિદાન દેવું અને કન્યાઓને જમાડવી આ વ્રતથી અશ્વમેધ યજ્ઞનું ફળ થાયછે. આ વ્રતમાં બલિપ્રદાનના પ્રસંગમાં કેટલાએક પાપી પાખંડીઓ

માસ મદિરાના ઉપયોગનુ કહેછે પણ તે સર્વથા ત્યાજ્ય છે કારણ કે જેજે કર્મો પોતાના કલ્યાણમાટે હોયછે તેતે કર્મોમા બીજા પ્રાણીઓની શાસ્ત્રોક્ત દાનમાનાદિ ક્રિયાઓજ થાયછે. તથા "अस्वर्ग्यं लोकविद्विष्ट धर्ममप्याचरेन्नतु" એ સ્મૃતિવચનથી જે ક્રિયા અધપરપરાથી ધર્મ છે એમ કૂટાતી હોય પણ તેથી વિચાર કરતા નરકપ્રાપ્તિ તથા નાભળવાથી પણ નાસ થતો હોય તેનો ત્યાગજ કરવો યોગ્ય છે

---

# મહાનવમી દુર્ગાવ્રત.

બ્રહ્માએ ઇંદ્રને કહ્યુ છે કે આશ્વિનમાસની શુદ્ધ નવમીને દિવસે દુર્ગાવ્રત કરવાનુ છે. તે દિવસે શક્તિપ્રમાણે નવ, આઠ વા સાત કુમારિકાઓને ભોજન કરાવી વસ્ત્રો દેવા. નવદુર્ગાના શસ્ત્રોનુ પૂજન કરવુ, કેમકે શસ્ત્રમા દેવીનો નિવાસ છે. તે દિવસે દેવીની મૂર્ત્તિને પચામૃત સ્નાન કરાવવાનો મહિમા શિવરહસ્યમા ઘણો કહેલો છે તેથી તે અવશ્ય કર્ત્તવ્ય છે. પચામૃતથી રાજ્ય, સુવર્ણજલથી વસુલોક અને રત્નોદકથી વિષ્ણુલોક મળે છે ઈત્યાદિ અનેક ઉત્તમ સ્નાનાભિષેકથી ઉત્તમ ફલો કહ્યા છે. ગગાજલવગેરે તીર્થોદકવડે દેવીના અભિષેકથી વાજપેય યજ્ઞનુ ફલ મળે છે. એપ્રમાણે ષોડશોપચાર પૂજા પછી કસ્તૂરીવગેરેના લેપનાદિ રાજોપચારો કરવા. પુષ્પોની માલાઓ આપવી તથા ધૃતના દીપો કરી ફલો, શ્રીખડ તથા મોદક વગેરે નૈવેદ્ય ધરાવવું. સુવર્ણનુ તિલક દેવું અને નીરાજન કરવું ત્યારપછી આવરણ પૂજન કરવુ અને છત્ર, ચામર, પાદુકા અને શય્યાનુ અર્પણ કરવુ તથા પાત્રો આપવા, ગોદાન કરવુ અને બ્રહ્મભોજન કરી વ્રતની સમાપ્તિ કરવી. એથી સર્વેઇસિદ્ધિ થાયછે

---

# વિજયાદશમી.

પ્રત્યેક વર્ષે આશ્વિન સુદિ દશમી એ વિજયાદશમી કહેવાયછે તે દિવસે શ્રવણનક્ષત્રનો યોગ હોય તો ઉત્તમ છે તે દિવસે અપરાહ્ણ સમયમાં ગામથી ઇશાન વિદિશામા જઈ પવિત્ર પૃથ્વીપર ગાયના છાણવડે લીપી તેપર ચદનવગેરેથી અષ્ટદલ કરી "કુટુબસહિત મારા કલ્યાણમાટે હું અપરા-

જિતાનુ પૂજન કરીશ ’ એવો સંકલ્પ કરી અષ્ટદલના મધ્યભાગથી અપરાજિતા દેવીવગેરેનુ આવાહનાદિ ષોડશોપચાર પૂજન કરવુ. તેપછી ગામથી ઇશાનતરફ શમી એટલે ખીજડીના વૃક્ષનુ પૂજન કરવુ. કેટલાએક લોકો તે દિવસે મકરના ચંદ્ર હોવાથી ચંદ્રબળને અનુસરવા ચંદ્રનુ ઘર સામે રહે તેમાટે શમીપૂજન કરવા ગામથી દક્ષિણ દિશાતરફ જાયછે પણ આમા ચંદ્રબળ જોવાની ક્યાય જરૂર જણાવી નથી એ પછી સીમોલ્લંઘન કરવુ એટલે પોતાના ગામની સીમ ઓળંગીને આગળ વધવુ એવો વિધિ છે

રાજાએ ઘોડાઉપર બેસી પુરોહિત બ્રાહ્મણ તથા મંત્રી સાથે શમીવૃક્ષ એટલે ખીજડીના ઝાડની પાસે જઇને વાહનઉપરથી ઉતરી ‘યાત્રામા વિજય પ્રાપ્તિમાટે શમીપૂજન કરીશ’ એવો સંકલ્પ કરી સ્વસ્તિવાચનપૂર્વક શમીનુ પૂજન કરી જેજે નવીન કાર્યો કરવાના હોય તેસંબધી વાતો મંત્રીની સાથે કરતા કરતાં શમીની પ્રદક્ષિણા કરવી શમીના પૂજનપછી દિક્પાલોનું તથા વાસ્તુદેવોનુ પૂજન પણ ત્યાંજ કરવુ. પછી પ્રાર્થના કરવી કે “ હે શમિ ! તમો અમંગળને દૂર કરનાર છો, અર્જુનના શસ્ત્રોને સાચવનાર છો અને રામચંદ્રના હિતને જાળવનારા છો માટે હુ તમોને નમસ્કાર કરૂછુ ’ શમીવૃક્ષ ન મળે તો આમોદરાના વૃક્ષની પૂજા કરવી પછી રાજાએ શત્રુની મૂર્તિ બનાવેલી હોય તેને બાણથી વીંધવી લોકોએ શમીના મૂળ પાસેથી મૃત્તિકા લઈ તેનો લાડુવાળી ઘરમા રાખવો આવશ્યક પ્રયાણમા જો એ લાડુ સાથે રાખવામા આવે તો મુહૂર્ત જોવાની જરૂર નથી એવી પરંપરા છે.

આ દિવસે સંધ્યાસમયપછી તરત જ તારાઓનો ઉદય થાય તે વખતે વિજય મુહૂર્તમા અથવા અગિયારમા મુહૂર્તમા આવતા વિજય મુહૂર્તમા વિજયની ઇચ્છાવાળાએ જે પ્રયાણ કરવુ, તો તેથી સર્વ કાર્યોની સિદ્ધિ થાયછે આ મુહૂર્તમા પ્રયાણ કરનારે ચંદ્રબળવગેરે બીજુ કંઇ જોવાની જરૂર નથી વિષ્ણુધર્મગ્રંથમા વિજયાદશમીના પ્રકરણમા જણાવે છે કે રામચંદ્રની પ્રતિમાને રથમા બેસાડી મોટા ઉત્સવથી શમીવૃક્ષપાસે લાવી તેની પણ પૂજા કરવી અને પૃથ્વીમા રામનુ રાજ્ય છે એવા શબ્દો બોલતા વાદિત્રોના શબ્દો સાથે પોતાના સ્થાનમા આવવુ હનુમાન સીતાની શોધ કરીને આવ્યા ત્યારે રામચંદ્રે વાનરોની સાથે શમીના વૃક્ષનીચેથી આ દિવસે જ વિજયમુહૂર્તમા પ્રયાણ કર્યું હતુ.

વિજયાદશમીને દિવસે રાજાએ પોતાના વાહનોનું, છત્રચામરાદિનુ

# બૃહદ્ગૌરીવ્રત.

આશ્વિન વદિ ત્રીજને દિવસે બૃહદ્ગૌરીવ્રત કરવાનું છે. તે દિવસે શાખા મૂલ પત્ર અને ફલસહિત ભોરીંગણીના વૃક્ષને લાવી વેળુની વેદી કરી તેમાં તે વૃક્ષ રોપી જલથી સેચન કરવું. ચંદ્રોદય થાય ત્યારે મુખ્ય-તાથી સ્ત્રીએ પાંચ સખીઓસાથે સ્નાન કરી વસ્ત્રાલંકારોનું ધારણ કરી *આ જન્મમાં તથા જન્માંતરોમાં અખંડ સૌભાગ્ય તથા પુત્ર ધનાદિ ફલોની* પ્રાપ્તિમાટે અને શ્રીગૌરીદેવીની પ્રસન્નતામાટે બૃહદ્ગૌરીનું વ્રતપૂજન કરીશ એવો સંકલ્પ કરી પૂજનસામગ્રીને તૈયાર કરી કલશપૂજન કરી ચતુર્ભુજ, સુવર્ણકાંતિ યુક્ત શરીરવાળાં અને ચંદ્રસમાન મુખવાળાં ગૌરીનું ધ્યાન કરી ષોડ-શોપચારોથી પૂજન કરવું. અને પાંચ સૂત્રોથી કરેલો એક દોરો લઇ દેવીસાથે તેને પણ પૂજીને તે કંઠમાં બાંધવો. ત્યારપછી ચંદ્રમાને અર્ઘ-પ્રદાન કરવું. વિન્ધ્યા દેવીએ ઋષિકન્યાઓની પાસે આ વિષયની કથા કહી છે કે ઉપરપ્રમાણે પૂજનાદિ કરી સવા પ્રસ્થ ગોધૂમના ચૂર્ણમાંથી પક્વાન્ન બનાવી તેમાંથી અર્દ્ધ બ્રાહ્મણને આપી અવશેષનો પોતે ઉપયોગ કરવો. એ પ્રમાણે પાંચવર્ષપર્યંત આ વ્રત કરવાથી સર્વ મનો-રથો સિદ્ધ થાયછે એમાં કશો સંશય નથી. ઋષિકન્યાઓએ પૂછ્યું કે એ વ્રત પૂર્વ સમયમાં ક્યાંથી પ્રકટ થયું છે? વિન્ધ્યાએ કહ્યું કે પૂર્વે પાર્વ-તીએ મહાદેવજીને પૂછ્યું હતું ત્યારે મહાદેવે આ વ્રતનો ઉપદેશ કરી તેના પ્રભાવવિષે આખ્યાન કહ્યું કે દ્વાપરયુગની છેવટમાં ભરતવંશી પાંડુરાજાની પત્ની કુંતીએ યોગ્યાવસ્થાને પ્રાપ્ત થયા છતાં પણ સંતાન ન થવાથી પોતાના પતિને કહ્યું કે હે ભગવન્! કયા કર્મના વિપાકથી હું આજ દિવસસુધી અનપત્ય રહી છું. હે પ્રભો! હવે કર્મદોષથી મુક્ત થઇ સંતાનની પ્રાપ્તિ થાય એવો પ્રકાર કહો. પાંડુરાજાએ કહ્યું કે હે ભદ્રે! મને તો ઋષિનો શાપ છે તેથી મારાથી સંતાન નહિ થાય. ભર્તાનું વચન સાંભળી કુંતી પોતાને માવતર ગઇ. ત્યાં એક દિવસે પધારેલા વ્યાસમુનિનાં દર્શન થતાં પ્રણામ કરી કુંતીએ કહ્યું કે ભગવન્! પુત્ર સંતાન થાય એવું કોઇ વ્રત કહો. વ્યાસજીએ કહ્યું કે પુત્ર સંતાનને તથા સર્વ સમૃદ્ધિને આપનારૂં એક બૃહદ્ગૌરીનું વ્રત છે તેનું શ્રવણ કરો. એમ કહી ઉપરપ્રમાણે વિધિ કહ્યો. ઉદ્યાપનમાં સુવર્ણમય ભોરીંગણીનું ફળ કે જેમાં ચોસઠ બીજ હોય

તેવુ કરાવી દેવીની પાસે મૂકી તેનુ પૂજન કરવુ આચાર્યનુ તથા ઓછામા ઓછા પાચ બ્રાહ્મણોનુ વરણ કરી શક્તિપ્રમાણે પાચ સુવાસિની (નવી પરણેલી) સ્ત્રીઓનુ વસ્ત્રાલકારોથી પૂજન કરી સફ્ર વસ્ત્રોથી વીટેલા વાસના પાચ પાત્રો આપવા તેઓમા સિદુર, છરૂ, કુકુમ અને ગોધૂમના ચૂર્ણમાથી બનાવેના ગૌરીગણોના પાચ ગોળ મૂકવા, અર્ધ્યદાન કરી વાય નોનુ દાન કરી મૌનવ્રતથી ભોજન કરવુ અને વ્રતનુ ફળ ગળામા બાધવુ પ્રાત કાળે ઉઠી ગીતવાદિત્રોના શબ્દોસાથે તથા સખીઓસાથે સ્થાપિત વૃક્ષ મૂર્તિનુ નદીને તીરે જઇ હે દેવિ! અભીષ્ટ ફળમાટે તમારૂ આહ્વાન કરી યથાશક્તિ પૂજન કર્યુ છે માટે મને મનોવાછિત ફલ દેજો, હવે યથાસુખ પધારો એવી પ્રાર્થના કરી વિસર્જન કરવુ આ વ્રતના પ્રભાવથી પૂર્વે એક બ્રાહ્મણકન્યાએ મૃત્યુ પામતા પોતાના પતિને યમરાજના કિકરોનો તિરસ્કાર કરી જીવતો રાખ્યો હતો આ વ્રતના આચરણથી તથા કથાના શ્રવણથી પણ સર્વેષ્ટસિદ્ધિ થાયછે આ વ્રતકથા ભવિષ્યપુરાણમા પ્રસિદ્ધ છે તથા કર્ણાટક દેશમા વ્રખ્યાત છે

---

# કરકચતુર્થી વ્રત.

આશ્વિન વદિ ચતુર્થીને દિવસે 'કરકચતુર્થી' એ નામનુ વ્રત કરવાનું છે આ વ્રતમા સ્ત્રીને જ અધિકાર છે, મરણ કે સ્ત્રીઓને માટેજ ફલશ્રવણ છે સ્નાચમનાદિ પવિત્રતા કરી માસપક્ષાદિનો ઉલ્લેખ કરી સૌભાગ્યની તથા પુત્રપૌત્રાદિની અવિચ્છિત્તિમાટે કરકચતુર્થીનુ વ્રત કરીશ એવો સકલ્પ કરી ભિતમા અથવા શુદ્ધ પૃથ્વીઉપર ચુનાલથી એક સુન્દર વડના વૃક્ષને આળેખી તેની નીચે મહાદેવ તથા કાર્તિકેય સ્વામીયુક્ત પાર્વતીની મૂર્ત્તિ આળેખવી અને તેઓની ષોડશોપચારોથી પૂજન કરી ત્યારપછી પકવાન્ન અક્ષત તથા દીપસહિત દશ જલના અથવા દૂધના કમડલો દશ બ્રાહ્મણોને આપવા તથા પિષ્ટમાથી બનાવેલુ મધુર અન્ન નૈવેદ્યમા ધરાવવુ અને ચદ્રનો ઉદય થાય ત્યારે તેને પૂજનપૂર્વક અર્ધ્યદાન કરવુ આ વિષયની કથા આ પ્રમાણે છે કે દ્યુતમા હારેલા પાડવો જ્યારે વનવાસમા હતા ત્યારે અર્જુન તપશ્ચર્યામાટે ઇન્દ્રકીલ પર્વતના ગયા હતા તે પછી દ્રૌપદીએ વિચાર કરી અર્જુનને કોઇ જાતની અડચણ ન થાય એવા હેતુથી શ્રીકૃષ્ણને પૂછ્યુ કે

ભગવન્! મારા પતિને કોઇ જાતના વિઘ્નો ન આવે તેવો ઉપાય કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે એ પ્રમાણે પાર્વતીએ મહાદેવજીને પૂછ્યું હતું ત્યારે તેણે કરકચતુર્થીનું વ્રત કહેલું છે તે કહીશ. પૂર્વે ઇંદ્રપ્રસ્થ નામના નગરમા વેદશર્મા નામના બ્રાહ્મણ રહેતા હતા તેની લીલાવતી નામની પત્ની હતી. તેને સાત પુત્રો તથા વીરવતી નામની એક કન્યા હતી. તે કન્યાનો વિદ્વાન બ્રાહ્મણસાથે વિવાહ કર્યો તેવામા તેણીની ભાભીવગેરે સ્ત્રીઓ ગોરીદેવતાક કરકચતુર્થીનું વ્રત કરવા લાગી. તેઓ સાથે વીરવતીએ પણ ઉપવાસ કરી વ્રત કર્યું હતું. ચંદ્રોદય થયા પહેલા ક્ષુધા તૃષાથી પીડાયેલી વીરવતી મૂર્ચ્છા ખાઇ પૃથ્વીઉપર પડી ગઇ, સબંધીઓએ રોવા માડયું, તેણીના ભ્રાતાએ વડના વૃક્ષઉપર ચઢી હાથમા ચંદ્રમાજેવી એક ઉલ્કા સળગાવી દેખાડી અને કહ્યું કે ચંદ્રોદય થઈ ગયો માટે વ્રતપૂર્તિ કરી ભોજન કરો. તેમ કરવાથી તેણે ભોજન કર્યું પણ તે વ્રતના કપટપૂર્વક ભંગથી વીરવતીનો પતિ મૃત્યુ પામ્યો. તે જાણી પતિના શરીરને ગંધદ્રવ્યોમા રાખી મૂકી વીરવતીએ અન્નજલના ત્યાગપૂર્વક સંવત્સરપર્યંત તે વ્રત ચાલુ રાખ્યું અને વર્ષને અંતે તેણીની ભાભીઓએ વ્રત કર્યું તેની સાથે તે પૂરૂં કર્યું તે વ્રતના પ્રસંગે પૃથ્વીઉપર આવેલી ઇંદ્રાણી સદ્ભાગ્યના યોગથી વીરવતીપાસે આવી. વીરવતીએ તેને દેવી જાણી દુ:ખની વાત કરી. ઇંદ્રાણીએ કહ્યું કે કરકચતુર્થીના વ્રતમાં ચંદ્રોદયપહેલાં તે ભોજન કરી લીધું તેથી તને વૈધવ્ય આવ્યું છે. વીરવતીએ સર્વ વાત જણાવી ત્યારે ઇંદ્રાણીએ પાર્વતીનું ધ્યાન કરી અમૃતાભિષેકથી તેણીના પતિઉપર સેચન કર્યું કે તુરત જ વીરવતીનો પતિ જીવતો થયો તથા સર્વ સૌખ્યની પ્રાપ્તિ થઇ." શ્રીકૃષ્ણના વચનપ્રમાણે દ્રૌપદીજીએ કરકચતુર્થીનું વ્રત કર્યું તેથી અર્જુનને તપશ્ચર્યામાં સિદ્ધિ થઇ અને ત્યારપછી શત્રુઓને મારી પાંડવોએ રાજ્ય પણ મેળવ્યું. એ પ્રમાણે જે સ્ત્રી આ વ્રત કરશે તેણીના સૌભાગ્યવગેરે સુખો અખંડિત રહેશે. એવી કથા વામનપુરાણમા છે.

---

## અશોકાષ્ટમી વ્રત.

આદિત્યપુરાણમા આશ્વિન વદિ અષ્ટમીને દિવસે 'અશોકાષ્ટમી' એ નામનું વ્રત કરવાનું કહ્યું છે. તે દિવસે નક્તભોજન કરવું અને અશોક

તેવું કરાવી દેવીની પાસે મૂકી તેનું પૂજન કરવું. આચાર્યનું તથા ઓછામાં ઓછા પાચ બ્રાહ્મણોનું વરણ કરી શક્તિપ્રમાણે પાચ સુવાસિની (નવી પરણેલી) સ્ત્રીઓનું વસ્ત્રાલંકારોથી પૂજન કરી સત્ર વસ્ત્રોથી વીંટેલાં વાયના પાચ પાત્રો આપવા. તેઓમા સિંદૂર, જીરૂ, કુંકુમ અને ગોધૂમના ચૂર્ણમાથી બનાવેલા જોરીંગણીના પાચ ફળો મૂકવાં, અર્ઘપ્રદાન કરી વાયનોનું દાન કરી મૌનવ્રતથી ભોજન કરવુ અને વ્રતનુ સૂત્ર ગળામા બાધવુ. પ્રાતઃકાળે ઉઠી ગીતવાદિત્રોના શબ્દોસાથે તથા સખીઓસાથે સ્થાપિત વૃક્ષવર્તિનું નદીને તીરે જઈ હે દેવિ! અભીષ્ટ ફળમાટે તમારૂં આહ્વાન કરી યથાશક્તિ પૂજન કર્યું છે માટે મને મનોવાછિત ફલ દેજો, હવે યથાસુખ પધારો. એવી પ્રાર્થના કરી વિસર્જન કરવુ. આ વ્રતના પ્રભાવથી પૂર્વે એક બ્રાહ્મણકન્યાએ મૃત્યુ પામતા પોતાના પતિને યમરાજાના કિંકરોનો તિરસ્કાર કરી જીવતો રાખ્યો હતો. આ વ્રતના આચરણથી તથા કથાના શ્રવણથી પણ સર્વેષ્ટસિદ્ધિ થાયછે. આ વ્રતકથા ભવિષ્યપુરાણમા પ્રસિદ્ધ છે તથા કર્ણાટક દેશમા પ્રખ્યાત છે.

---

## કરકચતુર્થી વ્રત.

તેવું કરાવી દેવીની પાસે મૂકી તેનું પૂજન કરવું. આચાર્યનું તથા ઓછામાં ઓછા પાંચ બ્રાહ્મણોનું વરણ કરી શક્તિપ્રમાણે પાંચ સુવાસિની (નવી પરણેલી) સ્ત્રીઓનું વસ્ત્રાલંકારોથી પૂજન કરી સત્ર વસ્ત્રોથી વીંટેલાં વાંશના પાંચ પાત્રો આપવાં. તેઓમા સિંદૂર, જીરૂ, કુંકુમ અને ગોધૂમના ચૂર્ણમાંથી બનાવેલા ભોરીંગણીના પાંચ ફળો મૂકવાં, અર્ઘપ્રદાન કરી વાયનોનું દાન કરી મૌનવ્રતથી ભોજન કરવું અને વ્રતનું ફળ ગળામા બાંધવું. પ્રાતઃકાળે ઉઠી ગીતવાદિત્રોના શબ્દોસાથે તથા સખીઓસાથે સ્થાપિત વૃક્ષમૂર્તિનું નદીને તીરે જઇ હે દેવિ! અભીષ્ટ ફળમાટે તમારૂં આવ્હાન કરી યથાશક્તિ પૂજન કર્યુ છે માટે મને મનોવાંછિત ફલ દેજો, હવે યથાસુખ પધારો. એવી પ્રાર્થના કરી વિસર્જન કરવું. આ વ્રતના પ્રભાવથી પૂર્વે એક બ્રાહ્મણકન્યાએ મૃત્યુ પામતા પોતાના પતિને યમરાજાના કિંકરોનો તિરસ્કાર કરી જીવતો રાખ્યો હતો. આ વ્રતના આચરણથી તથા કથાના શ્રવણથી પણ સર્વેષ્ટસિદ્ધિ થાયછે. આ વ્રતકથા ભવિષ્યપુરાણમા પ્રસિદ્ધ છે તથા કર્ણાટક દેશમા પ્રખ્યાત છે.

---

# કરકચતુર્થી વ્રત.

આશ્વિન વદિ ચતુર્થીને દિવસે 'કરકચતુર્થી' એ નામનું વ્રત કરવાનું છે. આ વ્રતમા સ્ત્રીનેજ અધિકાર છે, કારણ કે સ્ત્રીઓને માટેજ ફલશ્રવણ છે. આચમનાદિ પવિત્રતા કરી માસપક્ષાદિનો ઉલ્લેખ કરી સૌભાગ્યની તથા પુત્રપૌત્રાદિની અવિચ્છિત્તિમાટે કરકચતુર્થીનું વ્રત કરીશ એવો સંકલ્પ કરી ચિત્રમા અથવા શુદ્ધ પૃથ્વીઉપર ગુલાલથી એક સુંદર વડના વૃક્ષને આળેખી તેની નીચે મહાદેવ તથા કાર્તિકેય સ્વામીયુક્ત પાર્વતીની મૂર્તિ આળેખવી અને તેઓની ષોડશોપચારોથી પૂજા કરવી. ત્યારપછી પકવાન્ન, અક્ષત તથા દીપસહિત દશ જલના અથવા દૂધના કમંડલો દશ બ્રાહ્મણોને આપવા તથા પિષ્ટમાથી બનાવેલું મધુર અન્ન નૈવેદ્યમા ધરાવવું અને ચન્દ્રનો ઉદય થાય ત્યારે તેને પૂજનપૂર્વક અર્ઘપ્રદાન કરવું. આ વિષયની કથા આ પ્રમાણે છે કે જુગારમાં હારેલા પાંડવો જ્યારે વનવાસમાં હતા ત્યારે અર્જુન તપશ્ચર્યામાટે ઇંદ્રકીલ પર્વતમા ગયા હતા તે પછી દ્રૌપદીએ વિચાર કરી અર્જુનને કોઇ જાતની અડચણ ન થાય એવા હેતુથી શ્રીકૃષ્ણને પૂછ્યું કે

ભગવન્! મારા પતિને કોઇ જાતનાં વિઘ્નો ન આવે તેવો ઉપાય કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે એ પ્રમાણે પાર્વતીએ મહાદેવજીને પૂછ્યું હતું ત્યારે તેણે કરકચતુર્થીનું વ્રત કહેલું છે તે કહીશ. પૂર્વે ઇંદ્રપ્રસ્થ નામના નગરમાં વેદશર્મા નામના બ્રાહ્મણ રહેતા હતા તેની લીલાવતી નામની પત્ની હતી. તેને સાત પુત્રો તથા વીરવતી નામની એક કન્યા હતી. તે કન્યાનો વિદ્વાન બ્રાહ્મણસાથે વિવાહ કર્યો તેવામાં તેણીની ભાભીવગેરે સ્ત્રીઓ ગૌરીદેવતાક કરકચતુર્થીનું વ્રત કરવા લાગી. તેઓ સાથે વીરવતીએ પણ ઉપવાસ કરી વ્રત કર્યું હતું. ચંદ્રોદય થયા પહેલાં ક્ષુધા તૃષાથી પીડાયેલી વીરવતી મૂર્ચ્છા ખાઇ પૃથ્વીઉપર પડી ગઇ, સંબંધીઓએ રોવા માંડ્યું, તેણીના ભ્રાતાએ વડના વૃક્ષઉપર ચઢી હાથમાં ચંદ્રમાજેવી એક ઉલ્કા સળગાવી દેખાડી અને કહ્યું કે ચંદ્રોદય થઇ ગયો માટે વ્રતપૂર્તિ કરી ભોજન કરો. તેમ કરવાથી તેણે ભોજન કર્યું પણ તે વ્રતના કપટપૂર્વક ભંગથી વીરવતીનો પતિ મૃત્યુ પામ્યો. તે જાણી પતિના શરીરને ગંધદ્રવ્યોમાં રાખી મૂકી વીરવતીએ અન્નજલના ત્યાગપૂર્વક સંવત્સરપર્યંત તે વ્રત ચાલુ રાખ્યું અને વર્ષને અંતે તેણીની ભાભીઓએ વ્રત કર્યું તેની સાથે તે પૂરું કર્યું. તે વ્રતના પ્રસંગે પૃથ્વીઉપર આવેલી ઇંદ્રાણી સદ્ભાગ્યના યોગથી વીરવતીપાસે આવી. વીરવતીએ તેને દેવી જાણી દુઃખની વાત કરી. ઇંદ્રાણીએ કહ્યું કે કરકચતુર્થીના વ્રતમાં ચંદ્રોદયપહેલાં તેં ભોજન કરી લીધું તેથી તને વૈધવ્ય આવ્યું છે. વીરવતીએ સર્વ વાત જણાવી ત્યારે ઇંદ્રાણીએ પાર્વતીનું ધ્યાન કરી અમૃતાભિષેકથી તેણીના પતિઉપર સેચન કર્યું કે તુરત જ વીરવતીનો પતિ જીવતો થયો તથા સર્વ સૌખ્યની પ્રાપ્તિ થઇ." શ્રીકૃષ્ણના વચનપ્રમાણે દ્રૌપદીજીએ કરકચતુર્થીનું વ્રત કર્યું તેથી અર્જુનને તપશ્ચર્યામાં સિદ્ધિ થઇ અને ત્યારપછી શત્રુઓને મારી પાંડવોએ રાજ્ય પણ મેળવ્યું. એ પ્રમાણે જે સ્ત્રી આ વ્રત કરશે તેણીનાં સૌભાગ્યવગેરે સુખો અખંડિત રહેશે. એવી કથા વામનપુરાણમાં છે.

---

## અશોકાષ્ટમી વ્રત.

આદિત્યપુરાણમાં આશ્વિન વદિ અષ્ટમીને દિવસે 'અશોકાષ્ટમી' એ નામનું વ્રત કરવાનું કહ્યું છે. તે દિવસે નક્તભોજન કરવું અને અશોક

વૃક્ષનુ તથા તદધિષ્ઠાત્રી અશોકદેવીનુ યથાશાસ્ત્ર પૂજન કરવુ. અશોકવૃક્ષ હોય ત્યા જઇ ઉત્સવપૂર્વક ગીત, નૃત્ય તથા વાદિત્રોના શબ્દોથી ઉત્સવ કરવો પુષ્પોની માળાઓથી શોભા કરવી અને વિચિત્ર રંગોથી સર્વ પ્રદેશોને શોભાવી ધામધૂમ કરવી આ વ્રત કરવાથી સ્ત્રી તથા પુરૂષ કોઇ જાતના શોકને પ્રાપ્ત થતા નથી અને શોકના અભાવથીજ સર્વ સૌખ્ય મળેછે અવશેષ ઇતિ કર્ત્તવ્યતા સર્વવ્રતસાધારણ છે

---

# દીવાળીના તેહેવારો.

આશ્વિનમાસના કૃષ્ણપક્ષની એકાદશીથી આરંભી અ૦ ૦૦ પર્યંતના છ દિવસો દીવાળીના તેહેવારો ગણાયછે આ દિવસોમા પ્રાતઃકાળમાં મંગળસ્નાનઆદિ કર્ત્તવ્ય કરી લઈ ઉત્તમ વસ્ત્રો તથા અલંકારો ધારણ કરી લોકો દેવદર્શનઆદિ શુભકર્મોમા પ્રવૃત્ત રહેછે તથા ઘરને અને ઘરમાની વસ્તુઓને સ્વચ્છ સ્થિતિમા રાખેછે. માનવામા આવેછે કે આ દિવસોમા લક્ષ્મીજી પૃથ્વીપર આવેછે અને વિશેષ પવિત્ર તથા ઉત્સવવાળા સ્થળમા નિવાસ કરેછે

---

# ગોવત્સ દ્વાદશી.

આ તેહેવારોનો આરંભ એકાદશીથી કરવામા આવ્યો છે. દેવદર્શનમા બારે માસ એકાદશીનો દિવસ એ મુખ્ય ગણાયો છે તેથી દેવદર્શન અને ઉત્સવપ્રધાન આ તેહેવારોનો પહેલો દિવસ એકાદશી છે તેને બીજે દિવસ આવતી દ્વાદશી એ “ગોવત્સદ્વાદશી” કહેવાયછે તે દિવસે વાછડાવાળી તથા વાછડાના જેવાજ રંગવાળી દુઝણી ગાયનુ પૂજન કરવુ ગાયના ચરણમા અર્ઘ આપવો તથા અડદના વડા કરીને ગાયને ખવરાવવા મનુષ્યે પોતે તૈલપક્વ અન્ન, ગાયનુ દૂધ, ગાયના દૂધનુ દહીં, ગાયનુ ઘી અને ગાયની છાશ એ પદાર્થો ખાવા નહિ આ દ્વાદશીની રાત્રિથી પાચે દિવસોની રાત્રિએ દેવોનુ, ગાયોનુ, વાહનોનુ અને પૂજ્યલોકોનુ નીરાજન કરવુ એટલે આરતી ઉતારવી. એમ નારદમુનિએ કહેલુ છે

---

## ધનતેરસ.

આશ્વિનવદિ ત્રયોદશી એ " ધનતેરસ " એ નામથી પ્રસિદ્ધ છે. તે દિવસે અકાલમૃત્યુની નિવૃત્તિનેમાટે સાંયકાળે યમરાજાના ઉદ્દેશથી ઘરની બહાર દીવા કરવામાં આવેછે. ધનવાન લોકો ધનનુ પૂજન કરેછે, ગાયોનાં શીંગડાંઓને વિચિત્ર રંગોથી શણગારેછે અને સાયંકાળે વનમાંથી આવતી ગાયોને બાળકો વાસના ભભોડાંઓથી દોડાવેછે. આ પદ્ધતિ બારસના દિવસથી છુટી જઇ તેરસના દિવસને લાગુ પડી હોય એમ જણાયછે.

---

## કાળીચૌદશ.

આશ્વિનવદિ ચતુર્દશી એ " કાળીચૌદશ " અથવા " નરક ચતુર્દશી " કહેવાયછે. તે દિવસની પાછલી રાત્રિમા ચંદ્રોદય થાય ત્યારે સુગંધ તૈલથી શરીરે અભ્યંગ કરવો એટલે તે તેલ શરીરે ચોળવું અને હળથી ઉખેડેલી મૃત્તિકા તથા અઘેડાના છોડસાથે સ્નાન કરવુ. એ સમયે તૈલમાં લક્ષ્મી તથા જળમાં ગંગા વસેછે તે પછી યમરાજાના ઉદ્દેશથી તર્પણ તથા દીપદાન કરવું. વસ્ત્રાલંકારો ધારણ કરવા ધર્મશાસ્ત્રમાં લખેછે કે આ દિવસે માષપત્રિકાનું શાક ખાવું. માષપત્રિકા એ અડબાઉ અથવા જંગલી અડદવેલનું નામ છે. લોકો અડદના વડા કરી થોડા અથવા એકાદ વડું કોડીયામાં મૂકી તે ભૂતપ્રેતવગેરેને બલિદાનના ઉદ્દેશથી ચોવટામા મૂકેછે અને ફરતી જળની ધારાવાડી કરેછે. દેવમંદિરોપર નવી ધ્વજાઓ ચઢાવવામા આવેછે. હનુમાનવગેરે સિંદૂરપ્રિય દેવોને સિંદૂર ચઢાવવામાં આવેછે. જે લોકો પોતાને મંત્રવાદી જણાવેછે તેઓ રાત્રિના સ્મશાનમાં મંત્ર સાધન કરવાનું કહેછે તેમાં પણ જો ચતુર્દશીને દિવસે રવિવાર હોય તો તેને ઘણો ઉત્તમ યોગ ગણેછે. આ રાત્રિને " કાલરાત્રિ " પણ કહેવામાં આવે છે. તેને શાક્ત કે વામમાર્ગવાળા લોકો બહુ અગત્યનો પ્રસંગ ગણેછે. આ રાત્રિએ પણ ઉલ્મુકદાન એટલે મેરાયાં ફેરવવાના છે. એ ઉલ્મુક દાનનું નિમિત્ત એ છે કે મહાલયમાં પૃથ્વીપર આવેલા પિતૃઓને માર્ગપ્રદર્શન કરાવવું.

---

## દીવાળી.

આશ્વિનવદિ અમાવાસ્યા એ દીવાળી કહેવાયછે. તે દિવસે પ્રભાતમાં સ્નાન કરી દેવ તથા પિતૃઓનું પૂજન કરવું તથા રાત્રિએ લક્ષ્મીપૂજન કર્યા પછી ભોજન કરવું. બાળક તથા રોગીને માટે આ વિધાન નથી. પ્રદોષ

વખતે દેવમંદિરોમાં, ચોવટાઓમાં, ગઢઉપર, રાજદ્વારઉપર, ધોરારમાં, હાથીખાનામાં, સૈન્યસ્થાનમાં, બજારમાં તથા પ્રત્યેક ઘરમાં દીવાઓ કરવા તથા ઉત્તમ મંડપ કરી રાજાવગેરે લોકોએ લક્ષ્મીપૂજન કરવું. આ દિવસે બલિરાજાએ કેદ કરેલા દેવોને તથા લક્ષ્મીને વિષ્ણુએ મુક્ત કરેલ છે તેથી લક્ષ્મીપૂજન થયા પછી દેવોને ઉત્તમ શયન આપવું તથા લક્ષ્મીને પણ ઉત્તમ શયન આપવું કમળનાં પુષ્પોવડે પૂજા કરવાથી લક્ષ્મી વિશેષ પ્રસન્ન થાયછે. તે પછી ઉત્તમ મિષ્ટાન્નનો લક્ષ્મીને નૈવેદ્ય ધરાવીને પોતે ભોજન કરવું.

ધનતેરસથી માંડી દીવાળીસુધીના ત્રણ દિવસોમાં વામનજીએ બલિરાજા પાસેથી ત્રણ પગલાં ભરીને પૃથ્વી લીધી છે, તે પ્રસંગે તેણે તેની ઉદારતાથી પ્રસન્ન થઇને બલિરાજાને વરદાન આપ્યું છે કે આ ત્રણ દિવસમાં સદા ત્રૈલોક્યનું રાજ્ય તમારૂંજ ગણાશે. એ દિવસોમાં જેઓ દીપદાન કરશે તેઓના ઘરમાં લક્ષ્મી સ્થિર થશે અને જેઓ ઘરમાં અંધકાર રાખશે તેઓ અલક્ષ્મીથી દુઃખ પામશે. તે દિવસોમાં સાએ આનંદથી વર્તવું. કહ્યું છે કે અપરાહ્ણસમયમાં રાજાએ પ્રજાને કહેવું કે બલિરાજાનું રાજ્ય છે માટે રુચિપ્રમાણે આનંદ કરો. બાળકોને ભેગાં કરી તેઓને રમકડાં તથા મીઠાઇ દેવાં અને રમાડવાં. તે વખતે વર્ષના શકુનો જોવાયછે. બાળકો મેરાયાં મળગાવે છતાં સળગે નહિ તો રોગ અને દુકાળનો ભય રહે, બાળકો પરસ્પર લડે તો રાજાઓને ક્લેશ થાય, રૂદન કરે તો દુઃખ થાય, લાકડીઓના ઘોડા કરીને તે ઉપર ચઢીને રમે તો રાજા પ્રજા બન્નેને સુખ થાય અને ખાવા આપેલા અન્નને તથા જળને સંતાડી દે તો દુકાળ થાય. આ સઘળું રાજાએ પોતે જોવાનું છે આ ત્રણ દિવસોમાં હરકોઈ દિવસે સ્વાતિ નક્ષત્રનો યોગ આવતો હોય તો ઉત્તમ છે તેમાં પણ દીવાળીને દિવસે સ્વાતિનક્ષત્રનો યોગ વિશેષ ઉત્તમ ગણાયછે.

દીવાળીને દિવસે સાંજના ભોજનપછી પોતાના મિત્રો, સંબધીઓ અને અધિકારીઓના દર્શન કરવા તથા તાંબૂલવગેરે આપી ઉત્સવ બતાવવો; જીવહિંસા, ચોરી, મિથ્યાવાદ, અગમ્યાગમન, તથા વિશ્વાસઘાતનો અવશ્ય ત્યાગ કરવો. દીવાળીની મધ્યરાત્રિપછી નગરની સ્ત્રીઓએ સૂપડાઉપર ટકોરા કરતાં કરતાં ઘરમાંથી અલક્ષ્મીને બહાર કહાડવી તથા લક્ષ્મીનું ઘરમાં આવાહન કરવું.

હાલમાં દીવાળીને દિવસે સૂર્યાસ્તપછી સારા મુહૂર્તમાં રાજાઓ તથા વ્યાપારીલોક ચોપડાઓનું તથા સોના રૂપાના સિક્કાઓનું પૂજન કરેછે અને બ્રાહ્મણોને દક્ષિણા દેછે. એ શારદાપૂજન અને લક્ષ્મીપૂજન કહેવાયછે. તે ધર્મસિંધુવગેરે ગ્રંથોમાં ઉપલબ્ધ ન થતાં હોવાથી આચારપ્રાપ્ત છે.

---



# કાર્તિક માસ.



## દ્યૂતખેલન તથા અન્નકૂટ.



કાર્તિકસુદિ પ્રતિપદમાં દ્યૂતની રમતવિષેની કથા આ પ્રમાણે છે કે તે દિવસે કૈલાસમાં બિરાજતા શ્રી મહાદેવજીએ દ્યૂતની રમત ઉત્પન્ન કરી પાર્વતીને કહ્યું કે હે પાર્વતિ! કેટલાક લોકોને કાલક્ષેપમાટે તથા કેટલાએકને લક્ષ્મીની પ્રાપ્તિમાટે તથા લક્ષ્મીના ક્ષયમાટે મેં એક દ્યૂત નામની રમત ગોઠવી છે તે મારી સાથે રમો. રમતમાં પ્રથમ મહાદેવે પૃથ્વીતલને મૂકમાં મૂક્યું ત્યારે પાર્વતીએ હરાવી છીનવી લીધું. બીજી વાર બીજું ભુવન મૂકમાં મૂક્યું તે પણ છીનવી લીધું. ત્રીજી વાર ત્રીજું ભુવન મૂકમાં મૂક્યું તે પણ પાર્વતીએ છીનવી લીધું. ત્યારપછી મહાદેવે પોઠીયાને, વ્યાઘ્રચર્મને, સર્પોનાં બંધનોને, ચંદ્રલેખાને અને ડમરૂને મૂકમાં મૂક્યાં પણ હારી જવાથી તેપણ પાર્વતીએ પડાવી લીધાં. નિર્ધન થવાથી એક સંગોટી પેહેરી મહાદેવજી ગંગાનદીને તીરે આવી વનમાં બેઠા. વિહાર કરવા ગયેલા કાર્તિકેયસ્વામીએ આવી પૂછ્યું કે હે પિતા! આવી સ્થિતિમાં કેમ બેઠા છો? જરા ક્રોધ પામેલા મહાદેવે સર્વ વૃત્તાંત કહ્યો. સ્કંદે કહ્યું કે એ દ્યૂતની રમત મને શીખવો કે જેથી ગયેલા સર્વ પદાર્થો પાછા તમોને લાવી દઉં. મહાદેવે

તે રમત સ્કંદને શીખવી. સ્કંદે આવી પાર્વતીને કહ્યું કે માતા, મારા પિતાશ્રી ક્યાં ગયા ? આ વૃષભ એકલો કેમ છે ? પાર્વતીએ કહ્યું કે પોતે જ ગોઠવેલી દ્યૂતની રમતમાં તમારા પિતા સર્વ હારી ગયા છે તેથી તે રીસાઈ ગયા છે અને પોઠીયો એકલો છે. સ્કંદે કહ્યું કે ત્યારે મારી સાથે રમો. પાર્વતીએ હા પાડી રમવા માંડ્યું. સ્કંદે પોતાની ચલાકીથી પોતાના વાહનરૂપ મયૂરને મૂકમાં મૂકી વૃષભને જીતી લીધો. શક્તિ નામના શસ્ત્રને મૂકી મર્પબંધનો જીતી લીધા એ પ્રમાણે સર્વ પદાર્થો પાર્વતી હારી ગયા. સ્કંદ સર્વ પદાર્થો લઇ જ્યાં મહાદેવજી હતા ત્યાં આવ્યા આવી મહાદેવને તે પદાર્થો પાછા આપ્યા આ બાજુ કૈલાસમાં હારી જવાને લીધે મુઝાઇ ગયેલા પાર્વતીપાસે ગણપતિએ આવી પૂછયું કે માતાજી ! આ પ્રમાણે ખેદમાં કેમ છો ? પાર્વતીએ સર્વ વાત કહી, ગણપતિએ કહ્યું કે ત્યારે તે રમત મને શીખવો અને પાછળથી શું થાયછે તે જુઓ પાર્વતીએ તે રમત ગણપતિને શીખવી ત્યારે જ્યાં સ્કંદ તથા મહાદેવજી હતા ત્યાં જઇ ગણપતિએ રમત રમી સર્વ પદાર્થો જીતી લીધા અને પાર્વતીને લાવી આપ્યા. પાર્વતીએ કહ્યું કે હવે સામ વચનોથી સમજાવી મહાદેવજીને તેડી લાવો ત્યારે ગણપતિ મૂષકઉપર ચઢી મહાદેવને તેડવા ગયા પણ મહાદેવજી ત્યાંથી ગંગાદ્વાર તરફ ચાલ્યા ગયા આ વૃત્તાંતને જાણી નારદના કહેવાથી વિષ્ણુ પણ ત્યાં ગયા વિષ્ણુએ મહાદેવને કહ્યું કે હે શંકર ! તમો પ્રત્યક્ષ વિલાસ કરો (નવું પાશાની રમત કરો) તેમાં હું એકાક્ષ થઇ (એક પાશાનું રૂપ લઇ) તમારો જય થાય તે પ્રમાણે કરીશ તે વખતે પરમશૈવ રાવણ પણ હાજર હતો તેથી તેણે એકાક્ષ શબ્દનો અર્થ એક આંખવાળો ( કાણો ) સમજી કહ્યું કે હે વિષ્ણુ તમે કાણા થાઓ વિષ્ણુએ કહ્યું કે તું બિલાડાની પેઠે મારી સામે જોઇ રહ્યોછે માટે તું બિલાડો થઇશ આ વાત ચાલતી હતી ત્યાં નારદે કહ્યું કે હે દેવ ! ગણપતિ આવેછે માટે તેના વાહન મૂષકનો પરાભવ કરો, એટલે તે, ખટપટમાં ફાવવાથી આપણા આ સમ્મેતને ન જાણે. તેવું સાંભળી રાવણે બિલાડાનો શબ્દ કર્યો કે તુરત જ ગણપતિનું વાહન મૂષક ભયથી નાસી ગયો ગણપતિ મુઝાઈ જઇ મહાદેવપાસે આવ્યા આવીને કહ્યું કે ભગવન્ ! કૈલાસ ! પધારો, જો નહિ પધારો તો પાર્વતીજી પ્રાણનો ત્યાગ કરશે મહાદેવે કહ્યું કે પ્રત્યક્ષ વિલાસને મેં ઉત્પન્ન કરી છે માટે તે રીતિથી જો પાર્વતીજી રમે તો આવું ગણેશે કહ્યું કે તેવી રીતે

પાર્વતી તમારી સાથે રમે તે વિષયનો જોખમ મારી ઉપર છે અને તમે પધારો. મહાદેવજી તથા વિષ્ણુવગેરે સર્વે કૈલાસમાં આવ્યા. અંતરિક્ષમાં દેવો જોવા આવ્યા. મહાદેવે પાર્વતીને કહ્યું કે મેં ગંગાદ્વારમાં એક ત્રણ પાશાની દ્યૂત સંબંધી રમત ગોઠવી છે તેમાં મને હરાવો તો તમને ધન્યવાદ આપું. પાર્વતીએ તે વાતને કબુલ કરી કહ્યું કે મૂઠ માંડો મહાદેવપાસે કંઇપણ ન હોવાથી મુંઝાતાં નારદે પોતાની લંગોટી કાઢી મૂકમાં મૂકવા આપી અને વીણા તથા યજ્ઞોપવીત પણ આપ્યાં. રમત ચાલુ થઇ. મહાદેવના પાશા અનુકૂળ પડવા લાગ્યા અને પાર્વતીના પાશા પ્રતિકૂળ પડવા લાગ્યા તેથી ગયેલા સર્વ પદાર્થો મહાદેવે જીતી લીધા. ગણપતિએ કહ્યું હે માતા! રમતમાં દગો છે માટે બંધ કરો. પોતે વિષ્ણુ પાશાનું રૂપ લઇ મહાદેવજીનો વિજય કરેછે. પુત્રના વચનથી પાર્વતી ક્રોધવાળાં થયાં તેટલામાં રાવણે ક્ષતઉપર ક્ષાર જેવું વચન કહ્યું કે હે જગદંબ! હું જે તમારો ભક્ત છું તેને પણ આ માયાવી વિષ્ણુએ શાપ દીધો છે. પાર્વતીએ કહ્યું કે હવે હું કપટવાળા સર્વને શાપ આપીશ. મહાદેવે સ્ત્રીની સાથે કપટ કર્યું છે તેથી તેનું મસ્તક ગંગાના ભારથી પીડિત થશે, નારદે ખટપટ કરી છે તેથી તેને સ્ત્રીની પ્રાપ્તિ જ નહિ થાય તથા એક સ્થલમાં રહી જ નહિ શકે, વિષ્ણુએ પણ અબળાની સાથે માયા કરી છે માટે આ રાવણ વિષ્ણુની સ્ત્રીને હરી જશે, સ્કંદે પણ બાળકપણું બતાવ્યું છે તેથી તે હમેશાં બાલઅવસ્થામાં જ રહેશે અને રાવણે પણ બિલાડાના રૂપથી મૂષકને નસાડ્યો છે તેથી આ વિષ્ણુ શત્રુ થઇ રાવણને મારશે. પાર્વતીના શાપથી ક્રોધ પામેલા સર્વેએ પાર્વતીને શાપ દેવાનો વિચાર કર્યો તેટલામાં નારદમુનિ બોલી ઉઠ્યા કે કોઇ કોપ કરશો નહિ. આ સર્વની આદિ માયારૂપ છે અને તેથી તેણે આપેલા શાપને શાપરૂપ ન સમજો. એમ કહી નારદમુનિએ ગીતનૃત્યાદિથી કોપ પામેલા સર્વ દેવોને તથા પાર્વતીને પ્રસન્ન કર્યા. પાર્વતીએ વરદાન માગવાનું કહ્યું ત્યારે શિવજીએ કહ્યું કે દેવિ! ક્ષમા કરો અને જે પદાર્થો મેં જીત્યા છે તે તથા હું તમારા જ છીએ. પાર્વતીએ કહ્યું કે સ્વપ્નમાં પણ તમારી સાથે મને વિયોગ ન થાય તેમ ઇચ્છુંછું. આજ કાર્તિકમાસના શુક્લપક્ષના પ્રથમ દિવસે મારો જય થયો છે તેથી આજના દિવસે જે કોઇ દ્યૂતની રમતમાં જીતશે તેનો વર્ષપર્યંત સર્વ અભીષ્ટ બાબતમાં જય થશે. વિષ્ણુએ માગ્યું કે હું જે જે કાર્ય કરૂં તેમાં મારો જય થાય. સ્કંદે

માગ્યું કે મારૂં મન હમેશાં તપશ્ચર્યામાં જ રહે, બીજા કોઇ વિષયમાં જાય નહિ. ગણપતિએ માગ્યું કે સંસારમાં માંગલિક સર્વે કાર્યોમાં પ્રથમ મારૂં પૂજન થાય તો જ સિદ્ધિ થાય. રાવણે માગ્યું કે વેદોનું વ્યાખ્યાન કરવાની મારામાં શક્તિ આવે તથા સર્વદા સદાશિવની ભક્તિ રહે. નારદે માગ્યું કે દેવો, અસુરો તથા ઇતરજનો મારા વાક્યને સત્ય કરી માને. સર્વેને પાર્વતીએ તથાસ્તુ કહ્યું ત્યારે સર્વે પોતપોતાના સ્થાનોમાં ગયા. એ કારણથી એ દિવસે શાસ્ત્રમાં દ્યૂત રમવાની છૂટ આપી છે. ત્યારપછી સ્નેહીઓ સાથે મિષ્ટાન્ન ભોજન કરવું, સ્ત્રીઓને ઉત્તમ વસ્ત્રો તથા આભરણો આપવાં, રાજાએ નોકર વગેરેને પોતાના નામની નિશાનીવાળા અલંકારો દેવા, મંચઉપર બેસી રાજાએ નટોને તથા નર્તકોને રમાડવા અને વૃષભોને તથા મહિષોને પરસ્પરમાં લડાવવા. બપોરપછી પૂર્વ દિશામાં દર્ભની મોહોટી મજબૂત દોરી કરી બે સ્તંભઉપર અથવા વૃક્ષઉપર, ભોજનથી તૃપ્ત થયેલા તથા હોમવગેરે શાંતિકર્મ કરનારા બ્રાહ્મણોપાસે બંધાવી તેમાં તદધિષ્ઠાતદેવોનું ધ્યાન કરી સ્તુતિ કરવી કે જેમ તમો પવિત્ર તથા અવિચ્છિન્ન સ્વરૂપવાળા થઇ ઉચ્ચસ્થિતિમાં છો તેમ તમારી ઉપાસનાથી અમોને પણ તેવું ફળ મળજો. તેપછી હાથિવગેરે વાહનોને તેની નીચેથી દર્શન કરાવી પસાર કરાવવાં. એ પ્રમાણે કરવાથી વર્ષપર્યંત રાજા પ્રજાનો વિજય થાયછે. પૂર્વવિદ્ધા એજ પ્રતિપદાને દિવસે પાંચ રંગોથી દૈત્યોના રાજા બલિરાજાને તેની વિધ્યાવલી સ્ત્રીસાથે આળેખવા તથા તેનું ષોડશ ઉપચારોથી પૂજન કરવું, તેની પ્રસન્નતાના ઉદ્દેશથી દાનો દેવાં. એ ઉત્સવ દિવસોમાં જે જેવા ભાવથી એટલે હર્ષથી કે શોકથી રહેછે તે તેવા ભાવથી જ વર્ષપર્યંત વર્તે છે તેથી તે દિવસોમાં હર્ષયુક્ત જ રહેવું. તે દિવસે વષ્ટિકાકર્ષણ કરવું એટલે દર્ભ તથા કાશમાંથી બનાવેલી એક દોરી ચોવટામાં અથવા રાજદ્વારમાં સ્થાપી તેને એક તરફથી રાજપુત્રવગેરે ઉત્તમ વર્ણોએ અને બીજી તરફથી હીનજાતિના લોકોએ પકડી ખેંચવી. ખેંચનાર લોકો બન્નેતરફ સમાન સંખ્યાવાળા જોઇએ, તેમાં અમુક પ્રદેશમાં એક રેખા કરવી. ત્યાંથી જે પક્ષવાલા પોતાની તરફ ખેંચી જાય તેનો જય થાય અને ખેંચાઇ જનારનો પરાજય થાય. સનત્કુમાર સંહિતામાં કાર્તિકમાસના શુક્લપક્ષની પ્રતિપદાને દિવસે અન્નકૂટનો તથા શ્રીગોવર્દ્ધનનો ઉત્સવ કરવો એમ કહ્યું છે. એક દિવસે વૃંદાવનમાં બિરાજતા શ્રીકૃષ્ણે ગોપગોપીવગેરે

ઇંદ્રદેવના યજ્ઞની તૈયારી કરતાં હતાં તે જોઈ તેઓને પૂછયું કે આ ઉત્સવ કોનો તથા કયા કારણથી કરોછો ? ગોપ લોકોએ કહ્યું કે આ ઉત્સવ વૃષ્ટિ કરનાર ઇંદ્રનો છે તથા પરંપરાથી ચાલ્યો આવેછે. શ્રીકૃષ્ણે કહ્યું કે વૃષ્ટિને તથા સુભિક્ષને કરનાર ગોવર્દ્ધનગિરિરાજનો ઉત્સવ કરવો યોગ્ય છે; તેના જ આશ્રયનીચે આપણે તથા આપણાં ગાય-વગેરે પશુઓ આનંદથી વૃત્તિ ચલાવીએ છીએ તેથી તેનો જ ઉત્સવ કરવો જોઇએ. ગિરિરાજનો ઉત્સવ પૂર્વે મથુરાવાસી લોકોએ પણ કરેલો છે તથા જે અન્ન ધરશો તેને ગોવર્દ્ધન પર્વત પ્રત્યક્ષરીતે આરોગશે. શ્રીકૃષ્ણનાં વચન સાંભળી સર્વ લોકોએ તેનો સ્વીકાર કર્યો અને નંદરાયજીને જાહેર કરી ગોવર્દ્ધનોત્સવની તૈયારી કરી, ગાયોનું તથા બ્રાહ્મણોનું પૂજન કર્યું અને ભાત, દાલ, શાક, કાંઝી, વડાં, રોટલા, પૂરી, લાડુ, મંડક, દૂધ, દહીં, મધ, ઘી, ચાટવાના તથા ચૂસવાના પદાર્થો ઇત્યાદિ અનેક ભક્ષ્ય પદાર્થો બનાવી તેનો અન્નકૂટ ભરી ગોવર્દ્ધનપર્વતઆગળ તેની પૂજા કરી નૈવેદ્યરૂપે સ્થાપ્યાં. શ્રીકૃષ્ણે સર્વને કહ્યું કે આ મંત્ર બોલી નેત્રોને બંધ કરો એટલે સર્વ નૈવેદ્યને ગોવર્દ્ધનપર્વત આરોગી જશે. " હે ગોવર્દ્ધન ! હે પૃથ્વીના આધાર ! હે ગોકુળરક્ષક ! ઘણા હાથોથી રક્ષણ કરી કોટિ ગાયો આપો. સર્વ લોકોની લક્ષ્મી કે જે ગાયને રૂપે પ્રત્યક્ષ છે તથા યજ્ઞાદિમાટે ઘી. વગેરે પદાર્થો આપેછે તે મારાં પાપોને નષ્ટ કરજો." ગોપલોકો નેત્રો મીચી ગયા ત્યારે શ્રીકૃષ્ણ પર્વતરૂપમાં પ્રવેશ કરી સર્વ અન્નનું ભક્ષણ કરી ગયા. એ વખતે કેટલાક લોકોએ પ્રત્યક્ષ રીતે પર્વતને ખાતો જોયો. સર્વ આશ્ચર્ય પામ્યા. કૃષ્ણે કહ્યું કે સર્વ જોઇ લ્યો, આ પર્વત પ્રત્યક્ષ દેવ છે તેની આટલા દિવસ પૂજા નહિ કરવાથી ઘણાં કષ્ટો આવ્યાં, હવે પ્રત્યેક વર્ષે આ ઉત્સવ કરજો. એ સમયમાં ઇંદ્રોત્સવને જોવામાટે આવેલા નારદ મુનિએ ગોવર્દ્ધનોત્સવ દેખી ઇંદ્રની સભામાં જઇ ઇંદ્રને કહ્યું કે તમારું ઇંદ્રપણું હાલમાં ગોવર્દ્ધનપર્વત ભોગવેછે અને યજ્ઞભાગ તથા ઇંદ્રાણી પણ તેને જ મળશે એમ તમારા ઉત્સવને બદલે ગોવર્દ્ધનનો ઉત્સવ થયો તેઉપરથી જણાયછે. જગતમાં જે વિશેષ બળવાન હોય તે જ સર્વના હકને છીનવી લે એ સ્વાભાવિક છે. નારદ ગયાપછી ક્રોધ પામેલા ઇંદ્રે મેઘોને આજ્ઞા કરી કે મુસલજેવી જલધારાઓથી ગોકુલને ડુબાવી મારો, ગોકુલવાસીઓએ મારું અપમાન કર્યું છે. વજ્રપાતોથી ગોવર્દ્ધનપર્વતને

જમવાનું છે, આશ્વિનમાસની સુદિ બીજને દિવસે શ્રાદ્ધથી પિતૃતૃપ્તિ કરવાની છે તથા ફઇની અને માસીની દીકરી બ્હેનને ત્યાં જમવાનું છે. ભાઇબીજને દિવસે પૂર્વે યમુનાજીએ પોતાના ભાઈ યમરાજાને પોતાને ઘેર ભોજન કરાવ્યું હતું તેથી એ યમદ્વિતીયા એ નામથી પ્રસિદ્ધ છે. એ દિવસે પોતાને ઘેર ભોજન ન કરવું પણ સહોદર ભગિનીને ઘેર ભોજન કરવું તથા ભગિનીને વસ્ત્રો, અલંકારો અને ધન શક્તિપ્રમાણે આપવાં. ભગિની ન હોય તો જીભથી માનેલી ભગિનીને ત્યાં ભોજન કરવું, તે પ્રમાણે કરવાથી આયુષ, બલ, ઉત્સાહ, કીર્ત્તિ, ધન અને સંતતિની વૃદ્ધિ થાય છે. આ વિષયની કથા આ પ્રમાણે છે કે પૂર્વે યમુનાજીએ પ્રેમને લીધે પોતાના ભાઇ યમરાજાને પોતાને ઘેર ભોજનનું કહ્યું. યમરાજાએ કાર્યપ્રસંગની બીકથી આજકાલ કરતાં ઘણા દિવસો કહાડી નાખ્યા. યમુનાજીએ અત્યાગ્રહથી જ્યારે કહ્યું ત્યારે પરિવારસહિત યમરાજા યમુનાજીને ઘેર ભોજન કરવા કાર્તિક સુદિ બીજને દિવસે આવ્યા. યમુનાજીએ સત્કાર કરી ઘણા પ્રકારની રસોઈ તૈયાર કરાવી સુવર્ણપાત્રોમાં સ્થાપિત કરી ભોજન કરાવ્યું. યમરાજાએ પણ યમુનાજીને વસ્ત્રાલંકારોથી પસન્ન કર્યા અને કહ્યું કે હે ભગિની ! વરદાન માગો. યમુનાજીએ માગ્યું કે પ્રતિવર્ષે મારે ત્યાં આ દિવસે જમવા આવવું, આજ એક દિવસ નારકી પ્રાણીઓને નરકની પીડાઓથી મુક્ત કરવા અને આજ જે લોકો ભગિનીના હાથથી અથવા તેને ઘેર ભોજન કરે તથા તેનો સત્કાર કરે તેઓને સૌખ્યાવસ્થા રહે એ માગુંછું. યમરાજાએ કહ્યું કે આજ યમુનાજીમાં સ્નાન કરી દેવ પિતૃઓનું તર્પણ કરી ભગિનીને ઘેર ભોજન કરશે તેને યમદ્વારમાં જવું નહિ પડે. કાશીમાં વીરેશ્વર મહાદેવથી તથા બીજા પ્રદેશમાં નદીના ઈશાન કોણમાં યમતીર્થ હોયછે, તેમાં સ્નાનતર્પણ કરી સૂર્યાભિમુખ ઉભી યમ, નિહંતા, પિતૃરાજ, ધર્મરાજ, વૈવસ્વત, દંડધર, કાલ, ભૂતાધિપ, દત્તકૃતાનુકારી અને કૃતાંત એ દશ નામોનો જપ કરવો અને યમેશ્વર મહાદેવનું તથા યમનું પૂજન કરી શુભ્ર પક્ષમાં પોતાથી ન્હાની બ્હેનને ઘેર જમવું. એ પ્રમાણે કહી યમરાજા સ્વસ્થાનમાં ગયા. તેથી આ ઉત્સવ શ્રેયસ્કર છે. જે સ્ત્રી ભાઇને જમાડેછે તે વૈધવ્ય પામતી નથી. અજ્ઞાનથી વા પ્રવાસથી કે રોગાદિકથી જો તે ઉત્સવ ન થઈ શકે તો આ કથાનું શ્રવણ કરવાથી પણ શ્રદ્ધ ફલ થાયછે. આ કથા સનત્કુમાર સંહિતામાં છે.

---

પણ વીંખી નાખો ઇંદ્રની આજ્ઞાથી મેઘોએ આવી મધ્યાહ્નસમયે ગોકુલ ઉપર મોટા અધકાર જમાવી ગાજવીજ કરી વર્ષવાનો આરંભ કર્યો. ગોકુલ ત્રાસમાં પડ્યું અને થોડીવારમાં તો સર્વ જલમય થઈ ગયું. સર્વે કૃષ્ણની શરણે ગયા. કૃષ્ણે કહ્યું કે નેત્રોને બંધ કરી ગોવર્દ્ધનનું ધ્યાન કરો, તે જ આપણને આ ઇંદ્રના ઉપદ્રવથી બચાવશે એમ કહી પોતે એક આંગુલી ઉપર ગોવર્દ્ધનને ઉઠાવી સર્વને કહ્યું કે તમો અહીં નીચે આવી વસો, કોઇ જાતનો ભય થશે નહિ. એ પ્રમાણે કહેવાથી ગોપવગેરે લોકો તથા ગાયવગેરે પશુઓ ગોવર્દ્ધનની નીચે પેશી જઇ સુખથી રહ્યાં. સાત દિવસ તથા રાત્રિ સુધી અવિચ્છિન્ન મેઘ પડ્યા કર્યો. ગોવર્દ્ધનના સ્મરણથી જ સર્વને ખાવાપીવા, બેસવા ઉઠવા વગેરેનું અપૂર્વ સુખ થયું. એ સમયમાં નારદે બ્રહ્માને જઇ કહ્યું કે, ઇંદ્ર સૃષ્ટિનો નાશ કરેછે તેને અટકાવો. બ્રહ્માએ કારણ પૂછતાં નારદે સર્વ વૃત્તાંત કહ્યો. ત્યારે હંસઉપર બેસી આવેલા બ્રહ્માએ ઇંદ્રને કહ્યું કે આ શું કરોછો ? એક આંગળીઉપર ગોવર્દ્ધનને સાત દિવસ ધરી રાખનાર શ્રીકૃષ્ણને તમો જીતી શકશો ? મોટા સાથે ઇર્ષ્યા કરવી એ અવનતિનું જ કારણ છે. બ્રહ્માનાં વચનથી ઇંદ્રે મેઘોને બંધ કરી કૃષ્ણની ક્ષમા માગી, કૃષ્ણે કહ્યું કે તમો જો ગોપવગરના થઈ પ્રસન્ન થયા હો તો આ તમારો ઉત્સવ હમેશનેમાટે શ્રીગોવર્દ્ધનને આપો. ઇંદ્ર તે વાતનો સ્વીકાર કરી પોતાના સ્થાનમાં ગયા. કૃષ્ણે પ્રત્યેક વર્ષે અન્નકૂટનો ઉત્સવ ગોવર્દ્ધનપર્વત આગળ કરવો એમ ઠરાવ્યું. સર્વ લોકો નવમે દિવસે પોતાના સ્થાનમાં આવી વસ્યા. આ ઉત્સવથી શ્રીકૃષ્ણ અત્યંત પ્રસન્ન થાયછે તથા ઉત્સવકર્ત્તા વિષ્ણુલોકને પામેછે.

---

# યમદ્વિતીયા અથવા ભાઈબીજ.

કાર્તિકમાસના શુક્લપક્ષની અપરાહ્ણવ્યાપિની બીજનો દિવસ યમ દ્વિતીયા અથવા ભાઈબીજ કહેવાયછે. એ બીજ જેમ ઉત્સવરૂપ છે તેમ શ્રાવણમાસની સુદિ બીજ કે જેનું કલુષા એવું નામ છે તેમાં જ્ઞાતા જ્ઞાત પાપોમાંથી મુક્તિમાટે શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત કરવાનું છે તથા કાકાની દીકરી બ્હેનને ત્યાં જમવાનું છે. ભાદ્રપદમાસની સુદિ બીજને દિવસે સરસ્વતીપૂજનનો ઉત્સવ કરવાનો છે તથા મામાની દીકરી બ્હેનને ત્ય

જમવાનું છે, આશ્વિનમાસની સુદિ બીજને દિવસે શ્રાદ્ધથી પિતૃતૃપ્તિ કરવાની છે તથા ફઇની અને માસીની દીકરી બ્હેનને ત્યાં જમવાનું છે. ભાઇબીજને દિવસે પૂર્વે યમુનાજીએ પોતાના ભાઈ યમરાજાને પોતાને ઘેર ભોજન કરાવ્યું હતું તેથી એ યમદ્વિતીયા એ નામથી પ્રસિદ્ધ છે. એ દિવસે પોતાને ઘેર ભોજન ન કરવું પણ સહોદર ભગિનીને ઘેર ભોજન કરવું તથા ભગિનીને વસ્ત્રો, અલંકારો અને ધન શક્તિપ્રમાણે આપવાં. ભગિની ન હોય તો ઝીઅથી માનેલી ભગિનીને ત્યાં ભોજન કરવું, તે પ્રમાણે કરવાથી આયુષ, બલ, ઉત્સાહ, કીર્ત્તિ, ધન અને સંતતિની વૃદ્ધિ થાય છે. આ વિષયની કથા આ પ્રમાણે છે કે પૂર્વે યમુનાજીએ પ્રેમને લીધે પોતાના ભાઇ યમરાજાને પોતાને ઘેર ભોજનનું કહ્યું. યમરાજાએ કાર્યપ્રસંગની ભીડથી આજકાલ કરતાં ઘણા દિવસો કહાડી નાખ્યા. યમુનાજીએ અત્યાગ્રહથી જ્યારે કહ્યું ત્યારે પરિવારસહિત યમરાજા યમુનાજીને ઘેર ભોજન કરવા કાર્તિક સુદિ બીજને દિવસે આવ્યા. યમુનાજીએ સત્કાર કરી ઘણા પ્રકારની રસોઈ તૈયાર કરાવી સુવર્ણપાત્રોમાં સ્થાપિત કરી ભોજન કરાવ્યું. યમરાજાએ પણ યમુનાજીને વસ્ત્રાલંકારોથી પસન્ન કર્યા અને કહ્યું કે હે ભગિની ! વરદાન માગો. યમુનાજીએ માગ્યું કે પ્રતિવર્ષે મારે ત્યાં આ દિવસે જમવા આવવું, આજ એક દિવસ નારકી પ્રાણીઓને નરકની પીડાઓથી મુક્ત કરવા અને આજ જે લોકો ભગિનીના હાથથી અથવા તેને ઘેર ભોજન કરે તથા તેનો સત્કાર કરે તેઓને સૌખ્યાવસ્થા રહે એ માગું છું. યમરાજાએ કહ્યું કે આજ યમુનાજીમાં સ્નાન કરી દેવ પિતૃઓનું તર્પણ કરી ભગિનીને ઘેર ભોજન કરશે તેને યમદ્વારમાં જવું નહિ પડે. કાશીમાં વીરેશ્વર મહાદેવથી તથા બીજા પ્રદેશમાં નદીના ઈશાન કોણમાં યમતીર્થ હોયછે, તેમાં સ્નાનતર્પણ કરી સૂર્યાભિમુખ ઉભી યમ, નિહંતા, પિતૃરાજ, ધર્મરાજ, વૈવસ્વત, દંડધર, કાલ, ભૂતાધિપ, દત્તકૃતાનુકારી અને કૃતાંત એ દશ નામોનો જપ કરવો અને યમેશ્વર મહાદેવનું તથા યમનું પૂજન કરી મુખ્ય પક્ષમાં પોતાથી ન્હાની બ્હેનને ઘેર જમવું. એ પ્રમાણે કહી યમરાજા સ્વસ્થાનમાં ગયા. તેથી આ ઉત્સવ શ્રેયસ્કર છે. જે સ્ત્રી ભાઇને જમાડેછે તે વૈધવ્ય પામતી નથી. અજ્ઞાનથી વા પ્રમાદથી કે રોગાદિકથી જો તે ઉત્સવ ન થઈ શકે તો આ કથાનું શ્રવણ કરવાથી પણ શ્રેષ્ઠ ફલ થાયછે. આ કથા સનત્કુમાર સંહિતામાં છે.

---

# સ્કંદષષ્ઠી.

યુધિષ્ઠિરરાજાએ ગયેલા રાજ્યની પ્રાપ્તિમાટે વ્રતવિષે પુછાયેલા શ્રીકૃષ્ણે કહ્યું કે કાર્તિકમાસની સુદિ ષષ્ઠી કે જે સ્કંદષષ્ઠી એ નામથી પ્રસિદ્ધ છે તેના ઉપવાસથી, ફલાહારથી અથવા નક્ત ભોજનથી ગયેલુ રાજ્ય પાછું મળેછે. તે દિવસે કાર્તિકેયસ્વામીને દેવોનું સેનાપતિપણું મળેલું છે તેથી તે વ્રત સ્કંદને પ્રિય છે. સ્નાનાદિ કૃત્ય કરી લઈ દક્ષિણાભિમુખ બેસી દધિ, અક્ષત, જલ તથા પુષ્પોથી સ્કંદને અર્ઘપ્રદાન કરવું. "હે સપ્તર્ષિદારજ ! હે સ્કંદ ! હે સેનાધિપ ! હે મહાબલ ! હે રૂદ્રોમાગ્નિજ ! હે ષડ્વક્ત્ર ! હે ગંગાગર્ભ ! તમને નમસ્કાર કરૂંછું." એમ કહી પ્રણામ કરવા, બ્રાહ્મણને કાચું અન્ન દાનમાં દેવું અને રાત્રિએ જો ભોજન કરવું હોય તો પૃથ્વીઉપર જ અન્નને મૂકી ખાવુ. આ વ્રત કાર્તિક વદિ છઠમાં પણ થાયછે. આ વ્રતથી ધન પશુ, રાજ્ય, આયુષ, કીર્તિ તથા પરલોકમાં ઉત્તમગતિ એઓની પ્રાપ્તિ થાયછે. આ વ્રતમાં તેલ ખાવું નહિ તથા દિવસનું ભોજન કરવું નહિ જેમ ભીષ્મપિતામહ ગાંગેય કહેવાયછે તેમ કાર્તિકેયસ્વામી પણ ગાંગેય જ કહેવાયછે. કારણ કે તેની ઉત્પત્તિ ગંગાથી છે. આ કથા ભવિષ્યપુરાણમાં છે.

---

# ગોપાષ્ટમી.

કાર્તિક સુદિ અષ્ટમી એ 'ગોપાષ્ટમી' કહેવાયછે તે દિવસે ગાયોનું પૂજન, ગાયોને પ્રદક્ષિણા અને ગાયોને ઉત્તમ પદાર્થોનું ભક્ષણ કરાવી તેની પાછળ જવું, એમ કરવાથી પ્રાણી સર્વ પાપોથી મુક્ત થાયછે તથા અભીષ્ટ ફલોને પ્રાપ્ત થાયછે. ગાયોના સંરક્ષણથી તથા પૂજનાદિથી જે અસંખ્ય લાભો પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ છે તેવિષે કોઇ માણસ જ વિરૂદ્ધ હશે. ગાય એ સાક્ષાત્ પૃથ્વીરૂપ છે, યજ્ઞાદિ ઉભયલોકહિતકારક કાર્યોમાં અતિ ઉપયોગી છે, પ્રાણીમાત્રના નિર્વાહમાં મુખ્ય ઉપકાર કરનાર છે અને સર્વ દેવમય છે. એ ઉપરથીજ આર્યધર્મશાસ્ત્રોમાં પ્રત્યેક ધાર્મિક કૃત્યોમાં ગોદાન મુખ્ય કહેલું છે. આવિષે જેટલું લખીએ તેટલું ઓછું છે.

# મથુરાપ્રદક્ષિણા—અક્ષયનવમી.

કાર્તિક સુદિ નવમીને દિવસે મથુરા નગરીને પ્રદક્ષિણા કરવાથી શ્રીકૃષ્ણ પ્રસન્ન થાયછે. આ નવમી યુગાદિ તિથિ પણ છે. તન્નિમિત્ત સપિંડક-શ્રાદ્ધ પૂર્વાહ્ણવ્યાપિની નવમીમાં કરવાનું છે. મથુરાની પ્રદક્ષિણા કરવાનું કહ્યુ છે તેઉપરથી એમ સિદ્ધ થાયછે કે બીજા પ્રદેશમાં રહેનારા લોકોએ મથુરાની યાત્રા કરવા જવુ અને મથુરાની પ્રદક્ષિણા કરવી. આ નવમી અક્ષયનવમી પણ કહેવાયછે. તે દિવસે દ્વાપરયુગની પ્રવૃત્તિ થઇ છે, દાનમાં પૂર્વાહ્ણવ્યાપિની અને ઉપવાસમાં અપરાહ્ણવ્યાપિની લેવી. આ દિવસે વિષ્ણુએ કૃષ્માંડક નામના દૈત્યને માર્યો છે. તેનારૂવાંઓમાંથી કૃષ્માંડક એટલે કોળાના વેલા ઉત્પન્ન થયા છે તેથી તે દિવસે ગંધથી તથા અક્ષતથી પૂજન કરી પાંચ રત્નો અંદર નાખી ગાયના ઘીની, પક્વાન્નની તથા દક્ષિણાની સાથે તેનું દાન બ્રાહ્મણને દેવું. આ તિથિમા સ્વશાખોક્ત વિધિનથી સુવર્ણમૂર્તિ-મય વિષ્ણુની સાથે તુલસીનો વિવાહ કરવો. આ નવમી પૂર્વવિદ્ધા મધ્યા-હ્નવ્યાપિની લેવી. આ વિધિ ત્રણ દિવસનો છે. તેમજ ધાત્રીને (આમળીને) તથા પીપળાને એક પ્રદેશમા રોપી તેઓનો પણ વિવાહ કરવો. આ પ્રમાણે કરવાથી અનંત પુણ્ય થાયછે. આ વિષયની કથા આ પ્રમાણે છે કે, વિષ્ણુ-કાંચી નગરીમાં કનકસિંહ નામે એક ક્ષત્રિય હતો કે જે ધનાઢ્ય, વૈશ્યવૃત્તિ કરનાર તથા વૈષ્ણવ હતો. તેને સંતાન નહતુ. ઘણા વ્રતોપવાસાદિથી ઘણે કાળે તેને એક કન્યા આવી તે અત્યંત રૂપાળી હતી, તેનું કિશોરી એવું નામ રાખવામા આવ્યું. એક દિવસે જન્મપત્રને જોનારો એક બ્રાહ્મણ તેને ઘેર આવ્યો તેને કિશોરીના જન્માક્ષર દેખાડયા. તે જોઇ બ્રાહ્મણે કહ્યુ કે "જો હું આ વાત સત્ય કહીશ તો તમને દુઃખ થશે અને મિથ્યા કહું તો મને દોષ લાગે, ગમે તેમ થાય પણ સત્ય કહીશ આ તમારી કન્યા જેને પર-ણશે તેના ઉપર વજ્રપાત થશે." બ્રાહ્મણનું વચન સાંભળી કનકસિંહ કચ-વાયો અને પુત્રીનો વિવાહ નહિ કરતા તેને બ્રાહ્મણોના પૂજનમાં તથા ધાર્મિક કાર્યોમાજ યોજી દીધી તથા ઘરના મનુષ્યોને કહ્યુ કે "આ પુત્રીને મારી નજરે પડવા દેશો નહિ. કેમકે તેણીના રૂપાદિ ગુણો દેખી મને પીડા થાયછે માટે તેને બીજા જુદા ઘરમા રાખો' આ પછી વૈશાખમાસમાં શંકર નામનો કોઇ ઉત્તમ બ્રાહ્મણ વિષ્ણુકાંચીની યાત્રામાટે આવ્યો હતો તે તેને

ઘેર આવ્યો. તેની કનકસિંહે પૂજા કરી અને ઘર આગળ બન્ને બેઠા. શંકર બ્રાહ્મણનીપૂજા માટે કિશોરી આવી અને તેનું પૂજન કર્યું. તે કિશોરીને અત્યંત રૂપાળી તથા યુવાવસ્થાવાળી દેખી તેની ચંદ્રના નામની સખીને તેણે પૂછ્યું કે "આ કિશોરીનો હજુસુધી વિવાહ નથી થયો તેનું કારણ શું?" ચંદનાએ સર્વ વૃત્તાંત કહ્યો. શંકરે કિશોરીના પિતાને કહ્યું કે "કિશોરીને દ્વાદશાક્ષર મંત્રનો ઉપદેશ કરૂં તેનો ત્રણ વર્ષપર્યંત તેણે જપ કરવો અને કાર્તિકમાસના શુક્લપક્ષની નવમીને દિવસે તુલસીનો વિષ્ણુસાથે વિવાહ કરવો, તે વ્રતના પ્રભાવથી કિશોરી વિધવા નહિ થાય." કિશોરીના પિતાએ તે વાતનો સ્વીકાર કર્યો અને વ્રતના અધિકારમાટે પ્રાયશ્ચિત્ત કરાવ્યું. કિશોરીએ યથાચિત તે વ્રત ત્રણ વર્ષ કર્યું અને ચોથે વર્ષે તે પ્રાતઃકાલમાં કાર્તિકસ્નાન માટે જતી હતી ત્યાં એક ક્ષત્રિય કુમાર તેને જોઇ મોહ પામ્યો અને તેની પાછળ ભમવા લાગ્યો. જેમ બીજના ચંદ્રને જોવામાટે લોકો ઉત્સુક રહેછે તેમ તે કિશોરીના મુખચંદ્રને જોવા આતુર રહેવા લાગ્યો. એ વિલેપી નામના ક્ષત્રિયકુમારે એક માલણને ત્યાં જઈ તેને ધન આપી કિશોરીને ભુટાવવાનો યત્ન કરવા માંડ્યો. માલણે એક દિવસ તેને કહ્યું કે "મેં ઘણા ઉપાયો કર્યા પણ કોઇ લાગુ પડતો નથી" વિલેપીએ કહ્યું કે મને એક એ ઉપાય ભાસેછે કે હું તારી કન્યા થઈ કિશોરીપાસે પુષ્પો લઈ જાઉં એમ કરતાં શું થાય છે તે જોઇએ. માલણે તે વાતને કબુલ કરી સાતમને દિવસે નિશ્ચય કર્યો અને આઠમને દિવસે માલણ કિશોરી પાસે ગઇ ત્યારે કિશોરીએ માલણને કહ્યું કે આવતી કાલે નવમી છે તેથી મારે તુલસીનો વિવાહ કરવાનો છે માટે પુષ્પોના મુકુટો તથા માળાઓ બનાવી લાવજે. માલણે કહ્યું કે "મારી પુત્રી બીજે ગામથી આવી છે તે ઘણી ચતુર છે તે સર્વ પુષ્પરા ગમી તમારી પાસે લાવશે." એ પ્રમાણે કહીને તે ચાલી ગઇ અને તેણે વિલેપીપાસે આવી સર્વ વૃત્તાંત કહ્યો. પછી માલણે રાત્રિમાં અનેક જાતના પુષ્પાલંકારો બનાવ્યા. તે સમયમાં વિષ્ણુકાંચીનગરીનો જયસેન નામનો રાજા હતો અને તેનો મુકુંદ નામનો પુત્ર હતો કે જે સૂર્યનો પરમ ભક્ત હતો.તેણે કિશોરીના રૂપવિષેની વાત સાંભળી સંકલ્પ કર્યો કે "જો કિશોરી મારી ભાર્યા થાય તો જ મારે અન્ન ખાવું છે નહિતો મરવું છે." એમ નિશ્ચય કરી તેણે ઉપવાસો માંડ્યા ત્યારે સાતમા દિવસની રાત્રિમાં

સ્વપ્નમાં આવી સૂર્યે કહ્યું કે ";કિશોરીને તો વિધવા થવાનો યોગ છે માટે તેને ભાર્યા કરી શું ફાયદો કહાડીશ?" મુકુંદે કહ્યું કે "તમે તેણીના બાલવૈધવ્યને દૂર કરવા સમર્થ છો માટે તેમ કરો." સૂર્યે ઘણું સમજાવ્યો પણ તે માન્યો નહિ ત્યારે તથાસ્તુ કહી સૂર્ય અંતર્હિત થયા. કિશોરીને પણ સ્વપ્નમાં જઇ સૂર્યે તુલસીવિવાહના વ્રતનો ઉપદેશ કર્યો. તે જ સ્વપ્નમાં કોઇ કન્યા પોતાના પતિસાથે આવી અને તેણે પતિને કહ્યું કે "કિશોરી મારી માતા છે, એના હાથથી બલિદાન લઇશ ત્યારપછી વિવાહ કરવા દઇશ." એવું શ્રવણ કરી કિશોરી ચિંતાતુર થઈ વિચારવા લાગી કે દ્વાદશાક્ષરની વિદ્યા ક્યાં? વિષ્ણુનું પૂજન ક્યાં? અને નરકમાં લઈ જાય એવું પશુહિંસાથી થનારૂં બલિપ્રદાન ક્યાં? સ્વપ્ન જવાથી જાગી જઇ તેણે ચંદના સખીને સર્વ વાત કહી. ચંદનાએ કહ્યું કે, સ્વપ્નનું ફળ તમારે માટે સારૂં છે પણ એક જીવનું મરણ અવશ્ય થશે. પ્રાતઃકાલ થવાથી ઉઠી નિત્યકર્મ કરી લઇ કિશોરી જ્યાં બેઠી છે ત્યાં વિલેપી ક્ષત્રિયે સ્ત્રીનું રૂપ લઈ પુષ્પો લાવી તેને આપ્યાં. કોઇપણ તેને પુરૂષ છે એમ ઓળખી શક્યું નહિ. કિશોરીની સાથે સંબંધ શીરીતે થાય! એમ ધ્યાન કરી તે ત્યાં બેગી રહ્યો. તે દિવસે કામાકાંત મુકુંદ નામના રાજકુમારે પિતાવગેરેની સંમતિ લઇ કાર્યભારીદ્વારા કિશોરીના પિતાપાસે માગું કરાવી તેને પરણવાનો ઠરાવ કર્યો. રાજાના કિંકરો વાહનવગેરે લઇ મોહોટી ધામધૂમથી જાન લઇ આવ્યા અને બારસને દિવસે ગોધૂલ લગ્નમાં લગ્નની તૈયારી થઈ. તે કન્યાના રાજપુરોહિતે કહ્યું કે બીજા સર્વ પુરૂષોને બ્હાર કાઢો કેમકે આ રાજાનું લગ્ન છે. તેથી સર્વને બ્હાર બેસાડ્યા પણ વિલેપી ક્ષત્રિય સ્ત્રીરૂપ હોવાથી અંદર જ બેસી રહ્યો. જ્યાં થોડીવાર થઇ ત્યાં તો અકસ્માત્ પવન ઝપાટાબંધ ફુંકવા લાગ્યો. ધૂળ ઉડવા લાગી, દીવાઓ ઠરી ગયા અને અંધકાર થઈ ગયો. મુકુંદે વિચાર્યુ કે સૂર્યનું વચન ખોટું નહિ, હવે શું થશે! તેની વચમાં કામાંધ વિલેપીએ કિશોરીનો હાથ પકડ્યો કે તુરતજ વિલેપીઉપર કડાકો થઇ વજ્રપાત થવાથી તે મરણ પામ્યો. લોકોએ ધાર્યું કે રાજાનો પુત્ર માર્યો ગયો હશે. થોડીવારમાં તોફાન શાંત થતાં તપાસ કર્યો ત્યાં માલણની પુત્રી મરી ગઇ એમ જાહેર થયું. ત્યારપછી રાજકુમારસાથે રીતિપ્રમાણે કિશોરીનો વિવાહ થયો અને વ્રતના પ્રભાવથી કિશોરીનુ વૈધવ્ય દૂર થયુ. એ પ્રમાણે સર્વ સિદ્ધિ દેનારૂં આ વ્રત છે. આ કથા સનત્કુમાર સંહિતામાં છે.

---

# દેવદીવાળી.

કાર્તિક સુદિ એકાદશીને દિવસે ચતુર્માસમાં શયનાવસ્થ થયેલા વિષ્ણુનો પ્રબોધોત્સવ કરવો, રામાર્ચનચંદ્રિકા નામના ગ્રંથમાં બારસને દિવસે કરવો એમ કહ્યું છે આ ઉત્સવ 'દેવદીવાળી' એ નામથી અતિ પ્રસિદ્ધ છે. બારસને દિવસે આ ઉત્સવ કરવામાં ઘણા ગ્રંથોનો મત દેખાયછે. શ્રાવણમાસના શુક્લપક્ષમાં વિષ્ણુએ શંખાસુરને માર્યો છે તેના પરિશ્રમથી તે ક્ષીરસાગરમાં પોઢ્યા છે તેને આ એકાદશીને દિવસે હે ભગવન્ ! હે ત્રૈલોક્યાધાર ! હે પરમેશ્વર ! જાગર્તિમાં આવો અને ભક્તોને દર્શન આપો. એમ પ્રાર્થનાની સાથે વેદમંત્રોથી, ગીતોથી, નૃત્યોથી અને શંખ, વીણા તથા ઘંટા અને બીજાં વાદિત્રોના શબ્દોથી જગાડી પુષ્પોથી પુષ્પાંજલિ દેવો. પંચામૃતથી સ્નાનાદિ પૂજન કરી સ્વસ્તિવાચન કરવું. ધૂપ, દીપ તથા અનેક નૈવેદ્યો ધરાવી નીરાજન કરવું, બ્રાહ્મણોને ગોદાન તથા ભોજન દેવું અને ઉપવાસાદિ વ્રત કરી રાત્રિનું જાગરણ કરવું. કેટલાએક દેશોમાં મુખ્યત્વે એકાદશીને દિવસે 'તુલસી વિવાહ' નો ઉત્સવ કરવામાં આવેછે અને કેટલાએક મતાંતરને આધારે બારસને દિવસે રાત્રિના પ્રથમ પ્રહરમાં કરવામાં આવેછે. કાર્તિક સુદિ નવમીથી પૂર્ણિમાસુધીમાં જે દિવસે જ્યોતિઃશાસ્ત્રોક્ત વિવાહનું નક્ષત્ર આવતું હોય તે દિવસે તુલસીવિવાહ થઇ શકેછે તોપણ ચાલતા રિવાજ પ્રમાણે એકાદશીમાં જ તે વિવાહ થાયછે. આષાઢ સુદિ એકાદશીને દિવસે વાવેલાં શ્રી તુલસીજીને આ એકાદશીને દિવસે શ્રીવિષ્ણુની એક પલ એટલે ચાર રૂપિયાભાર સોનાની મૂર્તિસાથે અથવા પ્રતિદિન ચલમૂર્તિ સાથે વિવાહિત કરવામાં આવેછે. પ્રથમથી વિવાહની રચના કરી પોતાને ઘેર મંડપાદિ શોભા કરી બ્રાહ્મણાદિ શિષ્ટજનોસાથે વિષ્ણુની મૂર્તિને પાલખીમાં પધરાવી ગાજતે વાજતે મોહોટા ઉત્સવથી પોતાને ઘેર અથવા દેવમંદિ[ર]માં પધરાવવી. અનન્તરકથી બ્રાહ્મણોએ ગણપતિપૂજન તથા સ્વસ્તિવાચ[ન] માંગલિક કાર્યો કરી ષોડશોપચારોથી વિષ્ણુનું પૂજન કરવું. તુલસીવૃક્ષ[ને] પધરાવી વિષ્ટર આપી અર્ઘ્યપાદ્ય આપી આચમનીય જલ [આ]રપછી દધિ, મધ અને ઘીને કાંસાના સંપુટમાં નાખી મધુપર્કથી [પૂ]જે, જેજે દેશાચારો તથા કુલાચારો હોય તે સર્વે કરવા. ગોધૂલ-

સમયે મંગલસૂક્તનો પાઠ કરી પોતાના ગોત્ર પ્રવરનોઉચ્ચાર કરીત્રિપુરૂષોના નામોને બોલી પછી કહેવું કે રોપણથી તથા પોષણથી પુત્રીસમાન આ તુલસી કે જે પાર્વતીના બીજથી ઉત્પન્ન થયેલ છે તથા વૃંદાના ભસ્મમાં રહેલ છે તેને અનાદિ, અમધ્ય તથા અનંત વિષ્ણુને પત્નીરૂપે અર્પણ કરૂંછું તેનો હે પ્રભો ! સ્વીકાર કરો. એ પ્રમાણે વિવાહ કરી પૂજન કરી પ્રાતઃકાલે નિસકર્મ કરી પુનઃ પૂજન કરી અગ્નિસ્થાપન કરી વિધિપ્રમાણે અષ્ટોત્તરશત હોમ કરવો. ત્યારપછી ચોમાસામાં જે નિયમો લીધા હોય તેની બ્રાહ્મણોના કહેવા પ્રમાણે દાન દઈ સમાપ્તિ કરવી; દ્વાદશીયુક્ત રેવતી નક્ષત્રના ચોથા ચરણમાં પારણા કરવી નહિ અને કરે તો વ્રતનું ફલ થાય નહિ. બ્રાહ્મણોને જમાડી પોતાને જમવું. વિષ્ણુઉપરથી પડેલાં તુલસીપત્રોના ભક્ષણથી સર્વ પાપો નષ્ટ થાયછે. સાયંકાલે સેરડીના મંડપમા વિષ્ણુયુક્ત તુલસીની પૂજા કરવી અને વિસર્જન કરવું. મૂર્તિવગેરે આચાર્યને આપી દેવું. એ પ્રમાણે કરવાથી મનુષ્ય સર્વેષ્ટસિદ્ધિને મેળવેછે. સાધારણ મનુષ્યો શેરડીના ચાર સાંઠા લઈ તુલસીની પાસે મંડપ કરી ત્યાં વિષ્ણુને પધરાવી વિવાહોત્સવ કરેછે અને બાકી ચાલતો દેશાચાર કુલાચાર પણ કરેછે. આ એકાદશીને દિવસે વિષ્ણુનો પ્રબોધોત્સવ હોવાથી તથા તુલસીવિવાહનો ઉત્સવ હોવાથી તે દેવોની દીવાળી કહેવાય છે. સર્વ દેવોના મંદિરોમાં દીપમાળા વગેરે ઉત્સવો કરવામાં આવેછે અને બારમને દિવસ લગભગ 'અન્નકૂટ'જેટલી સામગ્રી કરી નૈવેદ્ય ધરાવવામાં આવેછે.

---

## ભીષ્મપંચક વ્રત.

નારદના પુછવા ઉપરથી બ્રહ્માએ કહ્યું કે ભરતકુલમાં પ્રસિદ્ધ ગંગાજીના પુત્ર ભીષ્મપિતામહે શ્રીકૃષ્ણપરમાત્માની કૃપાથી પોતાના નામવાળું 'ભીષ્મ પંચક' એ નામનું વ્રત પ્રસિદ્ધિમાં મુકેલું છે. એ વ્રત સર્વ પાપોના નાશને કરનાર છે અને સર્વ પુણ્યોને આપનારૂં છે. કાર્તિકમાસના શુક્લપક્ષની એકાદશીથી પૂર્ણિમાપર્યંત પાંચ દિવસોનું આ વ્રત છે. બાણશય્યામાં સુતેલા ભીષ્મે પાંડવોના ઉદ્દેશથી રાજધર્મો, દાનધર્મો અને મોક્ષધર્મો વગેરે ધર્મોનો ઉપદેશ કર્યો તેનું શ્રવણ કરી પ્રસન્ન થયેલા શ્રીકૃષ્ણે કહ્યું કે હે ભીષ્મ ! તમને ધન્યવાદ ઘટેછે. તમો જ્ઞાનના તથા ધર્મના ભંડાર છો.

આજ કાર્ત્તિક સુદિ એકાદશીને દિવસે તમોએ જલપાન માગ્યું છે અને તમારા પુત્ર અર્જુને બાણગંગાનું જલ તમોને પાયું છે. તમારો અંતરાત્મા પ્રસન્ન થયો છે માટે આજથી આરંભી પૂર્ણિમાપર્યંત પાંચ દિવસો ભીષ્મ-પંચક એ નામથી પ્રસિદ્ધ થશે. એ દિવસોમાં જેઓ અર્ઘ્યપ્રદાનવગેરેથી તમારૂં પૂજન કરશે તથા પાંચદિવસનું વ્રત કરશે તેઓ ઉપર હું પ્રસન્ન થઇશ. જે કાર્ત્તિકમાસનું સ્નાનવગેરે વ્રત કરશે પણ ભીષ્મપંચક વ્રત નહિ કરે તેનું પુણ્ય નષ્ટ થશે અને જે અશક્ત હોવાથી આ ભીષ્મપંચકનું વ્રત કરશે તેને અખંડ પુણ્યની પ્રાપ્તિ થશે. અપુત્ર મનુષ્ય આ વ્રતથી પુત્રને પ્રાપ્ત થશે. પૂર્ણિમાને દિવસે સુવર્ણવગેરે ધાતુમાંથી યથાશક્તિ બનાવેલા પાપ પુરૂષનું દાન કરવું કે જેથી સર્વ પાપોનો નાશ થાય. વિધિ પ્રમાણે શ્રદ્ધાથી આ વ્રત કરનાર અપુત્ર પુરૂષ એક વર્ષમાંજ પુત્રફળને પામેછે.

---

# કાર્ત્તિક સુદિ ૧૪ વૈકુંઠ ચતુર્દશી.

વાલખિલ્ય ઋષિઓ કહેછે કે કાર્ત્તિકમાસના શુકલપક્ષની ચતુર્દશીને દિવસે વૈકુંઠવાસી વિષ્ણુએ સત્યયુગમાંશ્રી કાશીજીમાં આવી પ્રાતઃકાળમાં મણિકર્ણિકાના ઘાટઉપર વિધિપૂર્વક સ્નાન કરી એક હજાર હેમ કમલો લઇ શ્રી કાશીવિશ્વેશ્વરની પૂજામાટે નિયમ લઇ શિવપૂજન કરી કમળો ચડાવવા માંડ્યાં. શિવજીનાં સહસ્ર નામોમાંથી એક એક નામનો ઉચ્ચાર કરી એક એક કમલ ચડાવવા માંડ્યું તેમાં મહાદેવે વિષ્ણુની શ્રદ્ધાની પરીક્ષામાટે એક કમળને ગુમ કરી દીધું. છેવટમાં એક કમળ ઓછું થતાં વિષ્ણુએ વિચાર કર્યો કે શિવજીના નામોચ્ચારણમાં મને ભ્રમ થયો કે કમળોની સંખ્યામાં ભ્રમ થયો? ક્ષણવાર પછી નિશ્ચય કર્યો કે શિવનામમાં ભ્રમ નથી થયો પણ કમળોની બાબતમાંજ કંઇક ગરબડ થઇ છે. મેં હજાર કમળો ચડાવવાનો સંકલ્પ કર્યો છે માટે હવે એક કમળ ઓછું થવાથી તે સંકલ્પ શી રીતે પૂર્ણ થશે! જો અહિંથી ઉઠી કમળ લેવા જાઉં તો એકાસનવ્રતનો ભંગ થાય માટે હવે શું કરવું? એમ ચિંતા કરતાં કરતા એવા વિચારપર આવ્યા કે જગતમાં મારૂં 'પુંડરીકાક્ષ' એવું નામ મુનીશ્વરો કહેછે તેથી મારૂં નેત્ર કમળસમાન છે માટે નેત્રતુંજ અર્પણ કરૂં. એમ વિચારી તર્જની આંગળીથી પોતાના એક નેત્રને કહાડી લઇ તે મહાદેવને ચડાવ્યું. એવી અત્યુત્કટ સાહસભરેલી

ભક્તિથી મહાદેવજીએ પ્રસન્ન થઇ વિષ્ણુને કહ્યું કે "હે વિષ્ણુ! ત્રણે લોકોમાં તમારાજેવો બીજો કોઇપણ મારો ભક્ત નથી. તમને ત્રણે લોકોનું રાજ્ય આપુંછું તમારી જે ઇચ્છા હોય તે વરદાન માગો." વિષ્ણુએ કહ્યું કે ત્રૈલોક્યના સંરક્ષણનું કામ મને સોંપેછે તો તેમાં વિઘ્ન કરનારા દુષ્ટ દૈત્યોને મારવામાટે કોઇ શસ્ત્ર આપો. મહાદેવે સુદર્શન નામનું ચક્ર લઇ વિષ્ણુને આપી કહ્યું કે આ ચક્રથી દુષ્ટોને મારી ભક્તોનું સંરક્ષણ કરો. હે વિષ્ણુ! આ હેમલંબ નામના સંવત્સરના કાર્તિકમાસમાં શુક્લપક્ષની ચતુર્દશીના પ્રાતઃકાળમાં મણિકર્ણિકા ઘાટે ગંગાસ્નાન કરી તમે સહસ્ર કમળોથી મારૂં પૂજન કર્યું છે તેથી આ તિથિ મને અત્યંત પ્રિય છે અને તે વૈકુંઠ ચતુર્દશી એ નામથી પ્રસિદ્ધ થશે બીજું પણ વરદાન આપુંછું કે આ તિથિમાં પૂર્વરાત્રિમાં તમારૂં (વિષ્ણુનું) પૂજન કરી મારૂં પૂજન કરશે તેને હું પ્રસન્ન થઇશ. વિષ્ણુના પૂજનમાં રાત્રિવ્યાપિની ચૌદશ લેવી, સાયંકાળે પંચનદ તીર્થમાં સ્નાન કરી બિંદુમાધવની પૂજા કરી હજાર કમળો ચઢાવવાં ત્યારપછી મણિકર્ણિકામાં સ્નાન કરી વિશ્વેશ્વરનું સહસ્ર નામ બોલી સહસ્ર પુષ્પોથી પૂજન કરવાથી મનુષ્ય જીવન્મુક્ત થાયછે. અથવા જે મનુષ્ય વિષ્ણુકાંચીમાં સ્નાન કરી અનંતેશની પૂજા કરે અને શિવકાંચીમાં સ્નાન કરી પ્રણવેશ મહાદેવની પૂજા કરે તેને સર્વ ધર્મોની પ્રાપ્તિ થાયછે. કાશીમાં બિંદુમાધવ તથા વિશ્વેશ્વર મોક્ષ દેનારા છે. હરિના પૂજનવિના શિવનું પૂજન તથા શિવના પૂજનવિના હરિનું પૂજન નિષ્ફળ થાયછે. એ પ્રમાણે કહી શિવજી અંતર્હિત થયા. આ કથા સનત્કુમાર સંહિતામાં છે તેમાં વિશેષ એમ પણ જણાવ્યું છે કે આ શૌચાચારથી રહિત કલિયુગમાં ચોવીશસો વર્ષ ગયા પછી કાશીમાં રહેલાં શિવલિંગોના પ્રભાવને વિશ્વેશ્વર પાતાળમાં લઇ જશે. અઠ્ઠાવીશસો વર્ષ પછી ગંગા તથા કાશીજી પ્રતાપવગરનાં થશે, ચૌદ વર્ષનો દુષ્કાળ પડશે, મહામારીના કોપથી લોકો દુઃખી થશે, ગોવધાદિ અકૃત્યો થશે, પૃથ્વી નીરસ થશે, ગંગાદ્વારમાં જે ગંગાજીની ધારા પડેછે તેનો પણ ધીમે ધીમે ઘટાડો થશે. ગંગાનું તત્વ ગયા પછી તે નદીના જળમાં કેટલાએક સૂક્ષ્મ કીડાઓ પડશે તથા જળ ગળીના રંગ જેવા રંગવાળું થવા માંડશે. ચાર હજાર વર્ષો પછી પર્વતાદિ પ્રદેશોમાં બિરાજેલા દેવો માનસ સરોવરમાં જઇ રહેશે, રાજાઓ ધૈર્યવગરના થશે, કલિયુગનાં દશહજાર વર્ષો ગયા પછી શ્રૌત સ્માર્ત્ત ધર્મનો ઘણોખરો લોપ થશે, લોકો

થોડાં આયુષવાળા, મંદભાગ્યવાળા અને અનેક ચિંતાઓથી ઘેરાયેલા થશે. દક્ષિણ દેશમાં બે ત્રણ બ્રાહ્મણો વેદને જાણનારા રહેશે. જ્યારે નવીન શક ચલાવનાર પુનઃ ધર્મસ્થાપન કરશે ત્યારે તેઓને તેડી લાવશે. એવા કલિયુગમાં પણ આ વૈકુંઠ ચતુર્દશીના વ્રતથી મનુષ્યો કલ્યાણનું પાત્ર થાયછે.

---

# ત્રિપુરાસુરમોક્ષોત્સવ.

પ્રદોષવ્યાપિની કાર્તિક સુદિ પૂર્ણિમાને દિવસે ત્રિપુરોત્સવ કરવામાં આવેછે. તે સમયે મહાદેવના મંદિરમાં સાતસોવીશ વાટોવાળો ઘીનો દીવો અવશ્ય મૂકવો જોઇએ. ત્રિપુરાસુરવિષેનું વૃત્તાંત સનત્કુમારસંહિતામાં આ પ્રમાણે છે કે ત્રિપુરાસુર નામના દૈત્યે પ્રયાગરાજ તીર્થમાં બ્રહ્માઉપર તપશ્ચર્યા આરંભી. ઘણાં વર્ષો વ્યતીત થયાં ત્યારે તેના તપોબલથી ત્રૈલોક્ય મુંઝાવા લાગ્યું. એ વખતે બ્રહ્માએ ત્યાં આવી તેને વરદાન માગવાનું કહ્યું ત્યારે ત્રિપુરાસુરે પ્રથમ તો હું મૃત્યુવગરનો થાઉં એવું વરદાન માગ્યું. બ્રહ્માએ કહ્યું કે અરે અસુર ! હું પણ મૃત્યુથી મુક્ત નથી તો બીજાની વાત પણ શી હોય ? ત્રિપુરાસુરે કહ્યું કે ત્યારે દેવોના હાથથી, મનુષ્યોના હાથથી, રાક્ષસોના હાથથી, સ્ત્રીઓના હાથથી તથા કોઇ રોગથી મારૂં મૃત્યુ ન થાય એવું વરદાન આપો. બ્રહ્મા તથાસ્તુ એવું વચન કહી અંતર્હિત થયા એ પ્રમાણે વરદાનના લાભથી ઉદ્ધત થયેલા તે ત્રિપુરાસુરે પોતાના સર્વે અસુરોને આજ્ઞા કરી કે તમો દેવોને મારી તેઓનાં સર્વ સ્ત્રી-રત્નો તથા રાજ્યવગેરે ખૂંચવી લ્યો અને સૂર્યને સર્વદા પ્રકાશમાટે મારા દ્વારપાસે હાજર રાખો. એવી તેની આજ્ઞાથી સૂર્ય તેના દ્વારઆગળ ઉભા રહ્યા ત્યારે તેનાં ઉગ્ર તેજથી મુંઝાયેલા તે અસુરે સૂર્યને રજા આપી. પણ બીજા દેવો નોકર થઇ તેને ઘેર રહ્યા, એ પ્રમાણે ચાલતાં એક દિવસે નારદમુનિ તેની પાસે આવ્યા. નારદનું સન્માન કરી અસુરે પૂછ્યું કે હે મુનિ ! હાલમાં મારા જેવો કોઇ છે ? નારદે કહ્યું કે હે અસુર ! જેજે દૈત્યોને જેજે સ્થાનકોમાં તમોએ અધિકારી બનાવ્યા છે તે તે લોકો ત્યાં ત્યાં સ્વતંત્ર સત્તાવાળા થઈ પડયા છે તથા તમારૂં નામ પણ લેતા નથી અને તમને ગણતા પણ નથી. આ વાતનું શ્રવણ કરી તેણે તુરત વિશ્વકર્માને બોલાવી આજ્ઞા કરી કે એકદમ સોનાનું, રૂપાનું અને લોઢાનું એમ ત્રણ વિમાનો બનાવો.

કે જેથી પાતાલમાં, પૃથ્વીમાં અને સ્વર્ગમાં એકજ સમયે જૂદાં જૂદાં ત્રણ રૂપ ધરી મારાથી ફરી શકાય. તે પ્રમાણે થતાં તે અસુરે સર્વને કેદ કર્યા અને સર્વે ઉપર વિમાનોમાંથી શસ્ત્રોની વૃષ્ટિ કરવાથી ત્રણે લોકોને ઘણી પીડા થઇ. નારદે ઇંદ્રને ઘણો ધિક્કાર દઇ કહ્યું કે હે ઇંદ્ર! આ શું થાયછે ઉદ્યમ કરો. તેથી સર્વ દેવોએ મળી બ્રહ્માપાસે જઇ પ્રાર્થના કરી ત્યારે બ્રહ્મા પણ સર્વ દેવોસાથે વિષ્ણુપાસેં ગયા. વિષ્ણુએ કહ્યુ કે હે બ્રહ્મન્! તમોએજ એ દુષ્ટ અસુરને વર આપી આ પીડા ઉભી કરી છે. હવે તેનો નાશ કેમ થાય? તોપણ તેને મારે એવો એકજ મારા ધ્યાનમાં આવે છે કે જે દેવ નથી, મનુષ્ય નથી, અસુર નથી, રાક્ષસ નથી, પિશાચ નથી, પુરૂષ નથી, સ્ત્રી નથી, જડ નથી અને પંડિત નથી. તેનાં માતા પિતા નથી કે કોઇ પુત્રાદિ પરિવાર પણ નથી આ વાત સાંભળી દેવોએ કહ્યું કે એવો કોણ છે? વિષ્ણુએ કહ્યું કે એવા સાક્ષાત્ મહાદેવજી છે, તેને શરણે ચાલો. એવો વિચાર કરી મહાદેવજીને શરણે જઇ દુઃખની વાત કરી, મહાદેવજીએ કહ્યું કે સર્વ સામગ્રી તૈયાર કરો. ત્યારે વિષ્ણુએ બાણનું રૂપ લીધું, વાયુએ પુંખનું રૂપ લીધું, મૈનાક પર્વતે ધનુષનું રૂપ લીધું, પૃથ્વીએ રથનું રૂપ લીધું, વેદોએ ઘોડાનું રૂપ લીધું, બ્રહ્માએ સારથિનુ રૂપ લીધું, સૂર્ય ચંદ્રે રથનાં ચક્રોનું રૂપ લીધું અને ગણેશવગેરે સૈન્યરૂપ થયા. ત્યારપછી નારદમુનિએ ત્રિપુરાસુરપાસે જઇ કહ્યું કે કૈલાસમાં મહાદેવની સમૃદ્ધિપાસે તારી સમૃદ્ધિ કાંઈ હિસાબમાં નથી. તેથી તે અસુર કૈલાસમાં મહાદેવની સાથે યુદ્ધ કરવા આવ્યો. મહાદેવજીએ યુદ્ધમાં એકજ બાણથી ત્રિપુરાસુરને મારી જગતનું કષ્ટ દૂર કર્યું. આ કારણથી કાર્ત્તિક સુદિ પૂર્ણિમાને દિવસે પ્રદોષસમયે મહાદેવજીના મંદિરમાં ઉત્સવ કરવામાં આવે છે.

---

# દશરથલલિતાવ્રત.

કાર્ત્તિક વદ ચોથને દિવસે અથવા મુખ્યત્વે પૂર્ણિમાંત માસપ્રમાણે એટલે આસુ વદ ચોથને દિવસે દેશકાળનું સંકીર્ત્તન કરી, હું . પુત્રપૌત્રવગેરે સકલ કામનાઓની સિદ્ધિ માટે યથામિલિત ઉપચારોથી લલિતા દેવીનું પૂજન કરીશ અને તેના અંગરૂપે ગણપતિપૂજનાદિ કાર્ય પણ કરીશ; એવો સંકલ્પ કરી, નીલા રંગનાં રેશમી વસ્ત્રોને ધરનારાં સુવર્ણમય દેહવાળાં, કમળઉપર બેઠેલાં અને ભક્તોના મનોરથોને સિદ્ધ કરનાર લલિતા-

દેવીનું ધ્યાન કરવું. આસનવગેરે ઉપચારોથી પૂજન કરવું તથા અંગપૂજન કરવું. દશરથલલિતાદેવીનુ દશ પુષ્પોથી તથા દશ અક્ષતોથી પૂજન કરવું અને વાયનનુ દાન દેવું. તેની કથા આ પ્રમાણે છે કે—

વનવાસમા દુઃખ પામતા પાડવોએ શ્રીકૃષ્ણનાં દર્શન કરી પૂછ્યું કે ભગવન્! દશરથલલિતાદેવીનું વ્રત કહો તથા પૂર્વ કાળમા કોણે કર્યું હતું તે પણ કહો ? કૃષ્ણ કહેછે કે પૂર્વે ત્રેતાયુગમાં દશરથ નામના રાજા હતા અને તેની કૌસલ્યા નામની પત્ની હતી. રાજાને કશું સતાન નહતું. એક સમયે ઋષ્યશૃગ નામના મહામુનિ રાજાપાસે આવ્યા, રાજાએ તેનું પૂજન કર્યું તથા ઘણી સ્તુતિ કરી. રાજાની ભક્તિથી પ્રસન્ન થયેલા મુનિએ વરદાન માગવાનું કહ્યુ ત્યારે રાજાએ કહ્યુ કે હુ અપુત્ર છુ તેથી પુત્રલાભ કરનારૂં કોઇ તીર્થ કે વ્રત હોય તે કહો. મુનિએ કહ્યુ કે એક ઉત્તમ વ્રત કહુંછુ તેનું શ્રવણ કરો, ચંદ્રની રોહિણી નામની પત્ની એજ લલિતા દેવી છે. તેનું દશમીથી ચતુર્થીસુધી દશ દિવસોનુ વ્રત કરવાનું છે અને ચતુર્થીને દિવસે તો વિશેષથી વ્રત કરવું. તે દિવસે સાયકાળે સ્નાન કરી દશ કોળા, દશ બીજોરા વગેરે ફળોથી, જાનિવગેરે દશ પુષ્પોથી તથા દશ મોદકોથી પૂજન કરવુ. ગીત, નૃત્ય તથા વાદિત્રોથી ઉત્સવ કરવો, ચદ્રોદય થાય ત્યારે તેની સુવર્ણમય મૂર્ત્તિનુ સ્થાપન કરી તેનુ શખમાં ભરેલા જળથી અર્ઘ્યપ્રદાન કરી જળના દશ ઘડાઓનુ દાન દેવું. આ વ્રત દશવર્ષપર્યંત કરવાનું છે. શ્રદ્ધાથી કરેલું આ વ્રત પુત્ર, ધન તથા આરોગ્યવગેરે સર્વ ફળોને તુરત આપેછે. ઉદ્યાપનમા કદલીના સ્તભોથી ચાર દ્વારોવાળો મંડપ કરી તેને શોભાવી વચમાં પચરગોથી કમળ આળેખી તે ઉપર કળશસ્થાપન કરી વસ્ત્રયુગ્મથી તેને વેષ્ટિત કરી ઉપર પૂર્ણપાત્ર મૂકી તેઉપર સુવર્ણમય રોહિણીનું તથા રૌપ્યમય ચદ્રનું સ્થાપન કરવું ઉપર કહેલા પ્રકારથી પૂજન કરી તિલના એકવીશ મોટા મોદક કરાવી દશ બ્રાહ્મણોને દેવા, દશ પોતામાટે રાખવા અને એક દેવને દેવો. ગૃહ્યસૂત્રપ્રમાણે અગ્નિસ્થાપન કરી તેમા તિલનો, પાયસનો અને મોદકનો અષ્ટોત્તરશત હોમ કરવો. તેમા ચદ્રનો તથા રોહિણીનો મત્ર લેવો; આચાર્યવગેરે વરાવેલા દશ બ્રાહ્મણોને અનવસ્ત્ર તથા દક્ષિણાથી પ્રસન્ન કરવા. સ્થાપન આચાર્યને દેવું. શ્રીકૃષ્ણ કહેછે કે એ પ્રમાણે ઋષ્યશૃગે કહ્યુ ત્યારે દશરથે તે વ્રત કર્યું અને તેના પ્રભાવથી શ્રી રામચદ્રવગેરે ચાર પુત્રો તેને આવ્યા. એથી આ

વ્રત પુત્રાર્થીએ કરવાનું છે "દશરથ રાજાએ કરેલું તથા તેને તુરત ફળ મળેલું તેથી આ વ્રતનું 'દશરથ લલિતા' એવું નામ પ્રસિદ્ધ થયેલું છે." આ કથા ભવિષ્યોત્તર પુરાણમાં છે.

---

## કાલાષ્ટમી.

કાર્તિક માસના કૃષ્ણપક્ષની અષ્ટમી કાલાષ્ટમી કહેવાયછે. તે મધ્યાન્હ-વ્યાપિની લેવી. તે દિવસે કાળભૈરવનો જન્મ થયો છે તેથી તે કાળભૈરવની જયંતી તિથિ છે. માટે કાળભૈરવની પૂજા કરી તેને ત્રણ અર્ઘો દેવા, શક્તિ-પ્રમાણે ઉપવાસ અથવા ફલાહારાદિ કરવું, રાત્રિનું જાગરણ કરવું. યજ્ઞાદિ સતકર્મોમાં વિઘ્ન કરનારા રાક્ષસોવગેરે દુષ્ટ સ્વભાવવાળાઓને દૂર કરવા માટે રૂદ્રદેવે કાળભૈરવનું સ્વરૂપ ધરેલું છે.

કાર્તિક માસમાં હમેશાં સ્નાનદાનાદિ ઘણા સતકર્મો કરવાનાં છે, તે-વિષેની ઇતિ કર્તવ્યતા ઘણી વિસ્તીર્ણ હોવાથી "કાર્તિક માહાત્મ્ય" એ નામના પ્રસિદ્ધ ગ્રંથમાંથી જાણી લેવી

---



# માર્ગશીર્ષ માસ.



## નાગપૂજાવગેરે.





ર્ગશીર્ષ માસની શુક્લપક્ષની પંચમીને દિવસે નાગોની પૂજા કરવાની છે. માર્ગશીર્ષ સુદિ પઠી ચંપાપષ્ઠી કહેવાયછે. આ પષ્ટી સ્કંદપષ્ઠી પણ કહેવાયછે તથા માર્ગશીર્ષ સુદિ સપ્તમી સર્પસપ્તમી કહેવાયછે.

---

## દત્તાજયંતી

માર્ગશીર્ષ સુદિ પૂર્ણિમા એ દત્તજયંતી કહેવાયછે. તે દિવસે દત્તાત્રેયનો પ્રદોષસમયે જન્મ થયેલો છે. અત્રિમુનિના પુત્ર હોવાથી આત્રેય શબ્દવાળું અને વિષ્ણુએ દીધેલા હોવાથી દત્ત શબ્દવાળું, એટલે તેનું દત્તાત્રેય નામ કહેવાયછે. દત્તાત્રેય વિષ્ણુનો અવતાર છે તથા તે મહા સિદ્ધ યોગી છે. આ વિષયની કથા શ્રીમદ્ભાગવતમાં છે. એમણે ચોવીશ ગુરૂઓ કરેલા છે. તે વિષેનું વિસ્તીર્ણ તથા ચમત્કારી વ્યાખ્યાન ભાગવતના એકાદશ સ્કંધમાં આપેલું છે. તે દિવસે દત્તાત્રેયનું પૂજન તથા વ્રત બીજાં વ્રતોની પેઠે કરવાનાં છે

---

# સૌભાગ્યસુંદરી વ્રત.

માર્ગશીર્ષ વદિ તૃતીયા, કે જે ચતુર્થીના વેધવાળી હોય, પણ દ્વિતીયાના વેધવાળી ન હોય તેમાં ' સૌભાગ્ય સુંદરી ' એ નામનું વ્રત થાયછે. અવશેષ કર્તવ્ય કથા ઉપરથી જણાયછે. કથા આ પ્રમાણે છે કે, નારદમુનિએ બ્રહ્માને કહ્યું કે, ભગવન્! અંડજ, જરાયુજ, સ્વેદજ, અને ઉદ્ભિજ્જ, એ ચાર પ્રકારનાં પ્રાણીઓને તમેજ ઉત્પન્ન કર્યાં છે; છતાં કોઇની સ્થિતિ એક પ્રકારની નથી. તથા ઘણાં પ્રાણીઓ તો શારીર માનસ આદિ વિષયોથી ઘેરાએલાં હોવાથી, આપણું શું કર્તવ્યાકર્તવ્ય છે તેપર, ધ્યાન પણ દઇ શકતાં નથી. તેનું કારણ તથા તેઓના દુઃખના નાશનું કારણ મારી ઉપર કૃપા કરી કહો. બ્રહ્માએ કહ્યું કે નારદ! પૂર્વ જન્મોમાં કરેલાં શુભાશુભ કર્મોના પરિપાકને લીધે પ્રત્યેક પ્રાણી સુખદુઃખને પામેછે. જેઓએ પોતાનો ધર્મ પાળ્યો ન હોય, દાન આપ્યું ન હોય, સદાચાર પાળ્યો ન હોય, તથા ભક્ષ્યાભક્ષ્યનો, પેયાપેયનો કે ગમ્યાગમ્યનો વિચાર કર્યો ન હોય, તેઓ દરિદ્ર, કાણા, લૂલા, આંધળા, મૂંગા તથા તેવાજ પ્રકારનાં બીજાં દુઃખવાળા થાયછે. જેઓ સુપાત્રને દાન દેનારા, સ્વધર્મનિષ્ઠ, શ્રદ્ધાવાળા, અને પરમેશ્વરના અસ્તિત્વને માની શાસ્ત્રપ્રમાણે વર્તનારા હોય, તેઓ ઉત્તમ રૂપ, ધન, વિદ્યા, કુલ, શરીર, તથા સર્વપ્રકારના આનુકૂલ્યવાળા થાયછે. દુઃખોની નિવૃત્તિ કરનારૂં એક ' સૌભાગ્યસુંદરી ' એ નામનું વ્રત છે. મુનિઓની સભામાં મહાદેવે વશિષ્ઠને માટે તે કહ્યું હતું. મહાદેવે અરૂંધતીનું સૌભાગ્ય, રૂપ, શીલ તથા યશને જોઇ, આશ્ચર્ય પામી મંદ હાસ્ય કર્યું. વશિષ્ઠે મંદહાસ્યનું કારણ પુછતાં કહ્યું કે આ[1] અરૂંધતી પૂર્વ જન્મમાં શૂદ્રના દાસપણાને કરનારી, ઉચ્છિષ્ટ ખાનારી, નિંદિત રૂપવાળી, અને દુર્ભાગ્યવાળી સ્ત્રી હતી. તેણે કોઇ દિવસે એક ગૃહસ્થને ત્યાં બ્રાહ્મણ સૌભાગ્યસુંદરીના વ્રતની કથા વાંચતો હતો, તેનું શ્રવણ કરી પોતે શ્રદ્ધાથી તે વ્રત કર્યું. તે વ્રતના પ્રભાવથી નીચ જાતની છતાંપણ વશિષ્ઠજેવા પતિને અને જગ-

---

૧. વશિષ્ઠની પત્ની અરૂંધતી પ્રથમ અધમ જાતની હતી. તેનું નામ ' અક્ષમાલા ' એ પ્રમાણે હતું. પણ ઉત્તમ પતિ વશિષ્ઠના સંબંધથી તે પૂજ્યત્વને પામીછે. ॥ अक्षमाला वसिष्ठेन संयुक्ताऽधमयोनिजा । सारंगी मंदपालेन जगामाभ्यर्हणीयताम् ॥ मनुस्मृति. अध्याय. ९. श्लोक. २३ । ભાગવતમાં તો અરૂંધતીને કર્દમ મુનિની પુત્રી કહી છે. એ વિરોધની કલ્પભેદથી વ્યવસ્થા કરી લેવી.

તમાં સર્વોત્તમ પદવીને પામેલ છે. નારદે પુછ્યું કે, એ વ્રતનો વિધિ, પૂજન તથા પ્રકાર કહો. બ્રહ્મા બોલ્યા કે, સૌભાગ્યસુંદરી વ્રતનો આરંભ માર્ગશીર્ષ માસના અથવા માઘ માસના કૃષ્ણપક્ષની તૃતીયાથી થાયછે. તે દિવસે અઘેડાનું દંતધાવન કરી, સ્નાનાદિ કરી, ઉપવાસ કરવો. ત્યારપછી "હે ઉમે દેવિ ! આપની કૃપાથી આ વ્રત કરીશ તેમાં સાંનિધ્ય કરી વ્રતને પૂર્ણ કરજે અને સર્વ જગતને વશ્ય કરજે" એમ પ્રાર્થના કરીને દ્રોણ પુષ્પોથી અને દાડિમના અર્ઘથી પાર્વતીનું પૂજન કરવું. નૈવેદ્યમાં મોદક આપવા. બીજા માસની એટલે પોષ માસના કૃષ્ણપક્ષની ત્રીજને દિવસે બિલ્વવૃક્ષનું દાતણ; અરૂક પુષ્પોથી પૂજન અને ધાત્રીફલ (આમલા) થી અર્ઘપ્રદાન કરવું. નૈવેદ્યમાં ઘૃત તથા શર્કરાયુક્ત વડાં કરી ધરાવવાં. કકોલનું જલ પીવું. રાત્રિએ ઘૃતનો દીપ કરી જાગરણ કરવું અને રાજ્યસૌભાગ્યની પ્રાપ્તિનો સંકલ્પ કરવો. ત્રીજા માઘમાસમાં, વદિ ત્રીજને દિવસે, બોરડીનું દાતણ કરવું, રૂપસૌભાગ્યની પ્રાપ્તિનો સંકલ્પ કરવો. અપરાહ્ણ કાળમાં આંબાનાં પુષ્પોથી પૂજન કરવું. નારિકેલના ફલથી અર્ઘ દેવો, નૈવેદ્યમાં ઘીની પૂરીઓ દેવી અને પોતે જરા કસ્તૂરી ખાવી. ફાલ્ગુન માસની વદિ ત્રીજને દિવસે બિલીનું દાતણ કરવું, કાંચનારનાં પુષ્પોથી પૂજન કરવું, ઘી સાકરવાળા સાથવાનું નૈવેદ્ય ધરાવવું, યક્ષકર્દમનું ચંદન કરવું અને અગરનો ધૂપ કરવો. આ ચંદન તથા ધૂપ સર્વ તૃતીયામાં સાધારણ છે. બીજોરાથી અર્ઘ દેવો, ચંદનના જલનું પાન કરવું અને પારણામાં સર્વ બાંધવોને જમાડવા, આ પણ સર્વ સાધારણ છે. ચૈત્રમાસની વદિ ત્રીજને દિવસે સુખસૌભાગ્યનો સંકલ્પ કરવો જાંબુના કાષ્ઠનું દાતણ કરવું, દમનકનાં પુષ્પોથી પૂજન કરવું, અર્ઘમાં બિલ્વ વૃક્ષનું ફલ આપવું, નૈવેદ્યમાં શર્કરા તથા ઘીવાળા મંડક દેવા અને હીરાનું પાણી પીવું. વૈશાખમાસની વદિ ત્રીજને દિવસે ઉપવાસ કરવો, માલતીના કાષ્ઠનું દાતણ કરવું, પતિસૌભાગ્યપ્રાપ્તિનો સંકલ્પ કરવો. ધોળાં, રાતાં અને મલ્લિકાનાં પુષ્પોથી પૂજન કરવું. દહીં, ભાત, કર્પૂર. શર્કરા અને ઘી એઓનું નૈવેદ્ય ધરાવવું. આંબાનાં ફલથી અર્ઘ દેવો તથા સુવર્ણના જલનું પાન કરવું. જ્યેષ્ઠમાસની વદિ ત્રીજને દિવસે ઉપવાસ કરી યૂથિકાના કાષ્ઠનું દાતણ કરવું, લાવણ્યસૌભાગ્યનો સંકલ્પ કરવો. મલ્લિકાનાં પુષ્પોથી પૂજા કરવી. યક્ષકર્દમના ચંદનથી પૂજા કરવી. કેળાથી અર્ઘ દેવો, નૈવેદ્યમાં ઘેવર આપવાં.

અને મોતીના પાણીનું પાન કરવું. આષાઢમાસના કૃષ્ણપક્ષની ત્રીજને દિવસે પતિસૌભાગ્યસુંદરી એ નામથી પૂજન કરવું, અશોક વૃક્ષનું દાતણ કરવું, કોમળ બિલ્વપત્રોથી પૂજન કરવું. જાંબુના ફળથી અર્ઘ દેવો, નૈવેદ્યમાં શર્કરા તથા ઘીથી મિશ્ર કરેલો દૂધપાક ધરવો, રાત્રિએ વિદ્રુમ ( પ્રવાલ ) ના જલનું પાન કરવું અને હવિષ્યાન્નથી પારણા કરવી. શ્રાવણમાસની વદિ ત્રીજને દિવસે ઉપવાસ કરવો, બિલ્વનું અથવા બદરીનું દાતણ કરવું, જાતિ પુષ્પોથી પૂજન કરવું, સર્વૈશ્વર્યસૌભાગ્યસુંદરીના નામથી પૂજા કરવી. ધોળા રંગનું પકવાન્ન નૈવેદ્યમાં ધરવું. ધૂપદીપાદિ આગળની પેઠે કરવું. કેળાંથી અર્ઘ દેવો અને રૂપાનું જલ પીવું. આ વ્રતથી હાથી, ઘોડા, પશુઓ તથા દાસ દાસીઓનું આધિપત્ય થાયછે. ભાદ્રપદમાસની વદિ ત્રીજને દિવસે 'સૌભાગ્ય સુંદરી' એ નામથી પૂજન કરવું, બીજોરાના વૃક્ષનું દાતણ કરવું, ઉત્પલ નામના કમલોથી પૂજા કરવી. કાકડીનું ફળ અર્ઘમાં દેવું, નૈવેદ્યમાં 'અશોક વર્તિની' એ નામની મીઠાઇ દેવી. માણિક્યના જલનું પાન કરવું અને કર્પૂર અગુરૂ અને કસ્તૂરીથી યુક્ત મુખવાસ દેવો. આશ્વિનમાસની વદિ ત્રીજને દિવસે પીપરના વૃક્ષનું દાતણ કરવું, 'પુત્ર સૌભાગ્ય સુંદરી' એ નામથી પૂજન કરવું, શતપત્રકમલથી પૂજા કરવી, અર્ઘમાં નારંગીનું અથવા કોળાનું ફળ દેવું. નૈવેદ્યમાં શર્કરા તથા ઘીથી યુક્ત દૈથરાં દેવાં અને ઉંબરાનું જલ પીવું. કાર્તિકમાસની વદિ ત્રીજને દિવસે ઉંબરાનું દાતણ કરવું, કેતકીનાં પુષ્પોવડે 'સંયોગ સુંદરી' એ નામથી પૂજન કરવું. શાલના ચોખાના સુગંધિદ્રવ્યોથી યુક્ત માલપૂવાનું નૈવેદ્ય ધરાવવું. અખોડનું ફળ અર્ઘમાં દેવું અને લવિંગનું ભક્ષણ કરવું. એ પ્રમાણે પ્રત્યેક માસમાં વિશેષ પદાર્થો કહેલા ન હોય તેઓ પૂર્વમાસજેવા જ સમજવા. છેવટમાં માર્ગશીર્ષમાસની વદિ ત્રીજને દિવસે વિદ્વાન આચાર્યને વરાવી ઉદ્યાપન કરવું. સુંદરીમંડલ અથવા ગૌરીતિલક નામનું મંડલ ભરી સુવર્ણમય ઉમામહેશ્વરની મૂર્તિ, કે જેનું બારમાસસુધી પૂજન કર્યું છે તેનું જ સ્થાપન કરી, સર્વ ઉપચારોથી પૂજા કરવી. રક્ત વર્ણવાળાં, રક્ત વસ્ત્રોવાળાં, રક્ત આભરણોવાળાં અને રક્ત કુંકુમથી અર્ચિત થએલાં દેવીનું ધ્યાન કરવું. રાત્રિનું જાગરણ કરવું. ગીત નૃત્ય તથા વાદિત્રોથી ઉત્સવ કરવો અને ઉદ્યાપનમાં બારમાસમાં જે જે પુષ્પો, ફલો તથા નૈવેદ્યો બતાવેલાં છે, તે તે સર્વેનો ઉપયોગ

કરવો. વળતે દિવસે પ્રાતઃકાળમાં સ્નાનાદિ કરી, પાયસથીયુક્ત મધ્વન્નમાત્ર - કસુંબાનાં પુષ્પોથી અથવા ખાખરાના પુષ્પોથી નામમંત્ર પૂર્વક અષ્ટોત્તરશત હોમ કરવો. તે પદાર્થો ન મળે તો શતપત્ર કમલોથી હોમ કરવો. સપત્નીક બાર બ્રાહ્મણોને મિષ્ટાન્નથી જમાડવા અને તેઓને યથાયોગ્ય વસ્ત્રો આપવા. સૌભાગ્યવતી સ્ત્રીઓના હાથમા કુંકુમ લવણ, ગુડ, નારીકેલ, નાગરવેલ, દુર્વા, સિંદૂર અને કજ્જલ એ આઠ સૌભાગ્ય દ્રવ્યો આપવા. તેથી સૌભાગ્યની પ્રાપ્તિ થાયછે. સપત્નીક આચાર્યનુ પણ પૂજન કરવુ તથા મંગલાદિ પદાર્થોનું અર્પણ કરવું અને દેવીની તથા બ્રાહ્મણોની ક્ષમા માગી વ્રતનું અર્પણ દેવીને કરવુ. એ પ્રમાણે કરવાથી સ્ત્રી સર્વ પ્રકારનાં સૌખ્યને પામી અંતે કૈલાસની ગતિને પામેછે. આ કથા ભવિષ્યપુરાણમા છે

---

## કાલભૈરવાષ્ટમી.

કાશીખંડમા માર્ગશીર્ષ વદિ અષ્ટમીને દિવસે કાલભૈરવની પૂજા કરી તેની પાસે ઉત્સવપૂર્વક રાત્રિનુ જાગરણ કરવાથી સર્વ પાપોનો નાશ થાયછે એમ કહ્યુ છે. ભૈરવની ઉત્પત્તિ પ્રદોષકાલમા થઇ છે માટે પ્રદોષ વ્યાપિની અષ્ટમી લેવી એમ કેટલાએક કહેછે. શિવરહસ્યપ્રમાણે મધ્યાહ્ન સમયે ભૈરવની ઉત્પત્તિ છે તેથી મધ્યાહ્નકાલવ્યાપિની અષ્ટમી લેવી આ અષ્ટમીને દિવસે ભૈરવનાથની પૂજા અને વ્રતમા ઉપવાસ તથા ઉત્સવ કરવાથી મનુષ્ય વર્ષપર્યંત વિઘ્નોના સમુદાયને છતી શકેછે. તે દિવસે કાલોદક નામના તીર્થમા સ્નાન કરી, પિતૃઓનુ તર્પણ કરી, કાલભૈરવના દર્શનથી પોતે તથા પિતૃઓ નરકમાથી ઉદ્ધાર પામેછે

---

## કૃષ્ણાષ્ટમી.

નારદમુનિના પૂછવાઉપરથી નંદિકેશ્વરે કૃષ્ણાષ્ટમીનું વ્રત કહેલુ છે. મેરૂ પર્વતના દક્ષિણશિખરઉપર બિરાજતા નંદિકેશ્વરના દર્શન કરી નારદે પૂછ્યુ કે ભગવન્! નિવૃત્ત પુરૂષોની તપોવૃદ્ધિ કરનારૂં અને પ્રવૃત્ત પુરૂષોને સૌભાગ્ય, કીર્તિ અને અખંડિત સુખ આપનારૂં કોઇ વ્રત કહો તથા વિષ્ણુ, ઈંદ્ર, કુબેર, યમ, ચંદ્ર, ગણેશ, સ્કંદ અને બીજા દેવો કયા વ્રતના

પ્રભાવથી પોતપોતાના અધિકારોને પામ્યા છે તે કહો. નારદના પ્રશ્ન- ઉપરથી નંદિકેશ્વરે કહ્યું કે માર્ગશીર્ષમાસના કૃષ્ણપક્ષની અષ્ટમીને દિવસે 'કૃષ્ણાષ્ટમી' એ નામનું વ્રત કરવાથી અભીષ્ટસિદ્ધિ થાયછે. પ્રાતઃકાળમાં પીપળાનું દાતણ કરી, સ્નાન કરી, પિતૃઓનું તર્પણ કરી, પોતાને ઘેર આવી, શંકરની પૂજા કરવી. જરા ગોમૂત્રપાન કરી ઉપવાસ કરવો. એ પ્રમાણે કરવાથી અતિરાત્ર નામના યજ્ઞનું આઠગણું ફલ થાયછે. ત્યારપછી પૌષમાસની વદિ આઠમને દિવસે પીપળાનું દાતણ કરવું, ઘૃતનું પાન કરવું અને શંભુ નામના મહાદેવનું પૂજન કરવું. એથી આઠ વાજપેય યજ્ઞનું ફલ થાયછે. માઘમાસની વદિ આઠમને દિવસે વડનું દાતણ કરવું, ગાયના દૂધનું પાન કરવું અને મહેશ્વર નામથી મહાદેવનું પૂજન કરવું. એથી આઠ અશ્વમેધ યજ્ઞનું ફલ થાયછે. ફાલ્ગુનમાસની વદિ આઠમને દિવસે વડનું દાતણ કરવું, ઘૃતનું પાન કરવું અને મહાદેવ નામથી શિવજીનું પૂજન કરવું. એથી આઠ રાજસૂય યજ્ઞોનું ફલ થાયછે. ચૈત્રમાસની વદિ આઠમને દિવસે ઉંબરાનું દાતણ કરવું, ભુંજેલા યવોનું ભક્ષણ કરવું અને શંભુનામક મહાદેવની પૂજા કરવી. એથી અશ્વમેધ યજ્ઞનું ફલ થાયછે. વૈશાખમાસની વદિ આઠમને દિવસે ઉંબરાનું દાતણ કરવું, 'શિવ' એ નામથી મહાદેવનું પૂજન કરવું અને દર્ભના જલનું પાન કરવું. એથી અગ્નિષ્ટોમ નામના યજ્ઞનું ફલ થાયછે. જ્યેષ્ઠમાસની વદિ આઠમને દિવસે પીપરનું દાતણ કરવું પશુપતિ નામના મહાદેવનું પૂજન કરવું, ગાયના શૃંગોદકના જલનું પાન કરવું, અને શિવાલયમાંજ રાત્રિશયન કરવું. એથી કોટિ ગોદાનનું ફલ થાયછે. આષાઢમાસની વદિ આઠમને દિવસે 'ઉગ્ર' નામના મહાદેવનું પૂજન કરવું, ગોમયનું પ્રાશન કરવું અને દાતણ પૂર્વની પેઠે કરવું. એથી આઠ સૌત્રામણિ યજ્ઞોનું ફલ થાયછે. શ્રાવણ વદિ આઠમને દિવસે ખાખરાનું દાતણ કરવું, 'શર્વ' નામના મહાદેવનું પૂજન કરવું, આકડાના પત્રનું પ્રાશન કરવું, અને અવશેષ કર્તવ્ય પૂર્વની પેઠે કરવું. એથી કલ્પપર્યંત કૈલાસમાં રહેવાયછે. ભાદ્રપદમસની વદિ આઠમને દિવસે 'ત્ર્યંબક' નામના મહાદેવની પૂજા કરવી, બિલ્વપત્રનું ભક્ષણ કરવું અને બીજી બધી બાબત પૂર્વની પેઠે કરવી એથી સર્વ દીક્ષાનું ફલ થાયછે. આશ્વિનમાસની વદિ આઠમને દિવસે જાંબુનું દાતણ કરવું, 'ઇશ્વર' નામના મહાદેવનું પૂજન કરવું અને ચોખાનું પાણી પીવું. એ કરવાથી આઠ

કરવો. વળતે દિવસે પ્રાતઃકાળમાં સ્નાનાદિ કરી પાયસથીયુક્ત મધ્વન્નમાય કુસુંબાનાં પુષ્પોથી અથવા આખરાનાં પુષ્પોથી નામ મંત્ર પૂર્વક અષ્ટોત્તરશત હોમ કરવો. તે પદાર્થો ન મળે તો શતપત્ર કમલોથી હોમ કરવો. સપત્નીક બાર બ્રાહ્મણોને મિષ્ટાન્નથી જમાડવા અને તેઓને યથાયોગ્ય વસ્ત્રો આપવાં. સૌભાગ્યવતી સ્ત્રીઓના હાથમા કુંકુમ, લવણ, ગુડ, નારીકેલ, નાગરવેલ, દુર્વા, સિંદૂર અને કર્જુલ એ આઠ સૌભાગ્ય દ્રવ્યો આપવા. તેથી સૌભાગ્યની પ્રાપ્તિ થાયછે. સપત્નીક આચાર્યનું પણ પુજન કરવુ તથા મંડલાદિ પદાર્થોનું અર્પણ કરવું. અને દેવીની તથા બ્રાહ્મણોની ક્ષમા માગી વ્રતનું અર્પણ દેવીને કરવુ. એ પ્રમાણે કરવાથી સ્ત્રી સર્વ પ્રકારનાં સૌખ્યને પામી અંતે કૈલાસની ગતિને પામેછે. આ કથા ભવિષ્યપુરાણમા છે.

---

## કાલભૈરવાષ્ટમી.

કાશીખંડમાં માર્ગશીર્ષ વદિ અષ્ટમીને દિવસે કાલભૈરવની પૂજા કરી તેની પાસે ઉત્સવપૂર્વક રાત્રિનું જાગરણ કરનાથી સર્વ પાપોનો નાશ થાયછે એમ કહ્યુ છે. ભૈરવની ઉત્પત્તિ પ્રદોષકાલમા થઇ છે માટે પ્રદોષવ્યાપિની અષ્ટમી લેવી એમ કેટલાએક કહેછે. શિવરહસ્યપ્રમાણે મધ્યાહ્ને સમયે ભૈરવની ઉત્પત્તિ છે તેથી મધ્યાહ્નકાલવ્યાપિની અષ્ટમી લેવી. આ અષ્ટમીને દિવસે ભૈરવનાથની પૂજા અને વ્રતમા ઉપવાસ તથા ઉત્સવ કરવાથી મનુષ્ય વર્ષપર્યંત વિઘ્નોના સમુદાયને છતી શકેછે. તે દિવસે કાલોદક નામના તીર્થમાં સ્નાન કરી, પિતૃઓનું તર્પણ કરી, કાલભૈરવના દર્શનથી પોતે તથા પિતૃઓ નરકમાથી ઉદ્ધાર પામેછે

---

## કૃષ્ણાષ્ટમી.

નારદમુનિના પૂછવાઉપરથી નંદિકેશ્વરે કૃષ્ણાષ્ટમીનું વ્રત કહેલુ છે. મેરુ પર્વતના દક્ષિણશિખરઉપર બિરાજતા નંદિકેશ્વરના દર્શન કરી નારદે પૂછ્યું કે ભગવન્! નિવૃત્ત પુરૂષોની તપોવૃદ્ધિ કરનારૂં અને પ્રવૃત્ત પુરૂષોને સૌભાગ્ય, કીર્તિ અને અખંડિત સુખ આપનારૂં કોઇ વ્રત કહો તથા વિષ્ણુ, ઇંદ્ર, કુબેર, યમ, ચંદ્ર, ગણેશ, સ્કંદ અને બીજા દેવો કયા વ્રતના

પ્રભાવથી પોતપોતાના અધિકારોને પામ્યા છે તે કહો. નારદના પ્રશ્ન-ઉપરથી નંદિકેશ્વરે કહ્યું કે માર્ગશીર્ષમાસના કૃષ્ણપક્ષની અષ્ટમીને દિવસે 'કૃષ્ણાષ્ટમી' એ નામનું વ્રત કરવાથી અભીષ્ટસિદ્ધિ થાયછે. પ્રાતઃકાળમાં પીપળાનું દાતણ કરી, સ્નાન કરી, પિતૃઓનું તર્પણ કરી, પોતાને ઘેર આવી, શંકરની પૂજા કરવી. જગ ગોમૂત્રપાન કરી ઉપવાસ કરવો. એ પ્રમાણે કરવાથી અતિરાત્ર નામના યજ્ઞનું આઠગણું ફલ થાયછે. ત્યારપછી પૌષમાસની વદિ આઠમને દિવસે પીપળાનુ દાતણ કરવું, ઘૃતનું પાન કરવું અને શંભુ નામના મહાદેવનું પૂજન કરવું. એથી આઠ વાજપેય યજ્ઞનુ ફલ થાયછે. માઘમાસની વદિ આઠમને દિવસે વડનુ દાતણ કરવુ, ગાયના દૂધનું પાન કરવું અને મહેશ્વર નામથી મહાદેવનું પૂજન કરવુ. એથી આઠ અશ્વમેધ યજ્ઞનું ફલ થાયછે. ફાલ્ગુનમાસની વદિ આઠમને દિવસે વડનું દાતણ કરવું, ઘૃતનુ પાન કરવું અને મહાદેવ નામથી શિવજીનુ પૂજન કરવું. એથી આઠ રાજસૂય યજ્ઞોનુ ફલ થાયછે. ચૈત્રમાસની વદિ આઠમને દિવસે ઉંબરાનુ દાતણ કરવુ, ભુંજેલા યવોનુ ભક્ષણ કરવુ અને શંભુનામક મહાદેવની પૂજા કરવી. એથી અશ્વમેધ યજ્ઞનુ ફલ થાયછે. વૈશાખમાસની વદિ આઠમને દિવસે ઉંબરાનુ દાતણ કરવુ, 'શિવ' એ નામથી મહાદેવનુ પૂજન કરવું અને દર્ભના જલનું પાન કરવું. એથી અગ્નિષ્ટોમ નામના યજ્ઞનું ફલ થાયછે. જ્યેષ્ઠમાસની વદિ આઠમને દિવસે પીપરનું દાતણ કરવું પશુપતિ નામના મહાદેવનુ પૂજન કરવું, ગાયના શૃંગોદકના જલનું પાન કરવું, અને શિવાલયમાંજ રાત્રિશયન કરવું. એથી કોટિ ગોદાનનુ ફલ થાયછે. આષાઢમાસની વદિ આઠમને દિવસે 'ઉગ્ર' નામના મહાદેવનું પૂજન કરવું, ગોમયનુ પ્રાશન કરવું અને દાતણ પૂર્વની પેઠે કરવું. એથી આઠ સૌત્રામણિ યજ્ઞોનું ફલ થાયછે. શ્રાવણ વદિ આઠમને દિવસે ખાખરાનું દાતણ કરવું, 'શર્વ' નામના મહાદેવનું પૂજન કરવું, આકડાના પત્રનું પ્રાશન કરવુ, અને અવશેષ કર્તવ્ય પૂર્વની પેઠે કરવું. એથી કલ્પપર્યંત કૈલાસમાં રહેવાયછે. ભાદ્રપદમાસની વદિ આઠમને દિવસે 'ત્ર્યંબક' નામના મહાદેવની પૂજા કરી, બિલ્વપત્રનુ ભક્ષણ કરવું અને બીજી બધી બાબત પૂર્વની પેઠે કરવી એથી સર્વ દીક્ષાનું ફલ થાયછે. આશ્વિનમાસની વદિ આઠમને દિવસે જાંબુનું દાતણ કરવું, 'ઈશ્વર' નામના મહાદેવનું પૂજન કરવું અને ચોખાનુ પાણી પીવું. એ કરવાથી આઠ

પોંડરીક યજ્ઞોનું ફલ મળેછે. કાર્તિકમાસની વદિ આઠમને દિવસે ઇશાન મહાદેવની પૂજા કરવી અને એકવાર પંચગવ્યનું પ્રાશન કરવું. એથી અગ્નિષ્ટોમનું ફલ થાયછે. વર્ષની સમાપ્તિમાં ઉદ્યાપન કરવું. તેમાં લિંગતોભદ્રમંડલ ભરી પંચરંગી ચંદ્રવો બાંધી, આચાર્યાદિ બ્રાહ્મણોને વરાવી સુવર્ણમય ઉમામહેશ્વરની મૂર્ત્તિ તથા રૂપાનો પોઠિયો સ્થાપી કલશસ્થાપનપૂર્વક પૂજન કરવું. રાત્રિનું જાગરણ કરવુ અને વળતે દિવસે એટલે માર્ગશીર્ષ વદિ નવમીને દિવસે પ્રાતઃકાલે અગ્નિસ્થાપન કરી ઘૃતવાળા તિલ દ્રવ્યથી ત્ર્યંબકમંત્રોચ્ચારપૂર્વક અષ્ટોત્તરશત આહુતિઓથી હોમ કરવો. ઓછામાં ઓછા બાર બ્રાહ્મણોને દૂધપાક, ઘૃત તથા મધથી યુક્ત અન્નનું ભોજન કરાવવું. તથા તેઓને સુવર્ણ, વસ્ત્ર તથા ગોદાનવગેરે બીજાં પણ દાનો દેવાં. મહાદેવપાસે દહીં તથા ભાતનું નૈવેદ્ય ધરાવવું. એ પ્રમાણે એક વર્ષપર્યંત વ્રત કરવાથી પ્રાણી સર્વ પાપોથી મુક્ત થઇ, આ લોકમાં સુખનું પાત્ર થઇ પરલોકમાં કૈલાસની ગતિ પામેછે. હે નારદ! આ કૃષ્ણાષ્ટમીનું વ્રત કે જે પૂર્વે શ્રીમહાદેવે પાર્વતીને કહ્યું હતું, તે મેં તમારી પાસે કહ્યું. આ સાંભળી નારદ નંદિકેશ્વરને નમન કરી બદરિકાશ્રમતરફ ગયા. આ વ્રતકથાના પાઠથી તથા શ્રવણથી સર્વ સૌખ્યની પ્રાપ્તિ થાયછે. આ કથા આદિત્યપુરાણના અગિયારમા અધ્યાયમાં છે.

---

# વૈતરણી વ્રત.

યુધિષ્ઠિરરાજાએ બાણશય્યામાં સુતેલા ભીષ્મપિતામહને પૂછ્યું કે નારી તથા નર કયા વ્રતના પ્રભાવથી યમલોકની વ્યથાઓને ન ભોગવે તે કહો. ભીષ્મે કહ્યું કે માર્ગશીર્ષ વદિ એકાદશી કે જેનું 'વૈતરણી' નામ છે તેના વ્રતથી યમલોકમાં જવું પડતું નથી. તે દિવસે સ્નાનાદિ નિત્ય કર્મ કરી આજથી બાર માસપર્યંત કૃષ્ણ એકાદશીનું વ્રત કરીશ, અને ઉપવાસ અથવા નક્ત ભોજન કરીશ, એમ સંકલ્પ કરવો. અને રાત્રિ સમયે કૃષ્ણવર્ણવાળી ગાયનું પૂજન કરવું. તે ગાયને પૂર્વાભિમુખ ઉભી રાખી આગલા પગથી માંડી પુચ્છપર્યંત અંગોની પૂજા કરવી. ગાયના પુચ્છથી પિતૃઓનું તર્પણ કરવું. ધૂપ, દીપ તથા નૈવેદ્યોથી ગાયનો સત્કાર કરી, પ્રદક્ષિણા કરી, મને નરકાદિયમયાતનાઓથી મુક્ત કરજે એવી પ્રાર્થના કરી, તે ગાયનું બ્રાહ્મ-

ણુને દાન દેવું. આ વ્રતથી યમલોકના માર્ગમાં આવતી રૂધિર તથા પૂયાદિ દુર્ગંધિ પદાર્થોથી ભરપૂર વૈતરણી નદી સુખથી તરી શકાયછે, માટે આ વ્રતનું 'વૈતરણી' એવું નામ છે. સંવત્સર પૂર્ણ થાય ત્યારે ઉદ્યાપન કરવું. બાર માસોમાં અનુક્રમથી કેશવ, નારાયણ, માધવ, ગોવિંદ, વિષ્ણુ, મધુસૂદન, ત્રિવિક્રમ, વામન, શ્રીધર, હૃષીકેશ, પદ્મનાભ અને દામોદર એ નામોથી વિષ્ણુનું પૂજન કરવું. તથા પ્રાતઃકાલમાં અનુક્રમથી કૃષ્ણ, અનંત, અચ્યુત, ચક્રી, વૈકુંઠ, જનાર્દન, ઉપેંદ્ર, યજ્ઞપુરૂષ, વાસુદેવ, હરિ, યોગીશ અને પુંડરીકાક્ષ એ નામોનું ઉચ્ચારણ કરવું. તેથી પોતે તથા પિતૃઓ સદ્‌ગતિ પામેછે. પ્રત્યેક એકાદશીએ બાર તિલપાત્રોનાં દાન દેવાં. છેવટમાં બાર બ્રાહ્મણોને નિમંત્રણ કરી, પીપળાનાં પાનોઉપર શુકલ તંદુલોના પુંજો-ઉપર જુદાજુદા બેસાડી અર્ઘ્યપાદ્યાદિથી તેઓનું પૂજન કરવું. અગ્નિ-સ્થાપન કરી આઠ આઠ સમિધોનો તથા ઘૃતાહુતિનો હોમ કરવો. પૂર્ણાહુતિ કરી, બાર, આઠ, છ, ચાર અથવા એક વત્સસહિત પયસ્વિની કાલી ગાયનું દાન કરવું. શય્યાઉપર સુવર્ણમય ગાયની મૂર્ત્તિ સ્થાપી દાન દેવું. પ્રત્યેક માસે તિલપાત્રોસાથે એક જલપૂર્ણ ઘટનું પણ દાન દેવું. ઉદ્યાપનમાં બાર ઘટોનું દાન દેવું. એ પ્રમાણે વ્રત કરનાર પુરૂષ, દશ પ્રથમના પુરૂષોને, દશ પછીના પુરૂષોને અને એકવીશમા પોતાના આત્માને સદ્‌ગતિએ પહોંચાડેછે. આ વ્રતમાં એક-ભાર લોહનું તથા દ્રોણ (એકહજાર ચોવીશ તોલાભાર) કપાસનું પણ છેવટમાં દાન દેવું. આ કથા ભવિષ્યોત્તરપુરાણમાં છે.

---

# અનંગત્રયોદશી વ્રત.

યુધિષ્ઠિરના પુછવાઉપરથી શ્રીકૃષ્ણે કહ્યું છે કે માર્ગશીર્ષ સુદિ ત્રયોદશી અનંગત્રયોદશી કહેવાયછે. એ વ્રતવિષે પૂર્વે પાર્વતીજીએ મહાદેવજીને પુછ્યું હતું ત્યારે મહાદેવે કહ્યું હતું કે દુર્ભાગ્યવાળી સ્રીને સૌભાગ્ય દેનારૂં અને વંધ્યા સ્રીને પુત્રફલ દેનારૂં વ્રત તમને કહુંછું. હેમંતઋતુમાં માર્ગ-શીર્ષ સુદિ તેરસને દિવસે ઉપવાસ કરવો. મલ્લિકાનું દાતણ કરવું. મરવનાં પુષ્પોથી પૂજન કરવું, નારંગીથી અર્ઘપ્રદાન કરવું, નૈવેદ્યમાં સુતરફેણી આપવી. એકાગ્ર હૃદયથી અંતઃકરણમાં કામદેવનું ધ્યાન કરી મૂર્તિમાં પૂજન કરવું. ચંદન, પુષ્પ, ધૂપ, દીપથી પુજા કરી " સર્વ લોકોમાં વ્યાપક,

સર્વને વશ કરનાર, અને ભક્તોને સિદ્ધિ આપનાર, અનંગદેવને નમન કરૂંછું" એ પ્રમાણે કહી પ્રદક્ષિણા તથા નમસ્કાર કરવા અને રાત્રિએ મધનું ભક્ષણ કરવું એ પ્રમાણે પ્રથમ માસમાં કરવાથી અશ્વમેધયજ્ઞનું ફળ થાયછે અને સ્ત્રી રંભાજેવી સૌભાગ્યવતી થાયછે પછી પોષ માસની સુદિ તેરસને દિવસે ઉગગનું દાતણ કરવું નાટ્યેશ્વર મહાદેવનું જાતિપુષ્પોથી પૂજન કરવું નારંગીથી અર્ઘ્યપ્રદાન કરવું, અશોકવર્તિકા ( નાગરવાડિયા )નું નૈવેદ્ય કરાવવું અને રાત્રિએ ચંદનનું પ્રાશન કરવું એ પ્રમાણે કરવાથી સર્વ પાપોથી મુક્ત થઈ અપ્રતિમ સૌભાગ્યની પ્રાપ્તિ થાયછે માઘમાસની સુદિ તેરસને દિવસે, ઉપવાસ કરી ભક્તિથી દંતશુદ્ધિ કરી યોગેશ્વર મહાદેવનું ડોલરના પુષ્પોથી પૂજન કરવું જમીગના ફળથી અર્ઘ્ય દેવો નૈવેદ્યમાં શર્કરા દેવી અને રાત્રિએ મોતીના જળનું પાન કરવું એથી વાજપેય યજ્ઞનું ફળ થાયછે. ફાલ્ગુન માસની સુદિ તેરસને દિવસે બદરી-કાષ્ઠનું દાતણ કરવું વીરેશ્વર મહાદેવનું જાસૂના પુષ્પોથી પૂજન કરવું. પૂડાઓનું નૈવેદ્ય દેવું સોપારીનો અર્ઘ્ય દેવો અને રાત્રિએ કુમોલનું ભક્ષણ કરવું. એથી સ્ત્રી સીતાસમાન ગણાયછે ચૈત્ર સુદિ તેરસને દિવસે મલ્લિકાનું દાતણ કરવું, વિશ્વરૂપ મહાદેવનું દમન પુષ્પોથી પૂજન કરવું, જંબીરથી અર્ઘ્ય દેવો જનગીનું નૈવેદ્ય દેવું અને રાત્રિએ કપૂરનું ભક્ષણ કરવું એથી સ્ત્રી ઉમાસમાન ગણાયછે વૈશાખ સુદિ તેરસને દિવસે અશોકનું દાતણ કરવું, મહારૂપનાગના મહાદેવનું મલ્લિકાના પુષ્પોથી પૂજન કરવું, ખજૂરના ફળથી અર્ઘ્ય દેવો. નૈવેદ્યમાં વટક ( વડાં ) દેવાં રાત્રિએ જાસૂનનું જળ પીવું જ્યેષ્ઠ માસની સુદિ તેરસને દિવસે નગોડનું દાતણ કરવું પ્રદ્યુમ્નેશ્વર મહાદેવનું બોરસલીના પુષ્પોથી પૂજન કરવું શ્રીફળથી અર્ઘ્ય દેવો સક્તુનું નૈવેદ્ય દેવું અને રાત્રિએ લવિંગનું ભક્ષણ કરવું એથી આ સર્વ સાધારણના દાનનું ફળ થાયછે અષાઢ માસની સુદિ તેરસને દિવસે નારંગીના કાષ્ઠનું દાતણ કરવું ઉમાપતિ મહાદેવનું કુંદતાપુષ્પોથી પૂજન કરવું, નાળિયેરથી અર્ઘ્યપ્રદાન કરવું નૈવેદ્યમાં દહીંભાત દેવા, અને રાત્રિએ તિલનું જળ પીવું. એથી વાજપેય યજ્ઞનું ફળ થાય શ્રાવણ સુદિ તેરસને દિવસે કરંજનું દાતણ કરવું, શૂલપાણિ મહાદેવનું કમળપુષ્પોથી પૂજન કરવું બીજોરાથી અર્ઘ્ય દેવો. દૂધપાકનું નૈવેદ્ય દેવું અને રાત્રિએ અગુરુચંદનનું ભક્ષણ કરી જાગરણ કરવું. એથી

આઠ સૌત્રામણિ યજ્ઞનુ ફલ થાયછે ભાદ્રપદ સુદિ તેરસને દિવસે કમલનુ દાતણ કરવુ, સદ્યોજાત મહાદેવનુ ચપકના પુષ્પોથી પૂજન કરવુ ઘેવરનુ અથવા ઘીની પુરીઓનુ નૈવેદ્ય ધરાવવુ, મગદી લીબુથી અર્ઘ્ય દેવા અને રાત્રિએ કેસરનુ ભક્ષણ કરવુ. એથી દશ અશ્વમેધ યજ્ઞોનુ ફલ થાય છે. આશ્વિનમાસની સુદિ તેરસને દિવસે કદલીવૃક્ષનુ દાતણ કરવુ, ત્રિદશાધિપતિ મહાદેવનુ પૂજન કરવીરના પુષ્પોથી કરવુ કાકડીના ફલથી અર્ઘ્ય દેવો નૈવેદ્યમા ધોળા મરીચ દેવા અને રાત્રિમા સુવર્ણનુ જલ પીવુ એથી દશ ચાતુર્માસ્ય યજ્ઞનુ ફલ થાયછે કાર્તિકમાસની સુદિ તેરસને દિવસે કદબનુ દાતણ કરવુ, જગદીશ્વર મહાદેવનુ ગલા કમળોથી પૂજન કરવુ કુષ્માંડ ( કોળા ) થી અર્ઘ્ય દેવા, નૈવેદ્યમા પૂરીઓ દેવી, રાત્રિમા મોતીનુ જલ પીવુ, જાગરણ કરવુ અને ગીતવાદિત્રાદિથી મ્હોટો ઉત્સવ કરવો. છેવટમા ઉદ્યાપનવખતે સુવર્ણમય અર્ધનારીશ્વર મહાદેવને શય્યાઉપર સ્થાપી તેનુ ષોડશોપચારોથી અને તેમા વિશેષે શ્વેત પુષ્પોથી, શ્વેત ચદનથી અને શ્વેત વસ્ત્રાદિ ઉપચારોથી પૂજન કરવુ શ્વેત વર્ણવાળી ગાયનુ સર્વોપસ્કરયુક્ત દાન દેવુ છત્ર, ઉપાન તથા પાદુકા વગેરેનુ દાન દેવુ. આચાર્યપાસે વ્રતની સમાપ્તિ બોલાવી, સર્વોપસ્કર આચાર્યને દેવા તથા બ્રાહ્મણોને ભોજન કરાવવુ આ વ્રતથી પુત્ર, દ્રવ્ય, વૈધવ્યનાશ અને આરોગ્યની પ્રાપ્તિ થાયછે આ કથા ભવિષ્યોત્તર પુરાણમા છે.

---

# બત્રીશ પૂર્ણિમાઓનું વ્રત.

માર્ગશીર્ષ સુદિ પૂર્ણિમાથી આરભી બત્રીશ પૂર્ણિમાપર્યત નીચે પ્રમાણે વ્રત કરવાથી સ્ત્રી વૈધવ્યના દુઃખમાથી મુક્ત થાયછે અને બહુ વ્યાધિની તે પૂર્ણિમાના દિવસે પ્રાતઃકાળે ધોળા તિલોથી સ્નાન કરી, સ્વચ્છ વસ્ત્રો ધરી, પૂજાના પદાર્થો તૈયાર કરી, લોટના પાત્રમા દીવા કરી "મારા આ જન્મમા તથા જન્માતરેમા પણ વૈધવ્ય પ્રાપ્ત ન થાય, એ માટે, તથા પુત્રસુખની પ્રાપ્તિમાટે બત્રીશ પૂર્ણિમાઓનુ વ્રત કરીશ અને તેમા વિઘ્નાભાવમાટે ગણપતિપૂજનાદિ પણ કરીશ એવો સકલ્પ કરી પચવક્ત્ર મહાદેવનુ સુવર્ણમય મૂર્તિમા ષોડશોપચારોથી યથાશાસ્ત્ર પૂજન કરવુ. તેમા ૧ શકર ૨ ત્રિનેત્ર ૩ કાલરૂપ ૪ શભુ ૫ મહાદેવ. ૬ રુદ્ર

સર્વને વશ કરનાર, અને ભક્તોને સિદ્ધિ આપનાર, અનંગદેવને નમન કરૂછુ " એ પ્રમાણે કહી પ્રદક્ષિણા તથા નમસ્કાર કરવા અને રાત્રિએ મધનું ભક્ષણ કરવું. એ પ્રમાણે પ્રથમ માસમા કરવાથી અશ્વમેધયજ્ઞનું ફલ થાયછે અને સ્ત્રી રંભાજેવી સૌભાગ્યવતી થાયછે. પછી પોષ માસની સુદિ તેરસને દિવસે ઉમરાનુ દાતણ કરવું. નાગેશ્વર મહાદેવનુ જાતિપુષ્પોથી પૂજન કરવુ દાડિમથી અર્ઘપ્રદાન કરવુ, અશોકવર્તિકા ( ગગનગાંઠિયા ) નુ નૈવેદ્ય ધરાવવુ અને રાત્રિએ ચંદનનુ પ્રાશન કરવુ. એ પ્રમાણે કરવાથી સર્વ પાપોથી મુક્ત થઈ અપ્રતિમ સૌભાગ્યની પ્રાપ્તિ થાયછે. માઘમાસની સુદિ તેરસને દિવસે, ઉપવાસ કરી, મૃત્તિકાવી દંતશુદ્ધિ કરી યોગેશ્વર મહાદેવનુ ડોલરના પુષ્પોથી પૂજન કરવુ, જંબીરના ફલથી અર્ઘ દેવો. નૈવેદ્યમા શર્કરા દેવી અને રાત્રિએ મોતીના જલનુ પાન કરવું. એથી વાજપેય યજ્ઞનુ ફલ થાયછે. ફાલ્ગુન માસની સુદિ તેરસને દિવસે બદરીકાષ્ઠનુ દાતણ કરવુ વીરેશ્વર મહાદેવનું જાસૂદનાં પુષ્પોથી પૂજન કરવુ. પાપડીઓનુ નૈવેદ્ય દેવુ. સોપારીનો અર્ઘ દેવો અને રાત્રિએ કંકોલનું ભક્ષણ કરવુ. એથી સ્ત્રી સીતાજીસમાન ગણાયછે ચૈત્ર સુદિ તેરસને દિવસે મલ્લિકાનુ દાતણ કરવુ, વિશ્વરૂપ મહાદેવનુ દમન પુષ્પોથી પૂજન કરવુ, જંબીરથી અર્ઘ દેવો. જલેબીનુ નૈવેદ્ય દેવુ અને રાત્રિએ કપૂરનું ભક્ષણ કરવુ. એથી સ્ત્રી ઉમાદેવીસમાન ગણાયછે. વૈશાખ સુદિ તેરસને દિવસે આંબાનું દાતણ કરવુ, મહારૂપનાગના મહાદેવનુ મલ્લિકાનાં પુષ્પોથી પૂજન કરવુ, ખજૂરના ફલથી અર્ઘ દેવો. નૈવેદ્યમા વટક ( વડાં ) દેવાં. રાત્રિએ [illegible]નુ જલ પીવુ. જ્યેષ્ઠ માસની સુદિ તેરસને દિવસે નગોડનુ દાતણ કરવુ, પ્રદ્યુમ્નેશ્વર મહાદેવનુ બોલસરીના પુષ્પોથી પૂજન કરવુ. શ્રીફલથી અર્ઘ દેવો. મંડકનુ નૈવેદ્ય દેવુ અને રાત્રિએ લવિંગનુ ભક્ષણ કરવુ એથી આઠસો સોનામહોરના દાનનુ ફલ થાયછે. આષાઢ માસની સુદિ તેરસને દિવસે નારંગીના કાષ્ઠનુ દાતણ કરવુ, ઉમાપતિ મહાદેવનું કદંબના પુષ્પોથી પૂજન કરવુ, નાળિયેરથી અર્ઘપ્રદાન કરવુ. નૈવેદ્યમા દહીભાત દેવા, અને રાત્રિએ [illegible]નુ જલ પીવુ. એથી વાજપેય યજ્ઞનુ ફલ થાયછે. શ્રાવણ સુદિ તેરસને દિવસે કરંજનુ દાતણ કરવુ, શૂલપાણિ મહાદેવનુ દમનપુષ્પોથી પૂજન કરવુ. બીજોરાથી અર્ઘ દેવો. દૂધપાકનું નૈવેદ્ય દેવુ અને રાત્રિએ અગરુચંદનનું ભક્ષણ કરી જાગરણ કરવુ. એથી

આઠ સૌત્રામણિ યજ્ઞનુ ફલ થાયછે ભાદ્રપદ સુદિ તેરમને દિવસે કંગોલનુ દાતણ કરવુ, સદ્યોજાત મહાદેવનુ ચંપકના પુષ્પોથી પૂજન કરવુ ઘેવરનું અથવા ઘીની પુરીઓનુ નૈવેદ્ય ધરાવવુ, કાગદી લીંબુથી અર્ઘ દેવો અને રાત્રિએ કેસરનુ ભક્ષણ કરવુ એથી દશ અશ્વમેધ યજ્ઞોનુ ફલ થાય છે આશ્વિનમાસની સુદિ તેરમને દિવસે કંકતીવૃક્ષનુ દાતણ કરવુ, ત્રિદશાધિપતિ મહાદેવનુ પૂજન કરવીરના પુષ્પોથી કરવુ કાકડીના ફલથી અર્ઘ દેવો નૈવેદ્યમા ઘોળા મંડા દેવા અને રાત્રિમા સુવર્ણનુ જલ પીવુ એથી દશ ચાતુર્માસ્ય યજ્ઞનુ ફલ થાયછે કાર્તિકમાસની સુદિ તેરસને દિવસે કદંબનુ દાતણ કરવુ, જગદીશ્વર મહાદેવનુ રાતા કમળોથી પૂજન કરવુ કૂષ્માંડ ( કોળા ) થી અર્ઘ દેવા નૈવેદ્યમા પૂરીઓ દેવી, રાત્રિમા મોતીનુ જલ પીવુ, જાગરણ કરવુ અને ગીતવાદિત્રાદિથી મ્હોટો ઉત્સવ કરવો છેવટમા ઉદ્યાપનવખતે સુવર્ણમય અર્દ્ધનારીશ્વર મહાદેવને શય્યાઉપર સ્થાપી તેનુ ષોડશોપચારોથી અને તેમા વિશેષ શ્વેત પુષ્પોથી, શ્વેત ચંદનથી અને શ્વેત વસ્ત્રાદિ ઉપચારોથી પૂજન કરવુ શ્વેત વર્ણવાળી ગાયનુ સર્વોપસ્કરયુક્ત દાન દેવુ છત્ર, ઉપાન તથા પાદુકા વગેરેનુ દાન દેવુ આચાર્યપાસે વ્રતની સમાપ્તિ બોલાવી સર્વોપસ્કર આચાર્યને દેવો તથા બ્રાહ્મણોને ભોજન કરાવવુ આ વ્રતથી પુત્ર, દ્રવ્ય, વૈધવ્યનાશ અને આરોગ્યની પ્રાપ્તિ થાયછે આ કથા ભવિષ્યોત્તર પુરાણમા છે

---

# બત્રીશ પૂર્ણિમાઓનું વ્રત.

માર્ગશીર્ષ સુદિ પૂર્ણિમાથી આરંભી બત્રીશ પૂર્ણિમાપર્યંત નીચે પ્રમાણે વ્રત કરવાથી સ્ત્રી વૈધવ્યના કષ્ટમાથી મુક્ત થાયછે મધ્યાહ્નવ્યાપિની તે પૂર્ણિમાના દિવસે પ્રાતઃકાળે ગોળા તિલોથી સ્નાન કરી, સ્વચ્છ વસ્ત્રો ધરી, પૂજાના પદાર્થો તૈયાર કરી, તાંબાના પાત્રમા દીક્ષા કરી "મારા આ જન્મમા તથા જન્માંતરેમા પણ વૈધવ્ય પ્રાપ્ત ન થાય, એ માટે, તથા પુત્રસુખની પ્રાપ્તિમાટે બત્રીશ પૂર્ણિમાઓનુ વ્રત કરીશ અને તેમા વિઘ્નાભાવમાટે ગણપતિપૂજનાદિ પણ કરીશ એવો સંકલ્પ કરી પંચવક્ત્ર મહાદેવનુ સુવર્ણમય મૂર્તિમા ષોડશોપચારોથી યથાશાસ્ત્ર પૂજન કરવુ તેમા ૧ શંકર ૨ ત્રિનેત્ર ૩ કાનરૂપ ૪ શંભુ ૫ મહાદેવ ૬ રુદ્ર

૭. શર્વ. ૮. મૃડ. ૯. ઇશ્વર. ૧૦. શિવ. ૧૧. ભૂતેશ. ૧૨. કપર્દિન્. ૧૩ મૃત્યુંજય. ૧૪ ઉગ્ર. ૧૫ શિતિકંઠ અને ૧૬ શૂલિન્ એ સોળ નામોનું અનુક્રમે ઉચ્ચારણ કરવું. હિરણ્યસહિત વાયનનું દાન કરવું. આ વ્રતના મહિમાવિષે યશોદાજીએ શ્રીકૃષ્ણને પૂછ્યું કે શ્રીકૃષ્ણ ! તમે સાક્ષાત્ નારાયણ છો તેથી પૂછું છું કે સ્ત્રીઓને વૈધવ્ય ન આવે તથા પુત્રની પ્રાપ્તિ પૂર્વક તેનું અખંડ સુખ રહે એવું વ્રત કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે બત્રીશ પૂનમના વ્રતથી તમોએ કહેલાં ફલોની પ્રાપ્તિ થાયછે. પૂર્વે કાંતિ નગરીમાં ચંદ્રહાસ રાજા રાજ્ય કરતા હતા. ત્યારે તે નગરીમાં એક ધનેશ્વર નામનો બ્રાહ્મણ રહેતો હતો. તથા તેની રૂપવતી નામની સતી સ્ત્રી હતી. બીજી સંપત્તિ છતાં પણ પુત્રસંપત્તિ ન હોવાથી તે દંપતી અત્યંત કષ્ટવાળાં હતાં. તે નગરીમાં એક યોગી બ્રાહ્મણ બ્રાહ્મણોને ત્યાંથી ભિક્ષા માગી નિર્વાહ ચલાવતો હતો. તે ધનેશ્વરને ઘેર કોઈ દિવસ પણ ભિક્ષા લેવા જતો ન હતો. તેથી ધનેશ્વરે તેને પૂછ્યું કે ભગવન્ ! મારે ઘેર પધારી મારો અનુગ્રહ કેમ કરતા નથી ? યોગીએ કહ્યું કે અપુત્રનું અન્ન નિષિદ્ધ હોવાથી હું તમારે ત્યાં આવતો નથી. તે વાત સાંભળી ધનેશ્વર બ્રાહ્મણ મનમાં ઘણું કચવાણો. યોગીએ કહ્યું કે તમે ચંડી દેવીનું આરાધન કરો તેથી તમારી ચિંતા દૂર થશે. યોગીના કહેવાપ્રમાણે નિશ્ચય કરી, ઘેર આવી, સ્ત્રીને કહી, ચંડિકા દેવીને પ્રસન્ન કરવામાટે વનમાં જઇ ધનેશ્વરે ઉપરાઉપર સોળ ઉપવાસ કર્યા, ત્યારે સ્વપ્નમાં આવી ચંડીદેવીએ કહ્યું કે બ્રાહ્મણ ! તું ઘેર જઇ તારી સ્ત્રીપાસે બત્રીશ પૂનમનું વ્રત કરાવ. અને પ્રત્યેક પૂનમે એક એક અધિક પિષ્ટપાત્રમાં દીવાઓ કરાવી પૂજન કરાવજે અને પ્રાતઃકાલે વનમાંથી આંબાનું ફલ લઇ તારી સ્ત્રીને ખવરાવજે તેથી તુને અલ્પ આયુષ્યવાળો પુત્ર થશે. ચંડીદેવીની આજ્ઞા પ્રમાણે આંબાના વૃક્ષઉપર ચઢવાની તૈયારી કરતાં ઉપર ચઢવાની શક્તિ ન હોવાથી ખેદ પામી તેણે ગણપતિની સ્તુતિ કરી ત્યારે શક્તિ આવવાથી વૃક્ષઉપર ચડી ત્રણવાર શોધ કરતાં મળેલાં એક ફળને લઇ ઘેર જઇ સ્ત્રીને વ્રતોપદેશ તથા ફલ એ, બન્ને આપ્યાં. રૂપવતીએ તે વ્રત કર્યું તથા ફલનું ભક્ષણ કર્યું. તેથી તેને ગર્ભ રહ્યો. સમય પૂર્ણ થતાં દેવદાસ નામનો તેને પુત્ર આવ્યો. તેને સમય પ્રાપ્ત થતાં જનોઇ આપી. પણ વિવાહ કર્યો નહિ. સ્ત્રીએ પૂછતાં સ્વલ્પ આયુષ્યપણું કહી સમાધાન કર્યું. ધનેશ્વરે તે

પુત્રને વિદ્યાભ્યાસમાટે તેના માતુલસાથે કાશીજીતરફ રવાના કર્યો. મામો ભાણેજ બન્ને માર્ગમાં ચાલતાં એક બ્રાહ્મણના ગામમાં જઈને રહ્યા. ત્યાં તે દિવસે કોઇ બ્રાહ્મણને ઘેર વિવાહનો સમય હતો તેથી વર, કન્યાદાન લેવામાટે આવતો હતો ત્યાં અકસ્માત્ તે વરને ધનુર્વાયુનો ઉપદ્રવ થવાથી વરના પિતાવિગેરે મુંઝાઇ ગયા. પછી તેઓએ ગુપ્ત વિચાર કર્યો કે જો આ વાતની બીજાઓને ખબર પડશે તો કન્યા જશે, અને આપણા કુલને ખોટ લાગશે. માટે આ પરદેશી બ્રાહ્મણનો ભાણેજ છે તે આપણા વરજેવડો જ છે, તેને સમજાવી ત્યાં લઈ જઈ કામ ચલાવીએ. વરના પિતાએ સર્વ વાત જણાવતાં દેવદાસના મામાએ કહ્યું કે મધુપર્કમાં તથા કન્યાદાનમાં જે કંઇ ધનમાલ આવે તે અમને આપો તો તમારા કહેવાપ્રમાણે કરીએ. તેણે તે વાતને કબુલ કરવાથી દેવદાસ પરણવા ગયો અને પરણ્યો. જ્યારે વધૂ વરના મિષ્ટભોજનરૂપ કંસાર ખાવાની તૈયારી થઇ ત્યારે દેવદાસ મુંઝાણો કે હું કંસાર ખાઇશ તો આ મારીજ ભાર્યા થશે. એ પ્રમાણે વિચારમાં પડેલા દેવદાસને વિવાહિત કન્યાએ કહ્યું કે, કશા વિચારમાં પડોમાં, તમેજ મારા પતિ છો. કારણ કે દેવોના, બ્રાહ્મણોના અને અગ્નિના સાક્ષિપણામાં મારૂં દાન તમારે માટે થએલું છે. દેવદાસે કહ્યું કે, તે ઠીક છે પણ મારૂ આયુષ સ્વલ્પ હોવાથી તમને કષ્ટમાં ઉતારવા હું ધારતો નથી. કન્યાએ કહ્યું કે જેવી તમારી ગતિ થશે તેવી મારી પણ થશે. ઉઠો ! ક્ષુધા લાગી હશે માટે મારી સાથે ભોજન કરો. દેવદાસે તેની સાથે ભોજન કર્યું અને પોતાની એક વીંટી આપી કહ્યું કે મારા જીવિતના જ્ઞાનમાટે એક સુંદર બગીચો બનાવી તેનું જલથી સિંચન કરજો. જે દિવસે મારૂં મૃત્યુ થશે તે દિવસે તે બગીચો સુકાઇ જશે. અને જો દૈવયોગથી હું જીવતો થઇશ તો તે બગીચો ફરીથી નવપલ્લવ થઇ જશે. એ પ્રમાણે કહી મામાસાથે દેવદાસ કાશીતરફ ચાલતો થયો. પ્રાતઃકાલ થયાપછી વાદિત્રોના શબ્દોસાથે આગલો વર તથા તેના સગાવાળા કન્યાને તેડવા આવ્યા. કન્યાએ કહ્યું કે, આ પુરૂષ મારો પતિ નથી. જો પતિ હોય તો રાત્રિમાં જે બનાવ બન્યો છે તે કહી બતાવે અને મધુપર્કમાં તથા કન્યાદાનમાં શું મળ્યું છે તે પણ કહી બતાવે. કશી વાતની ખબર ન હોવાથી કેટલીક જીકર કરી છેવટ તેઓ પાછા પડવાથી ચાલી નીકળ્યા. દેવદાસ કાશીમાં જઇ, વિદ્યાભ્યાસ કરતો હતો ત્યાં આયુષના ક્ષયથી મરવા પડ્યો. રાત્રિમાં કાળો સર્પ તેને

ખાવા આવ્યો પણ તેની માતાએ બત્રીશ પૂનમનું વ્રત કરેલું હોવાથી તેને ખાઈ શકયો નહિ. મધ્યાહ્ન સમયે કાળ પોતે તેને પકડવા આવ્યા. તે સમયે વ્રતના પ્રભાવથી પાર્વતીસહિત સદાશિવ ત્યાં આવ્યા. દેવદાસને મરણદશામા જોઇને પાર્વતીજીએ પ્રાર્થના કરી કે, ભગવન્ ' આ દેવદાસની માતાએ બત્રીશ પૂર્ણિમાનું અખંડિત વ્રત કરેલું છે, તેથી દેવદાસનું મરણ થવું ન જોઇએ. તમારા વ્રત કરનારા માર્કંડેયમુનિ વગેરે ઘણા પુરૂષો મૃત્યુપાશમાથી મુક્ત થયા છે. હે પ્રભો ! તમે મૃત્યુંજય છો માટે આનો બચાવ કરો પાર્વતીની પ્રાર્થનાથી તથા વ્રતથી પ્રસન્ન થએલા સદાશિવે તેને કાળથી મુક્ત કર્યો તે સમયમા દેવદાસની સ્ત્રીએ વાવેલો બગીચો જેટીવાર શુષ્ક થઈ પાછો તુરતજ નવપલ્લવ થયો. તે બનાવ જોઇને દેવદાસની નવવધૂએ પોતાનાપિતાને કહ્યું કે તમે મારા જીવતા પતિની પ્રાપ્તિમાટે અનસન કરો. તેણીના પિતાએ તે પ્રમાણે કર્યુ. તેવામા કાશીથી નીકળીને દેવદાસ પણ ત્યા આવ્યો. તેને ઓળખી તેનો શ્વશુર દેવદત્ત પોતાને ઘેર તેડી ગયો. લોક કહેવા લાગ્યા કે દેવદત્તનો જમાતા આ પુરૂષ જ છે એમાં સંશય નથી. કન્યાએ પણ પોતાના પતિને લક્ષણ તથા રહસ્યસંકેત વગેરેથી બરોબર ઓળખ્યો સર્વે સંબધીઓએ ઘણું સારૂ થયું એમ કહેવા માડ્યું. ત્યાં કેટલાક સમય રહી શ્વશુર, માતુલ તથા પત્નીની સાથે દેવદાસ પોતાને ઘેર આવ્યો. લોકોએ પ્રથમથી તેનાં માતાપિતાને તે ખબર આપતા તેઓ કહેવા લાગ્યા કે અરે! અમે તો અભાગીયા છીએ, અમોને પુત્ર દર્શન ક્યાથી હોય ? પણ પ્રામાણિક લોકોના કહેવાથી સત્ય માની સામે જઇ તેનો પિતા વધૂસહિત પુત્રને ઉત્સવપૂર્વક તેડી લાવ્યો.

એ પ્રમાણે બત્રીશ પૂર્ણિમાના વ્રતના પ્રભાવથી તે બ્રાહ્મણપુત્રસુખને પામ્યો તથા અનેક વિઘ્નોમાથી મુક્ત થયો તેમ જે મનુષ્ય આ વ્રતને શ્રદ્ધાથી કરેછે તે પણ અખંડિત સુખને પ્રાપ્ત થાયછે તથા સ્ત્રીઓ વિધવાપણાના દુખોથી મુક્ત થાયછે. બત્રીશ માસ પૂર્ણ થાય ત્યારે વ્રતનું ઉદ્યાપન કરવું આ વ્રતનો આરંભ જેમ માર્ગશીર્ષની પૂર્ણિમાથી થાયછે તેમ માઘ તથા વૈશાખની પૂર્ણિમાથી પણ થઇ શકેછે. કદાચ કોઈ કારણને લીધે બીજા માસમા આરંભ કરવો પડે તોપણ પૌષમા તથા ભાદ્રપદ માસમા તો કરવોજ નહિ. જ્યેષ્ઠ માસની પૂર્ણિમાએ ઉદ્યાપન કરવું. ચતુર્દશીનો ઉપવાસ કરી પૂર્ણિમાને દિવસે આઠ હાથનો મંડપ કરી તેમા મંડલ ભરી કુંભસ્થાપન

કરી તે ઉપર માપપ્રમાણુ સુવર્ણમય ઉમામહેશ્વરની મૂર્તિને તથા તેની આગળ વૃષભને સ્થાપી ષોડશોપચારથી પૂજન કરી ઉત્સવ તથા રાત્રિનું જાગરણ કરવું. અને કથાનું શ્રવણ કરવું. પ્રાતઃકાળે બ્રાહ્મણોને વરાની અગ્નિ સ્થાપન કરી શિવપંચાક્ષર મંત્રથી તિલ, યવ તથા આજ્યથી અષ્ટોત્તરશત હોમ કરવો. બત્રીશ બંધનોવાળા વાંશના પાત્રમાં બત્રીશ દીવા, બત્રીશ ફલ, નારિયેલ, બીજોરૂં, જંબીર, ખર્જૂર, અખોડ, દાડિમ, કાગદી લીંબુ અને નારંગી વગેરે ફલો સ્થાપી તેને વસ્ત્રથી વીંટી મીઢિઉપર સ્થાપી એ સઘળું આચાર્યને દેવું. બત્રીશ બ્રાહ્મણોને તથા બત્રીશ સ્ત્રીઓને છ રસોવાળું ભોજન કરાવવું. પ્રત્યક્ષ ગૌ દાન કરવું. તથા બીજા પણ બ્રાહ્મણોને અને દીન અનાથોને પણ જમાડવા. અને તે પછી ઇષ્ટજનોસાથે પોતે ભોજન કરવું. એ પ્રમાણે કરવાથી સ્ત્રી વૈધવ્યદુઃખમાં ન આવતાં સર્વ સુખોનું પાત્ર થાયછે. આ કથા ભવિષ્યપુરાણમાં છે.

---

# ગૌરીતપોવ્રત.

માર્ગશીર્ષ વદિ અમાવાસ્યાને દિવસે 'ગૌરીતપોવ્રત' થાયછે આ વિષયની ઇતિકર્તવ્યતા કથાઉપરથી જણાયછે. એક વખતે ઇંદ્રાણીએ ઇંદ્રને કહ્યું કે ભગવન્! સ્ત્રીને પતિના સુખપૂર્વક પુત્રપૌત્રાદિનું સુખ થાય એવું-- કોઇ વ્રત હોય તે કહો. ઇંદ્રે કહ્યું કે પૂર્વે બૃહસ્પતિના પિતા અંગિરાઋષિએ 'ગૌરીતપોવ્રત' એ નામનું વ્રત કહેલું છે. તેથી સર્વ અભીષ્ટસિદ્ધિ થાયછે. માર્ગશીર્ષમાસની અમાવાસ્યાને દિવસે નિત્યકર્મ પહોંચી લઇ શક્તિપ્રમાણે વ્રતનો સંકલ્પ કરી તેના અંગરૂપે ઉપવાસનો તથા નક્ત ભોજનનો સંકલ્પ કરવો. ત્યાર પછી મધ્યાહ્ન સમયે નદીવગેરેમાં સ્નાન કરી સૂર્યને અર્ઘ્યપ્રદાન કરી ગૌરીશ્વરનું ધ્યાન કરી સોળ વર્ષપર્યંત થતા આ વ્રતનો સંકલ્પ કરવો. ઘેર આવી ઉપચારો તૈયાર કરી શિવાલયમાં શિવપૂજન કરવા જવું. ત્યાં જઇ યથાવિધિ ઇશ્વરનું તથા ગૌરીનું સાંગોપાંગ પૂજન કરી દક્ષિણમાં ગણપતિનું તથા ઉત્તરમાં સ્કંદનું પૂજન કરવું. તામ્રનું વા મૃત્તિકાનું પાત્ર લઇ તેમાં આઠ તંતુઓથી બનાવેલી એક વાટ નાખી, ગાયનું શુદ્ધ ઘી પૂરી દીવો કરવો અને તેનું પૂજન કરી દિવસરાત્રિ અખંડ રાખવો તથા જાગરણ કરવું. બ્રાહ્મ મુહૂર્તમાં પક્વાન્ન ગોળ, ફળો, પૂરીયો,

તિલના લાડુ અને આઠ સૌભાગ્ય પદાર્થો મુક્ત ધાતુમય પાત્રઉપર તે દીપ મુકી તેની તિથિના નામથી પૂજા કરી સૂર્યને દેખાડી પૂજેલાં બ્રાહ્મણનાં જોડલાંને દાન દેવું. તથા સુવાસિની સ્ત્રીના આશીર્વાદ લેવા. કાગડા વગેરે પક્ષીઓનો અવાજ ન થાય તે પહેલાં આ કાર્ય કરી લેવાનું છે. જો પક્ષીઓનો શબ્દ થઈ જાય તો વ્રત નિષ્ફળ થાયછે. બીજે દિવસે પ્રાતઃકાળે ગોદાન તથા બ્રાહ્મણભોજનાદિ કરી ઇષ્ટબંધુઓસાથે ભોજન કરવું. બીજે વર્ષે એ સર્વ કર્તવ્ય પડવાને દિવસ કરવું. ત્રીજે વર્ષે બીજને દિવસ કરવું. એ પ્રમાણે પ્રતિવર્ષ એક એક તિથિ આગળ ચાલવું એ પ્રમાણે સોળ વર્ષ સુધી કરી ઉદ્યાપનમાં માર્ગશીર્ષની પૂર્ણિમાને દિવસે સ્ત્રીસહિત સોળ બ્રાહ્મણોને નિમંત્રણ કરી મધ્યાહ્ન સમયે અષ્ટદલ કમળમાં ગૌરીનું પૂજન કરવું. તથા દૂધપાક, ઘૃત, શર્કરા, મોદક, જલેબી, ઘેબરાં, માલપૂવા અને પૂડલા એ આઠ પદાર્થોથી આઠ પાત્ર ભરી ભોજન કરાવેલા બ્રાહ્મણોનાં પ્રત્યેક જોડલાને એક એક પાત્ર દેવું. તથા વસ્ત્રાલંકારો પણ યથાશક્તિ દેવા. આચાર્યને સુવર્ણમય ગૌરીની મૂર્ત્તિ, પયસ્વિની ગાય અને દક્ષિણા આપી વ્રતની પૂર્ણતા કહેવરાવવી. એ પ્રમાણે જે સ્ત્રી આ વ્રત કરેછે તે અખંડ સૌભાગ્યવગેરે સુખોને પામેછે.

---

## સૌર વ્રત.

માર્ગશીર્ષ માસના પ્રથમ રવિવારથી આરંભી બાર માસના રવિવારને દિવસે ગમે તે ઇષ્ટસિદ્ધિમાટે "સૌર વ્રત" એ નામનું વ્રત કરવાનું છે. માર્ગશીર્ષના રવિવારોમાં ત્રણ તુલસી પત્રો, પોષમાં ત્રણ વાલ ઘી, માઘમાં ત્રણ મુઠી તિલ, ફાલ્ગુનમાં ત્રણ પલ દધિ, ચૈત્રમાં ત્રણ પલ દૂધ, વૈશાખમાં જરા ગોમય, જ્યેષ્ઠમાં ત્રણ અંજલિ જલ, આષાઢમાં ત્રણ મરીચક (મરી), શ્રાવણમાં ત્રણ પલ સાથવો, ભાદ્રપદમાં ગોમૂત્ર, આશ્વિનમાં શર્કરા, અને કાર્તિકમાં ઉત્તમ હવિષ એઓનું ભક્ષણ કરવું, સૂર્યનું પૂજન કરવું અને બીજા વ્રતોની જે સામાન્ય પરિભાષા છે તે પ્રમાણે સર્વ કાર્ય કરવું. આથી સર્વસિદ્ધિ થાયછે.





# પૌષ માસ.



## અષ્ટમીવ્રત



પૌષ માસના શુક્લપક્ષની અષ્ટમી જો બુધવારના યોગવાળી હોય તો તે દિવસે સ્નાન, જપ, હોમ, દેવપિતૃતર્પણ અને બ્રાહ્મણભોજનવગેરે કરવાથી ઘણું પુણ્ય પ્રાપ્ત થાયછે. તેમાં પણ જો ભરણી નક્ષત્રનો અથવા રોહિણીનો તથા આર્દ્રા નક્ષત્રનો યોગ હોય તો તે અત્યુત્તમ પુણ્ય પર્વ ગણાયછે.

---

## સુરૂપદ્વાદશીવ્રત.

પૌષ વદિ દ્વાદશીને દિવસે સુરૂપદ્વાદશીવ્રત કરાયછે. તેની પ્રતિકર્ત્તવ્યતા કથાઉપરથી જણાયછે. એક દિવસે પાર્વતીએ શંકરને પૂછ્યું કે, "ભગવન્! એવું કોઈ ઉત્તમ વ્રત કહો કે જેથી કુરૂપનો નાશ થાય અને સુરૂપની પ્રાપ્તિ થાય." શંકરે કહ્યું કે, " પૌષ વદિ દ્વાદશીને દિવસે 'સુરૂપદ્વાદશી'

એ નામનું વ્રત કરવાથી મનુષ્યાદિ પ્રાણીનું ખરાબ રૂપ મટી જઇ ઉત્તમ રૂપ પ્રાપ્ત થાયછે. પૂર્વે દ્વાપરયુગના અંતસમયે વિષ્ણુએ દૈત્યોના નાશમાટે પૃથ્વીઉપર મથુરાનગરીમાં વસુદેવજીને ત્યાં કૃષ્ણાવતાર લીધો હતો. તે શ્રીકૃષ્ણ પ્રથમ ભીષ્મક રાજાની પુત્રી રૂક્મિણીને પરણ્યા હતા તે રૂક્મિણી અત્યંત રૂપાળાં તથા સુશીલ હતાં. હમેશાં સાસુ સસરાની સેવા કરતાં હતાં, છતાં પણ અસ્વભાવને લીધે સાસુસાથે કંઇક વિક્ષેપ થવાથી દેવકીજીએ શ્રીકૃષ્ણને કહ્યું કે, પુત્ર! જો તમારે માતાઉપર ભક્તિ કે પ્રેમ હોય તો અવસ્ય બીજી સ્ત્રી પરણો. મારા વચનનો અનાદર કરવો યોગ્ય નથી. શ્રીકૃષ્ણે કહ્યું કે, રૂક્મિણીનો ત્યાગ કરી બીજી સ્ત્રીને શીરીતે પરણી શકું ! જે પુરૂષ પોતાની પરણેલી સ્ત્રી કે જે શીલવાળી, સ્વરૂપવતી અને ઉત્તમ કુલમાં જન્મેલી હોય તેનો વગરકારણે ત્યાગ કરેછે તે નરકનો અધિકારી થાયછે. દેવકીજીએ કહ્યું કે સર્વ દેવોથી, તીર્થોથી તથા પૂજ્ય વર્ગોથી માતા અધિક પૂજ્ય છે. માટે મારા વાક્યપ્રમાણે કરવાથી તમને કશો દોષ લાગવાનો નથી. વિચાર કરો કે ધર્મ સ્મૃતિમાં પણ કહ્યું છે કે, पितुर्दशगुणं माता गौरवेणातिरिच्यते એટલે "પરમ પૂજ્ય પિતા કરતાં પણ માતાનું પૂજ્યત્વ દશગણું અધિક છે." તથા જ્યારે દ્રુપદરાજાએ કરેલા દ્રૌપદીના સ્વયંવરમાં અર્જુને કરેલા લક્ષ્ય ભેદથી પ્રાપ્ત થએલી દ્રૌપદીને સાથે લઈ આવેલા અર્જુને માતા કુંતીને કહ્યું કે માતાજી ! એક મોટા લાભ મેળવી અમે આવ્યા છીએ. ત્યારે કુંતીએ કહ્યું કે, તે લાભનો પાંચે બંધુઓ સરખે ભાગે વહેંચી ઉપભોગ કરો. પાંચે બંધુઓએ વિસ્મય પામી કહ્યું કે, માતાજી ! લાભમાં આ દ્રુપદરાજાની પુત્રી દ્રૌપદી મળેલાં છે. તેનો શીરીતે ભાગ પડે ! માતા કુંતીએ કહ્યું કે ગમે તેમ હોય પણ દૈવેચ્છાથી જ મારા મુખમાંથી નીકળેલી આજ્ઞારૂપ વચનોપ્રમાણે તમો પાંચે બંધુઓ એક કન્યાને પરણશો તેમાં શાસ્ત્રનો તથા લોકોનો અપવાદ નડશે નહિ. અને તે પ્રમાણે જ થયું. તેથી પણ માતાની આજ્ઞા સર્વોપરિ સત્તાવાળી છે. તેમાટે મારા કહેવાપ્રમાણે કરો. માતાનાં આગ્રહભરેલાં વચનોથી મુંઝાએલા શ્રીકૃષ્ણ વિચાર કરતા હતા તેવામાં નારદમુનિ ત્યાં આવ્યા. સત્કાર પામેલા નારદે પુછ્યું કે, શ્રીકૃષ્ણ ! શા વિચારમાં છો ! શ્રીકૃષ્ણે સર્વ બાબત જણાવતાં નારદે કહ્યું કે, એક દિવસે વૈકુંઠમાં દુર્વાસામુનિ ગયા હતા ત્યારે લક્ષ્મીજીએ તેનું બીભત્સ રૂપ જોઈ હાંસી કરી; તે ઉપરથી

દુર્વાસાએ શાપ આપ્યો કે, તમે રૂપના અભિમાનથી મારી હાંસી કરી છે માટે તમે અત્યંત કુરૂપ થઇ જશો. ઘણી ક્ષમા માગતાં મુનિએ કહ્યું કે મારૂં વચન ફરશે નહિ. તેથી તમારો મનુષ્યાવતાર થશે તેમાં તમારૂં અત્યંત ખરાબ રૂપ થશે, પણ રૂક્મિણીની કૃપાથી તમારૂં રૂપ સુધરશે. એ પ્રમાણે શાપ હોવાથી લક્ષ્મીજી સત્રાજિત્ યાદવને ઘેર અવતરેલ છે. અને તે વિરૂપ નેત્રોવાળી, વિરૂપ આકારવાળી અને સર્વથા કુરૂપવાળી છે તેનું માગું કરો અને પરણો. રૂક્મિણીની કૃપાથી તે શાપ દૂર થશે તથા દેવકીજીનું પણ વચન રહેશે. એમ કહી નારદમુનિ સ્વર્ગમાં ગયા. શ્રીકૃષ્ણે માતાને ધારણા આપી વિવાહની તૈયારી કરી અને થોડાજ વખતમાં તે નવી સ્ત્રીને પરણી, દેવકીજીને પગે પડ્યા. નવી સ્ત્રીને બીભત્સ રૂપવાળી દેખી દેવકીએ કહ્યું કે કૃષ્ણ! આવી સ્ત્રીને ક્યાંથી ઉપાડી લાવ્યા ? કોઇ જોવા આવશે તો મારે શીરીતે કરવું ? કૃષ્ણે કહ્યું કે મેં તો તમારી આજ્ઞાપ્રમાણે કર્યું છે. પછી રૂક્મિણી સાસુને ઘેર આવી કહેવા લાગ્યાં કે મારી શોકનું દર્શન તો કરાવો દેવકી-જીએ કહ્યું કે રૂક્મિણી ? તમે કરેલા સુરૂપદ્વાદશીવ્રતનું પુણ્ય તમારી શોકને આપો તો દર્શન કરાવું. રૂક્મિણીએ કહ્યું કે, એવી હૈયાફુટી કોણ હોય કે જે કષ્ટ વેઠીને મેળવેલા પુણ્યને શોકમાટે આપે ? દેવકીજીએ કહ્યું કે જો સર્વ ફળ ન આપો તો અર્દ્ધ ફળ આપો અથવા ચોથો, પાંચમો, છઠ્ઠો કે છેવટ સોળમો ભાગ પણ આપો. રૂક્મિણીએ કહ્યું કે એક તિલ જેટલું પણ સુરૂપદ્વાદશીનું વ્રતફળ નહિ આપું. એમ કહી પોતાને ઘેર ગયાં અને ત્યાં જઇ શ્રીકૃષ્ણને કહ્યું કે નવી પરણેલી સપત્નીનાં દર્શન કરાવો. શ્રીકૃષ્ણે કહ્યું કે, તે તમારી સપત્ની અદૃષ્ટકૃત વૈચિત્ર્યને લીધે વિચિત્ર રૂપવાળી છે પણ હું તમોને તેનું દર્શન કરાવીશ. એમ કહી સત્યભામાની પાસે જઇ તેને શીખવ્યું કે રૂક્મિણી તમને જોવા આવે ત્યારે દ્વાર બંધ કરી અંદરથી કહેજો કે સુરૂપદ્વાદશીવ્રતના પુણ્યમાંથી એક તિલમાત્ર પુણ્યનો છઠ્ઠો અંશ આપો તો હું તમારી સેવા કરનારી થઇને રહું અને મુખ દેખાડું. પછી રૂક્મિણી જ્યારે સત્યભામાને જોવા આવ્યાં ત્યારે શ્રીકૃષ્ણના શીખવવાપ્રમાણે સત્યભામાએ કહ્યું કે, હું તમારી ભગિની છું. તમારા ચરણમાં પ્રણામ કરૂંછું. મારેમાટે સુરૂપદ્વાદશીવ્રતનું થોડુંપણ ફળ આપો. રૂક્મિણીએ આશ્ચર્ય પામી સ્નાન કરી વ્રતનું ફળ દેવામાટે અગ્નિમાં તિલની એક આહુતિ આપી કે તુરત સત્યભામાનું રૂપ સુધરી ગયું. તે

વખતે આકાશવાણી થઈ કે "રૂકિમણીએ આપેલા સુરૂપદ્વાદશીવ્રતના પુણ્યથી સત્યભામાનું રૂપ સુંદર થયેલું છે."

આ સાંભળી પાર્વતીએ મહાદેવને કહ્યું કે "મહારાજ! આ વ્રતનો ચમત્કાર તો ઘણો જણાયછે. તેની ઇતિકર્ત્તવ્યતા કહો." મહાદેવજીએ કહ્યું કે "પોષ વદિમાં પુષ્ય નક્ષત્ર હોય તે દિવસે આખા શરીરમાં ધોળા રંગવાળી ગાયનું અથવા ગમે તે એક રંગવાળી ગાયનું પૃથ્વીઉપર પડ્યા પહેલાં ગોમય (છાણ) લઇ તેમાં તિલ નાંખી એકસો આઠ પિંડો કરી રાખવા. પોષ વદિ બારસને દિવસે ઉપવાસ કરી નદીવગેરેમાં સ્નાન કરી કુંભઉપર રહેલી તિલપાત્રમાં સ્થાપેલી વિષ્ણુની સુવર્ણમૂર્ત્તિની પૂજા કરી, તિલમિશ્ર નૈવેદ્ય ધરાવી અર્ઘ્યપ્રદાન કરવું અને વિધિપ્રમાણે સ્થાપેલા અગ્નિમાં ઉપર પ્રમાણે તૈયાર કરી રાખેલા ગોમયના પિંડોનો અષ્ટોત્તરશત હોમ કરવો તેમજ તિલનો પણ અષ્ટોત્તરશત હોમ યથાધિકાર મંત્રથી કરવો. હોમને અંતે વિષ્ણુશ્રાદ્ધ કરવું, બ્રાહ્મણોને જમાડવા, ઘીથી ભરેલા ઘડાનું દક્ષિણાસહિત દાન દેવું, રાત્રિએ કથા શ્રવણ કરી જાગરણ કરવું, સવારે સર્વ ઉપસ્કર બ્રાહ્મણોને વેંહચી દેવો, ક્ષમા માગવી અને સંપૂર્ણતા કહેવરાવવી. અને પછી પોતે ઇષ્ટમિત્રોસાથે ભોજન કરવું. એ પ્રમાણે સુરૂપદ્વાદશીનું વ્રત કરવાથી સર્વ દુઃખોનો નાશ થાયછે. તથા રૂપની સંપત્તિ મળેછે. વિશેષે આ વ્રત સ્ત્રીઓને માટે છે." આ કથા ભવિષ્યોત્તર પુરાણમાં છે.

---

## અર્દ્ધોદય તથા મહોદય પર્વ.

પૂર્ણિમાંત માસપ્રમાણે માઘમાસની અને અમાંત માસ પ્રમાણે પોષમાસની અમાવાસ્યા રવિવાર, શ્રવણ નક્ષત્ર અને વ્યતીપાત એઓના યોગવાળી હોય તો તે અર્દ્ધોદય પર્વ કહેવાયછે. વ્યતીપાત વગેરેનો યોગ દિવસના હોવો જોઇએ. આ પર્વ કોટિ સૂર્યગ્રહણ સમાન છે. આ વિષયમાં અગસ્ત્યમુનિએ સ્કંદને પૂછ્યું કે "ભગવન્! અર્દ્ધોદય પર્વનો મહિમા તથા તેની ઇતિકર્ત્તવ્યતા કૃપા કરી કહો." સ્કંદે કહ્યું કે, "અર્દ્ધોદય પર્વ કોઇ સમયે જ આવેછે. અને તેથી તે દેવોને તથા મનુષ્યોને દુર્લભ છે. તે સઘળી કામનાઓને પૂરી કરનાર છે આ વ્રતપર્વ પૂર્વે વસિષ્ઠે, પરશુરામે અને સનકાદિ મુનિઓએ કરેલું છે. પુષ્કરજીવગેરે તીર્થોમાં

ગંગાવગેરે નદીઓમાં અને માનસ સરોવરવગેરે સરોવરોમાં સ્નાન કરવાથી જે ફળ થાયછે તે ફળ તે દિવસે વિધિયુક્ત સ્નાન દાનથી થાયછે. દશ હજાર અશ્વમેધ યજ્ઞ કરવાથી, નિર્જલ પ્રદેશમાં જલકૂપ બંધાવવાથી, ભુખ્યાને ભોજન દેવાથી, તૃષાવાળાને જલ પાવાથી અને શીતાર્તને વસ્ત્રો દેવાથી જે પુણ્ય થાયછે તે પુણ્ય અર્દ્ધોદય પર્વમાં સ્નાનદાનથી થાયછે. અર્દ્ધોદય પર્વમાં સઘળાં સ્થળનાં જળ ગંગાજળસમાન છે, સર્વ બ્રાહ્મણો બ્રહ્માજેવા છે, અને સર્વ પ્રકારનું દાન મેરુતુલ્ય ગણાયછે. પૂર્વે સત્યયુગમાં વસિષ્ઠે, ત્રેતાયુગમાં રામચંદ્રે, દ્વાપરયુગમાં યુધિષ્ઠિરે અને કલિયુગમાં પુરોહિતે આ વ્રત કરી અભીષ્ટસિદ્ધિ મેળવેલી છે. બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર એ ત્રણ આ વ્રતના દેવો છે. એ ત્રણે દેવોની સુવર્ણમય મૂર્તિ કરી તિલોથી શય્યયંત્ર કરી તેમાં તેઓનું સ્થાપન કરી ષોડશોપચારોથી પૂજન કરવું. ત્રણ ગાયોનું દાન દેવું. મધ્યાહ્ન સમયે સ્નાન કરી તિલોનો મોટો પર્વત કરી તે ઉપર ત્રણે દેવોની મૂર્તિઓ સ્થાપી પૂજા કરી વિદ્વાન બ્રાહ્મણને તેનું દાન દેવું. તિલપાત્ર તથા ઘૃતપાત્રનું અને જનોઇનું તેમજ વસ્ત્રોનું પણ દાન દેવું. છેવટ બ્રાહ્મણભોજન કરાવી દક્ષિણા દેવી, સમુદ્ર સર્વતીર્થમય હોવાથી તેમાં સ્નાન કરવું, હોમ કરવો, ક્રોધાદિ દોષોનો ત્યાગ કરવો અને બ્રહ્મચર્ય, શ્રાદ્ધ તથા ઉપવાસાદિ નિયમો પાળવા. ઉપર કહેલા યોગોમાં જરા ઓછો યોગ હોય તો તે મહોદય પર્વ કહેવાયછે તે પણ સ્નાનદાનવગેરેથી ઉત્તમ પુણ્ય આપનાર છે. બન્ને જાતનાં વ્રતોનાં નામોમાં શંકા થાય એવુ છે કે સંપૂર્ણ યોગોમાં અર્દ્ધોદય અને ઓછા યોગોમાં મહોદય એવાં નામો કેમ સભવે ? તેના સમાધાનમાં અર્દ્ધોદય શબ્દમાં અર્દ્ધ શબ્દ છે તે અર્ધું એવા અર્થવાળો નથી પણ ઋધ્ ધાતુ ઉપરથી થયેલો છે, એટલે જેમાંથી ઉત્તરોત્તર પુણ્યાદિનો ઉદય થાય તે અર્દ્ધોદય. મહોદય શબ્દમાં પુણ્યાદિનો મોહોટો ઉદય થય એટલો જ અર્થ રહેલ છે તેથી શંકા કરવાજેવું નથી. આ વ્રતનો મહિમા સ્કંદપુરાણમાં કહેલો છે.

---

# મકરસંક્રાંતિ.

પ્રત્યેક વર્ષે પૌષ માસમાં મકરસંક્રાંતિનું પર્વ આવેછે. મેષ રાશિ વગેરે બાર રાશિઓમાં સૂર્યગ્રહનો પ્રવેશ એ સંક્રાંતિ કહેવાયછે. સઘળી

સંક્રાંતિયોમાં મકરસંક્રાંતિ તથા કર્ક સંક્રાંતિ એ બન્ને મોહોટી સંક્રાંતિઓ ગણાયછે કેમકે મકરસંક્રાંતિથી સૂર્ય ઉત્તરાયણના થાયછે તથા કર્કસંક્રાંતિથી સૂર્ય દક્ષિણાયનના થાયછે ઉત્તરાયણથી દેવોનો દિવસ થાયછે અને દક્ષિણાયનથી દેવોની રાત્રિ થાયછે તેથી પ્રાય માંગલિક તથા ધાર્મિક કૃત્યો ઉત્તરાયણમાં થયછે શુક્લપક્ષની સાતમને દિવસે જો સંક્રાંતિ થતી હોય તો તેનો મહિમા ઘણો છે સંક્રાંતિને દિવસે સ્નાન અવશ્ય કરવું. જો સ્નાન ન કરે તો સાત જન્મપર્યંત રોગી તથા નિર્ધન થાયછે તથા અધિકાર પ્રમાણે પિતૃગણનું શ્રાદ્ધ પણ કરવાનું છે તે દિવસે કરેલા પુણ્યનો કોઇ કાળે ક્ષય થતો નથી સંક્રાંતિને દિવસે સંતાનગરના ગૃહસ્થોએ ઉપવાસ કરવાનો છે દાનકમળાકર ગ્રંથપ્રમાણે તિલધેનુનું દાન દેવું મહાદેવના મંદિરોમાં તેલની દીવમાળા ભરાવવી, તિલોથી તથા તંદુલોથી શિવનું પૂજન કરવું. કાળા તિલોથી સ્નાન કરવું, તિલોનું દાન દેવું, હોમ કરવો, ભક્ષણ કરવું. ધોળા તિલોથી દેવોનું તથા કાળા તિલોથી પિતૃઓનું તર્પણ કરવું. આ પર્વમાં મહાદેવજીઉપર ઘીનો અભિષેક કરવાથી મોહોટું પુણ્ય થાયછે. સુવર્ણયુક્ત તિલપાત્ર દેવાથી ઘણું પુણ્ય થાયછે આ દિવસે શિવપૂજાનું વ્રત કરવાનું છે તેમાં આગલે દિવસે ઉપવાસ કરી સંક્રાંતિને દિવસે તિલસ્નાન વગેરે કરી શિવલિંગને ગાયના ઘીથી સ્નાન કરાવી, શુદ્ધ જળથી સાફ કરી, ચંદન પુષ્પાદિથી પૂજા કરી, સુવર્ણ, હીરો, નીલમણિ માણિક્ય અને મોતી એ પંચ રત્નોનું અર્પણ કરી, તિલતેલના દીપોથી તથા તંદુલસહિત તિલોથી પૂજન કરી ધોળી ગાયનું અથવા કાળી ગાયનું શુદ્ધ ઘી મા ત્રણસો પ્રસ્થ ( એક શેરનો એક પ્રસ્થ થાયછે ) લઇ તેને જળમાં ઠારી કરણ કરી ઘૃત કમળ ( ઘીનો ઘાટ એટલે દાનમાં ઘીની મહાપૂજા કરેછે તે ) નું પાલમાસની અમાવાસ્યા રવિવારે જમાડી તિલસહિત પંચગવ્યનું પાન કરી ભોગવાળી હોય તો તે અર્દ્ધોદય અનોનું, અન્નોનું, વસ્ત્રનું અને તિલોનું દાન દિવસના હોવો જોઇએ આ પર્વ છે અને દૂધથી સૂર્યની પૂજા કરવાથી અગસ્ત્યમુનિએ સ્કંદને પૂછ્યું કે "બ્રો તથા તેનો લગતો દિવસ કહિનિ તથા તેની ઉત્પત્તિ આપના કૃપા કરી કહો નહિ પૂર્વે શતકર્ણોભ નામના પુરૂષે પર્વ કોઇ સમયે જ આવેછે અને તેણે તે વિમુનિએ મકરસંક્રાંતિને દિવસે છે તે સઘળી કામનાઓને પૂરી કરનાર છે પરિત્રના નાયની ઇચ્છાવાળાએ પરશુરામે અને સનકાદિ મુનિઓએ કરેલું છે થી અખંડિત સૌભાગ્ય તથા

પુત્રનો લાભ થાયછે. આ વિષયમાં દ્રોણાચાર્યનાં પત્ની કૃપીએ દુર્વાસામુનિને પૂછ્યું કે " હે ભગવન્! દારિદ્રયથી તથા પુત્રના અભાવથી હું પીડિત છું, માટે કોઇ વ્રત બતાવો. મારા પતિ ઘણા વિદ્વાન છે છતાં તપશ્ચર્યાના ભંગના ભયથી ધનાદિપ્રાપ્તિને માટે કશો યત્ન કરતા નથી. મારે ઘેર એક બુઢ્ઢી ગાય છે. તેની છાસથી ઘણે કષ્ટે હું વૃત્તિ ચલાવુંછું." દુર્વાસાએ કહ્યું કે "મકરસંક્રાંતિને દિવસે ગોમયથી મંડલ કરી ધાન્યનો પુંજ કરી તેઉપર જેમાં માંખણ તૈયાર હોય એવું છાસનું મોટું પાત્ર સ્થાપી તેની ઉપર યશોદાજીની તથા બાલકૃષ્ણની સુવર્ણમય મૂર્તિ સ્થાપી રાતા સૂત્રથી તથા રાતા વસ્ત્રથી તે પાત્રને વીટળી પુષ્પધૂપવગેરેથી પૂજન કરી મંથનના દંડમાં સૂર્યનું આવાહન કરી આઠ દીવાઓ કરી આઠ મોદકો તથા શેલડીના સાંઠાઓ ફરતા સ્થાપી યશોદાસહિત શ્રીબાલકૃષ્ણની દારિદ્રયના નાશમાટે તથા પુત્રના લાભમાટે પ્રાર્થના કરી વેદપાત્ર બ્રાહ્મણને બોલાવી તેનું પૂજન કરી તેમાં સૂર્યનારાયણનું ધ્યાન કરી તે મૂર્તિ સહિત દધિમંથન પાત્રનું દાન દેવું. એ પ્રમાણે કરવાથી પૂર્વે નંદનાં પત્ની યશોદાજીએ પણ શ્રીકૃષ્ણજેવા પુત્રને મેળવ્યા હતા. તેથી તમે પણ તે પ્રમાણે કરો. કૃપીએ તે પ્રમાણે કરવાથી પુત્રનો તથા સંપત્તિનો લાભ મેળવ્યો હતો.

---



# માઘ માસ.



## વરદચતુર્થી અથવા ઢુંઢિરાજચતુર્થીવ્રત.



માઘમાસના શુક્લપક્ષની પ્રદોષકાલવ્યાપિની ચતુર્થીમાં વરદચતુર્થી અથવા ઢુંઢિરાજચતુર્થી એ નામનું વ્રત કરવાનું છે કાશીખંડમાં મહાદેવે ગણપતિને કહ્યું છે કે, ભક્તલોકો સર્વ કામનાઓની પ્રાપ્તિમાટે તમને ઢુંઢે છે (શોધે છે) તેથી તમારૂં 'ઢુંઢિરાજ' એવું નામ થશે તથા શ્રી અવિમુક્તપુર, મહાશ્મશાન અને કાશીજી એવાં અનેક નામોથી પ્રસિદ્ધ મારા આ ક્ષેત્રમાં જેઓ પ્રથમ તમારૂં પૂજન કરશે તેઓનેજ હું પ્રસન્ન થઈશ અને દેહાંતસમયે તારક બ્રહ્મનો ઉપદેશ કરીશ. તે દિવસે તમને ધોળા તિલનો ગુડવાળો મોદક ધરાવી પ્રદોષ સમયે તમારૂં વિધિપૂર્વક પૂજન કરીને મોદકનું ભક્ષણ-કરશે તે સર્વ મનોરથોને પ્રાપ્ત થશે તથા સર્વ વિઘ્નોમાંથી મુક્ત થશે.

---

# ગૌરીચતુર્થીવ્રત.

માઘશુક્લા ચતુર્થીને દિવસે 'ગૌરીચતુર્થી' એ નામનું વ્રત કરવાનું છે. તે દિવસે પુરૂષોએ તથા વિશેષથી સ્ત્રીઓએ સ્નાનાદિ નિત્યકર્મ કરી અભીષ્ટ કામનાનો સંકલ્પ કરી શ્રી ગૌરીદેવીનું ડોલરનાં પુષ્પથી, કુંકુમથી, અલક્તકથી, રાતાં સૂત્રો તથા વસ્ત્રોથી, કંકણ વગેરે આભરણોથી, રાતાં બીજાં પુષ્પોથી, ધૂપ દીપથી, અને ગુડ, આદુ, દૂધ તથા લવણ એઓને જુદાં જુદાં મૃત્તિકાના પાત્રોમાં સ્થાપી બલિદાન દેવાથી પૂજન કરવું. સુવાસિની બ્રાહ્મણીઓનું તથા વિદ્વાન બ્રાહ્મણોનું પૂજન કરી તેઓને ભોજન કરાવવું ત્યારપછી પોતે ભોજન કરવું અને વ્રતની સફલતામાટે તે શ્રી ગૌરીદેવીને અર્પણ કરવું એથી સર્વ મનોરથો સફલ થાયછે.

---

# વસંતપંચમી.

પ્રત્યેક વર્ષે માઘ માસના શુક્લપક્ષની મધ્યાન્હવ્યાપિની પંચમી વસંતપંચમી કહેવાયછે. તે દિવસે વસંતઋતુના અધિષ્ઠાતૃ દેવનો જન્મ થયો છે. કાલિકાપુરાણમાં તેવિષે લખવામાં આવ્યું છે કે જ્યારે મહાદેવે ઉગ્ર તપશ્ચર્યા કરવા માંડી ત્યારે તેમા ભગ્ન કરવામાટે બ્રહ્માએ કામદેવને આજ્ઞા કરી, તે વખતે કામદેવે કહ્યું કે તે કાર્ય સહાયવિના શી રીતે થાય? આ વખતે વિચારમાં પડેલા બ્રહ્માએ મૂકેલા નિશ્વાસમાંથી એક વસંત નામનો દેવ ઉત્પન્ન થયો કે જે પુષ્પોના સમુદાયથી શોભતો તથા કામદશાને ઉત્પન્ન કરનાર હતો. તેણે મંદ, શીત તથા સુગંધી પવન, આમ્રવગેરે વૃક્ષોમાં પુષ્પો, કોયલના કામોદ્દીપક શબ્દો, પ્રફુલ્લિત કમલોવાળાં સરોવર અને નવા અંકુરોવાળી લતાઓ એઓને ઉત્પન્ન કર્યાં. તેથી ઘણા સિદ્ધલોકો કામવશ થયા પણ એજ વસંતવગેરેની સહાયતાવાળા કામદેવે મહાદેવજીને મોહ કરવા જે જે ક્રિયાઓ કરી તે સર્વ ભાગ્યરહિત મનુષ્યના ઉદ્યમોની પેઠે કેવળ પરિશ્રમરૂપ ફળવાળીજ બની કાળના પણ કાળ તથા જગતના ઉત્પાદક, સ્થાપક અને સંહારક, મહાદેવજીને કામદેવ શું કરી શકે? તેતો જેમ પતંગીયો અગ્નિના પરાભવનો યત્ન કરતાં પોતેજ બળી જાય તેમ મહાદેવજીના કપાળમાં રહેલા ત્રીજા નેત્રમાંથી નિકળેલા અગ્નિવડે ક્ષણમાત્રમાં બળી ભસ્મ થયો.

વસંતપંચમીનું બીજું નામ "શ્રીપંચમી" પણ છે. મત્સ્યસૂક્ત ગ્રંથના પાંચમા પટલમાં કહ્યું છે કે, મકર રાશિના અથવા કુંભ રાશિના સૂર્ય હોય ત્યારે શુક્લપક્ષની પંચમીને દિવસ પ્રાતઃકાલમાં નદીનાં સુગંધિ પવિત્ર જળથી લક્ષ્મીસહિત વિષ્ણુને સ્નાન કરાવી પુષ્પો ચઢાવવાં અને વસંત તથા કામદેવનું તેમજ કામદેવની સ્ત્રી રતિનું પણ પૂજન કરવું. તે દિવસે એકજ વખત જમી વ્રત કરવાથી લક્ષ્મી પ્રસન્ન રહેછે. આ પ્રસંગે લક્ષ્મીનારાયણના મંદિરમાં કદંબવગેરેનાં પત્રોથી તથા પુષ્પોથી મંડપ કરી ધૂપ દીપ તથા ગુલાલના રંગથી ઉત્સવ કરવો, નીરાજન કરવું તથા ગીત નૃત્ય અને વાદિત્રોથી પ્રભુની પાસે આનંદોત્સવ કરવો. વસંતપંચમીથી આરંભી વિષ્ણુ પોઢે ત્યાંસુધી ગાયનમાં વસંત નામનો રાગ કે જેની સંગીતદામોદરના મતપ્રમાણે આંધુલી, ગમકી, પટમંજરી, ગૌડકરી, ધામકલી, અને દેવશાખા એ નામની છ રાગણીઓ તથા હનુમાનજીના મત પ્રમાણે હિંદોલ રગ વગેરે આઠ પુત્રો છે તેજ ગાવાનો છે. તે દિવસે વૃંદાવનનાં ઉપવનોમાં વિહાર કરતા શ્રીકૃષ્ણનું ધ્યાન, પૂજન તથા ઉત્સવ મુખ્ય છે. સુગંધી તૈલનો અભ્યંગ કરવો તથા અલંકારોનું ધારણ કરવું એ પણ આવશ્યક છે. આ દિવસ વસંતના જન્મનો છે પણ તેની ભરપૂર અવસ્થા તો मधुश्च माधवश्च वासन्तिकावृतू એ શ્રુતિપ્રમાણે ચૈત્ર તથા વૈશાખ માસમાં અને वसन्तः कुम्भमीनयोः એ પુરાણવગેરેના મત પ્રમાણે ફાલ્ગુન તથા ચૈત્ર માસમાં થાયછે.

વસંતઋતુનો સમય સમશીતોષ્ણતાવાળો હોવાથી સર્વ કર્મોમાં અનુકૂળ તથા યોગ્યતાવાળો છે. વેદમાં પણ અધિકારી વર્ણે અગ્નિહોત્ર ક્યારે લેવું એ વિષયમાં वसन्तेऽग्नीनादधीत એટલે વસંતઋતુમાં અગ્ન્યાધાન કરવું એ વાક્યથી વસંતનેજ ઉત્તમ ગણેલ છે. તેમજ વૈદ્યકશાસ્ત્રના મતપ્રમાણે વસંતમાં વમન, નસ્ય તથા લઘુ ભોજનવગેરેથી વ્યાયામ અને તૈલાભ્યંગથી, શિશિરઋતુમાં સંચય પામેલા અને ત્યાર પછી સૂર્યનાં કિરણોના તાપથી વિકૃતિને ઉત્પન્ન કરનાર કફને દૂર કરવો. હમેશાં સ્નાન કરવું, ચંદનથી અનુલેપન કરવું તથા જુના જવ અને ઘઉંવગેરે અન્નોનો ઉપયોગ કરવો. ભારે અન્નનો, ટાઢા અન્નનો, દિવસમાં નિદ્રાનો, સ્નિગ્ધ પદાર્થોનો, વિશેષ ખાટા પદાર્થોનો તથા મધુર પદાર્થોનો ઉપયોગ કરવો નહિ.

વર્તમાન સમયમાં વિશેષે કરી પુષ્ટિસંપ્રદાયમાં, બીજા વૈષ્ણવ સંપ્રદાયોમાં તેમજ બીજા દેવોના ઉપાસક સંપ્રદાયોમાં પણ વસંતપંચમીને

દિવસે શ્રીઇષ્ટદેવપાસે વૃક્ષોની વાડી કરી વનજેવી શોભા કરેછે. ગુલાલ તથા અબીલથી ચિત્રવિચિત્ર મડળો કરેછે તથા દેવ આગળ ગુલાલ ઉડાડે- છે, પરસ્પરમાં પ્રસાદરૂપ ગુલાલ છાટેછે તથા ગીત નૃત્ય વાદિત્ર અને ભ- જનથી મોટી ધામધૂમ કરેછે. આ દિવસથી આરભી હોળીસુધી હમેશાં ઉત્તરોત્તર અધિક અધિક ઉત્સવ ચાલુ રહેછે અને પ્રસાદરૂપ ઘાણી દાળ તથા સાકર વહેંચાયછે.

પ્રાચીન કાળમાં રાજાઓવગેરે બાગબગીચાઓમા અનેક પ્રકારની ક્રીડાઓ કરતા એવાં વસંતવર્ણનો ઘણા સસ્કૃત નાટકોવગેરેમા જોવામા આવેછે. વળી ભવિષ્યપુરાણમાં એક એવી કથા છે કે સર્વદા ઉત્સવ અને આનદરૂપ ફળ આપનાર કયુ વ્રત છે એમ નારદે પ્રશ્ન કરવાથી શેષશાયી નારાયણની પ્રેરણાપ્રમાણે લક્ષ્મીએ કહ્યુ કે પરૂપચમી વ્રત કરવાથી અભીષ્ટ- સિદ્ધિ થાયછે. પરૂપંચમીવ્રત એટલે માઘ માસના શુક્લપક્ષની પચમીથી પ્રત્યેક માસની શુક્લપક્ષની પચમીને દિવસે એક વખત ભોજન કરવુ અને એવી રીતે ચાર વર્ષ સુધી ચાલુ રાખવુ. પહેલા બે વર્ષમા વ્રતને અગે લવણવગરનુ ભોજન કરવુ અને પછીના બે વર્ષના હવિષ્યાન્ન ભોજન કરવું. પાચમા વર્ષમાં પ્રત્યેક માસની પચમીએ ફલાહાર કરવો અને છઠ્ઠે વર્ષે ઉપવાસ કરવો એમ આ પરૂપચમીનુ વ્રત ૭ વર્ષપર્યંત કરવાનું છે વ્રત પૂરૂ થતાં ઓછામાં ઓછા બાર બ્રાહ્મણોને જમાડવા અને સુવર્ણની, લક્ષ્મીનારાયણની મૂર્તિનુ દાન કરવુ. આ વ્રત પાર્વતીએ, ઇંદ્રાણીએ, સાવિ- ત્રીએ, સરસ્વતીએ તથા ઉર્વશીએ ચદ્રભાગા નદીને કિનારે કરેલુ છે. આ વ્રત કરવાથી મનુષ્ય પોતાના પૂર્વજોનો ઉદ્ધાર કરી સસારમા ઉત્તમ સ્થિતિ મેળવી સ્વર્ગલોકને પામેછે.

---

## રથસપ્તમી વ્રત.

માઘ માસના શુક્લપક્ષની અરૂણોદયકાલવ્યાપિની સપ્તમી " રથ સપ્તમી " કહેવાયછે. સ્મૃતિસગ્રહમા કહ્યું છે કે તે દિવસે અરૂણોદય સમયમા વિધિપ્રમાણે સ્નાન કરવાથી સૂર્યગ્રહણમાં કરેલા તીર્થસ્નાન- પ્રમાણે પુણ્ય થાયછે અને તેથી આયુષ, આરોગ્ય તથા સપત્તિની વૃદ્ધિ થાયછે. અરૂણોદયપહેલાં ઉઠી શક્તિપ્રમાણે સુવર્ણના, રૂપાના, તાંબાના

કે મૃત્તિકાના પાત્રમા કસુંબાથી રંગેલી વાટવાળો તેલનો દીવો કરી મસ્તક ઉપર લઇ સૂર્યનું ધ્યાન કરી "રક્તરૂપ, રસોના પતિ, અરૂણ અને હરિદશ્વ નામવાલા પ્રભુને નમસ્કાર કરૂછુ" એમ કહી નદીવગેરે જલાશયમા તે દીવાને તરતો મૂકી દેવો ત્યાર પછી સ્નાન કરી દેવપિતૃઓનું તર્પણ કરવું તથા સૂર્યનુ પૂજન કરવુ. આ સપ્તમી લોલાર્ક રથસપ્તમી તથા માકરી પણ કહેવાયછે. વામનપુરાણના પદરમા અધ્યાયમાં લોલાર્કવિષેની આ પ્રમાણે કથા છે કે એક સુકેશી નામનો રાક્ષસ અથવા મતાંતરમા વિદ્યુન્માલી રાક્ષસ ભક્તિથી મહાદેવને પ્રસન્ન કરી એક મોહોટા ગામ જેવું સુવર્ણમય વિમાન લઈ પોતાના નાક્ષસોસાથે ચોમેર ફરવા લાગ્યો. વિમાનના તેજથી સૂર્ય, ચદ્ર તથા નક્ષત્રોના તેજો ઉપહત થઈ ગયા. રાત્રિએ પણ સૂર્યાસ્તપછી વિમાનના તેજથી દિવસજ દેખાવા લાગ્યો. આ જોઇ સૂર્યે કોપ ચડવાથી પોતાના ઉગ્ર કિરણોથી તે વિમાનને પીગળાવી રાક્ષસોને નીચે ફેંકી દીધા. તે વાતની ખબર પડતા મહાદેવે સૂર્યઉપર કોપ કરી રથમાથી સૂર્યને નીચે પાડતા તે કાશીમા પડ્યા. સર્વ દેવોએ મહાદેવની સ્તુતિ કરી ત્યારે પ્રસન્ન થયેલા મહાદેવે કહ્યુ કે આજ સૂર્ય સ્વસ્થાનથી ચ્યવન થયા તેથી લોલાર્ક એ નામથી પ્રસિદ્ધ થશે અને કાશીમા એ નામથીજ પૂજાશે એમ કહી સૂર્યને રથમા બેસાડી દીધા. આ બનાવ આ સપ્તમીને દિવસે થયેલો હોવાથી આ સપ્તમી લોલાર્ક રથસપ્તમી કહેવાયછે અને મા એટલે લક્ષ્મી તેને આપનારી હોવાથી " માકરી " પણ કહેવાયછે. આ વ્રતમા ગગાસાગરસગમમા સ્નાનથી સાત જન્મોના પાપોથી મુક્ત થવાયછે, તેમા આકડાના તથા બદરીના સાત પત્રો મસ્તકઉપર મુકી સ્નાન કરવુ ત્યાર પછી સૂર્યને અર્ઘ્ય દેવો અને ષોડશોપચારોથી પૂજા કરવી.

આ વ્રતની કથા આ પ્રમાણે છે કે યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને પૂછ્યુ કે ભગવન્! ગયેલા ચક્રવર્તિ રાજ્યની પુનપ્રાપ્તિ થાય એવુ વ્રત કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે રથસપ્તમીના વ્રતથી ઉક્તફલ થાયછે. પૂર્વે કામોજ દેશમા યશોવર્મા રાજા હતો. તેને વૃદ્ધાવસ્થામાં ઘણા રોગોવાળો એક પુત્ર આવ્યો તેથી વિચારમા પડી એક વિનીત નામના વિદ્વાન બ્રાહ્મણને પૂછતા તેણે કહ્યું કે આ પુત્ર પૂર્વજન્મમા વૈશ્ય હતો અને તે મહા લોભી હતો તેણે રથ સપ્તમી વ્રતના ઉત્સવતા દર્શન કર્યા તેથી રાજાનો પુત્ર થયો પણ ધન છતા

યોગ્ય ઉપયોગ ન કર્યો તેથી રોગી થઇ અવતર્યો છે. માટે તેના ઉદ્દેશથી રથસપ્તમીનું વ્રત કરો તેથી તેના રોગો નષ્ટ થશે તથા તે ચક્રવર્તી રાજા થશે એમ કહી વિધિ કહ્યો કે છઠને દિવસે દિવસમાં મૌન રાખી તૈલવગરના અન્નનું એકવાર ભોજન કરવું. દીન, અંધ તથા અનાથોને ભોજન કરાવવુ. રાત્રિએ બ્રાહ્મણોસમક્ષ વ્રતનો નિયમ કરવો, સાતમને દિવસે ઉપવાસ કરી શક્તિપ્રમાણે સુવર્ણવગેરેના એક રથને તૈયાર કરી તેને માલાવગેરેથી સુશોભિત કરી મંડપમાં સ્થાપી સૌર સૂક્તનો પાઠ કરી સ્વસ્તિવાચન કરવું. ત્યાર પછી રથમાં સૂર્યની સુવર્ણાદિ મૂર્તિનું સ્થાપન કરી તેની પણ પૂજા કરવી. સારથિની પણ પૂજા કરી અનેક જાતનાં નૈવેદ્યો ધરાવવાં. ભાનુ, દિવાકર, આદિત્ય, માર્તંડ, જગત્પતિ, અપાંનિધિ, ભૂતભાવન, ભાસ્કર, પ્રણતાર્તિહર, અચિંત્ય, વિશ્વચિંતામણિ, વિભુ, વિષ્ણુ, હંસાદિ, ભૂતેશ અને આદિમધ્યાંતહીન એ નામોથી પ્રાર્થના કરી ક્ષમા માગવી તથા અભીષ્ટ વસ્તુની યાચના કરવી. રથપાસે ગીત, નૃત્ય વાદિત્રોથી ઉત્સવ કરવો તથા જાગરણ કરવું. સવારે પોતાને ઘેરથી સૂર્યનું મંદિર હોય ત્યાંસુધી રથયાત્રા કરવી (વરણાગી કાઢવી) અને ત્યાં જઇ આચાર્યને તે રથનું તથા રાતી ગાયનું દાન દેવું. એ પ્રમાણે કરવાથી સારૂં ફલ થશે. રાજાએ એ પ્રમાણે રથસપ્તમીનું વ્રત કર્યું તેથી તેનો પુત્ર રોગમુક્ત થઇ ચક્રવર્તી રાજા થયો. તેથી આ વ્રત કર્તવ્ય છે.

---

## અચલાસપ્તમી વ્રત.

આ વ્રતની ઇતિકર્તવ્યતા કયાઉપરથી જણાયછે. યુધિષ્ઠિરે પુછ્યું કે ભગવન્! સ્ત્રીઓ કયા વ્રતથી સુંદર રૂપવાળી, સારી પ્રજાવાળી, અને અને સૌભાગ્યવાળી થાય તે કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે માઘ માસના શુક્લ પક્ષની સપ્તમી કે જે 'અચલાસપ્તમી' એ નામથી પ્રસિદ્ધ છે તેના વિધિપૂર્વક કરવામાં આવેલા વ્રતથી અભીષ્ટસિદ્ધિ થાયછે. પૂર્વે અત્યંત રૂપાળી ઇંદુમતી નામની એક સગરરાજાની વેશ્યા હતી. તેણે એક દિવસે વસિષ્ઠના આશ્રમમાં જઇ વસિષ્ઠને પ્રણામ કરી કહ્યું કે, મેં દાન, હોમ, ઉપવાસ, વ્રત કે શિવપૂજનાદિ કશું પણ ધર્મકૃત્ય કર્યું નથી તેથી કોઇ ઉત્તમ અને સુસાધ્ય વ્રતનો ઉપદેશ કરો કે જેથી પાપપંકમાંથી મારા આત્માને મુક્ત

કરૂ ઇંદુમતીઉપર દયા લાવી વસિષ્ઠે કહ્યુ કે અચલાસપ્તમીના વ્રતથી તારો મનોરથ સિદ્ધ થશે છઠને દિવસે એકભુક્ત કરો સાતમને દિવસે પાછલી રાતે જલદેવતા જાગ્યા ન હોય ત્યા યથાશક્તિ સુવર્ણાદિ પાત્રમા કસુંબાથી રંગેલી વાટવાળો દીવો માથે લઇ જલદેવતાને જગાડી નદીવગેરેમા સ્નાન કરવુ દાન કરવુ, દીવાને જલાશયમા તરતો મુકી દેવો ત્યારપછી પવિત્ર પીઠાદિઉપર કેસરીચંદનથી અષ્ટદલ કમલ કરી મધ્યમા પ્રણવયુક્ત સામ-શિવનુ અને પૂર્વ દલથી ક્રમે કરી રવિનુ, ભાનુનુ, વિવસ્વાનનુ, ભાસ્કરનુ, સવિતાનુ, અર્કનુ, સહસ્રકિરણનુ અને સર્વાત્મકનુ યથાધિકાર પ્રણવ અથવા મયાબીજપૂર્વક તેતે ચતુર્થ્યંત નામમંત્રોથી, ષોડશોપચારોથી પૂજન કરવુ અને પછી જલમા વિસર્જન કરવુ ઘેર આવી તામ્રપાત્રમા તિલના પિષ્ટને ગુડ તથા ઘૃતસહિત સ્થાપી તેમા સુવર્ણનુ તાલપત્ર સ્થાપી તેને રાતા વસ્ત્રથી આચ્છાદિત કરી ચંદન પુષ્પાદિથી પૂજા કરી બ્રહ્મણદ્વારા તેને અભિમંત્રિત કરી બ્રાહ્મણને આપી દેવુ સૂર્યમહિમાસૂચક કથાઓનુ શ્રવણ કરવુ પાખંડી તથા નીચ લોકોસાથે ભાષણ કરવુ નહિ, ઉપવાસ કે ફલાહાર કરી નવને વળતે દિવસે બ્રાહ્મણભોજનાદિ કરી સમાપ્તિ કરવી એ પ્રમાણે વ્રત કરવાથી તથા સ્નાન કરવાથી સર્વ કામનાઓ સંપૂર્ણ થાયછે

---

# પુત્રસપ્તમી વ્રત.

માઘસુદિ સપ્તમી એ "પુત્રસપ્તમી" એ નામથી પ્રખ્યાત છે આ નિત્ય પુરાણમા કહ્યુ છે કે એ દિવસે ઉપવાસ કરી જે મનુષ્ય સૂર્યનારાયણની વિધિપૂર્વક પૂજા કરેછે તેને ઘેર સૂર્યદેવ પુત્રફલ આપેછે આ સપ્તમીથી આરંભી એક સંવત્સરસુધી પ્રત્યેક માસની બન્ને સપ્તમીને દિવસે આ વ્રત કરવાથી પુત્રફલ થાયછે પષ્ઠીને દિવસે જિતેંદ્રિય રહી નાસ્તિક વગેરે નીચ લોકના સમાગમને છોડી ઉપવાસ કરી શ્વેત પુષ્પોથી તથા શ્વેત ચંદનાદિ ઉપચારોથી સૂર્યનુ પૂજન કરી રાત્રિનુ ભૂમિશયન કરવુ. સપ્તમીને દિવસે પ્રાત:કાલમા સ્નાનાદિ નિત્યક્રિયાઓ કરી લઇ સૂર્યનુ પૂજન કરી વ્રતના સકામ કે નિષ્કામ સંકલ્પસાથે ઉપવાસ કરવો તથા અગ્નિહોત્રમા હોમ દેવો. પોતે અગ્નિહોત્રી ન હોયતો યથાશાસ્ત્ર અગ્નિસ્થાપન કરી ઘૃતથી, સૂર્યમંત્રવડે અષ્ટોત્તર શત આહુતિઓ દેવી દહી ભાતથી અથવા

દૂધપાકથી બ્રાહ્મણોને યથાશક્તિ ભોજન કરાવવું. કૃષ્ણપક્ષની સાતમને દિવસે તથા છઠને દિવસે ઉપવાસ કરી રક્તપુષ્પોથી તથા ચંદનથી સૂર્યનું પૂજન કરવું અને સાતમને દિવસે પૂર્વોક્ત વિધિથી વ્રત કરવું. એ પ્રમાણે કરવાથી સૂર્યદેવ પ્રસન્ન થાયછે અને અપુત્રને પુત્રફળ આપેછે તથા બીજી ઇચ્છાવાળાને બીજાં ફળો પણ આપેછે.

---

# સંકષ્ટહર ગણપતિવ્રત.

માઘ કૃષ્ણ ચતુર્થીને દિવસે સંકષ્ટહર ગણપતિનું વ્રત કરવાનું છે. તે દિવસે દિવસનાં નિત્ય નૈમિત્તિક, ધાર્મિક, કર્મો કરી લઇ રાત્રિએ પૂજનના પદાર્થો લઇ, સ્નાન કરી, પવિત્ર પ્રદેશમાં બેસી ઘંટાનાદથી છોટિક મુદ્રાયુક્ત ભૂતોત્સારણ મંત્રોથી અને ક્ષેત્રપાલની સ્તુતિથી ક્ષેત્રસાધન કરી, આચમન તથા પ્રાણાયામ કરી, "કુટુંબસહિત કલ્યાણ, આરોગ્ય તથા અભિવૃદ્ધિમાટે સંકષ્ટહર ગણપતિનું વ્રતાંગપૂજન કરીશ એવો સંકલ્પ કરી કલશપૂજન તથા શંખપૂજન કરી નામમંત્રથી ષડંગન્યાસ કરવા. ત્યાર પછી ગણપતિનું ધ્યાન કરી ષોડશોપચારોથી પૂજન કરવું. તેપછી ગજાનન, 'વિઘ્નરાજ, લંબોદર, શિવાત્મજ, વક્રતુંડ, શૂર્પકર્ણ, કુબ્જ, ગણેશ, વિઘ્નનાશી, વિકટ, વામદેવ, સર્વદેવ, સર્વાર્તિનાશી, વિઘ્નહર્તા,' ધૂમ્ર, સર્વાધિદેવ, ઉમાપુત્ર, કૃષ્ણપિંગલ, ભાલચંદ્ર, ગણાધિપ, અને એકદંત એ એકવીશ, નમઃશબ્દાંત ચતુર્થ્યંત નામોથી એકવીશ દૂર્વા તથા રક્ત પુષ્પો ચઢાવવાં; ત્યાર પછી પગ, જંઘા. જાનુ, ઊરુ, કટિ, ઉદર, હૃદય, કંઠ, સ્કંધ, હસ્ત, મુખ, મસ્તક અને સર્વાંગ એ અંગોની નામમંત્રોથી પૂજા કરવી. પછી નામમંત્રોથી પંચાવરણ પૂજા કરવી, તે પછી પાચી (મરકતપત્રી) પત્ર, ભાંગરાનાં પત્ર, બિલ્વપત્ર, શ્વેતદૂર્વા, બદરીપત્ર, ધતૂરપત્ર, તુલસીપત્ર, અઘેડાનાં પત્ર, ભોરીંગણીનાં પત્ર, શમીપત્ર, કણેરનાં પત્ર, વાંસનાં પત્ર, આંકડાનાં પત્ર, આંજણીયાનાં પત્ર, વિષ્ણુક્રાંતાનાં પત્ર, દાડિમીનાં પત્ર, દેવદારનાં પત્ર, મરનાં પત્ર, સિંદૂરવૃક્ષનાં પત્ર, જાતિપત્ર અને કેતકીપત્ર, એ એકવીશ પત્રોથી પૂજા કરવી. પછી જાતિપુષ્પ, શેવંતીપુષ્પ, લવારાનાં પુષ્પ, ચંપકપુષ્પ, કલ્હારપુષ્પ કેતકીપુષ્પ, બકુલપુષ્પ, જપાપુષ્પ, પુન્નાગપુષ્પ, ધતૂરપુષ્પ, માતુલિંગપુષ્પ, વિષ્ણુક્રાંતાપુષ્પ, કરવીરપુષ્પ, પારિજાત પુષ્પ, કમલપુષ્પ, ગોકર્ણિકાપુષ્પ, કુમુદપુષ્પ, નગરપુષ્પ, સુગંધરાજપુષ્પ,

અગથીયાનું પુષ્પ, અને ગુલાબનું પુષ્પ, એ એકવીશ પુષ્પો નામમંત્રોથી ચડાવવાં તે પછી વિનાયક, વિઘ્નરાજ, ગૌરીપુત્ર ગણેશ્વર, સ્કંદાગ્રજ, અવ્યય, પૂત, દક્ષાધ્યક્ષ, દ્વિજપ્રિય, અગ્નિગર્વચ્છિદ, ઇંદ્રશ્રીપ્રદ વાણીબલપ્રદ, સર્વસિદ્ધિપ્રદ, શર્વતનય, શર્વપ્રિય, સર્વાત્મક, સૃષ્ટિકર્ત્તા, દેવાનીકાર્ચિત, શિવ, શુદ્ધ, બુદ્ધિપ્રિય, શાન્ત, બ્રહ્મચારી, ગજાનન, દ્વૈમાતુર, મુનિસ્તુત્ય, ભક્તવિઘ્નનાશી, એકદંત, ચતુર્બાહુ, શક્તિસંયુત, ચતુર, લંબોદર, શૂર્પકર્ણ, હેરંબ, બ્રહ્મવિત્તમ, કાલ, ગ્રહપતિ, કામી, સૂર્યસોમાગ્નિલોચન, પાશાંકુશધર, ચંડ, ગુણાતીત, નિરંજન, અકલ્મષ, સ્વયંસિદ્ધ, સિદ્ધાર્ચિતપદાંબુજ, બીજપૂરક, અવ્યક્ત, વરદ, શાશ્વત, કૃતી, વિદ્વત્પ્રિય, વીતભય, ગદી, ચક્રી, ઇક્ષુચાપધૃત, અબ્જોત્પલકર, શ્રીશ, શ્રીપતિ, સ્તુતિહર્ષિત, કુલાદ્રિભૃત, જટી, ચંદ્રચૂડ અમરેશ્વર, નાગયજ્ઞોપવીતી, શ્રીકંઠ, રામાર્ચિતપદ, વ્રતી, સ્થૂલકંઠ, ત્રયીકર્ત્તા, સામઘોષપ્રિય, પુરુષોત્તમ, સ્થૂલતુંડ, અગ્રગણ્ય, ગ્રામણ્ય, ગણપ, સ્થિર, વૃદ્ધિદ, સુભગદ, શૂર, વાગીશ, સિદ્ધિદાયક, દૂર્વાબિલ્વપ્રિય, કાંત, પાપહારી, કૃતાગમ, સમાહિત, વક્રતુંડ, શ્રીપ્રદ, સૌમ્ય, ભક્તકાંક્ષિતદાતા, અચ્યુત, કેવલ, સિદ્ધિદ, સચ્ચિદાનંદવિગ્રહ, જ્ઞાની, માયાયુક્ત, દાંત, બ્રહ્મિષ્ઠ, ભયવર્જિત, પ્રમત્તદૈત્યભયપ્રદ, વ્યક્તમૂર્ત્તિ, અમૂર્ત્તિક, પાર્વતીશંકરોત્સંગખેલનોત્સવલાલસ, સમસ્તજગદાધાર, વરદ, મૂષકવાહન, હૃષ્ટચિત્ત, પ્રસન્નાત્મા અને સર્વસિદ્ધિપ્રદાયક એ અષ્ટોત્તરશત નામોથી અષ્ટોત્તર શત નમસ્કારો કરવા. કે જે નામોથી, ત્રિપુરાસુરને મારવા વખતે મહાદેવે પણ ગણપતિની સ્તુતિ કરી હતી. ત્યાર પછી સુવર્ણનું એક પુષ્પ ચડાવવું. "नमो हेरंबाय" એ મંત્રથી અર્ઘપ્રદાન કરી ઉદય પામેલા ચંદ્રનું પણ રોહિણીસહિત પૂજન કરવું. તથા ચતુર્થી તિથિનું પણ પૂજન કરવું. આચાર્યનું પૂજન કરી વાયનનું દાન દેવું તથા દક્ષિણાસહિત પાંચ મોદકો પણ દેવા. પ્રતિમા વિગેરે ઉપસ્કરો આચાર્યને દેવા અને ક્ષમા તથા વ્રતસાંગતા બ્રાહ્મણદ્વારા બોલાવવી.

આવિધિની કથા આ પ્રમાણે છે કે- એક દિવસ જુગારની રમતથી રાજ્યને હારી વનવાસમાં રહેલા યુધિષ્ઠિર રાજાપાસે વ્યાસમુનિ આવ્યા. યથાવિધિ પૂજન કર્યાપછી યુધિષ્ઠિરે કહ્યું કે ભગવન્! અમારી સ્થિતિ તથા તેનું કારણ આપ જાણોછો. અમારા બંધુઓ તથા સતી દ્રૌપદી આ કષ્ટ ભોગવ્યા છતાં પણ છેવટ સુખને પામે એવું કોઈ વ્રત હોય તે કહો.

વ્યાસમુનિએ કહ્યું કે સંકષ્ટહરણ ચતુર્થીનું વ્રત કરો તેથી તમારૂં કષ્ટ નષ્ટ થશે. પૂર્વે એક માનવ નામનો રાજા હતો કે જે પુત્ર પૌત્રાથી, સંબંધીઓથી તથા રાજ્ય સંપત્તિ અને રત્નાવલી નામની રાણીથી પૃથ્વીમાં પણ સ્વર્ગસમાન સુખ ભોગવતો હતો. સંયોગો વિપ્રયોગાંતજ હોયછે, સમુચ્છ્રય એ પતનાંતજ હોયછે અને જીવિત એ મરણાંતજ હોયછે. એ નિયમ પ્રમાણે દૈવેચ્છાના પ્રાબલ્યથી શત્રુઓસાથે યુદ્ધ થતાં સર્વ રાજ્ય દુસ્મનોએ લઇ લીધું ત્યારે રાણી સાથે રાજ્યભ્રષ્ટ થયેલો તે રાજા જંગલમાં ચાલતાં ક્ષુધા તૃષાથી પીડા પામવા લાગ્યો અને પહેલેજ દિવસે પરિશ્રમને લીધે ક્રોધ સ્થાનકસર નહિ પહોંચવાથી અધવચ્ચ માર્ગમાં સૂર્યાસ્ત થઇ ગયો; અકસ્માત્ વૃષ્ટિ થઇ અને અંધકારમાં સિંહ, વ્યાઘ્ર વગેરે ઘાતક પ્રાણીઓ બૂમ મારવા લાગ્યાં. ભયભીત રાણીની સાથે જેમ તેમ રાત્રિને વ્યતીત કરી પ્રાતઃકાળે વનમાં તેને માર્કંડેય મહામુનિનાં દર્શન થયાં, દંડવત્નમસ્કાર કરી રાજાએ પૂછ્યું કે ભગવન્! કયા પાપ કર્મથી મને આવું અસાધારણ કષ્ટ આવ્યું ? મુનિએ કહ્યું કે પૂર્વ જન્મમાં તું એક પારાધી હતો, વનમાં અનેક નિરપરાધી પ્રાણીઓના પ્રાણ લેતો હતો તેવામાં માઘ વદિ ચોથની રાત્રિએ સુંદર સરોવરને તીરે ચંદ્રોદય સમયે સંકષ્ટહરણ ચોથનું વ્રત કરતી રાતાં વસ્ત્રોવાળી નાગકન્યાઓ કે જેઓ ગણપતિનું પૂજન કરતી હતી તે પાસે જઇ પારાધીએ પૂછ્યું કે તમો આ શું કરોછો ? નાગકન્યાઓએ સંકષ્ટહરણ ચતુર્થી વ્રતના માહાત્મ્ય સાથે તેનું વ્રત કહ્યું તેનું શ્રવણ કરી તેણે વ્રતનો નિયમ લીધો તેથી ધનધાન્યની તથા પુત્ર પરિવારની સંપત્તિ તે પામ્યો. સુખમાં મોહિત થવાથી તે વ્રતને ભૂલી ગયો અને તેવામાંજ શરીર પણ પડી ગયું. તે વ્રતના પ્રભાવથી આ જન્મમાં તું રાજપને પામ્યો હતો પણ વ્રતના ત્યાગથી રાજ્યભ્રષ્ટ થયો છે, માટે એ વ્રત યથાવિધિ કરીશ તો સર્વ સારૂં થશે. એમ કહી મુનિ અદૃશ્ય થયા. રાજાએ તે વ્રતનો આરંભ કર્યો. થોડા વખતમાંજ શત્રુઓ નષ્ટ થવાથી ગયેલું રાજ્ય તેને પાછું મળ્યું. તેથી તમે પણ એ વ્રત કરો કે જેથી રાજ્ય પાછું મળે. આ વ્રત શ્રાવણથી પણ થાયછે. શ્રાવણથી પ્રત્યેક માસની વદિ ચોથને દિવસે સાત લાડુનું ભોજન, દધિ ભક્ષણ, ઉપવાસ, દુગ્ધપાન, જલપાન, ગોમૂત્રપાન, એકસોઆઠ તિલોનું ભક્ષણ, ઘી સાકર, પંચગવ્ય ભક્ષણ, દુર્વારસનુંપાન, પલમાત્ર ઘૃતપાન અને મધનું ભક્ષણ અનુક્રમથી કરી વ્રત કરવું અથવા સાત માસોના

ભક્ષણથી આ વ્રત કરવું. તિલના પંદર લાડુ કરી પાંચ દેવને અને પાંચ બ્રાહ્મણને દેવા અને પાંચ પોતે લેવા. આ વ્રત એક વર્ષ, ત્રણ વર્ષ અથવા સર્વદા કરી શકાયછે. છેવટમાં એકવીસ બ્રાહ્મણોને વસ્ત્ર, અન્ન, તથા ગોદાનોથી સંતુષ્ટ કરી અષ્ટોત્તર સહસ્ત્ર અથવા અષ્ટોત્તરશત, અષ્ટાવિંશતિ વા અષ્ટ આહુતિઓ તિલથી તથા ઘીથી અગ્નિમાં આપવી. આચાર્યની પૂજા કરવી અને છત્રાદિ ઉપકરણો દેવા એ પ્રમાણે આ વ્રત કરવાથી સર્વ કષ્ટોનો નાશ થાયછે તથા સર્વ સુખોની પ્રાપ્તિ થાયછે. વ્યાસમુનિના ઉપદેશપ્રમાણે આ વ્રત યુધિષ્ઠિરે કર્યું તેથી રાજ્યને પામી તે સુખી થયા. આ કથા નારદીય પુરાણમાંથી સંગૃહીત કરેલી છે.

---

# અંગારક ચતુર્થી.

માઘ વદિ ચતુર્થી એ અંગારક ચતુર્થી કહેવાયછે. આ વ્રતની વિશેષ વ્યવસ્થા કથાઉપરથી જણાયછે. ઇંદ્રે બ્રહ્માને પૂછ્યું કે અંગારક ચતુર્થીનો મહિમા કહો. બ્રહ્માએ કહ્યું કે પૂર્વે અવંતીનગરમાં ભરદ્વાજ નામના મુનિ રહેતા હતા કે જે અગ્નિહોત્રાદિ શ્રૌત સ્માર્ત્ત કર્મોમાં તથા શિવજીના ધ્યાનમાં તત્પર હતા તે એક દિવસે નદીને કિનારે સ્નાન કરી ઉભા હતા, ત્યાં એક સુંદર સ્ત્રીને દેખી કામાસક્ત થયા તેથી તેનું વીર્ય પૃથ્વી ઉપર પડ્યું. તેમાંથી એક જાસુદના પુષ્પજેવા રંગનો કુમાર ઉત્પન્ન થયો. તેને પુત્રવાત્સલ્યથી પૃથ્વી દેવીએ પોષિત કર્યો. તે જ્યારે સાત વર્ષનો થયો ત્યારે તેણે માતાને પૂછ્યું કે મારા પિતાનાં દર્શન કરાવો. પૃથ્વીએ તેની ઉત્પત્તિની વાત કહી, પુત્રને સાથે લઇ ભરદ્વાજમુનિ પાસે જઇ તે પુત્ર સોંપી આપ્યો. ભરદ્વાજમુનિએ તે પુત્રના મસ્તકનું આઘ્રાણ કરી પ્રસન્ન થઇ શુભ મુહૂર્ત્તમાં તેનો ઉપનયન સંસ્કાર કર્યો. અને વેદશાસ્ત્રનો અભ્યાસ કરાવી ગણપતિના મંત્રનો ઉપદેશ કરી કહ્યું કે આ મંત્રની ઉપાસનાથી સર્વ કામનાઓ પૂર્ણ થશે. પિતાશ્રીના ઉપદેશથી તેણે ઇંદ્રિયોનું સંયમન કરી વાયુનું ભક્ષણ કરી એકાગ્ર વૃત્તિથી મંત્રજપદ્વારા ગણેશની ઉપાસના કરવા માંડી. એમ મહા દારૂણ તપ એકહજાર વર્ષપર્યંત કર્યું. ત્યારે માઘ કૃષ્ણ ચતુર્થીની રાત્રિએ ચંદ્રોદય સમયે ગણપતિએ પ્રત્યક્ષ દર્શન દઇ તે ભૌમને કહ્યું કે હે ભૌમ! ઇચ્છા હોય તે માગો. ભૌમે સ્તુતિ કરી

ગણુપતિને કહ્યું કે મારી સ્થિતિ સ્વર્ગમાં થાય તથા ગ્રહોમાં મારી ગણના થાય અને અમૃતનું પાન કરૂં તથા આજનો દિવસ મારા નામથી તમારો વ્રતરૂપે જગત્‌માં પ્રસિદ્ધ થાય એ માગુંછું. તથાસ્તુ એમ કહી આજનો દિવસ અંગારક ચતુર્થી એ નામથી પ્રસિદ્ધ થશે તમારૂં મંગળ એવું નામ થશે અને જેઓ અંગારક ચતુર્થીનું વ્રત કરશે તેઓને હું પ્રસન્ન થઇશ. એ પ્રમાણે વરપ્રદાન દઇ ગણપતિ અંતર્હિત થયા. પછી મંગલ દેવે ત્યાં એક મોહોટું મંદિર બનાવી તેમાં દશ ભુજાવાળી, મોટી શુંઢાદંડવાળી અને સર્વ અવયવોમાં સુંદર ગણુપતિની મૂર્ત્તિ બનાવી સ્થાપન કર્યું તથા પોતાની મૂર્ત્તિ પણ તેમાં સ્થાપી ત્યારથી તે ક્ષેત્ર સિદ્ધિપ્રદ થયું. ગણુપતિએ સુંદર વિમાન મુકી મંગળને સ્વર્ગમાં બોલાવી લીધો તથા ત્રીજા ગ્રહના મંડલમાં તેનું આધિપત્ય કર્યું. અવંતીથી પશ્ચિમ તરફ તે ગણુપતિનો તથા મંગળનો પ્રાસાદ ભક્તોને ચિંતામણિની પેઠે સર્વેષ્ટસિદ્ધિ આપનાર હોવાથી ચિંતામણિ પ્રાસાદ એ નામથી પ્રસિદ્ધ થયો. એ પ્રમાણે આ અંગારક ચતુર્થીને દિવસે ગણુપતિના, ચંદ્રના તથા મગલના વ્રત પૂજનથી સર્વ મનોરથો પ્રાપ્ત થાયછે. ઉપવાસ વગેરે નિયમો તથા પૂજન એ બીજી ચતુર્થીની પેઠે સમજી લેવાં. આ કથા ગણેશપુરાણુમાં છે.

---

# મહાશિવરાત્રિ.

પ્રત્યેક વર્ષે માઘ માસના કૃષ્ણપક્ષની મધ્યરાત્રિવ્યાપિની ચતુર્દશી તે મહાશિવરાત્રિ એ નામથી પ્રસિદ્ધ વ્રત છે તે દિવસે સનત્કુમાર સંહિતા તથા ઇશાન સંહિતાના વચન પ્રમાણે શિવજીની લિંગમય મૂર્ત્તિનું પ્રાકટ્ય થયું છે તેથી તે રાત્રિ મહાપવિત્ર તથા વ્રત કરવાથી મહાદેવજીને સંતુષ્ટ કરનાર છે. નાગરખંડ ગ્રંથ પ્રમાણે આ વ્રતમાં ઉપવાસ, જાગરણુ અને શિવપૂજન એ ત્રણ કાર્યો મુખ્ય છે. બલાત્કારથી કે અજ્ઞાનથી પણ આ વ્રત કરવામાં આવે તો પ્રાણી અનેક જન્મોનાં પાપોથી મુક્ત થાયછે. રોગી તથા અશક્તને માટે ફલાહારથી પણ આ વ્રત વિહિત છે.

આ વ્રતમાં આગલે દિવસે એકભુક્ત કરી, બ્રહ્મચર્ય પાળી વ્રતને દિવસે માસપક્ષ વગેરે બોલી " પાપક્ષયપૂર્વક ઐહિક આમુષ્મિક સર્વેષ્ટ સિદ્ધિયુક્ત, શ્રીસાંબસદાશિવપ્રીત્યર્થં હું મહાશિવરાત્રિનું વ્રત યથાશક્તિ

કરીશ " એવો સંકલ્પ કરી સ્નાનાદિ નિત્ય કર્મને પોહોંચી લઈ સ્થાપિત શિવલિંગની અથવા પાર્થિવેશ્વરની શાસ્ત્રપ્રમાણે ષોડશોપચારોથી પૂજા કરવી. ગામમાં, વનમાં તથા ગમે તે પ્રદેશમાં જેટલાં શિવલિંગો હોય તેઓની પૂજા કરવાથી અનંત પુણ્ય થાયછે. તેમાં પણ જે શિવલિંગ અપૂજિત રહેતુ હોય તેની પૂજાથી ઘણું પુણ્ય છે શિવરાત્રિને દિવસે ભસ્મનું ત્રિપુંડ્ર ધારણ કરી તથા બને તેટલી રૂદ્રાક્ષ માળાઓ પહેરી શિવજીના દર્શનમાં, ભજનમાં, ધ્યાનમાં અને શિવ પંચાક્ષરના જપમાંજ કાળ નિર્ગમન કરવું. શિવની નિંદા કરતારા નીચ લોકોસાથે બાપણ પણ કરવું નહિ. કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર તથા મોહનો ત્યાગ કરવો, શુદ્ધ વસ્ત્રો પહેરવાં તથા સાંસારિક વ્યવહારથી દૂરજ રહેવું. રાત્રિએ ફરીને નાહી નર્મદેશ્વર, સ્થાપિત લિંગ અથવા પાર્થિવેશ્વરનું ચાર પ્રહરોમાં પૂજન કરવું. તેમાં પંચામૃતથી, ગંગાજળથી અને શુદ્ધ જળથી સ્નાન કરાવી દીપમાળા ભરી પોતપોતાના અધિકાર પ્રમાણે રુતરૂદ્રિય વગેરે વેદમંત્રોથી અથવા શિવ પચાક્ષરથી અવિચ્છિન્ન અભિષેક કરવો. મધ્યરાત્રિએ અનેક નૈવેદ્યો ધરવી વાદિત્રોના શબ્દોથી ઉત્સવપૂર્વક નીરાજન કરવું તથા અંગોસહિત પૂજન કરવું.

આ દિવસે જેમ બને તેમ ઘણાં બિલ્વપત્રો મહાદેવજીને ચઢાવવાં. એક બિલ્વપત્ર એક સુવર્ણના બિલ્વપત્ર જેટલું ફળ આપેછે. ધતૂરાનાં અને કણેરનાં પુષ્પો પણ ઉત્તમ છે. ચાર પ્રહરના પૂજનની શક્તિ ન હોય તેણે મધ્ય રાત્રિનું પૂજન તો અવશ્ય કરવું. તે દિવસે જ્યાં જ્યાં શિવલિંગ હોયછે ત્યાં ત્યાં મહાદેવજીનું વિશેષ સાન્નિધ્ય હોયછે. આ વ્રત તથા પૂજન શ્રી કાશીમાં કરવામાં આવે તો તેનો મહિમા અપાર ગણાયછે. શિવરાત્રિને બીજે દિવસે સ્નાન કરી બાર બ્રાહ્મણોને અથવા પોતાની શક્તિ હોય તેટલા બ્રાહ્મણોને ભોજન કરાવી તેઓને દક્ષિણાસહિત જલ કુંભોનાં દાન દઈ વ્રત શિવાર્પણ કરવું અને પછી ઈષ્ટ મિત્રો સાથે પારણા કરવી.

સુત અને શૌનકના સંવાદરૂપે આ વ્રતની કથા એવી છે કે એક સમયે એકાંતમાં પ્રસન્નતાથી બિરાજેલા મહાદેવજીને પાર્વતીએ પૂછ્યું કે ઘણાં વ્રતો, નિયમો તથા ભક્તિના પ્રકારો મારા સાંભળવામાં આવ્યા છે, પણ એ સર્વનું ફળ એક વ્રતથીજ મળી શકે એવું વ્રત કહો. મહાદેવે કહ્યું કે માઘ માસના કૃષ્ણપક્ષની ચતુર્દશી કે જે મહાશિવરાત્રિ એ નામથી

પ્રસિદ્ધ છે તેના વ્રતથી સર્વ શ્રેયઃસાધનોનું ફળ પ્રાપ્ત થાયછે. જ્ઞાનથી કરેલાં ધર્મસાધનો ફળ આપે એતો સર્વ સાધારણ છે, પણ આ શિવરાત્રિનું વ્રત તો અજ્ઞાનથી થઇ જાય તો પણ શ્રેષ્ઠ ફળ આપેછે. એટલો બીજાં સાધનોકરતાં વિશેષ છે. પૂર્વે પશ્ચિમતરફ પર્વતની આસપાસના પ્રદેશમાં જીવહિંસા કરી આજીવિકા ચલાવનાર એક ભિલ્લ હતો તે પાશ, ધનુષ વગેરે લઈ મૃગયામાંજ ભમ્યો રહેતો હતો. દૈવયોગે તે શિવરાત્રિને દિવસે શિવમંદિરમાં કોઈની પાસે ધન લેવા ગયો ત્યાં તેને પેલા માણસે સાંજ સુધી રોકી રાખ્યો; તે પ્રસંગમાં તેને શિવનાં તથા શિવભક્તોનાં દર્શન થયાં અને શિવનામ તેણે ઘણી વખત સાંભળ્યું. સાંજ પછી તે, કુટુંબ અને પોતાના નિર્વાહમાટે જંગલમાં શિકાર કરવા ગયો ત્યાં કોઈ પણ પ્રાણી નજરે ન પડતાં ચોમેર નજર કરવા લાગ્યો અને તેટલામાં અંધારૂં પણ થવા આવ્યું. પછી તે એક જલાશયના કિનારાપરનાં બીલીનાં ઝાડ-પર ચડી જલ પીવા આવેલાં મૃગવગેરે પ્રાણીને ગુપ્ત રીતે મારવાની આશાથી બેઠો. એ ઝાડમાં બેસી મૃગાદિક પ્રાણીપર નજર રહે તે માટે આડાં આવતાં બીલીનાં પાંદડાંઓને ત્રોડી નીચે નાખવા લાગ્યો. તે પાંદડાં નીચેના ભાગમાં એક સ્વયંભૂ શિવલિંગ હતું તેના પર પડવા લાગ્યાં. રાત્રિમાં જીવ-હિંસાની આશાથી તે બરાબર જાગતો રહ્યો. એક પ્રહર જતાં ત્યાં જલ પીવા માટે એક હરિણી આવી તેને મારવા માટે ભિલ્લે બાણ ચડાવ્યું એ ખડખડાટ થતાં હરિણીએ ઉંચે જોયું અને પોતાના પર આફત આવેલી જોઇ તે બોલી કે "બાણ છોડીશ નહિ, મને શા માટે મારે છે!" શિવ-રાત્રિને દિવસે એક પ્રહરની શિવ પૂજા જો કે અજાણતાં થઇ હતી તો પણ કાંઇ સદ્બુદ્ધિવાળો બનેલો તે ભિલ્લ બોલ્યો કે "તું કોણ છે? હરિણીને આમ બોલતાં મેં કદી પણ સાંભળેલ નથી" હરિણીએ કહ્યું કે "પૂર્વે હું સ્વર્ગમાં ઇંદ્ર-ની અપ્સરા હતી. ત્રૈલોક્યને જીતનાર હિરણ્યાક્ષ દાનવ મારા પર મોહ પામી મને પોતાને ત્યાં લઇ ગયો.. કોઇ સમય હું કૈલાસમાં સદાશિવનું નૃત્ય જોવા ગઇ ત્યારે સદાશિવે કોપ કરીને કહ્યું કે તું અગાઉની પેઠે હાસ-માં અહિં ગીત નૃત્ય કરવા કેમ નથી આવતી! મેં મારી હાલત કહી સંભળાવી. મહાદેવે કહ્યું કે તમો બન્ને બાર વર્ષલગી મૃગના અવતારને પામશો અને તેમાં તને ભિલ્લના હાથથી મૃત્યુનો ભય થતાં પૂર્વ જન્મનું સ્મરણ થશે અને તે પછી મારા દર્શ મોક્ષ થશે. ભિલ્લ!

શરીરમાં વિશેષ માંસ મેદ નથી, વળી હું ગર્ભિણી છું. તું મને જવા દે, છેવટ તું કહેતો હો તો હું ઘેર જઈ મારાં નાનાં બચ્ચાંઓની મારી સખીઓને ભલામણ દઇ હું અહિં પાછી આવું. તને માંસ જોઇતું હોય તો માંસ અને મેદથી ભરપૂર એક બીજી હરિણી આ માર્ગથી આવનાર છે અને છેલ્લા પ્રહરમાં તેનો એક હરિણ પણ આવશે અને હું પણ આવીશ તેથી તારો સંકલ્પ સિદ્ધ થશે." ભિલ્લ જરા વિચાર કરી બોલ્યો કે 'ફરીને આવવાની ખાત્રી માટે સોગન લે તો જવા દઉં." હરિણી બોલી કે "બ્રાહ્મણના - કુળમાં અવતરી વેદમાર્ગથી ભ્રષ્ટ થનારા તથા શૂદ્રને યજ્ઞ કરાવનારા બ્રાહ્મણને, નાસ્તિકને, પરસ્ત્રીનો સંગ કરનારને, વેદનો વિક્રય કરનારને, ધૂર્તવૃત્તિ કરનારને, ગામના લોકોને ફોકટ પીડા કરનારને, મૃતાશૌચવાળાનું અન્ન ખાનારને, મરણ પામેલાની પાછળ શય્યાદાન લેનારને, માતાપિતાની સેવા નહિ કરનારને, દાન આપતો હોય તેના મનને ફેરવી દઇ દાન' દેવાનું અટકાવનારને, દેવદ્રવ્ય, ગુરૂદ્રવ્ય તથા બ્રહ્મદ્રવ્યની ચોરી કરનારને, પોષક ધણીનો, મિત્રનો, બાળકનો, ગાયનો, બ્રાહ્મણનો, ગુરૂનો, સ્ત્રીનો, પોતાનો અને શરણાગતનો વધ કરનારને, ધર્મી નહિ છતાં ધર્મનો ડોળ બતાવનારને. કૃતઘ્નને, કદર્યને, ચાડી કરનારને, કન્યાવિક્રય કરનારને, પરનિંદાથી રાજી થનારને, અયોગ્યરીતે વ્યાજ ખાનારને, નાસ્તિકપણાથી ધર્મશાસ્ત્રપર કપોલકલ્પિત તર્કો ચલાવનારને, ખોટી સાક્ષી આપનારને, બે સ્ત્રીઓ હોય તો તેઓ તરફ વિષમ ભાવથી વર્ત્તનારને. એકને આપેલી કન્યાને શાસ્ત્રોક્ત કાંઇપણ કારણવગર બીજાને આપનારને, પરમેશ્વરની કથામાં વિઘ્ન પાડનારને, બીજા લોકો હાજર છતાં તેઓને છોડી પોતે એકલાંજ મિષ્ટાન્ન ખાનારને, અધિકારવગેરેના મદથી બીજાનું અપમાન કરનારને, અસત્ય વચન બોલનારને તથા તેવાં બીજાં પાપ કર્મો કરનારને જે પાપ થાય છે તે પાપ મને લાગજો કે જો હું ફરીને તારી પાસે ન આવું." આવા સોગનથી વિશ્વાસ પામેલા ભિલ્લે તેને જવા દીધી. થોડી વાર પછી બીજી હરિણી આવતી જણાઈ તેના તરફ ધ્યાન દોડાવવા તેણે આડે આવતાં બિલ્વ પત્રો દૂર કર્યાં જે શિવલિંગપર પડ્યાં. હરિણીને મારવાને તેણે ધનુષમાં બાણ ચડાવ્યું તેટલામાં હરિણીનું ધ્યાન તેના પર ગયું અને તે બોલી કે "મને મારીશ નહિ. હું પતિના વિયોગથી પીડિત છું અને વિરહવ્યથાને લીધે મારાં માંસ મેદ પણ શુષ્ક થઇ ગયાં છે. હું મારા પતિને

મળી હષ્ટ પુષ્ટપણે ફરીને તારી પાસે આવીશ માટે અત્યારે મને જવા દે" ભિલ્લે પહેલી હરિણીની પેઠે આ હરિણીને પણ સોગન લેવરાવી જવા દીધી.

ત્રીજે પ્રહર થતાં એક હરિણ આવ્યો તેને મારવાની તૈયારી કરતાં બિલ્વપત્રો શિવલિંગપર પડ્યા. તે ખડખડાટથી હરિણ ચેત્યો અને ભિલ્લને કહેવા લાગ્યો કે "જરા થોભ, થોડીવાર પહેલા અહિં મારી બે સ્ત્રીઓ આવી હતી તે કેમ? તેં તેઓને જો મારી હોય તો મને પણ મારી નાખ કારણ કે સ્ત્રીવગરનો સંસાર શૂન્ય છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પુરૂષાર્થો સ્ત્રીની સહાયતાવગર થઇ શકતા નથી. સ્ત્રી સાથે હોય તો જંગલ પણ મંગલરૂપ થઇ પડેછે અને સ્ત્રી ન હોય તો ભવન પણ વનમરઘુંજ જણાયછે જો તે તેઓને મારી ન હોય તો મને તેઓને મળી આવવા દે. હુ ફરીને અહિ આવીશ અને તે સમયે તું મને સુખેથી મારી નાખજે." હરિણીઓની પેઠે સોગન લેવરાવી ભિલ્લે તેને પણ જતો મુક્યો.

ચોથે પ્રહર થતાં નાનાં બચ્ચાંઓથી ઘેરાયેલી ત્રીજી હરિણી ત્યાં આવી. તેને મારવાની ભિલ્લે તૈયારી કરી તે વખત પણ થોડાં બિલ્વપત્રો શિવલિંગપર પડ્યાં. પેલી હરિણીએ પોતાનો નાશ કરવા તૈયાર થયેલ ભિલ્લ-સામે જોઇ કહ્યું કે "ગમે તેવા નિર્દય માણસને પણ મારા બચ્ચાંઓની દયા આવે તેવું છે છતાં પણ જો તું મને મારવાનોજ નિશ્ચય ધરાવતો હો તો આ બચ્ચાંઓને હુ કોઈ મારાં સંબધીઓને સોંપી આવું ત્યારે મને મારજે." ભિલ્લે તેને પણ સોગન લેવરાવી જવા દીધી.

આવી રીતે શિવરાત્રિના ઉપવાસથી, જાગરણથી તથા બિલ્વપત્રોથી સ્વયંભૂ શિવલિંગની પૂજા કરવાને લીધે શુદ્ધ બુદ્ધિવાળો બનેલો તે ભિલ્લ તરતજ વિચાર કરવા લાગ્યો કે "આ પશુઓ છતા પણ પાપથી દૂર રહેછે અને હુ મનુષ્ય છતાં પણ આવા નીચ કામમાં લાગેલો છું તો મારી શી ગતિ થશે?" તે આમ વિચાર કરેછે તેટલામાં પેલી ત્રણ હરિણીઓ તથા એક હરિણ એઓ ચારે સત્યવાદી પ્રાણીઓ પોતાનાં વચન-પ્રમાણે ત્યાં આવી પહોચ્યા. તેઓને જોઇ ભિલ્લ વિસ્મય પામ્યો અને બોલ્યો કે 'તમે સૌ કેવળ સત્ય પાળવાને પોતાના પ્રાણની પણ દરકાર ન કરતાં કાળનો કોળીઓ થવા આવ્યા છો તેથી તમો સત્યવાદીઓમાં શિરોમણિ છો. તમારાં દર્શનથી આજ મારો ઉદ્ધાર થયો છે. હવે મેં

શસ્ત્રોનો ત્યાગ કર્યો છે, જીવને અભય આપવા સરખું બીજું કોઇ ઉત્તમ પુણ્ય નથી એમ હું સમજ્યો છું માટે તમે સૌ પોતાનાં સ્થાનપર પાછાં ફરી સુખી રહો, તમો મારા ગુરૂને ઠેકાણે છો." આટલું બોલી તે ભિલ્લે પોતાની પાસેનાં ધનુષ બાણ તથા પાશ વગેરેને ભાંગી તોડી બાળી નાખ્યાં. તરતજ તેના મસ્તકઉપર પુષ્પવૃષ્ટિ થઇ અને શિવના અનુચરો વિમાન લઈ ત્યાં હાજર થયા. અનુચરે કહ્યું કે 'ભિલ્લરાજ! તમે શિવરાત્રિનું વ્રત કર્યું છે અને તેમાં વળી જીવોને અભયદાન આપ્યું છે માટે તમે તથા હરિણકુટુંબ સૌ આ વિમાનમાં બેસો." એ સાંભળી તેઓ સૌ વિમાનમાં બેસી શિવલોકને પામ્યાં. શિવની કૃપાથી તેઓ નક્ષત્ર મંડળમાં સ્થિતિવાળાં થયાં જેઓ આકાશમાં મૃગશીર્ષ નક્ષત્રના સ્થાનમાં આગળના ભાગમાં હરિણીઓ તેની પાછળ હરિણ અને તેની પાછળ ભિલ્લ એવી રીતે જોવામાં આવેછે. આ પ્રમાણે શિવરાત્રિનો મહિમા વર્ણવવામાં આવ્યો છે.

આ વ્રત કામનાપરત્વે ચૌદ વર્ષ કરી ઉદ્યાપન કરવામાં આવેછે. ઉદ્યાપનમાં સુંદર મંડપની અંદર લિંગતોભદ્રમંડલ અથવા સર્વતોભદ્રમંડળ ભરી ચૌદ બ્રાહ્મણોને વરાવીને પંચાક્ષર મંત્રનો જપ કરાવી સુવર્ણમય ઉમામહેશ્વરની વૃષભઉપર બેસાડેલી મૂર્તિને સ્થાપિત કુંભઉપર રાખી યથાવિધિ પૂજા કરી ઉત્સવ કરાયછે. રાત્રિનું જાગરણ તથા કથાશ્રવણ અને સવારે હોમ કરી બ્રાહ્મણોને જમાડી ગોદાનવગેરે દાનો આપીને પારણા કરી તથા જલભરેલા ચૌદ કુંભો મોદક વસ્ત્ર અને દક્ષિણાસહિત બ્રાહ્મણોને દેવા અને છેવટ ક્ષમા માગી વ્રતની પૂર્ણતા બ્રાહ્મણોપાસે બોલાવી સર્વ શિવાર્પણ કરવું એવો વિધિ છે.

---



# ફાલ્ગુન માસ.



## પયોવ્રત.



લ્ગુન માસના શુક્લપક્ષની પ્રતિપદથી આરંભી દ્વાદશી-પર્યંત બાર દિવસોનું પયોવ્રત કહેવાયછે. તે કર-વાથી પુત્રની પ્રાપ્તિ થાયછે. આ વ્રતની ઇતિ-કર્ત્તવ્યતા તથા મહિમા આ પ્રમાણે છે કે જ્યારે દૈવયોગથી દૈત્યોનો રાજા બલિ, ભાર્ગવ ગુરૂની કૃપાથી યજ્ઞ યાગ વગેરે કરી ત્રૈલોક્યનો અધિપતિ થયો ત્યારે ઇંદ્રવગેરે દેવોએ પોતાના ગુરૂ બૃહસ્પતિપાસે જઇ પોતાનો પરાભવ જાહેર કર્યો. બૃહસ્પતિએ કહ્યું કે એ વાત મારા જાણવામાં છે. વર્તમાન સમય એને અનુકૂલ તથા આપણને પ્રતિકૂલ છે. સંપત્તિઓ તથા વિપત્તિમાં કાલનું આનુકૂલ્ય અને પ્રાતિકૂલ્ય મુખ્ય કારણ છે. પ્રત્યેક પ્રાણીના સંબંધમાં વિષમતાથી થતા ભિન્ન ભિન્ન કાલના આનુ-કૂલ્યનું તથા પ્રાતિકૂલ્યનું સામાન્ય વિશેષ કારણ ને તે પ્રાણીએ કરેલાં સદ-

સંમિશ્ર કર્મોનો ઈશ્વરે તદનુકૂલ આપેલો પરિપાક છે. અનુક્રમથી કરવામાં આવેલા કર્મોનાં ફળ અનુક્રમથી મળવાનો સામાન્ય સંભવ છતાં પણ અત્યુત્કટ કર્મોનાં ફળો, અનુક્રમની અપેક્ષાવગરજ થવાનો વિશેષ સંભવ છે. તે પણ દૈવાપરપર્યાય અદૃષ્ટ કર્મ તથા પુરૂષકારાપરપર્યાય યત્ન એઓના સંબંધમાં સ્વાતંત્ર્ય અને પારતંત્ર્યવિષે પ્રતિતંત્ર સિદ્ધાંત પ્રમાણે અનેક મતાન્તરો છતાં પણ સર્વતંત્રસિદ્ધાન્ત પ્રમાણે પૂર્વ અદૃષ્ટ કર્મ જેવા ફલને દેનાર હોય તદનુરૂપ પ્રવૃત્તિમય યત્નરૂપ પરિણામ પામી ફલિત થાયછે. યત્નને સર્વથા સ્વતંત્ર માનનારાકરતાં અદૃષ્ટનાજ એક ફલાભિમુખ પરિણામરૂપ માનવામાં આવે તો કશી અડચણ નથી. શાસ્ત્રોમાં સંધ્યા વગેરેનો યત્ન કરવાનો કરેલો ઉપદેશ ક્રિયમાણ કર્મોને માટે સાવકાશ હોવાથી અબાધિત રહેછે. આ પ્રમાણે છે માટે અનુકૂલ સમયની રાહ જોઈ યથાક્રમ ઉચિત સમયને વ્યતીત કરો. ગુરૂના ઉપદેશપ્રમાણે દેવો યથાવકાશ વર્તવા લાગ્યા ત્યાર પછી એક દિવસે પ્રજાપતિ કશ્યપમુનિ પોતાની પત્ની અદિતિના આશ્રમમાં આવ્યા. અદિતિએ તેનો સત્કાર કર્યો કશ્યપે અદિતિને કશળ પ્રશ્ન પૂછતાં તેણે જણાવ્યું કે આપ જાણોછો છતાં કેમ પૂછોછો? મારી સપત્નીના પુત્ર દૈત્યોએ મારા પુત્રોનું રાજ્ય તથા ઐશ્વર્ય છિનવી લીધું છે તેથી હું દુઃખસાગરમાં ડુબુંછું માટે મારૂં સંરક્ષણ કરો અને દેવોનું ગયેલું રાજ્ય પાછું અપાવો. અદિતિની પ્રાર્થનાથી કશ્યપમુનિએ તેને પયોવ્રતનો ઉપદેશ કર્યો. ફાલ્ગુન માસના શુક્લપક્ષની પ્રતિપદથી આરંભી દ્વાદશીપર્યંત બાર દિવસોનું આ વ્રત છે માટે મહામની અમાવાસ્યાને દિવસે, વરાહે ઉખેડેલી મૃત્તિકાના લેપનપૂર્વક સ્નાન કરી નિત્ય કર્મો કરી લઇ સદાશિવથી અભિન્ન સ્વરૂપવાળા વિષ્ણુની મૂર્ત્યાદિકમાં યથાધિકાર ષોડશોપચારોથી દ્વાદશાક્ષર મંત્રવડે પૂજા કરી દૂધપાકનું નૈવેદ્ય ધરાવવું તથા તેનો હોમ કરવો નૈવેદ્ય વૈષ્ણવને દેવું અથવા પોતે લેવું. મુખવાસમાં ઈલાયચી આપી અનન્તર દ્વાદશાક્ષર મંત્રનો જપ કરવો પ્રદક્ષિણા તથા દંડવત્નમસ્કાર કરી ક્ષમા માગવી ઓછામાં ઓછા બે બ્રાહ્મણોને દૂધપાકથી જમાડી, પોતે ભોજન કરવું. તે રાત્રિએ બ્રહ્મચર્ય પાળવું. પ્રતિપદના પ્રાતઃકાળમાં સ્નાનાદિ કર્મ કરી લઇ વિષ્ણુની મૂર્ત્તિને પયઃસ્નાનપૂર્વક સ્નાનાદિ ઉપચારોથી પૂજી પોતે બારે દિવસ સુધી કેવળ દૂધનું પાન કરીનેજ રહેવું. ઉપર પ્રમાણે હમેશ હોમ તથા બ્રાહ્મણભોજન

વગેરે કરાવવું, ત્રણ વખત સ્નાન કરી પૂજન કરવું, નાસ્તિક વગેરે નીચ લોકો સાથે ભાષણ ન કરવું, સ્થૂલ સૂક્ષ્મ કોઇપણ જીવની હિંસા ન કરવી અને વિષ્ણુના ધ્યાનમાંજ તત્પર રહેવું. ફાલ્ગુન સુદિ ત્રયોદશીને દિવસે પચામૃતથી વિષ્ણુને સ્નાન કરાવી મહાપૂજા કરવી. યથાવિધિ દૂધનો ચરૂ કરી હોમ કરવો. આચાર્ય વગેરે ઋત્વિજોને યથાયોગ્ય ગોદાન વગેરે દક્ષિણા દેવી. અંધ, અનાથ, તથા દીન લોકોને અન્ન વસ્ત્રોથી તૃપ્ત કરવાં અને સર્વ વ્રતનું ફલ પરમેશ્વરને અર્પણ કરવું. ત્યાર પછી ઇષ્ટ બંધુઓ સાથે યજમાને ભોજન કરવું. આ વ્રતથી સર્વ મનોરથો પરિપૂર્ણ થશે. સર્વયજ્ઞ તથા સર્વવ્રત એવા બીજા નામવાળું આ પયોવ્રત બ્રહ્માએ મને કહેલું હતું અને મેં તમને કહ્યું છે માટે શ્રદ્ધાથી કરો. પતિનાં વચનથી અદિતિએ એ વ્રત કર્યું તેથી ભગવાને પોતે અદિતિથી જ શ્રી વામનજીનો અવતાર લઇ ત્રણ પગલાં પૃથ્વી લેવાના બાનાંથી બલિરાજાપાસેથી રાજ્ય લઇ દેવોને પાછું આપી અદિતિના સર્વ મનોરથો પૂર્ણ કર્યા. આ વ્રત શ્રીમદ્ભાગવતના અષ્ટમ સ્કંધમાં છે.

---

# હોળી અને હોળીનો પડવો.

ફાગણ સુદ પૂનમ એ હોળીનો દિવસ કહેવાયછે. એ દિવસ મન્વાદિ તિથિ પણ કહેવાયછે. પ્રદોષસમયે હોળી પ્રગટવી જોઇએ. હોળી પ્રગટવાના વખતમાં વિષ્ટિ ન હોવી જોઇએ, જો વિષ્ટિ હોય તો વિષ્ટિના પુચ્છ ભાગમાં હોળી પ્રગટી શકાયછે અને ગ્રહણ હોય તો ગ્રહણના મધ્ય ભાગમાં પ્રગટાયછે. આ દિવસે કેટલાએક લોકો એકભુક્ત કરેછે અને કેટલાએક લોકો હોળીના દર્શન કર્યાપછીજ ભોજન કરેછે.

રાજાએ સ્નાનવગેરેથી શુદ્ધ થઈ બ્રાહ્મણોપાસે સ્વસ્તિવાચન કરાવી હોળી કે જેને ઢુંઢા રાક્ષસીની ચિતારૂપ માનેલી છે તેની પૂજા કરવી. બાળકો તથા રંક લોકોને વસ્ત્ર, સુવર્ણ તથા ખાવાના પદાર્થો દેવા, હોળીને ત્રણ પ્રદક્ષિણા કરવી અને છેવટ ઘીસહિત દૂધથી છાંટીને હોળીને શાંત કરવી. માનેલું છે કે હોળીના હોમથી રોગોની અને બીજા પણ ઉપદ્રવોની શાંતિ થાયછે.

વર્તમાન સમયમાં ચાલતી હોળીના દારૂ દેવાની રીત બાળકોને ઉપર

પ્રમાણે દેવાના રોચક પદાર્થોના પ્રતિનિધિ રૂપે હોય એમ જણાયછે. રૂઢિને લીધે કેટલાએક લોકો શરીરમાં નિકળતા વાળાના દરદની શાંતિને માટે રૂપાનો વાળો કરાવીને હોળીમાં નાખેછે. હોળીના ઉત્સવને અંગે ઘણા લોકોમ ધાણી, દાળીયા તથા સાથવો ખાવાનો ચાલ છે.

વૈષ્ણવ મતપ્રમાણે શ્રી મહાદેવજી વૃન્દાવનમાં રહેતા શ્રીબાલકૃષ્ણના દર્શનમાટે આ હોળીને દિવસે પધારેલા છે તેથી ગુંસાઇજીની હવેલીઓમ હોળીને દિવસે સાંજે એક પુરૂષ શ્રીમહાદેવજીનો વેષ લઇ નાચેછે તથ શંખના શબ્દો કરેછે. એ સંપ્રદાયમાં વસંતપંચમીથી આરંભી હોળીસુધ હમેશાં ગુલાલ, અબીલ તથા વિચિત્ર રંગો ઠાકોરજી પાસે ઉરાડેછે. જૂદ જૂદા દેશોમાં હોળીનો ઉત્સવ જૂદી જૂદી રીતે ઉજવવામાં આવેછે. હે ળીથી પહેલાંના આઠ દિવસો જે હોળાષ્ટક એ નામથી પ્રસિદ્ધ છે તેમાં કો શુભ કર્મો કરી શકાતાં નથી. હોળીનો તથા તેનો વળતો દિવસ એ પ શુભ કર્મમાં ત્યાજ્ય છે. પડવાને દિવસે તૈલાભ્યંગ કરી, નાહી છાણથ લીપેલ ઘરના આંગણામાં ઉગમણે મોહોડે બેસી આંબાનો મોહોર ચંદન સાથે મેળવી તેનું સુવાસિનીના હાથથી તિલક કરાવવું તથા ભક્ષણ કર તેથી ઇચ્છિત ફળ મળેછે. ફાલ્ગુન વદિ બીજને દિવસે રાજાએ કચે બરી પ્રજાને ગુલાલ તથા ચંદનવગેરે છાંટી તાંબૂલ આપી નૃત્ય, ગીત તા વાદિત્રોના શબ્દોથી ઉત્સવ કરવો એમ પણ કહ્યું છે.

હોળીસંબંધી કથા આ પ્રમાણે છે કે, શ્રીકૃષ્ણને યુધિષ્ઠિર રાજા પૂછ્યું કે ફાલ્ગુનની પૂર્ણિમાને દિવસે લોકો ઉન્મત્તપણે ઉત્સવ કરેછે તે કારણ શું છે? શ્રીકૃષ્ણે કહ્યું કે પૂર્વે સત્યયુગમાં રઘુ રાજાના રાજ્ય એક ઢુંઢા નામની રાક્ષસી જૂદાં જૂદાં રૂપ ધરી લોકોના ઘરમાં પેસી તેમ બાળકોને મારી નાખતી હતી, તેથી સઘળી પ્રજા એકઠી થઇ રાજાપા ફરિયાદ કરવા ગઇ. રાજાએ એ બાબતમાં વસિષ્ઠમુનિની સલાહ પૂછી. વસિ મુનિ બોલ્યા કે એ ઢુંઢા રાક્ષસી માલી નામના રાક્ષસની પુત્રી છે, તે ઉગ્ર તપશ્ચર્યાથી મહાદેવને પ્રસન્ન કર્યા ત્યારે મહાદેવે વરદાન માગવાનું ક ઢુંઢા રાક્ષસી બોલી કે ભગવન! જો પ્રસન્ન થયા હો તો દેવોથી, રાક્ષસો કે મનુષ્યોથી તેમજ શસ્ત્રોથી, અસ્ત્રોથી કે મંત્ર પ્રયોગોથી મારૂં મરણ ન થ તથા દિવસમાં કે રાત્રિમાં, વનમાં કે ઘરમાં, શીત સમયમાં, ચોમાસામાં ઉનાળામાં પણ મારૂં મરણ ન થાય અને તમારી કૃપાથી અભય થાય એ

વરદાન આપો. મહાદેવે કહ્યું કે ભલે, એ સઘળું તારા કહેવાપ્રમાણે થશે પણ ઉન્મત બાળકોથી તને ભય થશે અને તે ઋતુસંધિમા એટલે ઉનાળો શિયાળો કે ચોમાસાનરીકે ન ગણાતાં ફાલ્ગુનમાસમા સંધ્યાસમયે ગામના ચતવરમા અગ્નિથી થશે. એ પ્રમાણે કહી મહાદેવજી અંતર્હિત થયા. તે પછી ઢુંઢા રાક્ષસી વરદાનથી મસ્ત બની અને પોતાને માન બાળકોથી વૈર છે એમ ગણી બાળકોને ઢુંઢી ઢુંઢીને મારી નાખવા લાગી છે માટે ફાલ્ગુનની પૂર્ણિમાને દિવસે કાટવગેરે એકઠા કરી તેમા અગ્નિ મૂકવો અને પછી બાળકોએ મોટી બુમો નાખવી અને હું તે વખતે રક્ષોઘ્નમંત્રો ભણીશ તેથી તે રાક્ષસી જરૂર તેમાં ઝપાઇ જશે અને લોકોના બાળકોની રક્ષા થશે. આની રીતે વસિષ્ટના વચન સાભળી રઘુરાજાએ તે પ્રમાણે કર્યું અને લોકોનો ભય દૂર થયો. યુધિષ્ટિર! ત્યારથી હોળીનો આવો ઉન્મત્ત ઉત્સવ ચાલુ થયો છે. આ કથા ભવિષ્યોત્તર પુરાણમા છે

---

# દોલોત્સવ.

ફાલ્ગુન માસની પૂર્ણિમા અથવા પૂર્વાફાલ્ગુની નક્ષત્રમા શ્રીકૃષ્ણનો દોલોત્સવ કરવો. પદ્મપુરાણના પાતાલ ખંડમાં કહ્યું છે કે ફાલ્ગુન સુદિ ચૌદશને દિવસે આઠમા પ્રહરમા અથવા પૂર્ણિમાના અને પ્રતિપદના સંધિમા અથવા પૂર્વાફાલ્ગુની નક્ષત્રમા શ્રીકૃષ્ણની ચલ પ્રતિમાને હીંડોળામા બેસાડી ઉત્સવ કરવો. વૃક્ષોના કુંજમાં રાત્રિને છેલ્લે પહોરે હીંડોળામા દક્ષિણાભિમુખ બિરાજતા શ્રીકૃષ્ણના દર્શનથી સર્વ પાપોથી મુક્ત થવાયછે તે વખતે કપૂરથી સુગંધવાળા ધોળા, રાતા તથા પીળા વગેરે ગુલાલોથી પ્રભુની પૂજા કરવી. દોલોત્સવમા ભગવાનનું ગોવિંદ એ નામથી પૂજન કરવું દોલોત્સવમાટે સોળ સ્તંભોવાળો, ચાર દ્વારવાળો, ચતુરસ્ત્ર, મધ્યમા વેદિકાવાળો, ઉપર ચંદ્રવાવાળો અને પુષ્પોથી, કુંજથી તથા ધ્વજાઓથી સુશોભિત એક મંડપ કરવો તેમા મધ્યવેદિકાઉપર શ્રીપર્ણીના કાષ્ટમાથી બનાવેલુ એક સિંહાસન સ્થાપવું. ચતુર્દશીના પ્રદોષસમયે મંડપથી પૂર્વ દિશામા વહ્નિનો ઉત્સવ કરવો. મથનથી ઉત્પન્ન કરેલા અગ્નિનુ આચાર્યદ્વારા સ્થાપન કરી તેમા ગૃહ્યોક્તવિધિથી હોમ કરવો, ત્યારપછી ગોવિંદ ભગવાનની પૂજા કરી તેને સાત પ્રદક્ષિણા દેવરાવવી. તે અગ્નિને ઉત્સવપર્યંત જાગતી રા-

ખવો અને પ્રભુને રત્નના હિંડોળામાં બેસાડી સ્નાન મંડપમાં પધરાવવા તથા શંખવગેરે વાદિત્રોના શબ્દોથી, વેદમંત્રોથી અને જયશબ્દોથી વધાવવા; તેમજ પંચામૃતથી અને ગંગાદિક તીર્થનાં જળથી સ્નાનાભિષેક કરવો અને પુષ્પવૃષ્ટિ કરવી. સ્નાન પછી મુખ્ય સિંહાસનપર અધિવાસન કરી પૂજન કરવું, પછી વસ્ત્ર અને અલંકારોથી સુશોભિત કરી નીરાજન કરી દોલામંડપ કે જ્યાં હીંડોળો હોય ત્યાં પ્રભુને લાવવા અને હીંડોળામાં બેસાડી પૂજન વગેરે ઉત્સવ કરવો. આ ઉત્સવ પ્રથમ વૃન્દાવનમાં થયેલો છે અને બ્રહ્માના કહેવાથી ઇન્દ્રદ્યુમ્ન રાજાએ લોકોમાં ચલાવેલો છે. આ દોલોત્સવ ફાગણ સુદ ૧૧ થી વદ ૫ સુધી એટલે દશ દિવસ સુધી કરવાનું પણ કહેલું છે. હાલ માત્ર એકજ દિવસ અને તે પણ માત્ર પુષ્ટિસંપ્રદાયમાંજ થાય છે.





# એકાદશીનાં વ્રતો.

## મોક્ષદા એકાદશી.




ધિષ્ઠિર રાજાના પૂછવાઉપરથી શ્રીકૃષ્ણે કહ્યું કે માર્ગશીર્ષમાસના શુક્લપક્ષની મોક્ષદા એ નામથી પ્રસિદ્ધ એકાદશી છે. તે દિવસે દામોદર ભગવાનની પૂજા કરવી તથા ઉપવાસવગેરે યથાશક્તિ નિયમો લેવા. આ એકાદશીના વ્રત-પ્રભાવવિષે એક પ્રાચીન ઇતિહાસ છે તેનું શ્રવણ કરો. પૂર્વે ગોકુલનામના નગરમાં પુત્રનીપેઠે પ્રજાનું પાલન કરનાર વૈખાનસ નામનો રાજા રાજ્ય કરતો હતો. એક દિવસે રાત્રિમાં તે રાજાએ સ્વપ્નમાં પોતાના પિતાને નરકમાં પડેલો અને હે પુત્ર! મને નરકમાંથી છોડાવો એ પ્રમાણે બોલતો જોયો. પિતાની દુર્ગતિથી ઉદ્વેગ પામેલા રાજાએ પોતાના દેશના વિદ્વાન બ્રાહ્મણોને તેડાવી વૃત્તાંત નિવેદિત કર્યો. બ્રાહ્મણોએ કહ્યું કે, રાજન્! આપના ગામથી સમીપમાં પર્વતમુનિનો આશ્રમ છે ત્યાં આપણે જઈ આ વિષયનો નિર્ણય કરીએ, કારણ કે તે તપોબલથી ત્રિકાલજ્ઞ હોવાને લીધે સર્વજ્ઞ છે. રાજા વૈખાનસ તે વચનને માન

આપી, તેઓસાથે પર્વતમુનિના આશ્રમમાં ગયા, કે જ્યાં મુનિના શિષ્યો ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા અથર્વવેદ ભણતા હતા. રાજાએ દંડવત્ પ્રણામ કરી મુનિની તપોવૃદ્ધિ પૂછી અને મુનિએ રાજાનું અર્ઘ્યથી પૂજન કરી સાતે અંગોનું કુશલ પૂછ્યું. પછી રાજાએ પોતાના બીજા સર્વ સૌખ્યનું આરોગ્ય કહી પિતાશ્રીની અધોગતિવિષે કારણ તથા નિવારણ પૂછ્યું. પર્વતમુનિએ મુહૂર્ત્ત માત્ર સમાધિસ્થ થઈ રાજાને કહ્યું કે હે રાજન્! તારા પિતાને બે પત્નીઓ હતી. તેઓમાં એક ઉપર અત્યંત પ્રેમને લીધે ઋતુદાનનો સમય છતાં પણ બીજી સ્ત્રીને ઋતુદાન આપ્યું નહિ, તે પાપથી તારો પિતા નરકમાં પડેલ છે. હવે તે પાપમાંથી તેને મુક્ત કરવામાટે તમે રાજા પ્રજા સર્વે માર્ગશીર્ષમાસના શુક્લપક્ષની મોક્ષદાનામની એકાદશીનું વ્રત કરો અને વ્રત કરી તેનું પુણ્ય તમારા પિતાને આપો તેથી તેની સદ્ગતિ અવશ્ય થશે. મુનિના વચનપ્રમાણે રાજાએ અંતઃપુર, પુત્રો, અમાત્યો, કિંકરો અને પ્રજા સાથે મોક્ષદા એકાદશીનું વ્રત કરી તેનું પુણ્ય પોતાના પિતાશ્રીને આપ્યું. તેજ સમયમાં વૈખાનસ રાજાના પિતાશ્રી વિમાનમાં બેસી પુત્રને ધન્યવાદ આપી સ્વર્ગ લોકમાં ગયા અને આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થઈ. એ પ્રમાણે જે કોઇ પ્રાણી અધોગતિથી મુક્ત થવા ઇચ્છા ધરાવતા હોય તેણે આ વ્રત અવશ્ય કરવું. આ એકાદશીના વ્રતથી તથા માહાત્મ્યશ્રવણથી વાજપેય નામના યજ્ઞનું ફળ થાયછે. એપ્રમાણે બ્રહ્માંડપુરાણમાં માર્ગશીર્ષમાસના શુક્લપક્ષની મોક્ષદા એકાદશીનું માહાત્મ્ય કહેલું છે.

---

## સફલા એકાદશી.

અમાંત માસપ્રમાણે માર્ગશીર્ષ વદિ અને પૂર્ણિમાંત માસપ્રમાણે પૌષ વદિ એકાદશીના મહિમાવિષે યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણપરમાત્માને પૂછતાં શ્રીકૃષ્ણે કહ્યું કે, રાજન્! તમો મારા પરમ સ્નેહી છો, તેથી તમોને કહુંછું કે યજ્ઞોથી, તપશ્ચર્યાથી, દાનથી તથા તેવાં અનેક ધાર્મિક કૃત્યોથી તેવી રીતે હું તૃપ્ત થતો નથી, કે જેવો એકાદશીના વ્રતથી થાઉંછું. પૌષ માસના કૃષ્ણપક્ષની એકાદશીનું સફલા એવું નામ છે તેના નારાયણ અધિષ્ઠાતા છે તથા તે દિવસે ફલોથી મારી પૂજા કરવી. નારિકેલ, બીજોરાં, જાંબીરાં, દાડેમ અને સોપારીવગેરે ફલો મને અર્પણ કરવાં. ધૂપ, દીપ તથા બીજા ઉપચારોથી પૂજન કરવું. રાત્રિએ વિશેષથી વિષ્ણુમંદિરમાં દીપદાન કરવું

તથા જાગરણ અવિચ્છિન્ન કરવું. આ વ્રતના પ્રભાવવિષે એક પ્રાચીન ઇતિહાસ છે તેનું શ્રવણ કરો. પૂર્વે ચંપાવતી નગરીમાં માહિષ્મતનામનો રાજા રાજ્ય કરતો હતો. તેને ચાર પુત્રો હતા. તેઓમાં જ્યેષ્ઠ પુત્ર દૈવયોગથી રાજ્યનો અધિકારી છતાં પણ પાપનો અધિકારી હોવાથી પિતાના સર્વ દ્રવ્યને વેશ્યા, જુગાર, પરસ્ત્રી અને જીવહિંસામાં વાપરી ખલાસ કરવા લાગ્યો. રાજાએ તે વૃત્તાંત જાણી પુત્રરૂપી તે શત્રુને ગામમાંથી ભાગી જવાનો હુકમ કર્યો. તે ત્યાંથી ભાગી વનમાં આવી એક અતિ પ્રાચીન વિષ્ણુરૂપ પીપળાના વૃક્ષ નીચે રહ્યો. દિવસે વનમાં મૃગયાથી આહાર કરી રાત્રિએ પિતાના નગરમાં પેસી જઇ ચોરી કરવા લાગ્યો. એ પ્રમાણે કરતાં કરતાં પોષ માસની સફલા એકાદશીનો દિવસ આવ્યો. દશમની રાત્રિમાં વસ્ત્ર તથા આહાર ન મળેલો હોવાથી તથા અત્યંત શીત હોવાથી નિશ્ચેષ્ટ થઇ ગયો. સૂર્યોદય થયો તોપણ ઉઠયો નહિ. મધ્યાન્હ સમયે શીત શાંત થતા ઉઠી હિંસામાં અસમર્થ હોવાથી સ્વયંપતિત ફલોને એકઠાં કરી પીપળાના મૂળમાં મુકયાં. તે દિવસે અન્ન જળનો ત્યાગ કરી આ ફળોથી ભગવાન્ તૃપ્ત થજો એવો તેણે સંકલ્પ કર્યો. રાત્રિએ પણ નિરાહાર હોવાથી જાગરણ થયું. નારાયણે તે રાજપુત્રનું અજ્ઞાત વ્રત તથા ફલપૂજન માની લઇ તેના ઉદ્ધારમાટે દ્વાદશીનો પ્રાતઃકાલ થયો ત્યાં એક દિવ્ય અશ્વ હાજર કર્યો તથા દિવ્ય વસ્તુઓ પણ હાજર કરી આકાશ વાણીદ્વારા કહ્યું કે રાજપુત્ર ! તારાં પાપો તો અસંખ્ય છે છતાં પણ સફલા એકાદશીના વ્રતથી તું અકંટક રાજ્યને પ્રાપ્ત થઇશ. માટે આ અશ્વપર બેસી તારા પિતાપાસે જા. એ પ્રમાણે વચન સાંભળી તે રાજપુત્ર દિવ્ય ઘોડાઉપર બેસી પિતાપાસે જઇ ઉભો રહ્યો. એકાદશીના વ્રતના પ્રભાવથી પુત્રને પરમ વૈષ્ણવ તથા સદાચારી દેખી પોતાના રાજ્યનું અર્પણ કરી તેનો પિતા વનમાં તપશ્ચર્યામાટે ગયો. તે રાજપુત્રે યાવતજીવ એકાદશીનું વ્રત પરમ શ્રદ્ધાથી કર્યું તેથી તે ઘણાં વર્ષો રાજ્ય કરી અંતે વૈકુંઠની ગતિ પામ્યો. અનેક દુષ્ટ કર્મોનો કરનાર તે રાજપુત્ર અજ્ઞાત વ્રતથી પણ કલ્યાણનું પાત્ર થયો. તો પછી શ્રદ્ધાથી વ્રત કરે તેની સદ્ગતિ થાય તેમાં શું કહેવું ? આ વ્રત સર્વોત્તમ હોવાથી સર્વ જનોએ કરવાનું છે.

---

એકાદશીને દિવસે સ્નાનમાં, ઉદ્વર્તનમાં, હોમમાં, જલમાં, ભોજનમાં અને દાનમાં એ પ્રમાણે ૭ ઠેકાણે તિલોનો ઉપયોગ કરવાથી મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થાય છે. એ કારણથીજ આ એકાદશીનું ષટ્તિલા એવું નામ છે. આ વિષયમાં એક પ્રાચીન ઇતિહાસ આ પ્રમાણે છે. પૂર્વે પૃથ્વીઉપર એ બ્રાહ્મણી હતી કે જે વ્રતમાં, વિષ્ણુની પૂજામાં તથા માઘ માસના અવિચ્છિન્ન ઉપવાસ વગેરેમાંજ તત્પર રહેતી હતી અને દીન, બ્રાહ્મણ તથા અનાથ વગેરેને પણ યથાશક્તિ દાન દેતી હતી અને ઉપવાસાદિથી શરીરને શુષ્ક કરી રહેતી હતી. તેણે બીજાં સર્વ કૃત્યો કર્યાં પણ કોઇ દિવસે અન્નદાન કર્યું નહતું. એ વાત જાણી હે યુધિષ્ઠિર! વૈકુંઠમાંથી વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઇ ભિક્ષાનું પાત્ર હાથમાં લઇ તેને ત્યાં હું યાચનામાટે ગયો અને કહ્યું કે હે સુંદરિ! અન્ન આપો. તે બ્રાહ્મણીએ કોપાક્રાંત થઇ એક માટીનો પિંડ મારા પાત્રમાં નાખ્યો, ત્યારે હું તે લઇ સ્વર્ગમાં ગયો. ત્યાર પછી ઘણે કાળે તપશ્ચર્યાના પ્રભાવથી તે તાપસી સ્વર્ગમાં ગઈ, ત્યાં આપેલા માટીના પિંડમાંથી તેને માટે એક સુંદર ઘર બનાવી રાખ્યું હતું તેમાં તે રહી પણ અન્નદાન ન કરેલું હોવાથી ઘરમાં ખાવા પીવાનું કશું પણ નહિ હતું તેથી ચિંતાતુર થઇ તુરતજ મારી પાસે આવી ક્રોધથી કહેવા લાગી કે, મેં ઘણાં વ્રતો, નિયમો તથા મહાચારો પાળ્યા છે છતાં મારા ઘરમાં કશું પણ અન્ન નથી તેનું કારણ શું? મેં તેને કહ્યુ કે તું તારા ઘરમાં જઇ ઘરને બંધ કરી બેસી રહે, ખબર પડતાં દેવાંગનાઓ તુંને જોવા આવે ત્યારે તું તેઓને કહેજે કે જો તમે ષટ્તિલા એકાદશીનું પુણ્ય આપો તો દ્વાર ઉઘાડું તથા માઈં મુખ દેખાડું મારા વચનપ્રમાણે તેણીએ કર્યું. આશ્ચર્યથી જોવા આવેલી દેવાંગનાઓને તે માનુષીએ કહ્યું કે તમે જો ષટ્તિલા એકાદશીનું પુણ્ય આપો તો મુખ દેખાડું. દેવીઓએ તે પ્રમાણે પુણ્ય આપ્યું ત્યારે તે બ્રાહ્મણી વ્રતના પ્રભાવથી અલૌકિક રૂપવાળી તથા ઘરમાં ધનધાન્યની સંપત્તિવાળી થઇ તથા અનંત સુખ પામી સ્વર્ગમાં રહી. એ પ્રમાણે જે મનુષ્ય ષટ્તિલાનું વ્રત કરેછે તે મહા પુણ્યને પામી સર્વેષ્ટ સિદ્ધિને પામેછે.

આ વ્રત ભવિષ્યપુરાણમાં કહેલું છે.

---

# જયા એકાદશી.

યુધિષ્ટિર રાજાએ શ્રીકૃષ્ણને કહ્યું કે ભગવન્! સ્વેદજ, અંડજ, ઉદ્ભિજ્જ અને જરાયુજ એ પ્રમાણે ચાર પ્રકારનાં સ્થાવર જંગમ પ્રાણીઓના તથા અપ્રાણીઓના ઉત્પત્તિ વગેરેના તમેજ કારણરૂપ છો, માટે તે પ્રાણીઓના કલ્યાણમારે માઘમાસના શુક્લપક્ષની એકાદશીનો નામાદિ મહિમા કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે રાજેંદ્ર! માઘમાસના શુક્લપક્ષની એકાદશીનું "જયા" એવું નામ છે. તે નામ સર્વ પાપોમાંથી મુક્ત કરી ઐહિક તથા આમુષ્મિક ઇષ્ટ સંપત્તિને આપેછે તેથી અન્વર્થ છે. આ એકાદશીનો મહિમા મેં પદ્મ-પુરાણમાં વિસ્તારથી કહેલો છે. એક સમયમાં સ્વર્ગ લોકનું રાજ્ય ઇંદ્રદેવ કરતા હતા તથા સર્વ દેવો સુખથી વસતા હતા તેવામાં એક દિવસે ઇંદ્રદેવે અપ્સરાઓને નૃત્ય કરવાનું કહ્યું તેથી સર્વ અપ્સરાઓ નૃત્ય કરવા લાગી અને ગંધર્વો વાદિત્રોના નાદો કરવા લાગ્યા. તેઓમાં ચિત્રસેન નામના ગંધર્વની માલિની નામની સ્ત્રીમાં પુષ્પવાન્ અથવા પુષ્પદંત નામનો પુત્ર થયો તેનો માલ્યવાન્ નામનો પુત્ર થયો તે ઉપર પુષ્પવતી નામની એક અપ્સરા મોહ પામી તેથી કામબાણોથી વિદ્ધ થઈ. માલ્યવાન પણ પુષ્પવતીનું અલૌકિક રૂપ જોઇ મોહ પામ્યો. ઇંદ્રની સભામાં નૃત્યગાન ચાલતું હતું તે સમયમાં તેઓ પરસ્પરમાં આસક્ત થવાથી પોતાના તાલમાંથી ભ્રષ્ટ થવા લાગ્યાં. સંગીતમાં ભંગ થવાનું કારણ જોતાં તેઓના નિર્લજ્જપણાને ધિક્કારી ઇંદ્રે તેઓને શાપ આપ્યો કે તમો પિશાચના અવતારને પામો અને પૃથ્વી લોકમાં જઇ રહો. ઇંદ્રના શાપથી તેઓ હિમાલયના સમીપમાં પિશાચ યોનિને પામી એવાં અસહ્ય શારીર દુઃખોને પામવા લાગ્યાં, કે જેથી એક ક્ષણપણ શાંતિને પામતાં ન હતાં. શીતથી પીડા પામેલાં તે બન્ને પરસ્પર કહેવા લાગ્યાં કે આપણે એવડું શું મહા પાપ કર્યું હશે કે જેથી આવા અત્યંત દુઃખને પામ્યાં છીએ. એ પ્રમાણે કાલ નિર્ગમન થતાં માઘ માસની જયા એકાદશીનો દિવસ આવ્યો. દૈવયોગથી તે દિવસે તે બન્ને કશોપણ આહાર તથા જલપાન પણ કર્યાવગરજ પીપળાને મૂળે પડ્યાં રહ્યાં અને તેથીજ તેઓએ કોઇ પ્રાણીની હિંસા પણ કરી નહિ. સૂર્યાસ્ત થઈ ગયો, રાત્રિના શીતથી કંપ થવા લાગ્યો અને નિદ્રા નહિ આવવાથી જાગરણ પણ થયું. એ પ્રમાણે અજ્ઞાત રીતે પણ જયા એકાદશીનો ઉપવાસ.

તથા જાગરણસહિત વ્રત થવાને લીધે દ્વાદશીને દિવસે સૂર્યોદય થતાં તેઓનો પિશાચનો અવતાર નષ્ટ થયો અને પુષ્પવતી તથા માલ્યવાનને પોતાનો દિવ્ય દેહ પ્રાપ્ત થયો. વિમાનમાં બેસી સ્વર્ગમાં જઇ તેઓ ઇંદ્રના ચરણમાં પડ્યા. ઇંદ્રે પ્રશ્ન કરતાં તેઓએ કહ્યું કે, શ્રીવાસુદેવની દયાથી તથા જયા એકાદશીના વ્રતપ્રભાવથી અમો પિશાચાવતારથી મુક્ત થઇ સ્વર્ગમાં આવ્યાં છીએ. ઇંદ્ર દેવ પણ જયા એકાદશીના વ્રતનો અલૌકિક પ્રભાવ સાંભળી ચકિત થયો. એ પ્રમાણે હે રાજન્! જે મનુષ્ય શ્રદ્ધાથી આ જયા એકાદશીનું વ્રત કરશે તે પણ ઘોર પાપોથી મુક્ત થઇ સદ્ગતિને પામશે. સર્વ તીર્થોમાં, સર્વ વ્રતોમાં અને સર્વ દાનોમાં જેટલું ફળ છે તેથી પણ અધિક આ જયા એકાદશીના વ્રતથી થાયછે માટે સ્ત્રીઓએ અને પુરૂષોએ આ વ્રત અવશ્ય કર્તવ્ય છે. આ એકાદશીના માહાત્મ્યના શ્રવણથી તથા પઠનથી પણ મનુષ્ય દુર્ગતિમાંથી મુક્ત થાયછે.

---

# વિજયા એકાદશી.

યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણ પરમાત્માને કહ્યુ કે ભગવન્! અમાંત માસ પ્રમાણે માઘમાસના કૃષ્ણપક્ષની તથા પૂર્ણિમાંત માસપ્રમાણે ફાલ્ગુન માસના કૃષ્ણપક્ષની એકાદશીનો મહિમા કહો શ્રીકૃષ્ણે કહ્યું કે રાજન્! આ વિષયમાં પૂર્વે નારદમુનિએ બ્રહ્માજીને પૂછ્યું હતું ત્યારે બ્રહ્માજીએ કહ્યું કે પુત્ર નારદ! માઘ કૃષ્ણા એકાદશી 'વિજયા' એ નામથી પ્રસિદ્ધ છે. તે પોતાના વ્રતચારીને સર્વ મનોરથો આપેછે. પૂર્વે જ્યારે અયોધ્યાપતિ પૂર્ણાવતાર શ્રી રામચંદ્રજી પિતાની આજ્ઞાને સત્ય કરવામાટે લક્ષ્મણજી તથા સીતાજી સાથે ચૌદ વર્ષસુધી વનવાસમા પધાર્યા હતા ત્યારે કેટલાક સમયસુધી પંચવટીમા બિરાજ્યા હતા. ત્યાંથી રાવણે સીતાજીનું હરણ કર્યું હતું તેથી અત્યંત વિક્ષેપમાં પડેલા રામચંદ્ર સીતાના શોધને માટે વનોમાં ફરતા હતા ત્યાં પોતાના પિતાના મિત્ર જટાયુ પક્ષી કે જે સીતાને છોડાવવા માટે રાવણસામે યથાશક્તિ યુદ્ધ કરી છેવટમાં કંઠ પ્રાણ થઇ પડેલા હતા તેને તેણે જોયા. તેના મુખથી સર્વ વૃત્તાંત જાણી મરણ પછીની તેની સઘળી ક્રિયા કરી આગળ ચાલતાં કબંધને મારી સુગ્રીવની સાથે મિત્રતા કરી વાનરોનું સૈન્ય એકઠું કર્યું. હનુમાનજીના દિવ્ય યત્નથી લંકામાં સીતાજીની સ્થિતિ તથા

સમાચાર જાણી પોતે સમુદ્રને તીરે આવી સમુદ્રનું શી રીતે ઉલ્લંઘન કરવું એવા વિચારમાં પડી રામે લક્ષ્મણજીને કહ્યું કે લક્ષ્મણ! આ અપાર સમુદ્રને તરી આપણે શી રીતે લંકામાં પહોંચીશું? બુદ્ધિમાન લક્ષ્મણજીએ વિચાર કરી કહ્યું કે ભગવન્! અહિંથી અર્ધ યોજન છેટે બકદાલ્ભ્ય નામના મુનિ રહેછે તે મહા તપસ્વી છે તથા તેણે અનેક બ્રહ્માને જોયા છે તેની પાસે જઇ ઉપાય પુછીએ. રામચંદ્ર લક્ષ્મણનુ વચન સાંભળી ઘણા પ્રસન્ન થયા અને પોતે બકદાલ્ભ્ય મુનિપાસે ગયા. ત્યાં જઇ ચરણમાં દંડવત્ પ્રણામ કરી પાસે બેઠા. મુનિએ વિષ્ણુના પૂર્ણાવતારરૂપ રામચંદ્રને આવેલા જાણી કહ્યું કે રામચંદ્ર! તમો પરમેશ્વર છતાં લોકોના શિક્ષણ માટે સાધારણ જનની પેઠે આચરણ કરો છો, કહો શું પ્રયોજનથી અહીં પધાર્યા છો? રામે કહ્યું કે ભગવન્! સમુદ્રને તરી લંકામાં જવું છે તેનો ઉપાય કહો. મુનિએ કહ્યું કે રામચંદ્ર! તમો વિજયા એકાદશીનું સર્વસાથે સાંગવ્રત કરો તેના પ્રભાવથી સમુદ્રમાં પાજ બાંધી લંકામાં જઇ શત્રુનો વધ કરી સીતાને મેળવી વિજય પામશો. રામે કહ્યું કે મહારાજ! તે વ્રતનો વિધિ કહો. મુનિ કહેછે કે દશમીને દિવસે સ્નાનાદિ નિત્યકર્મ કરી શક્તિપ્રમાણે સુવર્ણનો, રૌપ્યનો, તામ્રનો અથવા મૃત્તિકાનો જલસહિત કુંભ સ્થાપવો. તેમાં પંચ પલ્લવ તથા પૂર્ણપાત્ર સ્થાપી તે ઉપર સુવર્ણમય નારાયણમૂર્ત્તિનું સ્થાપન કરવું. એકાદશીને દિવસે પ્રાતઃકાલમાં પવિત્ર થઇ તેનું ષોડશોપચારોથી પૂજન કરવું તથા ઉપવાસાદિ નિયમો લઈ ફલો અને સાત ધાન્યોનું અર્પણ કરવું. ભગવદ્ભજનમાં દિવસને વ્યતીત કરી રાત્રિએ દીપમાળા, ગીત, નૃત્ય અને કથાશ્રવણથી જાગરણ કરવું, દ્વાદશીને દિવસે ઉત્થાપન કરી નદીમાં જલને પધરાવી મૂર્તિસહિત કુંભવગેરેનું બ્રાહ્મણને દાન દેવું તથા બ્રાહ્મણોને ભોજન કરાવી પોતે કુટુંબ સાથે પારણા કરવી અને વ્રતનું ફલ શ્રી નારાયણને અર્પણ કરવું. એ પ્રમાણે વ્રત કરવાથી સર્વ કામનાઓ પૂર્ણ થાયછે. રામચંદ્રે બકદાલ્ભ્ય મુનિના ઉપદેશપ્રમાણે સર્વ પરિવારસાથે વિજયા એકાદશીનું વ્રત કર્યું. તેના પ્રભાવથી તે સમુદ્રમાં પાજ બાંધી લંકામાં જઇ રાવણને મારી સીતાજીને તેડી અયોધ્યામાં આનંદથી પધાર્યા. એ પ્રમાણે જે મનુષ્ય આ વિજયા એકાદશીનું વ્રત કરેછે તે સર્વ કષ્ટોમાંથી તથા પાપોમાંથી મુક્ત થઇ દિવ્ય સુખ પામેછે. આ વ્રતમાહાત્મ્યના શ્રવણથી તથા પઠનથી યજ્ઞનું ફલ થાયછે. આ કથા સ્કંદપુરાણમાં છે.

# આમલકી એકાદશી.

માંધાતા રાજાએ વસિષ્ઠમુનિને કહ્યું કે બ્રહ્મન્! મારા કલ્યાણમાટે કૃપા કરી કોઇ રહસ્ય વ્રત કહો. વસિષ્ઠમુનિએ કહ્યું કે રાજન્! ફાલ્ગુન માસના શુક્લપક્ષની આમલકી એવા નામની એકાદશી છે. તેનું વ્રત મહા પાપોનો નાશ કરનાર તથા મહા પુણ્યોને દેનારૂ છે. આવિષે એક જુનો ઇતિહાસ છે તેનું શ્રવણ કરો. પૂર્વે વૈદિશ એ નામનું નગર હતું તેમાં બ્રાહ્મણવગેરે પોતપોતાના ધર્મમાં તત્પર વર્ણો ઘણા સુખથી રહેતા હતા. કોઇ નાસ્તિક કે પાખડી જન તેમાં અવકાશ પામતો ન હતો. તે નગરમાં ધર્માત્મા, સત્યપ્રતિજ્ઞ, દશહજાર હાથીના બળવાળો, શાસ્ત્રોઉપર આસ્થાવાળો અને પ્રજાને પુત્રવત્પાલનાર ચંદ્રવંશી શશબિંદુ નામથી પ્રખ્યાત ચૈત્રરથ નામનો રાજા રાજ્ય કરતો હતો. રાજાના નીતિવાળા આચારને લીધે દુર્ભિક્ષ, ઇતિ, રોગાદિ ભય તથા ચોરાદિની પીડા કોઇને પણ બાધ કરતી નહિ. માસની બન્ને એકાદશીઓના વ્રતમાં રાજાપ્રજા તત્પર રહેતા હતાં. એ પ્રમાણે કાલ નિર્ગમન થતાં આમલકી એકાદશીનો ઉત્સવ આવ્યો. ત્યારે સર્વે ઉપવાસાદિ નિયમો લઇ સ્નાનદાનાદિ વ્રતાચરણમાં તત્પર થયા. વિષ્ણુના મંદિરમાં રાજાપ્રજા વગેરે સર્વ લોકો જઇ યથાધિકાર પૂજન કરવા લાગ્યા. કુંભસ્થાપન કરી તેમાં પંચ પલ્લવ તથા પંચ રત્નો નાખી તે ઉપર વિષ્ણુનું સ્થાપન કરી આમલીના વૃક્ષ નીચે ગીત નૃત્યવાદિત્રોથી મોહોટો પૂજોત્સવ કર્યો, દીપમાળા કરી ત્યાં પરશુરામની પૂજા કરી; કારણ કે પરશુરામનો નિવાસ આમલીના વૃક્ષ નીચે છે. "હે જામદગ્ન્ય! હે રેણુકાનંદવર્દ્ધન! તમોને નમસ્કાર કરૂંછું. તથા હે ધાત્રીવૃક્ષ! તમે બ્રહ્માથી ઉત્પન્ન થયેલ છો અને સર્વ રોગોનો તથા પાપનો નાશ કરનાર છો તેથી તમને નમસ્કાર કરૂછુ" એમ કહી અર્ઘાદિ પૂજન કર્યું, તે સમયે કોઇ પારાધી કે જે ક્ષુધા તૃષાથી અત્યંત પીડાયેલો હતો તથા જીવનો મહા હિંસક હતો તે ત્યાં આવી સર્વ ઉત્સવ દેખી આ શું હશે? એવા વિસ્મયમાં પડી સર્વના દર્શન કરવા લાગ્યો અને એકાદશીના માહાત્મ્યને સાંભળવા લાગ્યો. સર્વની સાથે તેણે પણ નિરાહારપણે જાગરણ, દર્શન, કથાશ્રવણ તથા ધાત્રીવૃક્ષ નીચે નિવાસ કર્યો પ્રાતઃકાલે લોકો પોતપોતાના સ્થાનમાં ગયા અને વ્યાધે પણ પોતાને ઘેર આવી ભોજન કર્યું. ત્યાર પછી કાલ પ્રાપ્ત થયો ત્યારે તે વ્યાધ મરણને શરણ થયો અને બીજા અવતા-

રમાં આમલકીના વ્રતપ્રભાવથી જયંતીનામની નગરીમાં વિદૂરથ નામનો રાજા થયો તથા તેને મહારથ વસુરથ નામનો પુત્ર થયો. જે, પૃથ્વીમાં સત્કીર્તિનું પાત્ર થયો તથા મોહોટી રાજ્યસંપત્તિથી પ્રસિદ્ધિને પામ્યો. તે એક દિવસે મૃગયા કરવા ગયો ત્યાં દૈવયોગથી માર્ગભ્રષ્ટ થઈ દિઙ્મૂઢ થઈ ગયો. પરિશ્રમથી, ક્ષુધાથી તથા તૃષાથી આક્રાંત થઇ કિંકર્ત્તવ્યમાં વ્યામોહ પામી ઉભો હતો ત્યાં પર્વતોમાં રહેનારા કેટલાએક મલેચ્છો આવી ચડ્યા. તે મ્લેચ્છો રાજાના શત્રુ હતા તેથી રાજાને ઘેરી લઇ મારવામાટે તત્પર થઇ બાણોથી, ખડગોથી, ગોફણોથી અને એવાં ઘણાં શસ્ત્રોથી રાજા ઉપર પ્રહાર કરવા લાગ્યા. પણ પૂર્વ જન્મકૃત એકાદશી વ્રતના પ્રભાવથી રાજાના શરીરમાં શત્રુઓનાં શસ્ત્રો હતભાગ્યના ઉદ્યમોની પેઠે વ્યર્થ થયાં એટલુંજ નહિ પણ તેઓ જ્યાં ઉભા હતા ત્યાંજ હાથ પગ વગેરે અંગો સાથે પાશથી બંધાએલાની પેઠે સ્તંભિત થઇ ગયા. તે સમયમાં રાજાના શરીરમાંથી એક સ્ત્રી નીકળી, કે જે નેત્રોના ક્રોધાગ્નિથી દુશ્મનોને બાળી નાખતી તથા હાથમાં રહેલા ચક્રથી યમને પણ ત્રાસ દેનારી હતી. તેણે એકદમ તે દુષ્ટ મ્લેચ્છોને મારી નિર્મક્ષિક કર્યું. રાજાએ શત્રુઓને મરેલા દેખી આ સમયે મારી સહાયતા કોણે કરી એવો વિચાર કરતાં આકાશવાણીએ કહ્યું કે કેશવભગવાનવગર બીજું કોઇપણ સહાય કરનારું નથી. ભગવાનને નમસ્કાર કરી રાજા પોતાના નગરમાં આવ્યો અને ઘણા કાલ પર્યંત રાજ્ય કરી મહા સુખી થયો. વસિષ્ઠમુનિ કહેછે કે એ પ્રમાણે જે પ્રાણી આ આમલકી એકાદશીનું વ્રત કરશે તે સર્વ કષ્ટથી મુક્ત થઈ ઇષ્ટ કામનાઓને પામશે. આ કથા બ્રહ્માંડપુરાણમાં છે.

---

## પાપમોચની એકાદશી.

યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને પૂછ્યું કે ભગવન્! ફાલ્ગુનમાસના કૃષ્ણ પક્ષની એકાદશીનો મહિમા કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે રાજેંદ્ર! પૂર્વે આ વિષયમાં માંધાતારાજાએ લોમશમુનિને પ્રશ્ન કર્યો હતો ત્યારે તેણે જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણે તમને હું કહુંછું. ફાલ્ગુનમાસના કૃષ્ણપક્ષમાં એકાદશીનું પાપમોચની એવું નામ છે. તે સર્વ પાપોમાંથી ભક્તને મુક્ત કરેછે. પૂર્વે ચૈત્રરથ નામના, દેવોના બગીચામાં વસંતઋતુના સમયમાં

તથા ગંધર્વો ક્રીડા કરતાં હતાં તથા ઇંદ્રવગેરે દેવો પણ રમણ કરતા હતા. તે વનમાં એક મેધાવીનામના મુનિ એક પ્રદેશમાં તપશ્ચર્યા કરતા હતા તેને દેખી મુનિને મોહ પમાડવામાટે મંજુઘોષા અપ્સરાએ મુનિના ભયથી એક કોશ માત્ર છેટે રહી, ગીતચરિત્રો કરવા માંડયાં, કામદેવે પણ શિવજીઉપર દ્વેષને લીધે શિવભક્ત તે મુનિને દુઃખ દેવામાં ખામી રાખી નહિ. કામાક્રાંત થયેલી મંજુઘોષાએ એવા હાવભાવ તથા કટાક્ષાદિ કામોપચાર કર્યા કે, તે અપ્સરાનું સ્વરૂપ, સ્તનની શોભા, વેણીથી ઢંકાયેલો પૃષ્ઠ ભાગ, કાનસુધી લાંબાં નેત્રો, કોકિલાસમાન સ્વર, નાભિનું સૌંદર્ય, અને નિતંબ ભાગનું સુંદર સ્થૌલ્ય, એઓને દેખી તે મુનિ કામપાશમાં સપડાવા લાગ્યા. ચતુરતાવાળી તે અપ્સરાએ મુનિના આકાર વગેરેથી મોહ પામેલા જાણી એકદમ દોડી તેને આલિંગન કર્યું. મેધાવીમુનિ મોહ પામી અપ્સરાસાથે કામક્રીડામાં ડુબી ગયા. તપશ્ચર્યા, સમાધિ તથા શિવપૂજન એઓને છોડી દઈ, રાત્રિ દિવસના પણ ભાન વગરના થઈ તે મુનિ રમવા લાગ્યા. એ પ્રમાણે કરતાં કરતાં ઘણો કાલ વ્યતીત થયો ત્યારે મંજુઘોષાએ પોતાના સ્થાનમાં જવા માટે મુનિની રજા માગી. મેધાવીમુનિએ કહ્યું કે પ્રિયે ! તુંને મારી સાથે રમણ કરતાં અત્યંત ટુંક સમયજ થયો છે છતાં છટકવટક કેમ કરેછે? મુનિના શાપના ભયથી અપ્સરાએ બીજો પણ કેટલોક સમય મુનિને રમાડયા. ફરીવાર મુનિની રજા લેતાં મુનિએ કહ્યું કે હજુ થોડો સમય રહી પછી જા. મને તૃપ્તિ થઇ નથી. અપ્સરાએ કહ્યું મુનિરાજ ! વિચાર તો કરો કે, મારી સાથે કામક્રીડા કરતાં કરતાં સત્તાવનસો વર્ષ ચાલ્યાં ગયાં, તે તમારા ધ્યાનમાં પણ નથી. મુનિને આ વાતની ખબર પડતાં અત્યંત ખેદ પશ્ચાત્તાપ તથા ક્રોધ ઉત્પન્ન થયા, નેત્રોમાંથી ક્રોધાગ્નિના વિસ્ફુલિંગ ઝરવા લાગ્યા, શરીર કંપવા લાગ્યું અને પોતાના આત્માને પણ ધિક્કાર કરતા તે મુનિએ મોહના કારણરૂપ તે અપ્સરાને "તું પિશાચી થા" એવો શાપ દીધો. ત્યારે વિનયવાળી થઇ અપ્સરાએ કહ્યું કે મુનિરાજ ! આ વિષયમાં કેવલ મારોજ દોષ નથી. તોપણ શાપ આપો છો તેને માથે ચડાવુંછું; પણ એ શાપનો અનુગ્રહ કરવો જોઇએ, કેમકે સત્પુરુષના સંગથી કોઈપણ જાતનો લાભ ન થાય તે યોગ્ય નથી. મુનિએ કહ્યું કે હે અપ્સરા ! તારા સંગથી મારૂં સર્વ તપોબલ તો નષ્ટપ્રાય થયું છે તોપણ તું ફાલ્ગુનમાસના કૃષ્ણપક્ષની પાપમોચની એકાદશીનું વ્રત

કરીશ તો તારૂં પિશાચપણું નિવૃત્ત થશે. એ પ્રમાણે કહી મેધાવીમુનિ પોતાના પિતાના આશ્રમમાં ગયા. પુત્રને નિસ્તેજ દેખી પિતાએ કહ્યું કે પુત્ર! આ શું થયું ? મેધાવીએ બનેલો વૃત્તાંત કહી પ્રાર્થના કરી કે ભગવન્! એ પાપનું પ્રાયશ્ચિત્ત આપો. ચ્યવનમુનિએ કહ્યું કે પુત્ર ફાલ્ગુનમાસના કૃષ્ણપક્ષની પાપમોચની એકાદશીનું સાંગવ્રત કર એટલે તું પાપોમાંથી મુક્ત થશે. એ પ્રમાણે પિતાના વચનનું શ્રવણ કરી મેધાવિમુનિએ પાપમોચની એકાદશીનું સાંગવ્રત અત્યંત શ્રદ્ધાથી કર્યું. તેના પ્રભાવથી તે પાપમુક્ત થઇ શુદ્ધ થયા તથા મંજુઘોષા પણ તે વ્રતથીજ પાપમુક્ત તથા શાપમુક્ત થઇ સ્વર્ગમાં ગઇ. લોમશમુનિ માંધાતા રાજાને કહેછે કે રાજન્! એ પ્રમાણે જે કોઇ મનુષ્ય આ એકાદશીનું વ્રત કરશે તે સર્વ પાપોમાંથી મુક્ત થશે. આ વ્રતના માહાત્મ્ય શ્રવણથી પણ ઘણા પુણ્યનો લાભ થાયછે.

---

## કામદા એકાદશી.

સૂત પૌરાણિક શૌનકવગેરે મુનિઓને કહેછે કે હે મુનિઓ! શ્રીકૃષ્ણ પરમાત્માને નમસ્કાર કરી, યુધિષ્ઠિર પાસે શ્રીકૃષ્ણે જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણે ચૈત્રમાસના શુક્લપક્ષની કામદા એકાદશીનું વ્રત કહુંછું, તેનું શ્રવણ કરો- શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને કહેછે કે આ વિષય પૂર્વે વસિષ્ઠમુનિએ પ્રશ્ન કરનાર દિલીપરાજાને કહ્યો હતો. પૂર્વે ભોગિપુર નામના નગરમાં પુંડરીકનામનો રાજા હતો. તેમાં નાગો રહેતા હતા તેઓની સાથે ગંધર્વો, કિન્નરો અને અપ્સરાઓ પણ ત્યાં રહેતાં હતાં. તેઓમાં લલિતા નામની અપ્સરા તથા લલિત નામનો ગંધર્વ કે જેઓ પરસ્પરમાં અત્યંત કામાસક્તિને લીધે ક્ષણ માત્ર પણ જુદાં પડતાં ન હતાં. એક દિવસે તે લલિત ગંધર્વ રાજાની સભામાં સર્વે ગંધર્વોના વારા પ્રમાણે કામકલહને લીધે પોતાની પ્યારીવગર ગાયન કરવા ગયો, પણ પોતાનું ચિત્ત પ્રિયામાં હોવાથી નૃત્યમાં તથા ગાયનમાં ભ્રષ્ટ થવા લાગ્યો. વારંવાર તે પ્રમાણે થતાં સભામાં બેઠેલા કર્કોટક નાગે રાજાને ચેતવણી આપતાં રાજાએ સભાનું અપમાન થાયછે એમ જાણી કામાતુર તે લલિત ગંધર્વને તું રાક્ષસ થા એવો ભયંકર શાપ દીધો. તે શાપથી તે ગંધર્વ તુરતજ રાક્ષસ થયો. તે વાતની ખબર પડતાં તેની પ્રિયા લલિતા ત્યાં આવી. જ્યાં નજર કરે ત્યાંતો

પોતાનો પતિ મહા ભયંકર રૂપવાળો જોવામાં આવ્યો. ગમે તેમ થાય પણ મારે મારા પતિને છોડવો નથી એવી પ્રતિજ્ઞા કરી લલિતા પોતાના કશા પણું સુખની અપેક્ષા રાખ્યાવગરજ તે રાક્ષસ પાછળ ફરવા લાગી. રાક્ષસ પણ નિર્દય, પાપી અને જીવોની હિંસામાં તત્પર થઇ સુખ પામ્યા વગર જંગલોમાં ફરવાલાગ્યો. કોઇ દિવસે ફરતાં ફરતાં લલિતા વિંધ્યાચલની તલેટીમાં ઋષ્યશૃંગમુનિના આશ્રમમાં જઇ ચડી. આશ્રમમાં જઈ તેણે વિનયપૂર્વક મુનિને દંડવત્ પ્રણામ કર્યા. મુનિએ પૂછ્યું કે તું કોણ છે? તથા અહીં શા માટે આવી છે? ત્યારે લલિતાએ કહ્યું કે હું વીરધન્વા ગંધર્વની પુત્રી છું, લલિતા મારૂં નામ છે અને શાપને લીધે રાક્ષસપણાને પામેલા મારા પતિને માટે વનમાં ફરતી ફરતી આપના આશ્રમમાં આવી છું. હે ભગવન્! તમો તપઃ પ્રભાવથી સર્વ શક્તિમાન છો, માટે મારા પતિનું રાક્ષસત્વ નષ્ટ થઇ અમોને સુખ થાય તેવો માર્ગ બતાવો. લલિતાનાં દીનતાભરેલાં વચનોનું શ્રવણ કરી મુનિએ કહ્યું કે તમે ચૈત્રમાસના શુક્લપક્ષની કામદાનામની એકાદશી કે જે વ્રત કરનાર પ્રાણીની સર્વ કામનાઓને પૂર્ણ કરેછે તેનું સાંગ અને સંપૂર્ણ શ્રદ્ધાથી વ્રત કરો અને તે વ્રતનું ફલ તમારા પતિને આપો તેથી તેનું રાક્ષસત્વ નષ્ટ થઇ ગંધર્વત્વ પ્રાપ્ત થશે. એ પ્રમાણે મુનિનું વચન સાંભળી લલિતાએ કામદા એકાદશીનું વ્રત મુનિના વચનપ્રમાણે કરી વિષ્ણુની તથા બ્રાહ્મણની પાસે પોતાના પતિને તે વ્રતનું ફલ અર્પણ કર્યું. અર્પણ કરેલા વ્રતફલથી લલિત-ગંધર્વનું શાપજન્ય રાક્ષસત્વ તુરતજ નષ્ટ થયું તથા ગંધર્વત્વ પ્રાપ્ત થયું. પોતાના પતિને દિવ્ય દેહવાળો દેખી હર્ષ પામેલી લલિતા વિમાનમાં બેસી પતિ સાથે સ્વર્ગમાં ગઇ. એ પ્રમાણે ઉત્તમ સ્વભાવવાળી સ્ત્રી પોતાના પતિને દુર્ગતિથી તારેછે માટે તેવી સ્ત્રીઓને ધન્યવાદ છે. જે મનુષ્યો આ કામદા એકાદશીનું વ્રત તથા માહાત્મ્ય શ્રવણ કરશે તેનાં સર્વ કષ્ટો નષ્ટ થશે અને તે ઐહિક તથા પારલૌકિક ઉત્તમ ગતિને પામશે. માહાત્મ્યના શ્રવણથી તથા પઠનથી પણ વાજપેયનામના યજ્ઞનું ફલ મલે છે, આ વ્રત વારાહપુરાણમાં કહેલું છે.

# વરૂથિની એકાદશી.

યુધિષ્ઠિરરાજાના પૂછવા ઉપરથી શ્રીકૃષ્ણે કહ્યું કે રાજન્! ચૈત્રમાસના કૃષ્ણપક્ષની એકાદશી વરૂથિની એવા નામથી પ્રસિદ્ધ છે. વ્રતકર્ત્તાને પુણ્યોના વરૂથ એટલે ટોળાને અથવા સમુદાયને આપેછે તેથી તે નામ અન્વર્થ છે. તે સ્ત્રીઓને તથા પુરૂષોને દારિદ્ર્ય, રોગભય, શત્રુભય તથા રાજભય વગેરે કષ્ટોમાથી મુક્ત કરી સૌભાગ્ય તથા સંપત્તિને આપેછે. આ વરૂથિની એકાદશીના વ્રતપ્રભાવથીજ માધાતા રાજા તથા ધુંધુમાર વગેરે ઘણા બીજા રાજાઓ પણ સદ્ગતિને પામ્યા છે, તે પ્રમાણે સાક્ષાત સદાશિવ પણ બ્રહ્મકપાલથી મુકત થયાછે. જે પુરૂષ દશ હજાર વર્ષો પર્યંત તપશ્ચર્યા કરે તેને જેટલું ફળ થાયછે તેટલું ફળ વરૂથિની એકાદશીના વ્રત કરનારને થાયછે. અશ્વના દાનથી હાથીનું દાન ઉતમ છે, તેથી પૃથ્વીનુ દાન ઉત્તમ છે, તેથી તિલોનુ દાન ઉત્તમ છે, તેથી સુવર્ણનુ દાન ઉત્તમ છે તેથી અન્નદાન ઉત્તમ છે. અન્નદાનથી અધિક કોઇ પણ દાન નથી. કારણ કે પિતૃઓને, દેવોને, મનુષ્યોને અને પશુ પક્ષીવગેરે સર્વ પ્રાણીઓને અન્નથીજ તૃપ્તિ થાયછે. અન્નદાનજેવુંજ કન્યાદાન પણ ગણેલું છે તથા ગોદાન અને વિદ્યાદાન પણ ગણેલું છે. એ સર્વ દાનોનું જે કઇ ઉત્તમોત્તમ તથા અવિનાશિ ફળ શાસ્ત્રમા કહેલું છે તે સર્વ ફલ આ વરૂથિની એકાદશીના શ્રદ્ધાયુકત સાગ વ્રતથી થાયછે. જેઓ કન્યાનો વિક્રય કરેછે તેઓ તો મોહોટા મૂર્ખો તથા નરક ગતિમાંજ જનારા છે એમ સમજવું. જે મનુષ્ય લોભને લીધે કન્યાનો વિક્રય કરેછે તે બીજા જન્મમાં બિલાડાના અવતારને પામેછે. શૃંગારોથી અલંકૃત કન્યાનું સુપાત્ર વરને માટે વિધિપ્રમાણે દાન આપે તેનું જે સત્ફલ થાયછે તેજ ફલ વરૂથિનીના વ્રત કરનારને થાયછે. દશમીને દિવસે કાંસાના પાત્રમાં ભોજન, ચીણા, અડદ, મસુરની દાળ, કોદરો, શાક, મધ, પરાન્ન, પુનર્ભોજન અને સ્ત્રી એ દશ પદાર્થોનો ત્યાગ કરવો. એકાદશીને દિવસે ઉપરના પદાર્થો સાથે દ્યૂત, નિદ્રા, તાંબૂલ, દાતણ, પરનિંદા, ચાડી, પતિત લોકો સાથે ભાષણ, ક્રોધ અને મિથ્યા વચન ઇત્યાદિનો ત્યાગ કરવો. બ્રહ્મચર્યાદિ નિયમો પાળી આ વ્રત કરે તો ઉત્તમ ફલ થાયછે. દ્વાદશીને દિવસે કાસ્ય પાત્ર, માષાન્ન, મસૂરાન્ન, મધ; અસત્ય ભાષણ, કસરત, પુનર્ભોજન, મૈથુન, મુંડન અને પરાન્ન એઓનો ત્યાગ કરવો. હે

રાજન્ ! જનાર્દન ભગવાનની પૂજા કરી ઉપવાસાદિ નિયમો પાળી રાત્રિનું જાગરણ કરી બ્રહ્મભોજ કરાવી જે પુરૂષ વરૂથિની એકાદશીનું વ્રત કરેછે તેનાં પુણ્યોની સંખ્યા ચિત્ર ગુપ્ત પણ કરી શકતા નથી. યમરાજાના ભયથી ત્રાસ પામનારા લોકોએ અવશ્ય વરૂથિની એકાદશીનું વ્રત કર્તવ્ય છે. આ એકાદશીના વ્રતથી, માહાત્મ્યના શ્રવણથી તથા પઠનથી પણ હજાર ગોદાનનું પુણ્ય મળેછે અને છેવટ વૈકુંઠ લોકની ગતિ પ્રાપ્ત થાયછે. આ વ્રતમાહાત્મ્ય ભવિષ્યપુરાણમાં લખેલ છે.

---

# મોહિની એકાદશી.

યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને પૂછયું કે ભગવન્ ! વૈશાખમાસના શુકલ પક્ષની એકાદશીનો વ્રતમહિમા કૃપા કરી કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે ધર્મરાજ ! આ વિષય પૂર્વે વસિષ્ઠમુનિએ રામચંદ્રપાસે કહ્યો હતો. રામચંદ્રે પૂછયું કે ગુરો ! સર્વ વ્રતોમાં ઉત્તમ વ્રત હોય તે કહો. મેં સીતાના વિયોગથી થયેલાં ઘણાં કષ્ટો ભોગવેલાં છે તેથી હવે કોઇ કષ્ટ ન આવે તે માટે આ પ્રશ્ન કરૂંછું. વસિષ્ઠમુનિએ કહ્યું કે હે રામચંદ્ર ! તમારા નામગ્રહણથી પણ પ્રાણી સંસારને તરી જાયછે, તમે પરોપકાર માટે આ પ્રશ્ન કરોછો તેથી તમને ધન્ય છે. વૈશાખમાસના શુકલ પક્ષની મોહિની એકાદશી છે તેના વ્રતથી પ્રાણી સાંસારિક મોહજાલમાંથી મુક્ત થાયછે તથા સર્વ પાપોમાંથી પણ મુક્ત થાયછે. આ વિષયમાં એક પ્રાચીન ઇતિહાસ છે તેનું શ્રવણ કરો. પૂર્વે સરસ્વતી નદીને તીરે ભદ્રાવતીનામની નગરી હતી તેમાં દ્યુતિમાનનામના રાજા રાજ્ય કરતા હતા. તે રાજા ચંદ્રવંશના હતા; ધૈર્યવાળા, સત્યપ્રતિજ્ઞ તથા આસ્તિક હતા. તે નગરીમાં ધનધાન્યોની સમૃદ્ધિવાળો તથા પરમ ધાર્મિક અને જલાશયો તથા અન્નસત્ર વગેરેને પ્રવર્ત્તાવનારો ધનપાલનામનો વૈશ્ય રહેતો હતો. તેને સુમના, દ્યુતિમાન, મેધાવી, સુકૃતી અને પાંચમો ધૃષ્ટબુદ્ધિ એ નામના પાંચ પુત્રો હતા. તેઓમાં ધૃષ્ટબુદ્ધિ પોતાના નામ પ્રમાણેજ દુર્ગુણોનો નિધિ હતો. પાપી, વેશ્યાનો સંગ કરનાર, જુગારી, પરસ્ત્રી લાલચ અને એવાંજ દુષ્ટ કૃત્યોનો કર્ત્તા હતો. દેવોની, બ્રાહ્મણોની, વૃદ્ધોની અને વેદોની નિંદા કરનાર હતો, અન્યાયથી ધનનું હરણ કરનાર તથા પોતાની કીર્ત્તિમાં કલંક લગાડનાર તે પુત્રને સુધારવાના ઉપાયો કરતા છતાં પણ તે પ્રયત્નમાં નિષ્ફળ જ-

વાથી તેના પિતાએ તેને દૂર કર્યો. પોતા પાસે જે કંઇ ધન હતું તેને વેશ્યાના પ્રસંગમા ઉડાવી દીધા પછી નિર્ધન હોવાથી વેશ્યાએ પણ તેને કહાડી મૂક્યો. ત્યારપછી ચિંતાતુર થયેલા તે ધૃષ્ટબુદ્ધિએ વિચાર કર્યો કે હવે શું કરવું ? ક્ષુધાથી પીડિત થાઉછુ, પહેરવામાટે વસ્ત્ર પણ નથી માટે તસ્કરવૃત્તિ વગર બીજો ઉપાય નથી એમ ધારી ચોરીનું કામ શરૂ કર્યું. ઘણીવાર રાજદૂતોએ પકડી પાડ્યો પણ તેના પિતાની દયાથી છોડી દીધો. છેવટ રાજાને ખબર પડતાં પકડી કારાગૃહમા કેદ કરી ફટકાના મારથી તેને દંડ આપ્યો અને કહ્યુ કે દુષ્ટ ! હવે પછી મારા દેશમાં પણ રહીશમાં. એ પ્રમાણે કહી રાજાએ તેને દેશનિકાલ કર્યો તેથી તે ઘોર વનમાં ગયો, ત્યાં ક્ષુધા તૃષાથી પીડા પામતે જીવોની હિંસા કરતો વર્ત્તવા લાગ્યો. એ પ્રમાણે કેટલેક કાલ ગયા પછી તે કૌડિન્યમુનિના આશ્રમમા જઇ ચડ્યો અને હાથ જોડી મુનિસામે ઉભો રહી બોલ્યો કે બ્રહ્મન્ ! હું અત્યંત પાપી છુ માટે સ્વલ્પ પરિશ્રમથી થઇ શકે એવું પ્રાયશ્ચિત્ત કહો દૈવયોગથી તેને તેવી સદ્બુદ્ધિ આવી જોઇ ઋષિએ કહ્યુ કે તું વૈશાખ સુદિ મોહિની એકાદશીનું વ્રત કરવાથી પાપપાશમાંથી મુક્ત થશે માટે તેનું વ્રત કરજે. એ પ્રમાણે કહી વ્રતનો વિધિ કહ્યો. તે ધષ્ટબુદ્ધિએ તથાસ્તુ કહી તે એકાદશીનું યથાર્થ વ્રત કર્યું. તેના પ્રભાવથી તે પાપમુક્ત થઇ દિવ્ય દેહ ધરી ગરૂડઉપર બેસી વિષ્ણુ લોકની ગતિ પામ્યો. હે રામચંદ્ર ! એ પ્રમાણે ઘોર પાપોમાંથી મુક્ત કરનાર તથા મોહને ત્રોડી સદ્ગતિ આપનાર આ મોહિની એકાદશી છે તેથી તેનું વ્રત અવશ્ય કર્તવ્ય છે

યજ્ઞો, દાનો અને તીર્થોના સેવનથી જે ફલ થાયછે તેથી સોલગણું ફળ આ વ્રત કરવાથી થાયછે. આ વ્રતના માહાત્મ્યશ્રવણથી તથા પઠનથી હજારે ગોદાનનું પુણ્ય થાયછે. આ કથા કૂર્મ પુરાણમા કહેલી છે.

---

## અપરા એકાદશી.

યુધિષ્ઠિરરાજાનાં પૂછવાઉપરથી શ્રીકૃષ્ણે કહ્યું કે વૈશાખમાસના કૃષ્ણપક્ષની એકાદશી અપરા નામની છે. એથી બીજી કોઇપણ એકાદશી અધિક નથી, એટલા માટે એનું અપરા એવું નામ પ્રસિદ્ધ છે આ એકાદશીનું વ્રત કરવાથી જ્ઞાતાજ્ઞાત અનેક પાપો નષ્ટ થાયછે. પરનિંદા, પરસ્ત્રી-

સેવા, ખોટા તોલ કરવા, ખોટા વેદ ભણવા, ખોટું શાસ્ત્ર ઉભું કરવું અને અ શાસ્ત્રીય વૈદ્યપણું કરવું, એઓ ખોટી સાક્ષી આપવાબરાબર પાપ દેનાર છે તેવા પાપોથી પણ અપરા એકાદશીના વ્રતથી મુક્ત થવાયછે જે ક્ષત્રિય યુદ્ધમાં જઇ પલાયન કરે તે નરકગતિ પામેછે તેપણ જો અપર એકાદશીનું વ્રત કરે તો નરકમાં નહિ પડતાં સ્વર્ગમાં જાયછે. જે બ્રાહ્મણ ગુરુ પાસેથી વિદ્યાભ્યાસ કરી ગુરુની નિંદા કરે તે મહાનરકમાં પડે તેપણ જો અપરા એકાદશીનુ વ્રત કરે તો પાપમાથી મુક્ત થાયછે. કાર્તિક પૂર્ણિમાને દિવસે ત્રિપુષ્કર તીર્થમાં સ્નાન કરવાથી જે ફલ થાયછે તથ સિંહરાશિના બૃહસ્પતિમાં ગોદાવરીની સ્નાનયાત્રા કરનારને જે ફલ થાય છે, કુંભ સંક્રાંતિમાં કેદારનાથ મહાદેવના દર્શન કરવાથી જે ફલ થાયછે બદરિકાશ્રમમા નરનારાયણના દર્શનથી જે ફલ થાયછે, અર્ધ પ્રસૂતા ગા યના દાનથી જે ફલ થાયછે, પૃથ્વીના દાનથી, હાથીના દાનથી તથ તેવા બીજાં ઉત્તમ કર્મોથી જે ફલ થાયછે તે ફળ અપરા એકાદશીન વ્રતથી થાયછે અપરા એકાદશીનુ વ્રત પાપરૂપી વૃક્ષને કાપવામા કુહા છે, દુષ્કૃત્યજન્ય દુઃખરૂપ વનનો દાહ કરવામાં દાવાનલ છે અશુભ કર્મ રૂપ અંધકારને દૂર કરવામાં સૂર્ય છે, નરકપ્રદ કર્મોરૂપ મૃગોને હણવાને કેસરીસિંહ છે આ અપરા એકાદશીના વ્રતવગર જેનો જન્મ જાયાં તેનો જન્મ જલમા થતાં બુદ્બુદ જેવો તથા કીટ પતંગ જેવો વ્યર્થ ગયો એમ સમજવું. અપરા એકાદશીને દિવસે ત્રિવિક્રમ વિષ્ણુનું પૂજન કરવું. બીજા નિયમો સર્વ એકાદશીઓમા કહેલા છે તે પ્રમાણે પાલવા છે. લોકોના કલ્યાણમાટે મેં તમારી પાસે આ વ્રતનો પ્રકાશ કર્યો છે. વ્ર કરનાર મનુષ્ય બન્ને લોકમાં સૌખ્યને પામી શાશ્વતપદનો અધિકારી થાય છે આ એકાદશીના માહાત્મ્યશ્રવણથી પણ મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થાયછે. આ કથા બ્રહ્માંડપુરાણમાં છે.

## નિર્જલા એકાદશી.

ભીમસેને વ્યાસજીને કહ્યુ કે પિતામહ! યુધિષ્ઠિર, કુંતી, દ્રૌપદી, અર્જુન, નકુલ અને સહદેવ એઓ સર્વદા એકાદશીને દિવસે ભોજન કરત નથી અને મને તે પ્રમાણે કરવા માટે ઉપદેશ કરેછે પણ હું તેઓને કહું

કે મારાથી ક્ષુધા સહન થતી નથી માટે ઉપવાસવગર બીજો દાનવગેરે ધર્મ બતાવો. તે કરું; માટે હે વ્યાસજી! ઉપવાસવગર એકાદશીના વ્રતનું ફલ મળે તેવો ઉપાય કહો. વ્યાસજીએ કહ્યું કે હે ભીમ! જો નરકમાં પડવાની ઇચ્છા ન હોય અને સ્વર્ગમાંજ જવાની ઇચ્છા હોય તો એકાદશીનો ઉપવાસ કરો. ભીમ કહેછે કે ભગવન્! હું એકભુક્ત કરવામાં પણ સમર્થ નથી ત્યારે ઉપવાસ તો શી રીતે થાય! મારા ઉદરમાં વૃક નામનો અગ્નિ છે તે ઘણું અન્ન ખાવાથી પણ શાંત થતો નથી. વ્યાસે કહ્યું કે ભીમસેન! કલિયુગમાં માનવધર્મો તથા વૈદિકધર્મો પૂર્ણરીતે પાળી શકાતા નથી માટે સ્વલ્પ પ્રયાસથી ઉત્તમ કલ્યાણના લાભમાટે એકાદશીઓનું વ્રત કરવું. વ્યાસના વચનથી પીપલાના પત્રની પેઠે કંપેલા ભીમસેને કહ્યું કે ભગવન્! એકથી વધારે ઉપવાસ શી રીતે કરી શકું! માટે એક ઉપવાસથી સર્વ એકાદશીઓનું ફલ થાય એવું વ્રત કહો. ત્યારે વ્યાસે કહ્યું કે નિર્જલા એકાદશી કે જે વૃષ સંક્રાંતિમાં અથવા મિથુન સંક્રાંતિમાં જ્યેષ્ઠ શુકલપક્ષમાં આવેછે તેના એક ઉપવાસથી ચોવીસ એકાદશીઓના વ્રતોનું ફલ થાયછે માટે તે વ્રત કરો. તે દિવસે માષમાત્ર આચમનના જલ વગર સૂર્યોદયથી દ્વાદશીના સૂર્યોદયપર્યંત જલ પણ પીવું નહિ આખો દિવસ વિષ્ણુનું ભજન, હરિકથાનું શ્રવણ તથા બ્રાહ્મણોની સેવાભક્તિ કરવી, અસત્ય બોલવું નહિ, નીચનો સંસર્ગ કરવો નહિ, દામોદરની પૂજા કરવી અને મોહોટા ઉત્સવગાથે રાત્રિનું જાગરણ કરવું. દ્વાદશીને દિવસે સ્નાનાદિ નિત્ય ક્રિયા કરી લઇ વિષ્ણુનું પૂજન કરી બ્રાહ્મણોને ભોજન કરાવી ગોદાનવગેરે દાન તથા જલધેનુનું દાન કરવું. એ પ્રમાણે આ એકાદશીના વ્રતને સાંગ તથા સંપૂર્ણ શ્રદ્ધાથી કરનાર પ્રાણી મહા કાયાવાળા, તીક્ષ્ણ દાઢોવાળા અને મુદ્ગર, પાશ તથા દંડને હાથમાં ગ્રહણ કરી પાપીને શિક્ષા કરનારા યમદૂતોને વશ્ય થતો નથી. તે તો અંતકાળે વિષ્ણુ દૂતોદ્વારા વિમાનમાં બેસી વૈકુંઠની ગતિ પામેછે. હે ભીમ! સાક્ષાત્ શ્રીકૃષ્ણે મને શ્રીમુખથી કહ્યું છે કે કલિયુગમાં શ્રૌત, સ્માર્ત્ત, સંસ્કારો, કર્મો અને વ્રતાદિ કર્ત્તવ્યો યથાર્થ રીતિથી થતાં નથી, એટલામાટે મારૂં પૂજન એ સર્વ કર્મોનું તથા યજ્ઞાદિ સત્ક્રિયાઓનું ફળ દેનાર છે અને એકાદશીનું વ્રત એ સર્વ વ્રતોનું ફલ દેનાર છે. વ્યાસજીનાં આ વચનો સાંભળી મુખ્યતાથી ભીમસેને તથા પાંડવોએ નિર્જલા એકાદશીનું વ્રત કર્યું અને તેથી આ

એકાદશીનું ભીમએકાદશી એવું બીજું પ્રસિદ્ધ નામ થયું. એકાદશીને દિવસે વસ્ત્ર, અન્ન તથા સુવર્ણથી યુક્ત જલના ઘડા યથાશક્તિ બ્રાહ્મણને દેવા. આ એકાદશીમાં જે કંઇ સ્નાન, દાન, જપ, હોમ, પૂજન તથા ભજન થાયછે તે અક્ષયરૂપે રહેછે. જે પ્રાણી નાસ્તિક થઈ આ એકાદશીમાં ભોજન કરેછે તે દુર્ગતિને પામેછે. આ વ્રતમાં જલશાયી વિષ્ણુનું પૂજન, જલધેનુ અને ધૃતધેનુનું દાન કરવાથી ઘણું પુણ્ય થાયછે. કમંડલ, છત્ર, ઉપાનહ, વસ્ત્ર, જલપાત્ર તથા અન્ન એઓનું અવશ્ય દાન દેવું. નિર્જલાનું વ્રત કરનાર પ્રાણી પોતાની સવાસો પેઢીને નરકમાંથી તારેછે. સૂર્ય, ચંદ્રના ગ્રહણમાં કુરુક્ષેત્રની તથા કાશીની યાત્રાથી જે ફલ થાયછે તેથી અધિક ફલ નિર્જલાના ઉપવાસથી થાયછે. આ એકાદશી સર્વ એકાદશીઓમાં અધિક તથા પ્રસિદ્ધ છે. આ કથા બ્રહ્મવૈવર્તપુરાણમાં છે.

---

## યોગિની એકાદશી.

યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને પૂછ્યું કે ભગવન્! પૂર્ણિમાંતમાસપ્રમાણે આષાઢ કૃષ્ણ અને અમાંતમાસપ્રમાણે જ્યેષ્ઠ કૃષ્ણ એકાદશીનું વ્રત સેતિકર્તવ્યતાક કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે જ્યેષ્ઠમાસના કૃષ્ણપક્ષમાં યોગિની નામની એકાદશી છે. તે સર્વ જ્ઞાતાજ્ઞાત પાપોને નષ્ટ કરેછે, ત્રણે જગતમાં સારભૂત છે. એ વિષયમાં એક પૌરાણિકી કથા કહું તેનું શ્રવણ કરો. અલકાનગરીના અધિપતિ શિવજીના મિત્ર કુબેરજીની પુષ્પાદિ સામગ્રી તૈયાર કરનાર હેમમાલીનામનો એક યક્ષનો બટુક હતો તેની અત્યંત રૂપાળી વિશાલાક્ષી નામની સ્ત્રી હતી. તેમાં કામપાશથી બંધાયેલો હેમમાલી એક દિવસે કામક્રીડામાં તત્પર હોવાથી શિવપૂજનમાટે વીણેલાં પુષ્પો કુબેરજીને દેવામાટે જઇ શક્યો નહિ. કુબેરજી પુષ્પોની રાહ જોતા હતા; પૂજનનો સમય વ્યતિક્રાંત થયો, પણ હેમમાલી આવ્યો નહિ, ત્યારે કુબેરજીએ યક્ષોને કહ્યું કે અરે દુરાત્મા હેમમાલી ક્યાં ગયો? આજે મારા શિવપૂજનમાં ભંગ પાડ્યો છે માટે તેનો તપાસ કરો કે શું વ્યવસ્થા છે? યક્ષોએ કહ્યું કે ભગવન્! તે હેમમાલી સ્ત્રીમાં આસક્ત હોવાથી પોતાને ઘે પડ્યો છે. યક્ષોનું વચન સાંભળી કુબેરજીને અત્યંત કોપ થયો અને દૂતદ્વાર એકદમ તેને બોલાવ્યો. હેમમાલીએ કુબેરજીના દૂતને દેખી વિચાર કર્યો

આજે મેં મોહોટો પ્રમાદ કર્યો છે તેનો આ ઉપદ્રવ આવ્યો છે. હવે જે થવાનું હશે તે થશે. ત્યારપછી તુરત હાથ જોડી કુબેરજીઆગળ આવીને ઉભો, તેને દેખી ક્રોધ પામેલા કુબેરજીએ કહ્યું કે "અરે પાપી! દુષ્ટ! તેં સ્ત્રીમાં આસક્ત થઇ ઘણો અપરાધ કર્યો છે તેથી તને સ્ત્રીના વિયોગ સાથે એન કુષ્ઠની વ્યથા થશે. તું અહીંથી દૂર થા." એ પ્રમાણે કુબેરજીના શાપથી તે યક્ષ કોઢની પીડા પામી વનોમાં ફરવા લાગ્યો. તેને ક્યાંય પણ સુખ વળતું નહોતું, અન્ન કે જલ પણ ગમતું નહોતું અને દિવસે કે રાત્રિની નિદ્રા પણ તેને આવતી નહિ, પણ શિવભક્તના દાસત્વના પ્રભાવથી તેની પૂર્વની સ્મૃતિ ગઈ નહિ. તેને લીધે એક દિવસે ફરતાં ફરતાં તે હિમાલયપર્વતમાં જઇ ચડયો. ત્યાં બ્રહ્માના સાત દિવસ પર્યંત આયુષવાળા માર્કંડેયમુનિના આશ્રમમાં જઈ માર્કંડેયના ચરણમાં પડયો તે મુનિએ તેનું દુઃખ જોઇ પરોપકારયુક્ત દયાબુદ્ધિથી તેને કહ્યું કે તુંને આ કષ્ટ શી રીતે આવ્યું છે? હેમમાલીએ બનેલો સર્વ વૃત્તાંત કહ્યો અને કહ્યું કે ભગવન્! હવે તો તમારૂંજ શરણ છે માટે દુઃખમુક્ત કરો. માર્કંડેયમુનિએ કહ્યું કે તમે જ્યેષ્ઠ માસના કૃષ્ણપક્ષની યોગિનીએકાદશીનું વ્રત કરો તેથી તમારૂં કષ્ટ નષ્ટ થશે. એ પ્રમાણે મુનિના ઉપદેશથી તે યક્ષે યોગિનીએકાદશીનું વ્રત કર્યું કે તુરત તેનો કુષ્ઠ રોગ નષ્ટ થયો અને દિવ્યદેહ થયો. શાપની નિવૃત્તિ થવાને લીધે તે પોતાના સ્થાનમાં આવ્યો અને સ્ત્રીના વિયોગથી થયેલા તેના દુઃખનો નાશ થયો. એ પ્રમાણે હે રાજન્! સર્વ મોહને મટાડે છે, વિયોગ મટાડી સંયોગસુખ આપેછે તથા મહા રોગોને પણ દૂર કરી દિવ્યદેહનો લાભ દેછે તેથી યોગિની એ નામ અન્વર્થ છે. આ વ્રત કરવાથી અઠયાશીહજાર બ્રાહ્મણોને ભોજન કરાવવાથી જેટલું પુણ્ય મળેછે તેટલું પુણ્ય મળેછે; માટે આ વ્રત અવશ્ય કર્તવ્ય છે. આ કથા બ્રહ્મવૈવર્તપુરાણમાં છે.

---

## દેવશયની એકાદશી.

(જુવો શયનોત્સવ પૃષ્ટ ૩૯)

## કામિકા એકાદશી.

યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને પૂછ્યું કે આષાઢમાસના કૃષ્ણપક્ષની એકાદશીનું વ્રત, નામ તથા ફલ કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે રાજન્! આ વ્રત જે

પ્રમાણે પૂર્વે બ્રહ્માએ નારદમુનિને કહ્યું હતું તે પ્રમાણે હું કહીશ. આ એકાદશીનું કામિકા એવું નામ છે. તે દિવસે શ્રીધરનામના દેવની પૂજા કરવી. ગંગાની, કાશીની, નૈમિષારણ્યની અને પુષ્કરની યાત્રાથી જે પુણ્ય થાયછે, તે પુણ્ય કામિકા એકાદશીના વ્રતથી થાયછે. જે મનુષ્ય, કેદારની, કુરૂક્ષેત્રની અને સિંહસ્થ ગુરૂમાં ગોદાવરીની યાત્રા કરે, સૂર્યગ્રહણમાં દાન કરે તથા પૃથ્વીનું દાન કરે તેને જે ફળ થાયછે તે ફળ કામિકાના વ્રતથી થાયછે. આ એકાદશીમાં જે શ્રીધરવિષ્ણુની પૂજા કરેછે તેને, સર્વ દેવોને તથા પિતૃઓને પૂજવાનું ફળ મળેછે, તેથી અવશ્યપણે કામિકાનું વ્રત તથા શ્રીધરની પૂજા કરવી. કામિકાના વ્રતથી સંસાર-સાગર તુરતજ તરી જવાયછે. ઉપવાસાદિ નિયમો, રાત્રિનું જાગરણ તથા વિષ્ણુપૂજન અત્યંત શ્રદ્ધાથી કરનાર મનુષ્ય કૃતાર્થ થાયછે. જેમ જલમાં રહ્યા છતાં કમળપત્રને તેની અસર લાગતી નથી તેમ કામિકાનું વ્રત કરનાર સંસારથી બાધિત થતો નથી. પૂર્વે ઘણા યોગી પુરૂષો આ વ્રતના પ્રભાવથી મોક્ષગતિને પામ્યા છે. આ વ્રત કરનાર કદી પણ યમલોકમાં જતો નથી. તે દિવસે તુલસીથી વિષ્ણુપૂજન કરનાર તથા તુલસીની સેવા કરનાર મનુષ્ય અનંત પુણ્યને પામેછે. તુલસીવડે કરેલા પૂજનથી વિષ્ણુ જેવા પ્રસન્ન થાયછે તેવા, સુવર્ણના એક ભારથી તથા રૌપ્યના ચાર ભારોથી પૂજન કરતાં પણ પ્રસન્ન થતા નથી.

તુલસી દર્શનથી સર્વ પાપોને દૂર કરેછે, સ્પર્શથી શરીરને પવિત્ર કરેછે, વંદનથી રોગોને મટાડેછે, જલસેચનથી યમભયને નષ્ટ કરેછે, રોપણ કરવાથી શ્રીકૃષ્ણના સાન્નિધ્યને આપેછે અને વિષ્ણુના ચરણમાં પોતાના અર્પણથી મુક્તિ આપેછે. એકાદશીને દિવસે તુલસીપાસે તથા વિષ્ણુના મંદિરમાં દીપદાન કરવાથી પરલોકના માર્ગમાં પ્રકાશ થાયછે તથા પિતૃઓ પણ અંધકારથી મુક્ત થાયછે. આ એકાદશીના વ્રતથી સર્વ કામનાઓ પૂર્ણ થાયછે તેથી તેનું કામિકા એવું નામ અન્વર્થ છે. આ કથા બ્રહ્મવૈવર્ત્તપુરાણમાં છે.

---

## પુત્રદા એકાદશી.

યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને પૂછ્યું કે ભગવન્ ! શ્રાવણમાસના શુકલપક્ષની એકાદશીનું નામ, માહાત્મ્ય તથા વ્રતનું ફળ કૃપા કરી કહો. શ્રીકૃ-

પણ કહે છે કે 'હે ધર્મરાજ ! જેના શ્રવણ માત્રથી પણ વાજપેય યજ્ઞનું ફળ થાયછે એવી આ વિષયની કથાનુ શ્રવણ કરો. પૂર્વે દ્વાપરયુગના આરંભમાં માહિષ્મતી નગરીમાં મહીજિત્નામનો રાજા રાજ્ય કરતો હતો. પ્રજાને પુત્રની પેઠે પાળતો હતો પણ દૈવયોગથી તે રાજાને પુત્ર ન હોવાથી ઉપાય પણ સુખ મળતું ન હતું, કારણ કે પુત્રવગરના પ્રાણીને આ લોકમાં સુખ વારસના અભાવથી તથા પરલોકમાં પિંડદાનના અભાવથી શાંતિ મળતી નથી. એ પ્રમાણે રાજા વૃદ્ધ થયો ત્યાંસુધી પણ પુત્રસુખ ન મળ્યુ, ત્યારે સભામાં બેઠેલા પ્રજાના અગ્રેસર લોકોપાસે રાજાએ કહ્યું કે હે લોકો ! આ જન્મમાં તો મેં કોઇ પાતક કર્યું હોય એમ જાણવામા નથી. તેમ અન્યાયથી મેળવેલું ધન ભંડારમાં નાખ્યુ નથી તથા બ્રહ્મધન કે દેવધન મેં લીધુ નથી, કેઇની થાપણ ઓળવી નથી, ન્યાયવાળાને દંડ આપ્યો નથી, અન્યાયવાળાને શિક્ષાવગર છોડયો નથી, પૂજ્યોની પૂજા કરી છે અને ધર્મથીજ મારી વૃત્તિ ચલાવી છે, છતાં હું પુત્રસુખનું પાત્ર ન થયો તેનું કારણ શું ? એ પ્રમાણે રાજાનું વચન સાભળી વર્ણોના ગુરૂ બ્રાહ્મણો તથા બીજા વર્ણો એકઠા મળી કોઇ મહાત્માને પૂછવામાટે વનમાં ગયા. ત્યાં અનેક મુનિઓના આશ્રમોનાં દર્શન લેતા લેતા લોમશમુનિના આશ્રમમાં ગયા, ત્યાં જઇ ઉગ્રતપ કરનારા, આત્માનંદમાં નિમગ્ન, નિરાહાર, જિતાત્મા, જિતક્રોધ અને ધર્મતત્વને જાણનાર તથા એક કલ્પ પૂર્ણ થાય ત્યારે ફક્ત જેનું એકજ રૂવાડુ પડે એવા દીર્ઘજીવી લોમશમુનિનાં દર્શન કરી ઘણા હર્ષયુક્ત થયા. મુનિએ તે લોકોને વિનયથી શરણાગત થયેલા જોઇ પૂછ્યું કે, તમો શા માટે અહીં આવેલા છો ? મારાથી જે બનશે તે હું અવશ્ય કરીશ કારણ કે મનુષ્યજન્મ પરોપકારમાટેજ છે. લોકોએ કહ્યુ કે ભગવન્ ! તમે સાક્ષાત્ બીજા બ્રહ્મા છો તથા દિવ્યજ્ઞાનના નિધિ છો તેથી અમો આપને શરણે આવ્યા છીએ. માહિષ્મતીનગરીના મહીજિત્નામના રાજા છે તેની અમો પ્રજા છીએ. તે અમારા રાજાને પુત્ર ન હોવાથી દુઃખ પામી આપજેવા મહાત્મા પાસેથી પુત્રપ્રાપ્તિમાટે આવેલ છીએ; માટે અમારા રાજાને પુત્રફળ થાય તેવો ઉપાય કહો. મહાત્માનાં દર્શન સફલજ થવાં જોઇએ, એ પ્રમાણે પ્રજાની વિનતિ સાંભળી તેણે મુહૂર્તમાત્ર સમાધિ દર્શન કરી રાજાનો પૂર્વ જન્મ જોયો અને પ્રજાને કહ્યું કે તમારો રાજા પૂર્વજન્મમાં ધન વગ-

રનો વૈશ્ય હતો. તે એક ગામથી બીજે ગામ ફરી વ્યાપાર કરતો હતો. કોઇ વખતે જ્યેષ્ઠમાસના શુકલપક્ષની દ્વાદશીને દિવસે મધ્યાન્હ સમયે કોઇ ગામના સીમાડામા પહોચતા અત્યંત જલ તૃષ્ણાથી તે એક વીરડા પાસે ગયો તેમા જળ, એક પ્રાણીને તૃપ્તિ થાય તેટલુજ હતું. પોતાની પહેલા તુરતમાજ પ્રસવેલી એક તરસી ગાય ત્યા આવી જલ પીવા જતી હતી. પણ એ વૈશ્યે તેને અટકાવી પાણી પી લીધુ. તે પાપથી આ તમારો રાજા અપુત્ર થયો છે. પ્રજાએ કહ્યુ કે મુનિરાજ! તે પાપની નિવૃત્તિમાટે ઉપાય તથા પુત્ર થાય તેવો માર્ગ કહો. લોમશમુનિએ કહ્યું કે શ્રાવણમાસના શુકલપક્ષની પુત્રદા એકાદશીનુ રાજા પ્રજા સર્વે વ્રત કરો અને તેનું ફલ તમો રાજાને આપો તેથી રાજાને પુત્ર થશે મુનિનુ વચન સાભળી પ્રજા તેને નમસ્કાર કરી ગામમા આવી મુનિએ કહેલા વિધિપ્રમાણે સર્વેએ પુત્રદા એકાદશીનુ વ્રત કર્યું અને તેનુ ફલ રાજાને આપ્યુ. તેના પ્રભાવથી રાજાને સમય આવતા પુત્રફલની પ્રાપ્તિ થઇ અને સર્વેને આનંદ થયો. એ પ્રમાણે હે રાજન્! આ પુત્રદા એકાદશીનું વ્રત પુત્રવગેરેની સર્વ કામનાઓને પૂર્ણ કરેછે. વ્રતના નિયમો સર્વ એકાદશી પ્રમાણે છે માહાત્મ્યના શ્રવણથી તથા પાઠથી પણ સુખની પ્રાપ્તિ થાયછે માટે આ વ્રત કલ્યાણેચ્છુજને અવશ્ય કર્તવ્ય છે. આ કથા ભવિષ્યપુરાણમા છે.

---

## અજા એકાદશી.

યુધિષ્ઠિરરાજાએ પૂછ્યુ કે ભગવન્! શ્રાવણમાસના કૃષ્ણપક્ષની એકાદશીનો મહિમા તથા તેનુ નામવગેરે કહો શ્રીકૃષ્ણે કહ્યુ કે રાજન્! શ્રાવણ કૃષ્ણ એકાદશીનુ અજા એકાદશી એવુ નામ છે. વ્રત કરનારના જન્મમરણનો ફેરો મટાડેછે તેથી તે નામ અન્વર્થ છે, તે દિવસે હૃષીકેશ નામના વિષ્ણુનુ પૂજન કરવું તથા બીજા વ્રત નિયમો સર્વ એકાદશી પ્રમાણે સમજવા. પૂર્વે હરિશ્ચંદ્રનામનો રાજા કે જે ચક્રવર્તી તથા સત્યવાદી હતો તે પૂર્વ કર્મના યોગથી રાજ્યભ્રષ્ટ થઇ સ્રીનો તથા પુત્રનો પણ વિક્રય કરી પોતે પણ ચાંડાલને ઘેર વહેચાણો હતો અને ચાંડાલનો દાસથઇ સ્મશાનમા શબના અર્દ્ધ વસ્ત્રને લેતો હતો, એ પ્રમાણે કેવળ સત્યમાટે તે રાજાએ અપાર કષ્ટ વેઠવા માડ્યુ એ પ્રમાણે કરતા કરતા ઘણો સમય

વ્યતીત થયો ત્યારે તે સત્યવાદી રાજાને એવા અપાર કષ્ટમાં પડેલો દેખી મહા દયાળુ ગૌતમમુનિ તેની પાસે આવ્યા, ત્યારે રાજાએ તેને પ્રણામ કર્યા તથા પોતાનાં દુઃખોની પરંપરાની વાર્તા કહી. ગૌતમમુનિએ સર્વ દુઃખોની નિવૃત્તિપૂર્વક સર્વ સુખોની પ્રાપ્તિમાટે તેના સાધનરૂપ શ્રાવણમાસના કૃષ્ણ-પક્ષની અજા એકાદશીના વ્રતનો ઉપદેશ કર્યો, અને કહ્યું કે રાજન્! અજા એકાદશી તારા ઉત્તમ ભાગ્યથી આજથી સાતમે દિવસેજ પ્રાપ્ત થવાની છે માટે તેનું સાંગવ્રત કરજે તેથી સર્વ દુઃખોને તરી જઇ સુખનું પાત્ર થઇશ. એ પ્રમાણે કહી ગૌતમમુનિ ચાલી નીકળ્યા. રાજા હરિશ્ચંદ્રે ગૌતમમુનિના ઉપદેશ પ્રમાણે અજાએકાદશીનો દિવસ પ્રાપ્ત થતાં ઉપવાસ, સ્નાન, વિષ્ણુ-પૂજન, ભગવદ્ભજન, ઉત્સવ અને રાત્રિજાગરણ વગેરે કૃત્યો કરી પરમ શ્રદ્ધાથી વ્રત કર્યું. તેના પ્રભાવથી હરિશ્ચંદ્ર પત્નીનો સંયોગ, પુત્રનું જીવન અને રાજ્યની પ્રાપ્તિવગેરે સર્વ સુખોને પ્રાપ્ત થયો. અને એવી રીતે આ લોકમાં સુખ પામી પરલોકમાં પણ સદ્ગતિને પામ્યો. એ પ્રમાણે જે પ્રાણી અજા એકાદશીનું વ્રત કરેછે તેનાં મહા કષ્ટો નષ્ટ થાયછે અને તેને સુખ સંપત્તિ પ્રાપ્ત થાયછે. આ એકાદશીના માહાત્મ્યના શ્રવણથી પણ અશ્વમેધ યજ્ઞનું ફળ થાયછે માટે અજાએકાદશીનું વ્રત અવશ્ય કર્તવ્ય છે તથા ઉપદેષ્ટવ્ય છે. આ કથા બ્રહ્મવૈવર્તપુરાણમાં છે.

---

# પરિવર્ત્તિની એકાદશી.

યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને પૂછ્યું કે ભાદ્રપદમાસના શુકલપક્ષની એ-કાદશીનો નામવગેરે વ્રતમહિમા કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે રાજન્! ભાદ્રપદ-માસના શુકલપક્ષની એકાદશી પરિવર્ત્તિની એકાદશી એ નામથી પ્રસિદ્ધ છે. જેના વ્રતથી તથા માહાત્મ્ય શ્રવણથી સર્વ પાપોનો ક્ષય થાયછે, તથા વાજપેયયજ્ઞનું ફલ થાયછે. આ એકાદશીથી બીજી કોઇ એકાદશી અધિક નથી. એ કારણથી આ એકાદશીનું વ્રત અવશ્ય કર્તવ્ય છે. આ એકાદશીને દિવસે ચોમાસામાં શયનાવસ્થ વિષ્ણુ પોતાના પડખાને ફેરવેછે તેથી આ એકાદશીનું નામ પરિવર્ત્તિની એ પ્રમાણે કહેવાયછે. તે દિવસે સુપ્પયતાથી શ્રીવામનજીની પૂજા કરવી. જે મનુષ્ય અધિકારપ્રમાણે પરિવ-ર્ત્તિની એકાદશીને દિવસે કમલનાં પુષ્પોથી વામનભગવાનનું પૂજન કરેછે.

તેને ત્રૈલોક્યમાંના સર્વ દેવોની પૂજાનું ફલ મળેછે. યુધિષ્ઠિરરાજા પૂછેછે કે ભગવન્! મને એક સંશય થાયછે કે, તમે વામનાવતાર શામાટે લીધો હતો? અને બલિરાજાને શામાટે બાંધ્યો હતો? તથા તમે શયનાવસ્થ થાઓ ત્યારે શું શું કર્ત્તવ્ય છે। એ વિષય વિસ્તારથી કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે રાજન્! પૂર્વે ત્રેતાયુગમાં એક બલિનામનો દાનવ હતો. તે મારો પરમ ભક્ત અને સત્યવાદી હતો. સર્વદા મારૂં પૂજન, જપ, ભજન, બ્રાહ્મણોને દાન, યજ્ઞો અને બીજાં પણ ધાર્મિક કૃત્યો કરતો હતો પણ ઇંદ્રનો શત્રુ હોવાથી દેવલોકને જીતી સ્વર્ગનું રાજ્ય કરતો હતો. પોતાનું રાજ્ય જવાથી ચિંતાતુર થયેલા દેવોએ મારી પાસે આવી પોતાના દુઃખનિવેદનપૂર્વક વિનતિ કરી ત્યારે મેં વામનજીનો અવતાર લઇ બલિરાજાના યજ્ઞમાં જઇ વિશ્વરૂપ ધરી ત્રણ પગલાં પૃથ્વીની યાચના કરી. શુક્રાચાર્યે તે દાનનો નિષેધ કર્યા છતાં પણ સત્યવાદી હોવાથી તેણે દાન દેવાનો સ્વીકાર કરી દાન આપ્યું. ત્યારપછી મેં એક પગલામાં પૃથ્વી અને બીજા પગલામાં સ્વર્ગાદિ લોકો ભરી લીધા. તેથી ત્રીજા પગલાનો અવકાશ ન રહેવાથી મેં કહ્યું કે બલિરાજા! ત્રીજા પાદનો અવકાશ બતાવ. ત્યારે તેણે પોતાનું મસ્તક બતાવ્યું તે ઉપર મેં ત્રીજો પગ સ્થાપ્યો અને તેને પ્રસન્ન થઈ રસાતલમાં મોકલ્યો. તથા તેના સત્યવાદીપણાથી વરદાન આપ્યું કે તારા ઘરના આંગણા આગળ હું હમેશાં રહીશ. તેથી આ પરિવર્ત્તિની એકાદશીને દિવસે એક સ્વરૂપથી હું બલિરાજાને ઘેર જઇ રહુંછું અને બીજી મૂર્ત્તિથી ક્ષીરસાગરમાં શેષનાગઉપર શયનમાં રહુંછું. શયની એકાદશીથી પ્રબોધિની એકાદશીપર્યંત ચતુર્માસમાં જે કંઇ દાનપુણ્ય તથા વ્રત કરવામાં આવેછે તેનું અનંત ફલ થાયછે. આ એકાદશીમાં રૌપ્ય તથા તંદુલસહિત દધિનું દાન દેવાથી ઘણું પુણ્ય થાયછે અને રાત્રિનું જાગરણ કરવાથી અજ્ઞાનનો નાશ થાયછે, બીજા નિયમો સર્વ એકાદશીઓમાં કરવાના કહ્યા છે તે કરવાના છે. આ એકાદશીના માહાત્મ્યશ્રવણથી પણ અશ્વમેધ યજ્ઞનું ફલ થાયછે. આ એકાદશીમાં મુખ્યત્વે કરી પૂજ્ય દેવ વામનજીનો વિસ્તીર્ણ ઇતિહાસ શ્રીમદ્‌ભાગવતના અષ્ટમ સ્કંધમાં વર્ણિત છે તેથી વિશેષ વ્યાખ્યાનની ઇચ્છાવાળાએ ત્યાંથી જાણી લેવો. આ કથા સ્કંદપુરાણમાં છે.

# ઈંદિરા એકાદશી.

યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને પૂછ્યું કે ભગવન્! મારી ઉપર કૃપા કરી અમાંતમાસ પ્રમાણે, ભાદ્રપદમાસના કૃષ્ણપક્ષની એકાદશીનો નામાદિવ્રતમહિમા કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે ધર્મરાજ! ભાદ્રપદમાસના કૃષ્ણપક્ષની એકાદશીનું ઇંદિરા એકાદશી એવું નામ છે. તેના વ્રતથી સર્વ પાપો નષ્ટ થાયછે. આ વિષયમાં એક પ્રાચીન ઇતિહાસ છે, તેનું શ્રવણ કરો. પૂર્વે સત્યયુગમાં મહા પરાક્રમી ઈંદ્રસેનનામનો એક રાજા હતો, તે માહિષ્મતીનામની નગરીમાં ધર્મનીતિથી રાજ્ય કરતો હતો. તે મહા વૈષ્ણવ તથા આત્મજ્ઞાની હતો, અને પરમેશ્વરનાં નામોનો સદા જપ કર્યા કરતો હતો. તે રાજા એક દિવસે સભામાં બેઠો હતો ત્યાં આકાશમાર્ગથી બ્રહ્માના મહા બુદ્ધિમાન પુત્ર નારદમુનિ પધાર્યા. તેને આવેલા જોઇ અભ્યુત્થાન કરી રાજાએ આસન તથા પૂજનવગેરેથી તેનો સત્કાર કર્યો. નારદે તે પૂજાદિનો સ્વીકાર કરી રાજાને તેનાં સાતે રાજ્યાંગોનુ કુશલ પૂછ્યું. રાજાએ કહ્યું કે ભગવન્! આપની કૃપાથી સર્વ કુશલ છે. આજ આપનાં દર્શનથી મારી સર્વ પ્રકારની ધાર્મિક ક્રિયાઓ સફળ થઇ છે. હે મુનિરાજ! જે પ્રયોજનથી દર્શન આપી આ સેવકને અનુગૃહીત કર્યો તે કહો. નારદમુનિએ કહ્યું કે હે રાજસિંહ! હું બ્રહ્મલોકમાંથી યમલોકમાં ગયો હતો ત્યાં યમરાજાએ મારો સત્કાર કર્યો. એ યમરાજાની સભામાં તમારા પિતા કે જે વ્રતમાં દોષને લીધે ઘણા પશ્ચાત્તાપવાળા હતા તેણે મારી સાથે તમને એક સંદેશો મોકલાવ્યો છે તેનું શ્રવણ કરો. "હું કોઇપણ પૂર્વકૃત પાપોને લીધે યમલોકની ગતિ પામ્યો છું. માટે હે પુત્ર! ઇંદિરા એકાદશીનું પુણ્ય આપી મને સ્વર્ગમાં મોકલો તો ઘણું સારૂં." હે રાજન્! આ સંદેશો દેવા માટે તમારી પાસે આવ્યોછું. એટલા માટે તમારા પિતાની સદ્ગતિ થાય તેમ ઇંદિરાએકાદશીનું વ્રત તુરત કરવું યોગ્ય છે. રાજાએ કહ્યું કે ભગવન્! તે ઇંદિરાનું વ્રત તેના વિધાનસહિત કહો. નારદે કહ્યું કે પૂર્ણિમાંતમાસપ્રમાણે આશ્વિન વદિ અને અમાંતમાસ પ્રમાણે ભાદ્રપદ વદિ એકાદશી એ ઇંદિરાએકાદશી કહેવાયછે દશમીને દિવસે પ્રાતઃ સ્નાનાદિ નિત્ય કર્મ કરી મધ્યાન્હ સમયે નદીવગેરે જલાશયમાં સ્નાન કરી પિતૃઓનું તર્પણ કરવું તથા શ્રાદ્ધ કરવું. એકભુક્ત અને ભૂશયન બ્રહ્મચર્ય પાળવું. પ્રાતઃકાલે ઉઠી નિત્યકર્મ કરી ઉપવાસાદિ નિયમોનો વિષ્ણુ-

પાસે સંકલ્પ કરવો. મધ્યાન્હ સમયે શાલિગ્રામભગવાનનું પૂજન કરી તેની પાસે પિતૃઓનું હસ્તશ્રાદ્ધ કરવું. ત્યારપછી વેદપાત્ર બ્રાહ્મણોને યથાશક્તિ ભોજન કરાવી દક્ષિણાથી તથા વસ્ત્રોથી પ્રસન્ન કરવા તથા પિતૃશેષ અન્નનું આઘ્રાણ કરી તે ગાયોને દઇ દેવું. રાત્રિનું જાગરણ કરવું અને હરિભજનમાં રાત્રિદિવસ વ્યતીત કરવાં. દ્વાદશીને દિવસે બ્રહ્મભોજન, ગોદાન, સુવર્ણદાન તથા અન્નદાન કરી ઇષ્ટમિત્રોને, વૃદ્ધોને, દીનોને, અનાથોને, અંધવગેરે વ્યંગોને તથા પશુપક્ષિઓને યથાયોગ્ય અન્નાદિ આપી પોતે પારણા કરવી અને તે પુણ્ય પિતૃઓના ઉદ્દેશથી અર્પણ કરવું.' એ પ્રમાણે કરવાથી તારા પિતાની સદ્‌ગતિ થશે. એમ કહી નારદમુનિ અંતર્હિત થયા. રાજા ઇંદ્રસેને અંતઃપુર, પુત્રો, અમાત્યો તથા પ્રજાસાથે તેજ પ્રમાણે ઇંદિરાએકાદશીનું વ્રત કરી પિતાને પુણ્ય આપ્યું, તેથી તે સ્વર્ગગતિને પામ્યો તથા તેણે પુત્રને આશીર્વાદ આપ્યો. રાજા ઇંદ્રસેન પણ ઘણા કાળ સુધી રાજ્ય કરી પુત્રને રાજ્ય આપી એકાદશીના વ્રતપ્રભાવથી સ્વર્ગને પામ્યો. આ કથા બ્રહ્મવૈવર્તપુરાણમાં છે.

---

# પાશાંકુશા એકાદશી.

યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને પુછ્યું કે હે મધુસૂદન! આશ્વિનમાસના શુક્લપક્ષની એકાદશીનો નામાદિવ્રતમહિમા કહો. શ્રીકૃષ્ણે કહ્યુ કે રાજેન્દ્ર! આશ્વિનમાસના શુક્લપક્ષની એકાદશીનું પાશાંકુશા એવું નામ છે. કારણ કે તે વ્રત કરનારનાં પાપોને પાશથી બાંધી લેછે તથા અંકુશથી પરાસ્ત કરેછે. તે દિવસે પદ્મનાભ નામના વિષ્ણુનું પૂજન કરવું. તેથી સર્વ અભીષ્ટ પદાર્થોની પ્રાપ્તિ થાયછે. ઘણા કાળ સુધી ઇંદ્રિયોને વશ્ય કરી ઘોર તપશ્ચર્યા કરનાર યોગીપુરૂષને જે સિદ્ધિ પ્રાપ્ત થયછે તેવી સિદ્ધિ યથાર્થ રીતે પાશાંકુશા એકાદશીનું વ્રત કરનારને થાયછે. પૃથ્વીમાં જેટલાં તીર્થો છે તેઓની યાત્રા કરવાથી જે પુણ્ય થાયછે તે પુણ્ય આ વ્રતથી થાયછે. જ્ઞાનથી અથવા અજ્ઞાનથી પણ પાશાંકુશાના વ્રતથી પ્રાણી યમલોકને સ્વપ્નમાં પણ દેખતો નથી. જે મનુષ્ય વૈષ્ણવ થઈ શિવની અને શૈવ થઇ વિષ્ણુની નિંદા કરેછે તેને જેટલું પાપ થાયછે તેટલું પાપ આ એકાદશીનું વ્રત શક્તિ છતા ન કરે તેને થાયછે લજ્જાથી, ભયથી તથા તેવાં

બીજાં કારણોથી પણ કરેલું વ્રત નરકમાંથી તારેછે. પુત્ર, સ્ત્રી, ધન, પ્રતિષ્ઠા, રાજમાન અને કીર્તિવગેરે સુખો આ વ્રતથી મળેછે. રાત્રિનું જાગરણ, ઉપવાસ, વિષ્ણુપૂજન, ક્રોધાદિકનો ત્યાગ અને હરિભજન, એ એકાદશીના વ્રતમાં અવશ્ય કર્તવ્ય છે. આ વ્રત કરનાર મનુષ્ય દશ માતૃપક્ષનાં કુલોને તથા દશ પિતૃપક્ષનાં કુલોને તારેછે. બાલ્યપણામાં, વૃદ્ધપણામાં તથા યુવાવસ્થામાં આ 'એકાદશીનું' વ્રત છોડવાનું નથી. મુખ્ય પક્ષમાં ઉપવાસ અને ત્યાર પછી ફલાહાર તથા એકભુક્ત પણ કરવાથી વ્રત થાયછે. કાશીક્ષેત્ર, પુષ્કરજી, પ્રયાગરાજ તથા કુરુક્ષેત્ર એઓમાં જઈ નિવાસ કરવાથી જે ફળ થાયછે તેથી સોલગણું ફળ એકાદશીના વ્રતથી થાયછે. એકાદશીને દિવસે ગાયનું, અન્નનું, પૃથ્વીનું, ઉપાનહનું, છત્રનું તથા વસ્ત્રનું દાન દેનાર મનુષ્ય દુર્ગતિને પામતો નથી. જે મનુષ્ય એકાદશીના વ્રતવગરજ જીવિતને જવા દેછે. તે ભસ્રા ( ધમણ ) ની પેઠે ફોકટજ શ્વાસોચ્છ્વાસ લેછે એમ સમજવું. દાનમાં, સ્નાનમાં, ભગવદ્ભજનમાં તથા વિદ્યાભ્યાસમાં દિવસને વંધ્ય જવા દેવો નહિ. આ પાશાંકુશાના વ્રતથી બન્ને લોકની સિદ્ધિ મળેછે. આ કથા બ્રહ્માંડપુરાણમાં છે.

---

# રમા એકાદશી.

યુધિષ્ઠિરરાજાએ પ્રશ્ન કર્યો કે હે જનાર્દન ! આશ્વિનમાસના કૃષ્ણપક્ષની એકાદશીનું શું નામ છે ? તથા તેના વ્રતથી શું ફલ થાયછે? તે મારી ઉપર કૃપા કરી કહો. શ્રીકૃષ્ણ કહેછે કે હે રાજશાર્દૂલ ! તમારી પાસે આશ્વિનમાસના કૃષ્ણપક્ષની એકાદશીનો મહિમા કહુંછું તેનું શ્રવણ કરો. એ એકાદશીનું રમા એકાદશી એવું નામ છે. તેના વ્રતથી સર્વ પાપોનો નાશ થાયછે અને ઉત્તમ સમૃદ્ધિ પ્રાપ્ત થાયછે. પૂર્વે મુચુકુંદ નામનો એક રાજા હતો કે જેને ઇંદ્ર વરુણ, કુબેર, વિભીષણ તથા યમરાજા સાથે મિત્રતાનો સંબંધ હતો. પોતે પરમ વૈષ્ણવ, સત્યવાદી, ઉદાર, અને નિષ્કંટક રાજ્ય કરનાર હતો. તેને ચંદ્રભાગા નામની એક પુત્રી હતી તેણીનો ચંદ્રસેનના પુત્ર શોભન સાથે સંબંધ કર્યો હતો. કોઇ વખતે પત્નીને તેડવા માટે તે શોભન પોતાના શ્વશુરને ઘેર આવ્યો. તે દિવસે રમા એકાદશી હતી. પોતાના નિયમપ્રમાણે રાજા મુચુકુંદે દશમને દિવસેજ ગામમાં

ઢંઢેરો પીટાવ્યો હતો કે એકાદશીને દિવસે કોઇએ પણ ભોજન કરવું નહિ. ચંદ્રભાગાએ વિચાર કર્યો કે મારો પતિ અન્નવગર રહી શકનો નથી અને મારા પિતાની આજ્ઞા ફરે તેમ નથી. માટે હવે શો રીતે થશે? તેટલી વારમાં પટહનો ઉદ્ઘોષ સાંભળી શોભને પોતાની પત્ની ચંદ્રભાગાને કહ્યું કે પ્રિયે! આજ મારે શું કરવું? ચંદ્રભાગાએ કહ્યું કે મારા પિતાના ગામમાં પશુપક્ષિઓ પણ આહાર લઈ શકતાં નથી ત્યારે બીજાની શી વાત? શોભને કહ્યું કે હવે ગમે તેમ થાય પણ એકાદશીનું વ્રત મારે કરવુંજ પડશે. હવે જે ધાર્યું હશે તે થશે એવો નિશ્ચય કરી શોભને પણ વ્રત કર્યું તથા બીજા સર્વ લોકોએ પણ વ્રત કર્યું. સૂર્યનો અસ્ત થયો. રાત્રિમાં વૈષ્ણવોએ જાગરણોત્સવ કર્યો. ક્ષુધાથી અત્યંત વ્યથિત થયેલા શોભને દ્વાદશીનો સૂર્યોદય થતાં પ્રાણનો ત્યાગ કર્યો. રાજાએ ખેદ પામી તેની દાહાદિ ક્રિયા કરાવી. પતિ સાથે સતી થતી પુત્રીને પિતાએ અટકાવી. રમા એકાદશીના વ્રતપ્રભાવથી શોભન મંદરાચલ પર્વતની તળેટીમાં એક દેવપુરનો રાજા થયો અને મોહોટા સિંહાસનઉપર બેઠો. તે મુકુટ, બાજુબંધ, છત્ર તથા ચમરોથી શોભવા લાગ્યો. ત્યાર પછી મુચુકુંદરાજાના ગામનો એક સોમશર્મા બ્રાહ્મણ તીર્થયાત્રા કરતાં કરતાં તે સ્થલમાં જઇ ચડ્યો. જન્માંતર થયા છતાં પણ વ્રતપ્રતાપથી પૂર્વ જેવાજ સ્વરૂપ તથા સ્મરણવાળા શોભનને દેખી તે બ્રાહ્મણે ઓળખી આશીર્વાદ આપ્યો. શોભને પણ પોતાના શ્વશુરના ગામના બ્રાહ્મણને ઓળખી આસન આપી સર્વ સમાચાર પૂછ્યા. બ્રાહ્મણે પૂછ્યું કે હે શોભન! આ અપૂર્વ સમૃદ્ધિ શી રીતે મળી તે કહો. શોભને કહ્યું કે બળાત્કારથી પણ કરેલા રમા એકાદશીના વ્રતપ્રભાવથી આ સંપત્તિને પામ્યો છું. બ્રાહ્મણે પૂછ્યું કે તમારૂં નગર સ્થિર થઇને રહેતું નથી તેનું કારણ? શોભને કહ્યું કે મેં રમા એકાદશીનું વ્રત શ્રદ્ધાવગર કર્યું હતું તેથી આ મારૂં નગર સ્થિર થઇને રહેતું નથી. હવે મુચુકુંદરાજાની પુત્રી ચંદ્રભાગાને આ વૃત્તાંત કહો તો તે મારા નગરને ધ્રુવ કરશે. તે વાર્તાનું શ્રવણ કરી સોમશર્મા બ્રાહ્મણે ચંદ્રભાગા પાસે આવી સર્વ વૃત્તાંત કહ્યો. વિપ્રનાં વચન સાંભળી અત્યંત વિસ્મય પામેલી ચંદ્રભાગાએ પૂછ્યું કે અરે વિપ્ર! તું આ શું વાર્તા કરેછે? સ્વપ્નામાં બોલેછે? કોઇ ભૂતપ્રેતના આવેશથી બોલેછે કે ઠગવાના હેતુથી બોલેછે? તમે પ્રત્યક્ષ જોયું કે પરોક્ષની વાત કરોછો?

સોમશર્માએ કહ્યું કે પુત્રિ ! મેં પ્રત્યક્ષ રીતે તારા પતિને જોયો છે. તું કશી શંકા કરમાં. ચંદ્રભાગાએ કહ્યું કે મને પોતાને ત્યાં લઇ જઇ દેખાડો તો વિશ્વાસ આવે. વિપ્ર ચંદ્રભાગાને સાથે લઇ જ્યાં શોભનનું નગર હતું ત્યાં ગયો. વચમાં વામદેવમુનિના આશ્રમમાં જઇ બ્રાહ્મણે સર્વ વૃત્તાંત કહ્યો. મુનિએ ચમત્કારી વેદમંત્રોથી ચંદ્રભાગાનો અભિષેક કર્યો. તેથી તથા એકાદશીના વ્રતના પ્રભાવથી દિવ્યદેહવાળી થઇ તે પતિ પાસે આવી. પત્નીને દેખી હર્ષથી વિકસ્વર નેત્રોવાળા શોભને હાથ પકડી તેને પોતાના વામભાગમાં બેસાડી. ત્યારે ચંદ્રભાગાએ કહ્યું કે સ્વામી ! હું જ્યારે આઠ વર્ષની હતી ત્યારથીજ એકાદશીનું વ્રત કરૂંછું તેના પુણ્ય પ્રભાવથી હવે તમારૂં નગર અસ્થિર નહિ રહે અને સર્વ અનુકૂળતા થશે. એ પ્રમાણે કહીને બન્ને ત્યાં ઘણા કાળ સુધી રાજ્યસુખ તથા સંસારસુખ ભોગવવા લગ્યાં. માટે આ રમા એકાદશી સર્વથી અધિક પુણ્ય દેનારી છે. આ એકાદશીના માહાત્મ્યશ્રવણથી પણ સર્વ પાપોનો નાશ થાયછે તથા સદ્ગતિ થાયછે.

---

# પ્રબોધિની એકાદશી.

બ્રહ્માએ નારદમુનિને કહ્યું છે કે મુનિવર્ય ! કાર્તિકમાસના શુકલપક્ષની એકાદશી કે જે પ્રબોધિની એ નામથી પ્રસિદ્ધ છે તેના માહાત્મ્યનું શ્રવણ કરો. જ્યાંસુધી પ્રબોધિની એકાદશી આવેલી નથી હોતી ત્યાંસુધી ગંગા-વગેરે તીર્થો "અમે પ્રાણીઓનાં પાપોને નષ્ટ કરવામાં સમર્થ છીએ." એવા અભિમાનથી ગર્જના કર્યા કરેછે. પણ જ્યારે સર્વના પાપનો ક્ષય કરનાર પ્રબોધિની એકાદશી આવેછે ત્યારે તેઓની ગર્જના બંધ પડી જાયછે. નારદમુનિએ પૂછ્યું કે ભગવન્ ! તે એકાદશીના વ્રતનો વિધિ કહો. તે દિવસે એકભુક્તથી, નક્તભોજનથી અને ઉપવાસથી શું ફળ થાયછે ? બ્રહ્મા કહેછે કે નારદ ! તે દિવસે જે અશક્ત માણસ એકભુક્ત કરે તેના એક જન્મનું પાપ નષ્ટ થાયછે. નક્તભોજન કરે તેના બે જન્મોનાં પાપો નષ્ટ થાયછે અને ઉપવાસ કરે તેનાં સાત જન્મોનાં પાપો નષ્ટ થાયછે. આ પ્રબોધિની અથવા હરિબોધિની એકાદશીના વ્રતથી થયેલો પુણ્યરાશિ અનંત થાયછે. તે વ્રતમાં રાત્રિના જાગરણથી પાપોના મેરૂસમાન ઢગલાઓ ક્ષણમાત્રમાં નષ્ટ થાયછે. તે દિવસે ચોમાસામાં લીધેલાં

વ્રતોની સમાપ્તિમાટે જે જે દાનો દેવાનાં છે તે સુપાત્ર બ્રાહ્મણોને આપવાં, પણ કુપાત્રને આપવાં નહિ. જે બ્રાહ્મણ કાળત્રયમાં સંધ્યા કરતો ન હોય, વ્રત ભ્રષ્ટ હોય, નાસ્તિક હોય, શઠ હોય, શુષ્કતર્કવાદી હોય, વેદશાસ્ત્રનિંદક હોય, પરસ્ત્રીગામી હોય, મૂર્ખ હોય, કૃતઘ્ન હોય, બગભક્ત હોય, ગુરૂદ્રોહી હોય અને બ્રહ્મદ્વેષી હોય એવા દુરાચારી બ્રાહ્મણ કુપાત્ર કહેવાયછે. તેવા કુપાત્રને આપેલું દાન નિષ્ફળ થાયછે. જેના કુળમાં એક પણ મનુષ્ય આ પ્રબોધિની એકાદશીનું વ્રત વિધિપૂર્વક કરેછે તેના પૂર્વજો સદ્ગતિને પામેછે. અશ્વમેધવગેરે વિકૃતિ યજ્ઞો અને જ્યોતિષ્ટોમ વગેરે પ્રકૃતિ યજ્ઞો કરવાથી જે પુણ્યફળ થાયછે તેવુંજ પુણ્યફળ આ એકાદશીના વ્રતથી થાયછે. સર્વ તીર્થોમાં યાત્રા કરવાથી, અનેક ગોદાનથી, સુવર્ણદાનથી પૃથ્વીદાનથી, તથા બીજાં ઉત્તમ દાનોથી જે ધર્મ થાયછે તેવોજ ધર્મ આ એકાદશીના વ્રતથી થાયછે. કાયિક, વાચિક અને માનસિક પાપો આ વ્રત કરવાથી નષ્ટ થાયછે. જે માણસ સમર્થ છતાં પ્રબોધિની એકાદશીનું વ્રત નથી કરતો તે દુઃખી અવસ્થાને પામેછે. કાર્તિકમાસમાં હમેશાં શાસ્ત્રપુરાણવગેરે ધાર્મિક ગ્રંથોનું શ્રવણ કરવું આવશ્યક છે તથા આ એકાદશીનું વ્રત પણ આવશ્યક છે. તે દિવસે બ્રાહ્મમુહૂર્તમાં ઉઠી દંતધાવનપૂર્વક નદીમાં, તળાવમાં, કૂપમાં અથવા ઘર આગળ સ્નાન કરી નિત્યકર્મ કરી લઈ કેશવ વિષ્ણુની પૂજા કરવી, કથાનું શ્રવણ કરવું અને હાથ જોડી સંકલ્પ કરવો કે ભગવન્! ઉપવાસવગેરેથી આ વ્રત તથા જાગરણ કરી દ્વાદશીને દિવસે પારણા કરીશ. પછી આખો દિવસ ભગવત્સ્મરણ કરવું. અગથીઆના પુષ્પથી, બિલ્વપત્રોથી, તુલસીદલોથી કદંબનાં પુષ્પોથી, આંબાનાં પુષ્પોથી, ગુલાબનાં પુષ્પોથી, બોલસરીનાં પુષ્પોથી, આંબાનાં પુષ્પોથી, દૂર્વાથી અને બીજાં વિષ્ણુપ્રિય પુષ્પોથી તથા ચંદન વગેરે ઉપચારોથી કેશવભગવાનનું પૂજન કરવું. દર્શન, સ્પર્શ, ધ્યાન, કીર્તન, નમસ્કાર, સ્તુતિ, રોપણ, સેવન અને પૂજન એ પ્રમાણે તુલસીની નવપ્રકારની ભક્તિથી મોક્ષ મળેછે. જે ઘરને આંગણે તુલસી વાવેલી હોય તે ઘર તીર્થની પેઠે પવિત્ર છે. એ પ્રમાણે એકાદશીને દિવસે વ્રત નિયમ પૂજન તથા જાગરણ કરી દ્વાદશીને દિવસે નિત્યકર્મ તથા વિષ્ણુપૂજન વગેરે કરી બ્રાહ્મણોને જમાડી દીન અનાથ વગેરેને અન્ન આપી વ્રત નારાયણને અર્પણ કરવું. ત્યાર પછી ચાતુર્માસમાં જે જે નિયમો લીધેલા હોય તેઓની

સમાપ્તિ આ પ્રમાણે કરવી. ચોમાસાના ચાર માસ સુધી જેણે નક્તભોજન કર્યું હોય તે યથાશક્તિ બ્રહ્મભોજન કરાવવાથી, અયાચિતભોજન કરનાર સુવર્ણસહિત વૃષભના દાનથી, અડદનો ત્યાગ કરનાર સુવર્ણસહિત ગોદાનથી, આમળાથી હમેશા સ્નાન કરનાર દહિના તથા મધના દાનથી, ફળભક્ષણનો ત્યાગ કરનાર જે ફળ છોડી આપ્યુ હોય તેના દક્ષિણાસહિત દાનથી, તૈલભક્ષણનો ત્યાગ કરનાર ઘીના દાનથી તથા ઘીનો ત્યાગ કરનાર દુધના દાનથી, ધાન્યોનો ત્યાગ કરનાર ચોખાનું દાન દેવાથી, પૃથ્વીઉપર શયન કરનાર શય્યાનું દાન કરવાથી, પત્રાવલીમા ભોજન કરનાર ઘીથી ભરેલા પાત્રના દાનથી. વાણી બંધ કરી જમનાર સુવર્ણ તિલ તથા દક્ષિણા સહિત ઘંટાના દાનથી, ઘી તેલવગરના અન્નનુ ભક્ષણ કરનાર ઘૃતપ્લુત અન્નથી અને દંપતીને ભોજન આપવાથી, પંચકેશ રાખનાર દર્પણના દાનથી, પગરખા નહિ પહેરનાર પગરખાના દાનથી, લવણ (મીઠું) નો ત્યાગ કરનાર શર્કરાના દાનથી, હમેશા વિષ્ણુના મંદિરમાં દીપદાન કરનાર તામ્રપાત્ર વા સુવર્ણપાત્ર, સોનાની વાટ તથા વ્રતથી પૂર્ણ કરી બ્રાહ્મણને દેવાથી અને એકાંતરોપવાસ કરનાર જળથી ભરેલા, વસ્ત્રથી શણગારેલા અને સુવર્ણથી યુક્ત આઠ ઘડાઓનાં દાન દેવાથી, પોતાના વ્રતની સંપૂર્ણતાને પામેછે. અશક્ત હોય તેણે યથાશક્તિ દાન દઇ બ્રાહ્મણ પાસે પોતાના વ્રતની સમાપ્તિ કહેવરાવવી. તેથી પણ વ્રતપૂર્ત્તિ થાયછે. એ પ્રમાણે ચોમાસાના ચાર માસના નિયમોને સંપૂર્ણ કરી પારણા કરવી. આવી રીતે જે મનુષ્ય પ્રબોધિની એકાદશીનું વ્રત શ્રદ્ધાથી કરેછે, તે અક્ષય શુભ ફળને પામેછે તથા દેહાંતે વૈકુંઠગતિને પામેછે. જે લીધેલા વ્રતની સમાપ્તિ નહિ કરી વ્રતને છોડી દેછે તે મહા પાપને પામેછે. માટે તેમ કરવું નહિ એ પ્રમાણે કાર્તિકમાસના શુક્લપક્ષની "પ્રબોધિની" એકાદશીનું વ્રત તથા માહાત્મ્ય કહેલું છે. તેના શ્રવણથી, પાઠથી તથા વ્યાખ્યાનથી ગોદાનનું ફળ થાયછે. આ કથા સ્કંદપુરાણમા કહેલી છે.

---

## ઉત્પત્તિ એકાદશી.

સુતપુરાણી શૌનકવગેરે ઋષિઓને કહેછે કે યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને પુછયું કે ભગવન્! એકાદશીના વ્રતથી શું ફળ થાયછે તથા એકા-

દશીની ઉત્પત્તિ શી રીતિથી થઇ છે તથા તેના વ્રતનો પ્રકાર કેવો છે તે કૃપા કરી કહો. શ્રીકૃષ્ણ કહેછે કે રાજન્ ! પૂર્વે સત્યયુગમાં મુરનામનો દૈત્ય હતો તે મહા પરાક્રમી હોવાથી તથા ક્રૂર હોવાથી સર્વ દેવોને જીતી લઇ ત્રૈલોક્યનું રાજ્ય કરતો હતો. રાજ્યભ્રષ્ટ થયેલા દેવો મહાદેવજી સાથે ક્ષીરસાગરમા પોઢેલા વિષ્ણુને શરણે ગયા. ત્યાં જઇ ઘણી સ્તુતિ કરી પોતાનું દુઃખ જણાવ્યુ. દેવોનું વચન સાંભળી વિષ્ણુએ પૂછયું કે તે દૈત્ય કોનો પુત્ર છે? ઇંદ્રે કહ્યું કે ભગવન્ ! તે નાડીજંઘ નામના દૈત્યનો પુત્ર છે અને ચંદ્રવતી નગરીમાં રહેછે. તેને યુદ્ધમા કોઇપણ પહોંચે તેમ નથી માટે આપવગર અમારૂ રક્ષણ બીજો કરે તેમ નથી. ત્યારે દેવોને સાથે લઈ વિષ્ણુ મુરદૈત્યસાથે યુદ્ધ કરવા આવ્યા. હજાર વર્ષપર્યંત યુદ્ધ કર્યા છતાં પણ દૈત્યનો પરાજ્ય થયો નહિ. શ્રાંત થયેલા વિષ્ણુ ત્યાંથી નીકળી જઇ બદરિકાશ્રમમાં હૈમવતીનામની ગુફા છે તેમા જઇ નિદ્રાવશ થયા. પાછળથી વિષ્ણુને શોધતો તે દુષ્ટ દૈત્ય તે ગુફામાં આવ્યો તેવામાં વિષ્ણુના અંગમાંથી એક કન્યા ઉત્પન્ન થઇ, કે જે દિવ્ય શસ્ત્રાસ્ત્રોને ધરનારી અને મહા બળવાળી હતી, તેણે દૈત્યની સામે એવું યુદ્ધ મચાવ્યું કે જેથી દૈત્ય થોડીવારમાંજ કાયર થઈ મૃત્યુ પામ્યો. નિદ્રામાંથી જાગર્તિમાં આવેલા વિષ્ણુએ પૂછયું કે દેવિ ! કોઇથી પણ પરાભવ ન પામે એવા આ દૈત્યને કોણે માર્યો ? દેવીએ કહ્યું કે ભગવન્ ! હુ આપના તેજમાંથીજ ઉત્પન્ન થયેલી છુ, મે આ દૈત્યને માર્યો છે. વિષ્ણુએ પ્રસન્ન થઇ કહ્યું કે હું પ્રસન્ન થયોછું માટે વર માગો દેવીએ કહ્યું. કે મને સ્થાન તથા નામ આપો અને મારો પ્રતાપ વધારો કે જેથી તમારા શરણમાં રહી લોકોને પાપબંધમાંથી મુક્ત કરૂં. વિષ્ણુ બોલ્યા કે તમો તિથિઓમાં એકાદશીની અધિષ્ઠાત્રી દેવી થશો. તમારૂ એકાદશી એ સામાન્ય નામ થઇ ઉત્પત્તિવગેરે વિશેષ નામો થશે. જે પ્રાણી ઉપવાસ, ફળાહાર, નક્તભોજન અને એકભુક્ત વગેરે કરી એકાદશીનું વ્રત કરશે તેને હું સર્વ પાપોમાંથી મુક્ત કરી વૈકુંઠની ગતિ આપીશ. એ પ્રમાણે કહી વિષ્ણુ અંતર્હિત થયા. ત્યારથી જગતમાં એકાદશીનું વ્રત પ્રસિદ્ધ થયું. આ વ્રતમ વૈષ્ણવ અને સ્માર્ત્ત અર્થવા શિવભક્તના જુદા મતથી જે નિર્ણય થાય તે ઘણો વિસ્તીર્ણ હોવાથી અહીં લખેલો નથી. જેમ કાળી ગાયના તથ ધોળા ગાયના દુધમાં અંતર નથી તેમ બન્ને પક્ષની એકાદશીમાં અંત

નથી. દશમીને દિવસે એકવાર નક્તભોજન કરવું, બ્રહ્મચર્ય પાળવું અને એકાદશીને દિવસે પ્રાતઃકાલે તીર્થમાં, નદીમાં, સરોવરમાં, વાપીમાં, કૂપમાં અને છેવટ ઘરઆગળ પવિત્ર જળથી સ્નાન કરી નિત્યકર્મ કરી વિષ્ણુની પૂજા કરી વ્રતનો શક્તિપ્રમાણે સંકલ્પ કરી નીચ, પાખંડી, નાસ્તિક અને ભગવત્દ્વેષી લોકો સાથે ભાષણ પણ કરવું નહિ. સત્ય વચન, અહિંસા અને બ્રહ્મચર્યવગેરે નિયમો પાળી પાદપૂજામાં દિવસ વ્યતીત કરવો. રાત્રિનું જાગરણ કરી કથાશ્રવણ કરવું. દ્વાદશીને દિવસે નિત્યકર્મ કરી બ્રાહ્મણભોજન કરાવી દાનદક્ષિણા આપી પોતાને પારણા કરવી. કુરૂક્ષેત્રમાં સૂર્યગ્રહણ સમયે દાનપુણ્યથી, વ્યતીપાત તથા સંક્રાંતિવગેરે પર્વોમાં કરેલા સુવર્ણવગેરેના દાનથી, હમેશાં લક્ષ બ્રાહ્મણભોજન કરાવવાથી, અશ્વમેધ વગેરે યજ્ઞો કરવાથી, સહસ્ત્ર ગોદાન કરવાથી, વિદ્યાદાનથી તથા તેવાં પુણ્યોથી જે ફળ થાયછે તેથી સહસ્ત્રગણું ફળ એકાદશીના વ્રતથી થાયછે. આ એકાદશીના વ્રતમાં જે સામાન્ય નિયમો છે તેજ સર્વમાં છે. આ કથા ભવિષ્યોત્તર પુરાણમાં છે. એકાદશીનું વ્રત જેમ પુરાણધર્મશાસ્ત્રોક્ત હોવાથી અવસ્ય કર્ત્તવ્ય છે તે પ્રમાણે આયુર્વેદના સિદ્ધાંતપ્રમાણે પણ એક પક્ષમાં એક દિવસ ઉપવાસ કરવામાં આવે તો અજીર્ણાદિ દોષોની નિવૃત્તિ થવાથી શરીર સંરક્ષણ માટે પણ અવશ્ય કર્ત્તવ્ય છે. ધર્મશાસ્ત્રની આજ્ઞા અને આયુર્વેદની આજ્ઞા ઘણે અંશે ઐક્યતાવાળી છે.

---

## પદ્મિની એકાદશી.

યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને પુછ્યું કે હે જનાર્દન! અધિકમાસ કે જે પુરૂષોત્તમમાસ એ નામથી પ્રસિદ્ધ છે તેના શુકલપક્ષની એકાદશીનું નામ વ્રત, વિધિ તથા ફળ શું છે? તે કૃપા કરી કહો. શ્રીકૃષ્ણ કહેછે કે પુરૂષોત્તમમાસના શુકલપક્ષની એકાદશીનું પદ્મિની એવું નામ છે અને તેનો હું (પુરૂષોત્તમ) દેવતા છું. તેના ઉપવાસયુક્ત વ્રતથી વૈકુંઠની ગતિ મળેછે. આ વિષય પૂર્વે બ્રહ્માએ નારદમુનિને કહ્યો છે. દશમીને દિવસે એકાદશીના વ્રતનો આરંભ થાયછે. તે દિવસે કાંસ્યપાત્ર, અડદ, મસુર, ચણા, કોદ્રવ, શાક, મધુ અને પરાન્ન એઓના ત્યાગ કરવો. હવિષ્યાન્ન તથા ક્ષાર લવણવગરનું એકવાર ભોજન કરવું પૃથ્વી ઉપર સવું અને

પાળવું. એકાદશીને દિવસે પ્રાત કાળમાં ઉઠી નિત્ય કૃત્યો કરી લઇ ગોમયથી, મૃત્તિકાથી તથા આમલાના ચૂર્ણથી તેતે મંત્રો ભણી કોઇ તીર્થમાં સ્નાન કરવું, વરૂણદેવતાક મંત્રોનો જપ કરવો, શુદ્ધ વસ્ત્ર ધરી વિષ્ણુની પૂજા કરવી તથા અધિકાર હોય તો સંધ્યોપાસન કરવું. શક્તિપ્રમાણે સુવર્ણની રાધાકૃષ્ણની મૂર્તિનું કુંભ ઉપર પૂર્ણ પાત્રમાં સ્થાપન કરી તથા ઉમા મહેશ્વરની સુવર્ણમય મૂર્તિનું સ્થાપન કરી યથામિલિત ઉપચારોથી પૂજન કરવું. અનેક પ્રકારના ઉત્તમ ધૂપ, દીપ તથા નૈવેદ્યો અર્પણ કરવાં. નૃત્ય, ગીત તથા વાદિત્રોથી ભગવાન્ આગળ ઉત્સવ કરવો. મુખ્યતાથી ઉપવાસ અથવા દુધના પાનથી વ્રત કરવું. રાત્રિમાં ચારે પ્રહરોમાં અનુક્રમે નારિકેલ, શ્રીફળ (બિલ્વફળ) બીજોરૂ અને પૂગીફળ તથા નારંગીથી અર્ધ્યપ્રદાનપૂર્વક પૂજન તથા ઉત્સવ કરવો તથા ભગવદ્ભજન કરી રાત્રિનું જાગરણ કરવું. સૂર્યોદય થાય ત્યારે તીર્થવગેરે જલાશયમાં સ્નાન કરી પુનઃ પૂજન કરી વ્રતની સમાપ્તિમાં બ્રાહ્મણોને જમાડવા તથા સ્થાપનાદિ ઉપસ્કર સુપાત્ર બ્રાહ્મણને દેવો એ પ્રમાણે કરી પારણા કરી વ્રતની પૂર્તિ કરવી. આ વિષયમાં એક જુનો ઇતિહાસ આ પ્રમાણે છે.

પૂર્વે ત્રેતાયુગમાં માહિષ્મતી નામની નગરીમાં કૃતવીર્ય રાજા રાજ્ય કરતા હતા તેની એકહજાર સ્ત્રીઓ હતી. છતાં પણ પુત્ર નહતો તેથી તે ઉદેશ પરમ મંત્રીને રાજ્યધુરા સોંપી તપ કરવા ગયા. મુખ્ય પટરાણી સતી પદ્મિની પણ તેની પાછળ ગઇ. ગંધમાદન પર્વતની તળેટીમાં તે રાજાએ પુત્રની ઇચ્છાથી દશહજાર વર્ષો સુધી તપ કર્યું તોપણ પરમેશ્વર પ્રસન્ન ન થયા ત્યારે રાણીને એક દિવસે મહા સતી અનસૂયાનાં દર્શન થયાં એટલે તેના ચરણમાં પડી તેણે પોતાનો તથા પતિનો સર્વ વૃત્તાંત કહ્યો ત્યારે દયાર્દ્ર અંતઃકરણવાળાં અનસૂયા સતીએ આ પુરૂષોત્તમમાસની પદ્મિની એકાદશીના વ્રતનો ઉપદેશ કર્યો. તે પ્રમાણે રાણીએ તથા રાજાએ તે એકાદશીનું યથાર્થ વ્રત કર્યું તેથી વિષ્ણુ ગરૂડ ઉપર ચડી દર્શન દેવા પધાર્યા અને કહ્યું કે હે રાજન્! જે માગવું હોય તે માગો, કારણ કે તમે બન્ને જણાએ મને અત્યંત પ્રિય એવા પુરૂષોત્તમ માસની પદ્મિની એકાદશીનું વ્રત કર્યું છે તેથી હું પ્રસન્ન થયો છું. પ્રભુનું વચન સાંભળી રાજાએ "દેવોથી, મનુષ્યોથી, નાગોથી, દૈત્યોથી અને રાક્ષસોથી જીતી શકાય નહિ એવો અપૂર્વ બળવાન પુત્ર આપો" એવી માગણી કરી. તથાસ્તુ કહી વિ-

પણ અંતર્હિત થયા. રાજા ઘણે કાળે પુત્રનુ વરદાન લઈ સતી રાણીની સાથે પોતાના રાજ્યમાં આવ્યા પદ્મિની રાણીમા સહસ્રાર્જુન નામનો પુત્ર રાજાને ત્યા આવ્યો. તે વિષ્ણુના વરથી સર્વને જીતી ચક્રવર્તી થયો. તેણે એક દિવસે લંકાધિપતિ રાવણને પકડી કેદમાં નાખ્યો હતો ત્યારે પુલસ્ય મુનિએ સમજાવી રાવણને છોડાવ્યો હતો. રાવણ કે જે સર્વ દેવોને જીતનાર હતો તેને પણ કેદ પકડનાર સહસ્રાર્જુન રાજાનુ અલૌકિક સામર્થ્ય થયુ તે આ પદ્મિનીએકાદશીના વ્રતનોજ પ્રભાવ સમજવો. એ પ્રમાણે જે મનુષ્ય આ અધિકમાસની એકાદશીનું વ્રત શ્રદ્ધા અને ભક્તિથી કરેછે તે અભીષ્ટ સુખને પામેછે.

---

# પરમા એકાદશી.

યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણને પૂછ્યું કે હે જગત્પતે! અધિકમાસના કૃષ્ણપક્ષની એકાદશીનું નામ વ્રત તથા ફળ વગેરે મહિમા કહો શ્રીકૃષ્ણ કહેછે કે રાજન્! પુરુષોત્તમમાસના કૃષ્ણપક્ષની પરમા એવા નામની એકાદશી છે. તે અત્યત પવિત્ર છે તથા પાપોના રાશિને હરનારી છે તેનુ વ્રત શુકલપક્ષની પદ્મિની એકાદશી પ્રમાણેજ કરવાનું છે. તે દિવસ નારાયણદેવનું પૂજન કરવું અને પરમ શ્રદ્ધાથી હરિભજન કરવાનુ છે. આ વ્રતના પ્રભાવમાં એક જુનો ઇતિહાસ આ પ્રમાણે છે કે પૂર્વે કાંપિલ્ય નામના નગરમાં સુમેધા નામનો એક પરમ ધાર્મિક બ્રાહ્મણ હતો તેની પવિત્રા નામની સતી પત્ની હતી. તે બ્રાહ્મણ પૂર્વદૃષ્ટિ યોગથી ધનધાન્યવગેરેની સપત્તિવગરનો હતો તેથી ઘણા લોકો પાસે યાચના કરતો પણ કોઇ અભીષ્ટ વસ્તુને પામતો નહિ. અત્યંત ક્લેશથી નિર્વાહ ચલાવતો હતો છતાં પણ ઉત્તમ કુળની તેની સ્ત્રી પરમેશ્વરની પેઠે પતિની સેવા કરતી હતી. કોઇ સુપાત્ર અતિથિ આવી ચડે ત્યારે પોતે ઉપવાસ કરીને પણ તેને ભોજન આપતી હતી અને હું ક્ષુધિત છુ એમ જણાવતી પણ ન હતી ઘરમાં અમુક પદાર્થ નથી એ પ્રમાણે કદી કોઇ દિવસ પતિને ઉદ્વેગયુક્ત કરતી નહિ. એક દિવસ પોતાના ભાગ્યની નિંદા કરતો તે બ્રાહ્મણ સ્ત્રીને કહેવા લાગ્યો કે પ્રિયે! કોઈ ઉપાયથી ધનનો લાભ થતો નથી માટે હવે શુ કરવું? હવે તો રજા આપો તો પરદેશમા જાઉં. ઉદ્યોગવગર ભાગ્યની

ખબર પડી શકતી નથી. પતિનું વચન સાંભળી અશ્રુધારાયુક્ત નેત્રોવાળી તે સ્ત્રીએ હાથ જોડીને કહ્યું કે ભગવન્! આપ તો વિદ્વાન છો તોપણ વિપત્તિમાં બુદ્ધિમાનને પણ વ્યામોહ થઇ જાયછે તેથી કહુંછું કે પ્રાણી જે કંઇ લાભાલાભને પામેછે તે પૂર્વજન્મકૃત શુભાશુભ કર્મોના પરિપાકથીજ પામેછે. પૂર્વકાળમાં આપેલ ધન, વિદ્યા અને કન્યા ઉત્તરકાળમાં દાતાને મળેછે. આપ્યાવગર મળતું નથી એ સિદ્ધાંત છે. પૂર્વજન્મમાં મેં તથા આપે કોઇને કંઇ આપ્યું નથી તેથીજ આપણે આ જન્મમાં સંપત્તિવગરનાં છીએ. પૂર્વ અદષ્ટપ્રમાણે વિધાતાએ જે અક્ષરો ભાલમાં લખ્યા છે તેઓને અન્યથા કરવા કોણ સમર્થ છે? હે પ્રભો! તમારા વગર એક ક્ષણ માત્ર પણ હું રહીશ નહિ, વળી વિશ્વંભર તો જ્યાં જશો ત્યાં આપનાર એકજ છે. જો કર્મનો શુભ પરિપાક હશે તો વગર યત્નેજ કોઇ માર્ગે હાથ આવી જશે. એ પ્રમાણે પત્નીનાં વચનોનું શ્રવણ કરી તે બ્રાહ્મણ સંજ રહ્યો. એ સમયમાં મહર્ષિ કૌડિન્યમુનિ ત્યાં આવ્યા. તેને દેખી બ્રાહ્મણે અભ્યુત્થાનાદિ સત્કાર કર્યો તથા ભોજન કરાવ્યું. ત્યાર પછી બ્રાહ્મણની પત્નીએ કહ્યું કે મહર્ષે! દારિદ્રયનો ક્ષય થાય એવો કોઈ માર્ગ બતાવો, મારા પતિ ધનમાટે પરદેશ જવા તૈયાર થયા છે પણ મે કેટલાંએક સહેતુક વચનોથી અટકાવ્યા છે, ત્યાતો મારા સદ્ભાગ્યથી આપના દર્શન થયા. હવે હું જાણુંછું કે અમારા કષ્ટને નષ્ટ થવાનો સમય આવ્યો છે. દંપતીની ઉપર કૃપા કરી કૌડિન્યમુનિએ કહ્યું કે તમે પુરૂષોત્તમ માસના કૃષ્ણપક્ષની પરમાએકાદશીનું વ્રત કરો તેથી સર્વ અભીષ્ટ કાર્ય થશે. આ વ્રત પૂર્વે કુબેરજીએ કર્યું હતું તેથી પ્રસન્ન થયેલા મહાદેવજીએ તેને ધનોના સ્વામી કર્યા છે તેમજ હરિશ્ચંદ્રરાજાએ પણ કર્યું હતું તેથી તે વિપત્તિને તર્યા હતા તે માટે તે વ્રત તમે કરો. એ પ્રમાણે કહી કૌડિન્ય મુનિએ તેનો વિધિ કહ્યો તથા પુરૂષોત્તમમાસની એકાદશીથી છેલ્લા પાંચ દિવસોનુ વ્રત પણ કહ્યું. જે મનુષ્ય પાંચે દિવસ ઉપવાસ કરે તે પોતાના પિતૃઓ સહિત વૈકુંઠમા જાયછે, એક ભુક્ત કરે તે સ્વર્ગમાં જાયછે, બ્રહ્મભોજ કરાવે તે સર્વદા તૃપ્ત રહેછે, જલભૃત કુંભનુ દાન કરે તેના દેવ પિતૃઓ તૃપ્ત થાયછે. તિલપાત્રનું દાન કરે તે તિલની સંખ્યા પ્રમાણે વર્ષોસુધી સ્વર્ગમા વસેછે. ઘૃતપાત્રનું દાન કરે તે ભોગ ભોગવી સૂર્યલોકની ગતિને પામેછે. અને બ્રહ્મચર્ય પાળે તે ઉત્તમ સ્ત્રીઓને પામેછે. એ પ્રમાણે વ્રત-

વિધિ કહી મુનિ અંતર્હિત થયા પછી તે બ્રાહ્મણે સ્ત્રી સાથે વ્રત કર્યું તેના પ્રભાવથી એક દિવસ ઇશ્વિરે પ્રેરણા કરાયેલી બુદ્ધિવાળો રાજાનો પુત્ર બ્રાહ્મણને સામે મળ્યો. બ્રાહ્મણે આશીર્વાદ આપ્યો તેથી તેના ઉપર પ્રસન્ન થઈ નવીન ઘર વસ્ત્રો ધનધાન્યો તથા એક ગામ એ સઘળુ તે બ્રાહ્મણને આપ્યું તેથી તે બ્રાહ્મણ દારિદ્રયથી મુક્ત થઇ મોહોટી સંપત્તિવાળો થયો. એ પ્રમાણે જે કોઇ વ્રત કરેછે તેને પ્રભુ સર્વ સુખો આપેછે આ એકાદશીનું વ્રત સર્વ તીર્થોની યાત્રાનું, ગયા શ્રાદ્ધનું તથા યજ્ઞોનું ફળ આપેછે. જેમ દેવોમાં ઇંદ્ર, ચતુષ્પદોમા ગાય તથા દાનમાં અન્નદાન ઉત્તમ છે તેમ માસોમાં પુરૂષોત્તમમાસ તથા વ્રતોમા એકાદશી ઉત્તમ છે તેથી તે અવશ્ય કર્ત્તવ્ય છે.



# વ્રતોનું પરિશિષ્ટ.



## સોમવતી અમાવાસ્યા.



જે તે માસની અમાવાસ્યાને દિવસે સોમવાર હોય તો તે સોમવતી અમાવાસ્યા કહેવાય છે. એવો યોગ તુરત આવતો નથી તેથી તે દુર્લભ છે. તેમાં શ્રાદ્ધ કરવાથી ઘણું પુણ્ય થાયછે એવું શંખમુનિનું વચન છે તે દિવસે ગંગા, પુષ્કર, કપિલ તથા બીજાં ઉત્તમ તીર્થો સર્વ નદીઓમાં નિવાસ કરેછે. સોમવારનો અમાવાસ્યા સાથે, રવિવારનો સપ્તમી સાથે, મંગળવારનો ચોથની સાથે અને બુધવારનો આઠમની સાથે કૃષ્ણપક્ષમાં યોગ થાય તો તે સૂર્યગ્રહણ સમાન ગણાયછે તેઓમાં સ્નાન, દાન, જપ તથા હોમ વગેરે જે કાંઈ કરવામાં આવેછે તેનું અક્ષય ફળ થાયછે.

સોમવતી અમાવાસ્યાને દિવસે પોતાના અધિકારપ્રમાણે વૈદિક કે તાંત્રિક પૂજન કરવી. તેમાં પ્રથમ પુરૂષ હોય તો આ પ્રમાણે સંકલ્પ કરવો કે પુત્ર પૌત્રાદિ શુભ ફળોની પ્રાપ્તિનેમાટે હું પીપળાના મૂળમાં લક્ષ્મીસહિત વિષ્ણુનું, શિવનું, બ્રહ્માનું અને તેના અંગ રૂપે અમાવાસ્યાનું, સોમનું તથા પીપળાનું પૂજન કરીશ. સ્ત્રી હોય તો તેણે સંકલ્પમાં " વિ-

ધવાપણું ન થાય તે માટે" એટલું વિશેષ બોલવું. પછી જમણા હાથમાં રત્ન, કંઈ ધાતુ અથવા ફળ લઇ પીપળાને એકસો આઠ પ્રદક્ષિણા કરવી. વાયનનું દાન દેવું તથા કથાનું શ્રવણ કરવું.

મહાભારતના યુદ્ધ પછી બાણશય્યામાં બિરાજેલા ભીષ્મપિતામહને યુધિષ્ઠિરરાજાએ પૂછ્યું કે ભગવન્! કૌરવોનાં કુકૃત્યોથી કોપેલા ભીમ તથા અર્જુનના શસ્ત્રપ્રહારોથી આપણું કુલ નષ્ટ થયું છે. તેને લીધે મને આ ચક્રવર્તીપણું પણ ગમતું નથી. જીવવું પણ અણગમાવાળુ થઇ પડયું છે. વળી અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી ઉત્તરાનો ગર્ભ પણ દગ્ધપ્રાય થયો છે. માટે હવે મારો વંશ વિચ્છેદ ન પામે તેવુ કોઇ વ્રત કહો. ભીષ્મ બોલ્યા કે રાજા! સાંભળો. જ્યારે સોમવાર અને અમાવાસ્યાનો યોગ થાય ત્યારે તે અમાવાસ્યા સોમવતી અમાવાસ્યા કહેવાયછે. તે દિવસે પીપળાને મૂળે લક્ષ્મીસહિત વિષ્ણુનું, રૂદ્રનું, બ્રહ્માનું, ચદ્રનું, અને અમાવાસ્યાનું પૂજન કરી પીપળાને એકસોને આઠ પ્રદક્ષિણા દેવી. પ્રત્યેક પ્રદક્ષિણા પૂરી થતાં મૂળપાસે ફળવગેરે કંઇપણ મૂકવુ અને છેવટ તે સુપાત્ર બ્રાહ્મણોને દેવું. તે દિવસે ઉપવાસ કરવો, તે ન બની શકે તો ફલાહાર અથવા એકભુક્ત કે નક્તભોજન કરવુ, અને બ્રાહ્મણોને ભોજન કરાવવું.

પૂર્વે કાંચીનગરમાં રત્નસેનરાજાના સમયમાં દેવસ્વામીનામનો બ્રાહ્મણ હતો. તેને પોતાની ધનવતીનામની સ્ત્રીથી સાત પુત્રો થયા હતા તથા ગુણવતી નામે એક કન્યા થઇ હતી. પુત્રોનો વિવાહ થઇ ગયો હતો પણ પુત્રીનો વિવાહ નહોતો થયો. કોઇ વખતે તેને ત્યાં કોઇ તપસ્વી બ્રાહ્મણ ભિક્ષા લેવા આવ્યો ત્યારે સાતે પુત્રોની સ્ત્રીઓ તથા ગુણવતીએ તેને ભિક્ષા આપી, એટલે તે બ્રાહ્મણે સાતે પુત્રવધૂઓને આશીર્વાદ આપતાં કહ્યુ કે, સૌભાગ્યવાળી રહેજો અને ગુણવતીને આશીર્વાદમાં એમ કહ્યું કે ધર્માચરણ કરનારી થજે. આ સાંભળી ધનવતીએ તે બ્રાહ્મણને પૂછ્યું કે "સૌભાગ્યવતી થજે" એવો આશીર્વાદ આ કન્યાને કેમ ન આપ્યો? બ્રાહ્મણે જવાબ આપ્યો કે તમે પૂછ્યું એટલે મારે કહેવું પડે છે કે હું એ શબ્દો વિચારીનેજ બોલ્યો છું. તમારી પુત્રીને વિવાહમાં સપ્તપદી નામની ક્રિયા થતી વખતેજ વૈધવ્ય પ્રાપ્ત થવાનું છે અને વિધવાને એવોજ આશીર્વાદ આપવો જોઇએ.

ધનવતીએ પ્રણામ કરી

ઉપાય જાણતા હો તો કહો. બ્રાહ્મણ બોલ્યો કે ઉપાય અશક્ય જેવો છે તોપણ કહુંછું કે સિંહલદ્વીપમાં સોમાનામની એક ધોબણ રહેછે તે જો તમારે ઘેર આવે તો આ તમારી પુત્રીનું વૈધવ્ય દૂર થાય. આમ કહી તે બ્રાહ્મણ ચાલી નિકળ્યો.

ધનવતીએ સર્વ પુત્રોને બોલાવીને કહ્યું કે આ તમારી બેહેનને વૈધવ્યરૂપ દાવાનળમાથી બચાવવાને માટે સિંહલદ્વીપમાં જઈ સોમા નામની ધોબણને બોલાવી લાવો. તમારામાંથી જે અમારૂં માન જાળવવાને પોતાનો ધર્મ સમજતો હોય તેણે આ ગુણવતીને પોતાની સાથે ત્યાં તેડી જવી અને આ કાર્ય પાર પાડવું જોઇએ. માતાનું વચન સાંભળી છ પુત્રોએ જવાબ આપ્યો કે એક પુત્રીને માટે તમે અમને મોટા જોખમમાં ઉતારવા માગોછો, તે અમારાથી બને તેમ નથી. કારણ કે વચમાં સો યોજનનો સમુદ્ર છે. આ સાંભળી દેવસ્વામી બોલ્યો કે અરે ! સાત સાત પુત્રો છતાં હું તો અપુત્રજ રહ્યો. મારે કોઇની જરૂર નથી. પુત્રીને માટે સિંહલદ્વીપમાં હુંજ જઇશ. પિતાના આ વચનો સાંભળી સૌથી નાહાના અને વિચારશીલ પુત્ર શિવસ્વામીએ વિચાર કર્યો કે પિતાનો અભિપ્રાય સમજી જઇનેજ તેનું કાર્ય કરી આપનારો પુત્ર ઉત્તમ ગણાયછે, પિતાની આજ્ઞા થયા પછી તે કાર્ય કરે તે મધ્યમ કહેવાયછે, પિતાના કહેવા પછી અણગમો બતાવી કાર્ય કરે તે અધમ કહેવાય અને પિતાના કહ્યા છતાં પણ છેવટ કહેલું કાર્ય ન કરે તે પુત્ર નહિ પણ પિતાના મળરૂપજ ગણાયછે. વળી પિતા જીવતા હોય ત્યાંસુધી તેની આજ્ઞાપ્રમાણે ચાલે, પિતાના સ્વર્ગવાસ પછી તેની ક્ષયાતિથિને દિવસે શ્રાદ્ધપૂર્વક ઘણા સુપાત્ર બ્રાહ્મણોને જમાડે અને ગયાજીમાં જઇ પિંડદાન કરે. એ ત્રણ કાર્યો કરવાથી પુત્રનું પુત્રપણું સફળ થાયછે. માટે ગમે તેમ થાય, ગમે તેવું કષ્ટ પડે અથવા છેવટ શરીર ન રહે તો પણ મારે પિતાશ્રીની આજ્ઞાપ્રમાણે કરવુંજ જોઇએ. એમ નિશ્ચય કરી તે માતાપિતાની આજ્ઞાને માથે ચડાવી બેહેનની સાથે સિંહલદ્વીપતરફ ચાલતો થયો.

શિવસ્વામી સિંહલદ્વીપતરફ રવાના થઈ કેટલેક દિવસે સમુદ્રને કિનારે પહોંચ્યો. સમુદ્રને જોઇ વિચારમાં પડ્યો કે પેલે પાર શીરીતે જવું ? આ વિચારમાંને વિચારમાં ગતિ પડી અને તે ત્યાં એક વડના ઝાડ નીચે બેઠો. થોડી વાર થઇ ત્યાં એક ગૃધ્રપક્ષી ચારો લઇ એ વૃક્ષમાં રહેલાં પોતાનાં

બચ્ચાંઓ પાસે આવી કહેવા લાગ્યો કે લ્યો આ આહાર કરો. બચ્ચાં બોલ્યાં કે નીચેના ભાગમાં આ બાઈ બેહેન ભૂખ્યાં બેઠાં છે અને આપણાથી આહાર કેમ થાય ? જેને ઘેર આવેલો અતિથિ નિરાશ થાય તે ઘરવાળાનું પુણ્ય અતિથિને જાયછે અને અતિથિનું પાપ ઘરવાળાને ચોંટેછે, એવું ધર્મશાસ્ત્રનું વચન છે. બચ્ચાંઓનાં આવાં ધાર્મિક વચનો સાંભળી તે ગૃધ્ર પક્ષી ખુશી થયો અને શિવસ્વામીપાસે આવી સત્કાર કરી બોલ્યો કે કેમ આવવું પડ્યું છે ? શિવસ્વામીએ સઘળી હકીકત કહી સંભળાવી. ગૃધ્ર પક્ષીએ કહ્યું કે કંઇ ફિકર કરશો નહિ. અત્યારે મારે ત્યાં આહાર કરો. સવાર થતા હું તમો બન્નેને સિંહલદ્વીપમાં પહોંચાડીશ. ગૃધ્રના કહેવાથી શિવસ્વામીને ધીરજ આવી અને પછી આહાર કરી તે બન્ને બાઇબેહેન ત્યાં નિદ્રાવશ થયાં. સવાર પડતાં ગૃધ્ર પક્ષીએ તે બન્નેને ઉચકી સમુદ્રને પેલે પાર સિંહલદ્વીપમાં પહોંચાડયાં.

શિવસ્વામી અને ગુણવતી સિંહલદ્વીપમાં પહોંચ્યાં એટલે તેઓએ સોમા ધોબણનું ઘર ખોળી કહાડ્યું અને પછી તેઓ ગુપ્ત રીતે હમેશાં તેના ઘર આગળના ભાગને સ્વચ્છ કરી ગોમયથી લીંપી સુશોભિત કરવા લાગ્યાં. આ પ્રમાણે થતું જોઇ વિસ્મય પામેલી સોમાએ પોતાના દીકરાની વહુઓને પુછ્યું કે આ કામ કોણ કરે છે ! પણ તે સઘળીઓએ પોતાનું અજાણપણું બતાવ્યું. ત્યારે પછી સોમાએ છુપી રીતે તપાસ કરવા માંડ્યો. તો એક દિવસે આ બાઇ બેહેનને તે કામ કરતાં જોયાં. તુરત પાસે જઈ તેણે પૂછ્યું કે તમો કોણ છો ? શિવસ્વામીએ સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. સોમા બોલી કે અરે ! તમે બ્રાહ્મણ છતાં મારા ઘરનું દાસત્વ કર્યું તેથી મારી શી ગતિ થશે ? હવે બસ કરો. ચાલો, હું તમારે ઘેર આવુંછું. આમ કહી ઘરની ભલામણ પોતાના દીકરાની વહુઓને આપી તથા "મારી ગેરહાજરીમાં અહીં કોઈ મરણ પામે તો તેના શરીરને બાળશો નહિ પણ મારા આવતાં સુધી સુગંધ દ્રવ્યોમાં સાચવી રાખજો." એમ પણ તેઓને સમજાવી શિવસ્વામી તથા ગુણવતી સહિત તે સમુદ્રને કિનારે આવી આકાશ માર્ગે કાંચી નગરમાં આવી પહોંચી.

ધનવતી અને દેવસ્વામીએ સોમાનો ઘણો સત્કાર કર્યો અને પછી ઉજ્જયિનીથી રૂદ્રશર્મા નામના બ્રાહ્મણને બોલાવી સારા મુહૂર્તમાં વિધિ પ્રમાણે ગુણવતીનો વિવાહ કરવામાં આવ્યો. એમાં લાજાહોમની ક્રિયા પૂરી

થઇ અને સપ્તપદીની ક્રિયા થવા લાગી કે રૂદ્રશર્મા અચાનક ચકરી ખાઈ પડી ગયો અને મરણ પામ્યો. જબરો કોલાહલ થઇ રહ્યો. આ વખતે સોમાએ પોતે કરેલ સોમવતી અમાવાસ્યાના વ્રતનું પુણ્ય આપ્યું કે તુરત રૂદ્રશર્મા જીવતો થયો. લોકો અતિ આશ્ચર્ય પામ્યા અને પછી સોમા સૌની રજા લઇ પોતાના ઘર તરફ ચાલતી થઈ.

સોમાએ આ તરફ રૂદ્રશર્માને જીવતો કર્યો એ અરસામાં સોમાના પુત્રો, પતિ અને જમાઇ મૃત્યુ પામ્યા. સોમાને માર્ગમાં સોમવતી અમાવાસ્યાનો દિવસ આવ્યો. તે દિવસે એક વૃદ્ધ સ્ત્રી રૂની પોટલી માથે લઇ તેને મળી કહેવા લાગી કે પુત્રી ! હું બહુ દબાયેલી છું. મારા માથાપરનો આ બોજો નીચે ઉતરાવ. સોમા બોલી કે ગમે તેમ હોય, પણ આજ સોમવતી અમાવાસ્યા છે માટે હું રૂનો સ્પર્શ નહિ કરૂં. એમ કહી તે આગળ ચાલી. તેટલામાં વળી એક બીજી ડોસી મળી કે જેનાપર વૃક્ષોનાં મૂળનો બોજો હતો. તેણે પણ તે ઉતરાવવા કહ્યું. " સોમવતી અમાવાસ્યા હોવાથી હું મૂળનો સ્પર્શ નથી કરતી " એમ કહી તેનો તે બોજો ઉતાર્યા વગરજ આગળ ચાલતી થઇ. એક નદીના કિનારાપર સુંદર પીપળાનું વૃક્ષ હતું ત્યાં આવી. અહીં તેણે નદીમાં સ્નાન કર્યું અને વિધિ સહિત તે વૃક્ષનું પૂજન કરી નદીમાંથી એકસો આઠ પાંચીકા વીણી તેનાથી તેને એકસો આઠ પ્રદક્ષિણા દીધી. તેના પ્રભાવથી તેને ઘેર તેના પુત્રો, પતિ અને જમાઇ એ સૌ જીવતા થયા. સોમા જ્યારે ઘેર આવી અને આ સઘળો બનાવ તેના જાણવામાં આવ્યો ત્યારે તે બહુ આશ્ચર્ય પામી, અને સોમવતી અમાવાસ્યાના ચમત્કારિક ફળની તેને ખાત્રી થઇ. તેની પુત્રવધૂઓએ તેને પૂછયું કે તમારી ગેરહાજરીમાં તમારા પતિપુત્રો તથા જમાઇ મરણ કેમ પામ્યા તથા પાછા જીવતા શાથી થયા ? સોમાએ જવાબ આપ્યો કે બ્રાહ્મણના જમાઇને જીવતો કરવામાં મારૂં અગાઉનું સોમવતી અમાવાસ્યાના વ્રતનું પુણ્ય ખર્ચાઇ ગયું હતું તેને લીધે તેઓ મરણ પામ્યા તથા તે પછી માર્ગમાં તે વ્રતપુણ્યનો જે સંચય થયો તેના પ્રભાવથી તેઓ જીવતા થયા. આમ કહી પછી તેણે સૌને સર્વદા તે વ્રત કરવાનો ઉપદેશ કર્યો. તેના પ્રભાવથી તેઓ સૌ આ લોકમાં સંપૂર્ણ સુખી થયાં અને અંતે મોક્ષ પામ્યાં.

ભીષ્મપિતામહ બોલ્યા કે યુધિષ્ઠિર ! તમે પણ ઉત્તરાપાસે આ વ્રત

કરાવો. તેના પુણ્યથી ઉત્તરાનો ગર્ભ સજીવ રહેશે અને સઘળા ઉપદ્રવો નાશ પામશે. યુધિષ્ઠિરે તેમજ કર્યું અને પરિણામમાં ઉત્તરાના ઉદરથી પરીક્ષિત જેવા પુણ્યશાળી અને પ્રતાપી પૃથ્વીપતિનો જન્મ થયો.

આ વ્રતના ઉદ્યાપનમાં સર્વતોભદ્ર મંડળ ભરી કુંભનું સ્થાપન કરી ત્યાં સુવર્ણથી બનાવેલું પીંપળાનું વૃક્ષ, પંચરત્નમય તેની પીઠ તથા વિષ્ણુ, લક્ષ્મી, બ્રહ્મા તથા શિવ એઓની સુવર્ણની મૂર્તિઓ એ સઘળાનું પણ સ્થાપન કરવું, અને તેઓની ષોડશોપચારથી પૂજા કરવી. પછી અગ્નિમાં પીપળાની સમિધોથી, તલથી અને ઘીથી અષ્ટોત્તર શત આહુતિઓ આપી ગોદાન દેવું તથા બાર સુવાસિની સ્ત્રીઓને અન્ન, વસ્ત્ર તથા સુવર્ણનું દાન દેવું તથા બાર બ્રાહ્મણોને ઘૃતયુક્ત પાયસાન્ન જમાડવું. આ વ્રત બાર વર્ષ પર્યંત કરવાનું છે. ઉદ્યાપન આદિમાં, મધ્યમાં કે છેવટ ગમે ત્યારે થઇ શકે છે. ઉપસ્કર સઘળો કર્મ કરાવનાર આચાર્યને દેવો અને વ્રતની સંપૂર્ણતા તેના મુખથી કહેવરાવવી. આ કથા ભવિષ્યોત્તર પુરાણમાં છે.

---

# સોમવાર વ્રત.

સોમવારના વ્રતની ઇતિકર્ત્તવ્યતા કથાઉપરથી જણાયછે. મહાદેવજી પાર્વતીને કહેછે કે આ માયામય સંસારમાં પણ શિવભક્તિ કરનાર તથા સોમવારનું વ્રત કરનાર મનુષ્ય આપત્તિઓમાંથી મુક્ત થઇ અખંડ સુખને પામે છે. આ વ્રતનો આરંભ શ્રાવણમાસમાં, ચૈત્ર માસમાં, વૈશાખ માસમાં, કાર્તિક માસમાં અને માર્ગશીર્ષ માસમાં થાયછે. શુકલપક્ષમાં ઉપર કહેલા માસના પ્રથમ સોમવારે પ્રાતઃકાલમાં સ્નાનાદિ નિત્ય કર્મ કરી મહાદેવનું ધ્યાન કરી વ્રતનો સંકલ્પ કરી ઉપવાસ કરવો. શિવપૂજન કરવું. બ્રહ્મચારી, ગૃહસ્થ, પતિવાળી સ્ત્રી, વિધવા તથા કન્યાવગેરે મનુષ્યે આ વ્રત કરવાનું છે. આ વ્રતના પ્રભાવવિષે પૂર્વનો ઇતિહાસ કહુંછું તેનું શ્રવણ કરો. પૂર્વે આર્યાવર્ત્ત દેશમાં ધર્માત્મા ચિત્રધર્માનામનો એક રાજા હતો કે જે ધર્મમર્યાદાનો રક્ષક, અધર્મનો ભક્ષક, તસ્કરોનો કાલ, સદાચારીનો આધાર, યજ્ઞોનો કર્ત્તા અને પાખંડનો હર્ત્તા હતો. તેને અનુકૂલ ઘણી સ્ત્રીઓ છતાં પણ પુત્રનું સુખ ન હતું માત્ર એક પુત્રી હતી તેના ભાવિફલને જાણવા માટે રાજાએ એક દિવસ જ્યોતિર્વેત્તા પંડિતોને બોલાવી જન્મગ્રહો ઉપરથી પ્રશ્ન કરતાં એક બ્રાહ્મણે કહ્યું કે આ તમારી પુત્રી કે જેનું સીમંતિની એવું

નામ છે. તે ઉમા જેવી માંગલ્યવતી, દમયંતી જેવી રૂપાળી, સરસ્વતી જેવી વિદુષી, લક્ષ્મી જેવી ગુણવાળી અને સીતા જેવી સતી થશે. દશહજાર વર્ષ સુધી પતિ સાથે સુખ ભોગવશે. રાજાએ તેવું પ્રિયફલ સાંભલી તેનું વસ્ત્રાલંકારોથી પૂજન કર્યું તેવામાં એક ભાટક બોલો જેથી બોલી ઉઠયો કે રાજન્! હું મારા જ્ઞાનથી કહું છું કે આ તમારી પુત્રી ચૌદમે વર્ષે વિધવા થશે. વજ્જેવું તેનું વચન સાંભળી રાજા ઘણી ચિંતામાં પડયો પણ ભાવિ ઉપર આધાર રાખી કાર્યમાં પ્રવૃત્ત થયો. સીમંતિનીએ પણ કર્ણાકર્ણિથી પોતાનું ભાવી વૈધવ્ય જાણી યોગીયાજ્ઞવલ્ક્યના પત્ની મૈત્રેયીને શરણે જઇ પૂછ્યું કે ભગવતિ! સૌભાગ્યને અખંડિત રાખે એવું વ્રત કહો. મૈત્રેયીએ કહ્યું કે તું પરમશ્રદ્ધાથી મૃત્યુંજય સદાશિવની પ્રસન્નતામાટે એક વર્ષસુધી સોમવારનું વ્રત કર છેવટ ઉદ્યાપનમાં સાંબ સદાશિવનું સુવર્ણમૂર્તિમાં આવાહન કરી રૂપાના વૃષભઉપર તેને સ્થાપી કલશઉપર બિરાજીત કરી લિંગતોભદ્રમંડલ ભરી તેનું યથાશાસ્ત્ર પૂજનાદિ કરી અષ્ટોત્તરશત ઘૃતનો, તિલનો, અને ચરૂનો હોમ કરવો, અને બ્રહ્મભોજ કરવો. એ પ્રમાણે કરવાથી મનોરથ પરિપૂર્ણ થાયછે, સદાશિવઉપર અભિષેક કરવાથી પાપનો ક્ષય થાયછે. સદાશિવના પીઠની પૂજાથી સામ્રાજ્ય મળેછે, ચંદન પૂજાથી સૌભાગ્ય મળેછે, અક્ષત ચઢાવવાથી આયુષ્યવૃદ્ધિ થાયછે, ધૂપ કરવાથી શરીરમા સૌગંધ્ય થાયછે, દીપપ્રદાનથી કાંતિ થાયછે, નૈવેદ્ય દેવાથી મોહોટા ભોગની પ્રાપ્તિ થાયછે, તાંબૂલ દેવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાયછે, નમસ્કાર કરવાથી ધર્માદિ પુરૂષાર્થોની પ્રાપ્તિ થાયછે પંચાક્ષર મંત્રના જપથી આઠ સિદ્ધિઓની પ્રાપ્તિ થાયછે, હોમથી સર્વ સુખોની પ્રાપ્તિ થાયછે અને જિતેંદ્રિય બ્રાહ્મણોને ભોજન દેવાથી સર્વ દેવોને સંતોષ થાયછે. આ પ્રમાણે સોમવારનું વ્રત કરવાથી આપત્તિઓના નાશપૂર્વક અભીષ્ટ સિદ્ધિ થાયછે. મૈત્રેયીનાં આવાં વચનો સાંભળી તે રાજપુત્રીએ એ વ્રત કરવા માંડ્યું.

કેટલાક વખત પછી ચિત્રવર્મા રાજાએ નલ રાજાના પૌત્ર ચંદ્રાંગદને બોલાવીને તેની સાથે પોતાની પુત્રી સીમંતિનીનો વિવાહ કર્યો. વિવાહ થયા પછી ચંદ્રાંગદ પોતાના સસરાના આગ્રહથી કેટલાએક દિવસો સુધી ત્યાંજ રહ્યો. એક દિવસે તે યમુના નદીમાં વહાણમાં બેસી વિહાર કરતો હતો તેટલામાં વહાણ ડૂબી ગયું અને તેની સાથે ચંદ્રાંગદ પણ જળમાં અદૃશ્ય થયો. આ ખબર શહેરમાં પહોચતાં મોહોટો હાહાકાર વર્તી રહ્યો,

રાજા પોતે શોકસાગરમાં ડૂબી ગયો અને સીમંતિની મૂર્છા ખાઇ પૃથ્વીપર પડી ગઇ. સંજ્ઞા પ્રાપ્ત થતાં તે પોતાના પતિ પાછળ બળી મરવા તૈયાર થઇ પણ રાજાએ તેને મુશ્કેલીથી અટકાવી. સીમંતિની વૈધવ્ય પામ્યા પછી પણ સોમવારનું વ્રત તો હમેશાની માફક કરવા લાગી.

આ તરફ યમુનાના જળમાં અદૃશ્ય થયેલો ચંદ્રાંગદ જલક્રીડામાટે આવેલી નાગકન્યાઓના ખેંચી જવાથી પાતાળમાં પહોંચ્યો. ત્યાંના નાગદેવો તેને તક્ષકની સભામાં તેડી ગયા અને તે વખતે તક્ષકના પૂછવાથી તેણે પોતાની હકીકત કહી સંભળાવી. તક્ષકે તેનું આશ્વાસન કરતાં કહ્યું કે કંઇપણ ભય રાખીશ નહિ, તું કયા દેવનું આરાધન કરેછે? ચંદ્રાંગદે જવાબ આપ્યો કે હું સર્વેશ્વર શ્રીમહેશ્વરનું આરાધન કરનાર છું. એ સાંભળી પ્રસન્ન થયેલા તક્ષકે તેને રત્નો, આભરણો તથા બેસવામાટે એક સારો ઘોડો અને કેટલાએક અનુચરો આપી રજા દેતાં તે, એ સઘળું લઇ યમુનાના જળમાંથી બહાર નિકળ્યો, વિધવા વેષવાળી સીમંતિની પોતાની સખીઓસહિત એ વખતે ત્યાં સ્નાન કરવા માટે આવી હતી. તે ચંદ્રાંગદને આવી રીતે જોઇ વિસ્મય પામી. ચંદ્રાંગદે પૂછયું કે તમે કોણ? કોની પુત્રી અને કોની પત્ની છો? તથા આમ દુઃખી કેમ છો? અપાર શોકને લીધે પ્રત્યુત્તર દેવાને અસમર્થ સીમંતિની સખીએ તેને સઘળો વૃત્તાંત કહ્યો. તે સાંભળી ચંદ્રાંગદે સીમંતિનીને કહ્યું કે મેં તમારા પતિને જોયો છે, હું તેનો મિત્ર છું. તમારા વ્રતના પ્રભાવથી તે કુશળ છે અને તે તત્કાળ તમારૂં દુઃખ મટાડશે. આ વાત જો હું ખોટી કહેતો હોઉં તો મને શિવજીના ચરણના શપથ છે, હાલમાં તમારે ક્યાંય આ વાત પ્રસિદ્ધ કરવી નહિ. ચંદ્રાંગદે આમ કહ્યા છતાં સીમંતિની તો તેને જાણી ગઇ. તરતજ તે વાત તેણીએ પોતાના પિતાની પાસે પહોંચાડી અને તેના પિતાએ ખાત્રી કરી સામૈયાંની ધામધૂમથી ચંદ્રાંગદને ગામમાં લાવી આવશ્યક કર્તવ્ય સંસ્કારો કરાવી પુત્રી અને જમાઇને તેમના દેશ તરફ વિદાય કર્યાં અને સર્વ લોકોમાં અતિશય આનંદ વર્તી રહ્યો. સોમવારના વ્રતનો આવો અપૂર્વ અને અદ્ભુત પ્રભાવ લોકોમાં જાણીતો થયો અને સીમંતિનીને મૈત્રેયીનાં વચનોપર દૃઢ શ્રદ્ધા થઇ. પોતાના દેશમાં ગયા પછી પણ સીમંતિનીએ જીવિતપર્યંત તે વ્રત કર્યું. તેને આઠ પુત્રો થયા અને અંતે તે બન્નેપુરૂષ કૈલાસને પામ્યાં. આ વ્રત ચૌદ વર્ષ પર્યંત કરી તેનું ઉ૦

કરવું; શ્રાવણ, કાર્તિક, જ્યેષ્ઠ, વૈશાખ કે માર્ગશીર્ષમાં સોમવારને દિવસે સ્નાનાદિ કરી કામક્રોધાદિનો ત્યાગ કરી સુંદર મંડપમાં લિંગતોભદ્ર મંડલ અથવા સર્વતોભદ્ર મંડલ ભરી મધ્યમા કુંભનું સ્થાપન કરી પૂર્ણ પાત્રમાં રૂપાના વૃષભ ઉપર ઉમા મહેશ્વરની સુવર્ણમય મૂર્તિનું સ્થાપન કરવું. પછી આચાર્ય વગેરે ચૌદ બ્રાહ્મણોનું વરણ કરી તેઓનુ પૂજન કરવું. અને આચાર્યની આજ્ઞા પ્રમાણે ઉમા મહેશ્વરનું ષોડશોપચાર પૂજન કરવું. બ્રાહ્મણો પાસે શિવ પંચાક્ષર મંત્રનો જપ કરાવવો તથા ખાખરાનાં સમિધ, યવ, વ્રીહિ, તિલ અને ઘૃતવડે ત્ર્યંબકમંત્ર અને ગૌરીમંત્ર એ બન્નેમાં પ્રત્યેકથી એકસોઆઠ આહુતિઓ અગ્નિમાં આપવી. છેવટ સ્વિષ્ટકૃત હોમ અને પૂર્ણાહુતિ કરી ગુરૂનું પૂજન કરવું પછી સ્થાપિત દેવોનું વિસર્જન કરી સર્વ ઉપરકર આચાર્યને દેવો. ગોદાન, સુવર્ણદાન તથા વસ્ત્રદાન કરવાં અને બ્રાહ્મણોને ભોજન કરાવવું તથા દીન અને અનાથોને પણ ભોજન કરાવવું. શિવાલયમાં દીપમાળા ભરાવવી અને ગીત નૃત્યાદિથી મોહોટો ઉત્સવ કરી વ્રત શ્રી શિવજીને અર્પણ કરવું અને છેલ્લે પોતે પોતાનાં ઇષ્ટજનો સાથે ભોજન કરવું. ઉદ્યાપનવગર વ્રત પૂર્ણ થયું ગણાતું નથી માટે આદિમાં, મધ્યમાં કે સમાપ્તિમાં ગમે ત્યારે પણ ઉદ્યાપન કરવું આવશ્યક છે.

આ સોમવારવ્રતની કથા શ્રી સ્કંદપુરાણમાં છે.

સોમવારવ્રતનો વિશેષ મહિમા આ પ્રમાણે પણ છે કે કોઇ ગંધર્વરાજે ગોયગમુનિને પૂછયું કે ભગવન્! સોમવારના વ્રતનો મહિમા કહો. મુનિએ કહ્યું કે સોમવારનું વ્રત સર્વ રોગોનો નાશ કરનાર તથા સર્વ શ્રેષ્ઠ ઇચ્છાઓને પરિપૂર્ણ કરનાર છે. એ વ્રતનો આરંભ ગમે તે માસના શુકલપક્ષના સોમવારથી થઇ શકેછે. દક્ષના શાપથી જ્યારે ચંદ્રને ક્ષયરોગ થયો હતો ત્યારે તેણે પ્રભાસક્ષેત્રમાં જઇ તપશ્ચર્યાપૂર્વક સોમવારનું વ્રત કર્યું હતું તેથી પ્રસન્ન થયેલા શ્રી સદાશિવે તેને વરદાન મગવાનું કહેતાં તેણે માગ્યું કે મારા ક્ષયરોગની નિવૃત્તિ થાય અને મેં અહીં સ્થાપેલું આ શિવલિંગ સદા મારા નામથી પ્રસિદ્ધ રહે. "એમજ થશે" એમ કહી મહાદેવ ત્યાંથી ગયા અને ચંદ્ર પણ તે સોમનાથ નામના શિવલિંગને પ્રણામ કરી પોતાના લોકમાં ગયા. એ સોમનાથ પ્રભાસપાટણમાં જ્યોતિર્લિંગ ગણાયછે. સત્યભામાના પુત્ર સાંબે જ્યારે સ્ત્રીનો વેષ ધરી પિંડારક ક્ષેત્રમાં મુનિઓની મશ્કરી કરી ત્યારે તે મુનિઓએ યાદવકુળના નાશનો શાપ આપ્યો તેથી

દ્વારકામાં ઘણા ઉત્પાતો થવા લાગ્યા. તેની શાંતિને માટે શ્રીકૃષ્ણે પ્રભાસની યાત્રા કરવાની જરૂર જણાવી હતી. એ પ્રભાસક્ષેત્રમાં સોમવારનું વ્રત કરી અહીં સ્થાપેલ શિવલિંગ તેજ સોમનાથ છે.

સોમવારનું વ્રત કરનારે આરંભમાં બ્રાહ્મ મુહૂર્ત્તે શયન છોડી દંતધાવનપૂર્વક સ્નાનાદિ કર્મ કરી પવિત્ર ગોમયોપલિપ્ત પ્રદેશમાં કુંભસ્થાપન કરી તેમાં પંચપલ્લવ મૂકી, તેને શ્વેત વસ્ત્રથી આવેષ્ટિત કરી તે ઉપર પૂર્ણ પાત્રમાં સાંબ સોમનાથ શિવની સુવર્ણમય મૂર્ત્તિને સ્થાપવી, અને તેનું ષોડશોપચાર પૂજન કરવું. વિઘ્નેશ્વરવગેરે પરિવાર દેવોનું પણ પૂજન કરવું. નૈવેદ્ય ધરવું, બીજોરાથી અર્ઘ દેવો તથા હોમ કરવો. રાત્રિએ પ્રદોષપૂજન કરી દર્ભશય્યાપર બેસી સોમનાથનું ભજન કરવું. એ પ્રમાણે પહેલા સોમવારના વ્રતથી કુષ્ઠ રોગનો નાશ થાયછે. બીજે સોમવારે કરંજનું દાતણ કરવું, જ્યેષ્ઠા નક્ષત્ર, ચંદ્ર તથા સદાશિવનું શતપત્ર કમલોથી પૂજન કરવું, કેવળ મધનું પ્રાશન કરવું, નારંગીથી અર્ઘ દેવો અને બાકીનું સઘળું પ્રથમના સોમવારની પેઠે કરવું. એ પ્રમાણે બીજા સોમવારનું વ્રત કરવાથી લક્ષ ગોદાનનું ફળ થાયછે. ત્રીજે સોમવારે ચડનું દાતણ કરવું, જાઇનાં પુષ્પોથી રૌદ્રી શક્તિયુક્ત સદાશિવનું પૂજન કરવું, રાત્રિએ કેવળ ગોમૂત્રનું પાન કરવું. શુદ્ધ ભક્ષ્યભોજ્યનું નૈવેદ્ય દેવું, બાકીનું કર્ત્તવ્ય પૂર્વની પેઠે કરવું. એથી કોટિ યજ્ઞનું ફળ મળેછે. ચોથે સોમવારે અઘેડાનું દાતણ કરવું, પ્રદોષસમયે પૂજન કરવું, ક્ષીર શર્કરા તથા દાડિમનું નૈવેદ્ય દેવું અને દધિનું પ્રાશન કરી રાત્રિનું દર્ભશય્યાઉપર જાગરણ કરવું. એ પ્રમાણે કરવાથી દશહજાર યજ્ઞોનું ફળ થાયછે. પાંચમે સોમવારે પીપળાનું દાતણ કરવું, એક રૂદ્ર મહાદેવનું પૂજન કરવું. દહીં ભાતનું અને કૂષ્માંડ ફળનું નૈવેદ્ય દેવું, કેવળ ઘૃતનું પ્રાશન કરવું અને આચાર્યનું પૂજન કરવું. એ પ્રમાણે કરવાથી સાતે જન્મનાં મહાપાપો પણ નષ્ટ થાયછે. છઠ્ઠે સોમવારે નગોડનું દાતણ કરવું, ત્રિમૂર્ત્તિ મહાદેવનું રક્ત પુષ્પોથી પૂજન કરવું, કલાવિકરિણી દેવીનું પૂજન કરવું, ફળો તથા મંડકનું નૈવેદ્ય ધરવું, એક વખત કુશનું જળ પીને રહેવું અને ગીત નૃત્ય સાથે જાગરણ કરવું. એ પ્રમાણે કરવાથી ષડબ્દ પ્રાયશ્ચિત્ત કરવાનું ફળ થાયછે. સાતમે સોમવારે પીંપળનું દાતણ કરવું, કોમળ બિલ્વપત્રોથી શ્રીકંઠ મહાદેવનું પૂજન કરવું, બલપ્રમથિની દેવીનું પૂજન કરવું, નાળિકે-

રથી યુક્ત અનેક જાતનાં ભક્ષ્યભોજ્યોનું નૈવેદ્ય દેવું અને એકવાર કેવળ દૂધ પીને રહેવું. એ પ્રમાણે કરવાથી સપ્તસાગર દાનનું ફળ મળેછે. આઠમે સોમવારે ખેરનું દાતણ કરવું, સર્વભૂતદમ નામના મહાદેવનું સુગંધિ પુષ્પોથી તથા યક્ષકર્દમ ચંદનથી પૂજન કરવું, કદલીફળ વગેરે ભક્ષ્યભોજ્યનું નૈવેદ્ય દેવું, રાત્રિએ જરા ગોમયનું પ્રાશન કરવું અને જાગરણ કરવું. એ કરવાથી ગંગાસ્નાનનું તથા સૂર્યગ્રહણ હોય ત્યારે કુરૂક્ષેત્રમાં દશહજાર ભાર સુવર્ણનું દાન દેવાનું ફળ મળેછે. નવમો સોમવાર આવે ત્યારે ઉદ્યાપન કરવું. તેમા ચાર દ્વારોવાળો અને ધ્વજાપતાકાઓથી સુશોભિત મંડપ કરી મધ્યવેદીમાં તંદુલોથી અષ્ટદલ કમળ આલેખવું. આઠે દિશાઓમાં સુવર્ણસહિત આઠ કળશોનું સ્થાપન કરવું. વસ્ત્ર, અલંકાર, છત્ર, ચામર, દર્પણ દીવો, ચંદરવો અને ઉપસ્કર સહિત શય્યા એ પણ મૂકવું. અષ્ટદલમા વામાવગેરે શક્તિઓનું પૂર્વાદિ દિશાથી સ્થાપન કરવું, મધ્ય કર્ણિકામાં શ્રીસોમનાથનું તથા પ્રસન્નાદેવીની મૂર્તિનું સ્થાપન કરવું અને હોમપાત્ર વગેરેમાં મધ ભરી તે ઉપર ત્રિકોણ કે ષટ્કોણ યંત્ર કરી તેની ઉપર સુવર્ણશય્યામાં બિરાજેલા સદાશિવનું પૂજન કરવું. દેવની સમીપમાં રાત્રિનું જાગરણ કરવું તથા પંચગવ્યનું પ્રાશન કરવું. વળતે દિવસે પ્રાતઃકાળે સ્નાનાદિ નિત્ય કર્મ કરી લઈ એક ગોદાન દેવું. નૈવેદ્યમાં ખાંડવાળી ખીર તથા ભક્ષ્યભોજ્ય પદાર્થો દેવા. હોમ કરવો, આઠ બ્રાહ્મણોનું વરણ કરી, પૂજન કરી તેઓને દક્ષિણાથી સંતુષ્ટ કરવા, આચાર્યને ઉપસ્કર દઇ પ્રસન્ન કરવા તથા છેવટ બ્રાહ્મણોને ભોજન કરાવી પોતે પોતાના ઈષ્ટજનો સાથે ભોજન કરવું.

આ પ્રમાણે સોમવારનું વ્રત કરવાથી સર્વ સુખો મળેછે અને વ્રત કરનારના વંશમાં કોઈ દુરાચારી, દરિદ્ર કે દરદી થતો નથી. આ કથા સ્કંદપુરાણમાં છે.

વિશેષ પ્રકાર આવો પણ છે કે-શ્રાવણમાં, ચૈત્રમાં, વૈશાખમાં, જ્યેષ્ઠમાં અથવા માર્ગશીર્ષમાં પ્રથમના સોમવારથી એકભુક્ત સોમવારનાં વ્રતનો આરંભ થાયછે. જ્યારે શ્રદ્ધા થાય ત્યારે એ વ્રત કરવામાં આચાર્યને અગ્રેસર કરી તે દિવસે સ્નાનાદિ નિત્યકર્મપૂર્વક શ્વેતપુષ્પો તથા કમલોવડે શ્રી સાંબસદાશિવનું પૂજન કરવું. પૂજન વખતે કામ ક્રોધાદિ શત્રુઓને દૂર રાખવા, ગુગળનો ધૂપ કરવો અને શિવપંચાક્ષર મંત્ર અથવા 'ત્ર્યંબક૦

મંત્રનો ઉચ્ચાર કરવો. પછી પ્રત્યંગ પૂજામાં शंकराय नमः । એમ કહી ચરણ સહિત જંઘાનું, शिवाय नमः । એમ કહી જાનુનું, शूलपाणये नमः । એમ કહી ગુલ્ફનું, शंभवे नमः । એમ કહી કટિનું, स्वयंभुवे नमः । એમ કહી ગુહ્યનું, महादेवाय नमः । એમ કહી નાભિનું, विश्वकर्त्रे नमः । એમ કહી ઉદરનું, सर्वतोमुखाय नमः । એમ કહી પાર્શ્વનું, स्थाणवे नमः । એમ કહી સ્તનનું, नीलकंठाय नमः । એમ કહી કંઠનું महात्मने नमः । એમ કહી મુખનું, त्रिनेत्राय नमः । એમ કહી નેત્રનું, नागभूषणाय नमः । એમ કહી મસ્તકનું અને देवाधिदेवाय नमः । એ મંત્ર બોલી સમગ્ર અંગનું પૂજન કરવું. તથા પછી એક વખત જમવું. એ પ્રમાણે એક વર્ષપર્યંત અથવા હમેશ સોમવારનું વ્રત કરવાથી સાતે જન્મોના પાપો નાશ પામે છે. આ વ્રતનો જે માસમાં આરંભ કર્યો હોય તે માસમાં તેનું ઉદ્યાપન કરવું. ઉદ્યાપનમાં લિંગતોભદ્ર મંડલ ભરી જલથી ભરેલા અને શ્વેત વસ્ત્ર વીંટેલા કુંભનું સ્થાપન કરી તે ઉપર શર્કરાથી ભરેલ પૂર્ણપાત્ર રાખી વચમાં સાંબશિવનું સ્થાપન કરવું અને યથામિલિત ઉપચારોથી પૂજન કરવું. શ્વેત પુષ્પોથી વિશેષ પૂજન કરવું. દર્પણ તથા શય્યા મંડલમાં મૂકવાં. ખાખરાની સમિધથી અષ્ટોત્તરશત હોમ કરવો તથા પૃષદાજ્યનો હોમ કરવો. યવનો, તિલનો અને ઘીનો પણ હોમ કરવો, આચાર્યનું પૂજન કરવું, શ્વેત અથવા કપિલા ગાયનું દાન દેવું, તેર બ્રાહ્મણોને ઇચ્છા ભોજન કરાવવું, તેર ઘંટાઓનું તથા તેર વાંશનાં પાત્રોનું દાન દેવું. અવશિષ્ટ કર્ત્તવ્ય સર્વ વ્રત સાધારણ છે. આ વ્રતથી પુત્ર, સૌભાગ્ય, રોગનાશ તથા સર્વ અભીષ્ટ સિદ્ધિ થાયછે.

આવી કથા પણ છે કે કોઈ વખતે કૈલાસમાં બિરાજેલા સદાશિવને કાર્તિકેયસ્વામિએ પૂછ્યું કે કોઇ ઉત્તમ વ્રત કહો મહાદેવ બોલ્યા કે સોમવારનું વ્રત સર્વ શ્રેષ્ઠ ફળોને દેનાર છે અને હું તેથી બહુ પ્રસન્ન થાઉંછું. જ્યારે ચૈત્રમાસમાં શુક્લપક્ષની સોમવારી અષ્ટમી હોય ત્યારથી આ વ્રતનો આરંભ થાયછે. એમાં પ્રાતઃકાળમાં કાળા તલ મસ્તક ઉપર મૂકી નાહી પવિત્ર થઇ આચાર્યને અગ્રેસર કરી પૂર્વાહ્ણમાં ઉમામહેશ્વરનું પૂજન કરવું, બ્રાહ્મણોને જમાડવા, શિવકથાનું શ્રવણ કરવું, રાત્રિએ દર્ભશય્યાઉપર સુવું અને બ્રહ્મચર્ય પાળવું. આવી રીતે આઠ સોમવારનું વ્રત કરી ઉદ્યાપન કરવું. માઘ, ફાગણ, ચૈત્ર, વૈશાખ કે જેઠ એ પાંચમાંથી હરકોઇ એક માસમાં

ઉદ્યાપન થઇ શકેછે. તેમાં યજમાનને માટે ચંદ્રબલ પણ જોવાની જરૂર છે. તે દિવસે સ્નાનાદિથી શુદ્ધ થઇ વેદશાસ્ત્રસંપન્ન એક બ્રાહ્મણને આચાર્ય રૂપે વરાવી ઉપવાસ કરી સાયંસંધ્યોપાસન પછી શિવાલયમાં, વિષ્ણુ મંદિરમાં કે પોતાને ઘેર પવિત્ર પ્રદેશમાં બે વેંત લાંબી પોહોળી અને આઠ આગળ ઉંચી એક વેદી કરવી. તે પર તંડુલથી સોળ પાંખડીનું કમળ આળેખવું. મંડપને વિચિત્ર રંગોથી, પતાકાઓથી, ધ્વજાઓથી અને ચંદ્રવા તથા તોરણોથી શોભાવી કમળના મધ્યપ્રદેશમાં ઘટનું સ્થાપન કરવું. ઘડાને શ્વેતવસ્ત્ર વીંટવું અને તેની ઉપર અક્ષતથી ભરેલ પૂર્ણપાત્ર મૂકવું. સુવર્ણમય ઉમામહેશ્વરનું પંચામૃતથી ષોડશોપચાર પૂજન કરી તેનું એ પાત્રમાં સ્થાપન કરવું. પૂર્વપત્રથી માંડી જળ, અગ્નિ, યજમાન, સૂર્ય, ચંદ્ર, વાયુ, પૃથ્વી, આકાશ, અનંત, સૂક્ષ્મ, શિવ, ત્રિનેત્ર, રૂદ્ર, ત્રિમૂર્ત્તિ, શ્રીકંઠ અને શિખંડમંડન એ સોળ નામવડે તે તે દેવનું આવાહનાદિ પૂજન કરવું અને તે પછી દિક્પાલોનું પૂજન કરવું. વેદીની નીચે સર્વતોભદ્ર મંડલ ભરવું તેમાં બ્રહ્માવગેરે દેવોનું યથાવિધિ પૂજન કરવું, રાત્રિનું જાગરણ કરવું અને સોમવારની કથા સાંભળવી. વળતે દિવસે હોમ કરી ગાયનું દાન દેવું, આચાર્યનો સત્કાર કરવો તથા સોળ બ્રાહ્મણોને ઇચ્છિભોજન કરાવવું. એ સોળ બ્રાહ્મણોનું અનુક્રમે સોમનાથ, ઈશાન, શંકર, ગિરિજાધવ, મહેશ, સર્વભૂતેશ, સ્મરારિ, ત્રિપુરાંતક, શિવ, પશુપતિ, શંભુ, ત્ર્યંબક, શશિશેખર, ગંગાધર, મહાદેવ અને વામદેવ એ નામોથી પૂજન કરવું, તથા તેઓને જલકુંભ, વસ્ત્ર, ઉપવીત, દક્ષિણા અને ફળો આપવાં. દેવોનું વિસર્જન કરી સર્વ ઉપરકર આચાર્યને દેવો અને છેવટ પોતે ભોજન કરવું. આ વ્રતથી પુત્ર, વિદ્યા, ધન, આરોગ્ય અને મુક્તિ મળેછે. આ કથા ભવિષ્યપુરાણમાં છે.

---

## મંગલવાર વ્રત.

મંગળવારને દિવસે સૂર્યોદયપહેલાંજ અઘેડાનું દાતણ કરી તલ તથા આમળાના ચૂર્ણના ઉદ્વર્તન પછી સ્નાન કરવું. ધોયેલું રાતું વસ્ત્ર પહેરવું તથા ઓઢવું અને ગુલાલ નાખેલ ગોમયથી લીંપેલી પૃથ્વીપર આસન નાખી તેપર બેસી કરજ તથા વ્યાધિના નાશના ઉદ્દેશવાળો સંકલ્પ કરી એકવીસ

કેહાનાળા મંત્રમાં અથવા સુવર્ણ મૂર્તિમાં સ્થાપેલા મંગલદેવનું પૂજન કરવું. પછી ત્રાંબાના પાત્રમાં જળ ભરી રક્ત તંદુલો, રક્ત પુષ્પો અને રક્તચંદન નાખી અગ્નિર્મૂર્દ્ધા૦ એ મંત્રથી એકસો અને આઠ અર્ઘો આપવા. રાતાં પુષ્પો તથા રાતાં વસ્ત્રો ધરનાર, શક્તિ અને શૂલને ધારણ કરનાર, ચાર ભુજાવાળા, મેષ ઉપર બેઠેલા, ભક્તોને વર દેનારા એ પૃથ્વીના પુત્ર મંગલદેવનું ધ્યાન કરવું. મૂલ મંત્રથી અથવા મંગલ ગાયત્રીથી ન્યાસ કરવા. પછી પ્રાર્થના કરવી કે મંગલ મારી શિખાનું રક્ષણ કરજો. તેમજ ભૂમિપુત્ર મસ્તકનું, ઋણહર્ત્તા લલાટનું, ધનપ્રદ ચક્ષુનું, સ્થિરાસન શ્રોત્રનું, મહાકાય નાસિકાનું સર્વ કામાવરોધક મુખ, દંત, ઓષ્ઠ અને જિહ્વાનું, લોહિત દાઢીનું, ભૂતિદ ઉદરનું, ભૂમિનંદન નાભિનું, અંગારક ગુહ્યનું, યમ ઊરૂનું, રોગાપહારક જાનુનું, વૃષ્ટિકર્ત્તા જંઘાનું, વૃષ્ટિહર્ત્તા ગુલ્ફનું અને સર્વકામફલપ્રદ પાદાંગુષ્ઠનું રક્ષણ કરજો. વળી શક્તિ પૂર્વતરફ, શૂલ દક્ષિણતરફ, ધનુષ પશ્ચિમતરફ, બાણઉત્તરતરફ, ષડાનન ઉપરની દિશામાં અને પૃથ્વી નીચેની દિશામાં મારી રક્ષા કરજો. એ પ્રમાણે અંગરક્ષણ કરીને પછી તેનું ષોડશોપચાર પૂજન કરવું, ઉપરનાં સોળ નામોમાં ફરીને લોહિત, લોહિતાક્ષ, સામગોપર કૃપા કરનાર, ધરાત્મજ તથા કુજ એ પાંચ નામો ઉમેરી કુલ એકવીશ નામોથી એકવીશ વખત નમસ્કાર કરવા. પછી ખેરના અંગારાથી પૃથ્વીપર ત્રણ રેખા કરી હે અંગારક ! મહીપુત્ર ! ભગવન્ ! ભક્તવત્સલ ! તમને નમસ્કાર કરૂંછું, મારા ઋણને અને કલેશને નષ્ટ કરી મને પુત્રાદિ સંપત્તિ આપો, એમ પ્રાર્થના કરી તે ત્રણ રેખાઓને ડાબા પગથી ભૂંસી નાખવી. ફરીને પ્રાર્થના કરવી કે ઉજ્જયિનીમાં ઉત્પન્ન થયેલ ભરદ્વાજ કુળમાં જન્મેલ સર્વશક્તિમાન્ મંગલ ! મારૂં કલ્યાણ કરજો. આ પછી વાયનનું દાન કરીને તલના કે ઘઉંના એકવીશ લાડુ ફળ તથા દક્ષિણાસહિત બ્રાહ્મણોને દેવા.

કથા આ પ્રમાણે છે કે, ગૌતમઋષિએ મંગલદેવને પૂછ્યું કે હે મંગલદેવ ! એવું વ્રત તથા પૂજનાદિ આરાધન કહો કે જેથી કરજ તથા આપત્તિનો નાશ થાય અને ધન પુત્ર વગેરે શુભ ફળોની પ્રાપ્તિ થાય. મંગલદેવ બોલ્યા કે ગૌતમ ! પૂર્વે અંગસહિત વેદોના અધ્યયનથી કૃતાર્થ સર્વજ્ઞ નામે બ્રાહ્મણ હતો, તેને સુનંદાનામે સ્ત્રી હતી. એ બ્રાહ્મણ વૃદ્ધ થયો ત્યાંસુધી પોતાને કાંઇ સંતાન ન થવાને લીધે કોઇ બીજા બ્રાહ્મ-

શુની પુત્રીને પોતાની પુત્રી કરી તેનું પોષણ કરવા લાગ્યો. એ કન્યાએ પૂર્વજન્મમાં વિધિપ્રમાણે મારૂ પૂજન કર્યું હતું તેથી તે કન્યાનાં આઠે અંગોમાંથી હમેશાં સુવર્ણ ઝરવા લાગ્યું. તેને લીધે સર્વજ્ઞ બહુ ધનાઢ્ય થયો અને ઘણે સમયે તે કોટિધ્વજ થઇ પૃથ્વીમાં પ્રખ્યાત થયો અને તેટલામાં તે કન્યા મોહોટી થતા તેણે કોઈ સોમેશ્વર નામના બ્રાહ્મણની સાથે તેનો વિવાહ કરી દીધો. સોમેશ્વર કેટલોક વખત ત્યાં રહી પોતાની સ્ત્રીને સાથે લઇ પોતાના દેશ તરફ જવા લાગ્યો ત્યાં વચમાં કોઇ નિર્જન પ્રદેશ આવતાં લુટારાઓએ સોમેશ્વરને મારી નાખ્યો અને સઘળું ધન લૂંટી તેઓ ચાલ્યા ગયા. સોમેશ્વરની સ્ત્રી પોતાના પતિની પાછળ સતી થવા તૈયાર થઇ પણ મેં ત્યાં હાજર થઇ તેને વરદાન લેવા કહ્યું. તે બોલી કે દેવ! જો તમે પ્રસન્ન થયા હો તો મારો પતિ જીવતો થાય. મેં તેના પતિને જીવતો કરી વિશેષ વરદાન લેવા કહ્યું ત્યારે તે વિપ્રપત્નીએ માગ્યું કે જેઓ મંગળવારને દિવસે રક્ત ચંદનથી અને રક્ત પુષ્પોથી તમારૂં પૂજન કરે અને તમારૂં વ્રત કરે તથા તમારી સ્તુતિભક્તિપૂર્વક દાનજપ કરે તેઓનાં કષ્ટો કપાઇ જાય અને તેઓને પૂર્ણ સંપત્તિ મળે એમ હું માગું છું. મેં કહ્યું કે તથાસ્તુ. જે મનુષ્ય માત્ર ગોધૂમથીજ અથવા શ્યામ અન્નથી એકભુક્ત વ્રત કરી જિતેંદ્રિયપણે ચારે દિશાઓમાં ઘીના દીવાઓ મૂકી મારૂં અર્ઘાદિ પૂજન કરશે તથા રાતા રંગના વૃષભનું અને સુવર્ણનું દાન દઈ એકવીશ મંગળવારનું વ્રત કરશે તેની ગ્રહજન્ય સમગ્ર પીડાઓ નાશ પામશે, તેમના ભૂતપ્રેતાદિકને લગતા સઘળા ઉપદ્રવો નષ્ટ થશે, તેઓ કરજમાંથી મુક્ત થશે તથા પુત્રફળને પામશે. આવી રીતે વરદાન દઈ હું અંતર્હિત થયો અને તે સ્ત્રી પોતાના પતિ સાથે પોતાના દેશમાં જઇ સુખસંપત્તિને પામી.

એકવીશ મંગળવારનાં વ્રત થયા પછી તેનું ઉદ્યાપન કરવું. તેમાં યજમાનના પંચમાંશરૂપ એક હાથ થાય તેવા આઠ હાથનો એક મંડપ કરવો, તેમાં વચમાં એક હાથનું સ્થંડિલ કરવું અને રક્ત તંદુલોથી મંગલદેવનું મંડલ ભરવું અને મંગલનાં ઉપર કહેલાં નામોથી પૂજન કરવું. મંડલમાં એકવીશ ખંડ કરવા, દરેક ખંડમાં ચાર ચાર દીવા અને એક એક કુંભ મૂકવો. કુંભને રાતાં વસ્ત્ર વીંટવાં તથા તેમાં સુવર્ણની મૂર્તિ મૂકવી. તેનું રક્તચંદન અને રક્તપુષ્પોથી પૂજન કરવું. તે પછી અગ્નિર્મૂર્ધા૦

એ મંત્રથી બોરની એકસોઆઠ સમિધોથી હોમ કરવો. દિક્પાલોના ઉદ્દેશથી હોમ તથા અંગપૂજા કરી એકવીસ બ્રાહ્મણોને ભોજન કરાવવું અને તેઓને કુંભ આપવા તથા આચાર્યને સર્વ ઉપકરણો સાથે એક ગાય આપવી. દીન તથા અનાથને ભોજન આપ્યા પછી પોતે ભોજન કરવું. આ પ્રમાણે ઉદ્યાપન કરવાથી દરિદ્રતાનો નાશ થઇ સંપત્તિ મળેછે. આ કથા પદ્મપુરાણમાં છે.

---

# વરદ લક્ષ્મીવ્રત.

શ્રાવણમાસના શુક્રવારે સ્નાનાદિ નિત્યકર્મ કરી વરદલક્ષ્મીની સુવર્ણમય મૂર્તિની આવાહનાદિ ઉપચારોથી પૂજા કરવી. વરદલક્ષ્મી, કમલવાસિની, પદ્માલયા, શ્રી, ઇંદિરા, હરિપ્રિયા, લોકધાત્રી, વિધાત્રી, ધાત્રી, સરસ્વતી, પદ્મનિધિ, માંગલી, ક્ષીરસાગરજા, શ્રીવરદલક્ષ્મી, અને શ્રીમહાકાલી એ પંદર નામોથી નમસ્કાર પૂર્વક અનુક્રમે ચરણ, ગુહ્ય, જંઘા, જાનુ, ઊરૂ, નાભિ, સ્તન, કંઠ, નાસિકા, મુખ, નેત્ર, કર્ણ, લલાટ, મસ્તક અને સર્વાંગ એ પંદર અંગોના ન્યાસ કરવા, બિલ્વપત્રો ચડાવવાં, દોરો લઇ તેની પૂજા કરી તે જમણે હાથે બાંધવો અને પકવાન્ન તથા દક્ષિણા સહિત પાંચ વાયનોનું દાન કરવું. તે બ્રાહ્મણ, યતિ, દેવી, બ્રહ્મચારી તથા સુવાસિની સ્ત્રી એઓને એક એક આપવું. છત્ર, ચામર, પગરખાં તથા અરીસાનું દાન પણ કરવું અને પછી કથાનું શ્રવણ કરવું.

સૂતપુરાણી શૌનકમુનિને કહેછે કે, એક દિવસે કૈલાસપર્વત ઉપર મહાદેવ તથા પાર્વતી પાશાથી રમતાં હતાં ત્યાં પાર્વતીએ કહ્યું કે ભગવન્! મેં તમોને જીત્યા છે. મહાદેવ બોલ્યા કે હું જીત્યો છુ. આમ પરસ્પર વિવાદ ચાલતાં ચિત્રનેમિનામનો કિંકર જે પાસે બેઠો હતો તેને પૂછતાં તે જુઠી રીતે મહાદેવજીના પક્ષમાં બોલ્યો. કોપ પામેલાં પાર્વતીએ તેને શાપ આપ્યો કે તું અસત્ય વચન બોલ્યો માટે તને કોઢ થશે. મહાદેવ બોલ્યા કે ચિત્રનેમિને શાપમુક્ત કરો. પાર્વતીએ કહ્યું કે જ્યારે રમ્યસરોવરમાં સ્વર્ગની અપ્સરાઓ વરદલક્ષ્મીના વ્રતને માટે સ્નાન કરવા આવશે ત્યારે તેઓને જોઈ ચિત્રનેમિ પણ વરદલક્ષ્મીનું વ્રત કરશે એટલે તે શાપથી છુટશે.

પાર્વતીના શાપથી કોઢરોગવાળો થઇ પૃથ્વીપર પડેલો ચિત્રનેમિ કોઇ વખતે એક સરોવરના કિનારાપર વરદલક્ષ્મીના વ્રતને દિવસે સ્નાનને માટે

આવેલી અપ્સરાઓને જોઇ તેની પાસે ગયો અને પૂછવા લાગ્યો કે કયા કારણથી આ સરોવરમાં સ્નાન કરવા તમે આવ્યાં છો ? મારૂં આ દુઃખ નાશ પામે તેવો કાંઇ ઉપાય છે ? અપ્સરાઓ બોલી કે કર્કસંક્રાંતિવાળા શ્રાવણમાસના શુકલપક્ષના શુક્રવારથી વરદલક્ષ્મીના વ્રતનો આરંભ થાયછે. ગંગાયમુનાના સંયોગવાળા પ્રદેશમાં અથવા તુંગભદ્રા નદીના કિનારાપર આ વ્રત કરવામાં આવે તો વિશેષ ફળ થાયછે. વરદલક્ષ્મીની સુવર્ણમૂર્તિ ચારભુજાવાળી કરવી અને પછી ચંદરવાઓથી તથા રંગની વેલીઓથી અને તોરણોથી શણગારેલા પ્રદેશમાં ધાનખુણાતરફ એકપરય તંદુલોના ઢગલા-પર કલશનું સ્થાપન કરી તેમાં તીર્થનું જળ ભરી તેમાં ફળો, પંચપલ્લવો તથા સુવર્ણ નાખી, તેને વસ્ત્ર વીંટી તે ઉપરના પૂર્ણપાત્રમાં તે મૂર્તિનું સ્થાપન કરવું. અગ્ન્યુત્તરણપૂર્વક તે મૂર્તિનું યથાવિધિ પૂજન કરવું. તેમાં પંચામૃતથી સ્નાન કરાવી અષ્ટગંધથી લેપન કરવું તથા પીપળાનાં, વડનાં, બિલ્વનાં, આંબાનાં, માલતીનાં તથા દાડિમનાં એકવીશ પત્રો તથા પુષ્પો ચડાવવાં. દૂધપાક તથા એકવીશ પુડલાઓનું નૈવેદ્ય દેવું. એમ કરી પ્રાર્થના કરી પાંચ વાટોથી આરતી કરી પાંચ વાયનોનું દાન દઇ મૌનવ્રતથી જપ કરી એક સોપારી તથા કેવળ નાગરવેલનું પાન ચાવી જોવું, કે મુખ રાતું થયું કે નહિ! જો રાતું થાય તો એ વ્રતની દેવીની અનુમતિ છે એમ સમજવું અને રાતું ન થાય તો અનુમતિ નથી એમ સમજવું. આ પ્રમાણે થતું વરદલક્ષ્મીનું વ્રત અમો કરીએ છીએ. તું પણ તે વ્રત કરશે તો કોઢથી મુક્ત થશે. ચિત્રનેમિએ એ વ્રત કર્યું અને તે કોઢ રોગથી છૂટો થઇ કૈલાસની ગતિને પામ્યો.

પાર્વતીએ પણ આ વ્રત પુત્રપ્રાપ્તિમાટે કર્યું હતું તેથી તેને કાર્તિકેયસ્વામીજેવા પુત્ર થયા હતા. નંદરાજા તથા વિક્રમાદિત્ય પણ આ વ્રતના પ્રભાવથીજ મોહોટા પ્રખ્યાત પ્રભાવવાળા થયા હતા. ઓવગરના નંદરાજા ઉત્તમ સ્ત્રીને પામ્યા હતા. અને સ્ત્રીની સાથે આ વ્રત કરવાથી ચંદ્રગુપ્ત પુત્રને પામ્યા હતા. આ કથા ભવિષ્યોત્તર પુરાણમાં છે.

---

## શનિવાર વ્રત.

શનિવારનું વ્રત શ્રાવણમાસના પ્રથમના શનિવારથી શરૂ થાયછે. શનૈશ્વર ગ્રહને પ્રસન્ન કરવા હું આ વ્રત કરીશ. એવો સંકલ્પ કરી પછી

શનિની પૂજા કરવી. તેમાં કૃષ્ણાંગ, નીલ, શ્વેતકંઠ, નીલમયૂખ, નીલોત્પલદલ, નીલદેહ, કુબ્જ, શનૈશ્ચર, દીપ્યમાન, જટાધર, પરૂષગાત્ર, સ્થૂલરોમ, નિત્ય, ધૂર્ત્ત, સદાતૃપ્ત, મંદ, નિસ્પૃહ, તામસ, નીલોત્પલકૃષ્ણવપુ, દીર્ઘદેહ, મંદગતિ, જ્ઞાનનેત્ર અને સૂર્યપુત્ર એ ચતુર્થ્યંત નામોથી ષોડશોપચાર પૂજન તથા ઉપચારો કરવા. પછી પીપળાના વૃક્ષપાસે જઇને કોણસ્થ, પિંગલ, બભ્રુ, કૃષ્ણ, રૌદ્ર, અંતક, યમ, સૌરિ, શનૈશ્ચર, મંદ અને પિપ્પલાદસંસ્તુત એ અગિયાર નામોથી શનિને નમસ્કાર કરવા તથા સાત પ્રદક્ષિણા કરવી

આ વિધેની કથા એવી છે કે પૂર્વે દશરથ રાજાએ અનેક પીડાઓથી મુક્ત થવામાટે શનૈશ્ચરની સ્તુતિ કરી ત્યારે પ્રસન્ન થયેલા શનૈશ્ચરે કહ્યું કે દશરથ રાજા! હું પ્રસન્ન થયો છું માટે ઇચ્છિત વર માગો. દશરથે માગ્યું કે પિંગાક્ષ! તમે દુષ્ટ સ્થાનમાં હો તોપણ તમારે મને પીડા કરવી નહિ. તેમ ત્રણે લોક તમારી ક્રૂર દૃષ્ટિથી પીડિત છે તેના ઉપર પણ કૃપા કરી તેને સુખ આપો. શનૈશ્ચર બોલ્યા કે સઘળા ગ્રહો મારા તંત્રમાં છે અને હું સૌ કરતાં પ્રચંડ પરાક્રમી છું. તમે મારી ભક્તિ કરી છે તેથી હું તમને પીડા નહિ કરૂં અને બીજા પણ જે લોકો મારી ભક્તિ કરશે તેઓને પીડા નહિ કરૂં. દશરથે પૂછ્યું કે તમારી ભક્તિ કેવી રીતે કરવી તે કહો. શનૈશ્ચરે પ્રત્યુત્તર આપ્યો કે શ્રાવણમાસના શનિવારથી મારા વ્રતના આરંભરૂપ મારી ભક્તિ કરવી. તે દિવસે દંતધાવન, સુગંધતૈલથી અભ્યંગ અને સ્નાન કરી વિશુદ્ધ વસ્ત્ર પહેરી શમીવૃક્ષ પાસે જઇ તે વૃક્ષમાં ષોડશોપચારથી મારૂં પૂજન કરવું કદાચ તે વૃક્ષ ન મળે તો પીપળાના વૃક્ષમાં પૂજન કરવું. તેને સાત પ્રદક્ષિણા દેવી અને સાત સપ્તતંતુઓ વીંટવાં. એમ ત્રીશ શનિવારસુધી વ્રત કરી તે પછીને શનિવારે ઉદ્યાપન કરવું.

ઉદ્યાપનમાં શ્રોત્રિય બ્રાહ્મણને આચાર્ય કરી સુવર્ણનું શમીવૃક્ષ અથવા પીપળાનું વૃક્ષ કરાવી તેની પાસે બે હાથવાળી દીર્ઘશરીરવાળી અને દંડ તથા પાશને ધારણ કરનારી શનૈશ્ચરની મૂર્તિનું સ્થાપન કરવું, તેને કાળા રંગનાં સાત વસ્ત્રો ઓઢાડવાં. પછી પિંગાક્ષ, સ્થૂલ દેહ, શ્વેતગ્રીવ અને રૂક્મપત્ર એ નામોથી વૃક્ષનું તથા શનૈશ્ચરનું પૂજન કરી તે પછી શમાગ્નિ૦ એ મંત્રથી તલની ખીચડીની, અગ્નિમાં એકસો આઠ આહુતિ દેવી અને

બલિદાન દેવું. દુઝણી અને વાછડાવાળી ગાયનું દાન કરવું તથા સાત બ્રાહ્મણોનું ગંધાક્ષતથી પૂજન કરી તેઓને નલ તથા અડદમાંથી બનાવેલ પકવાન્નનું ભોજન કરાવવું તથા દક્ષિણા દેવી. પછી તેઓનો આશીર્વાદ લઇ બંધુજનોસાથે પોતે ભોજન કરવું. વસ્ત્ર વસ્ત્રાદિ ઉપસ્કર આચાર્યને અર્પણ કરવો. આ પ્રમાણે જેઓ વ્રત કરેછે તેઓને શનૈશ્વરની પીડા થતી નથી એટલે ચાલતા ગ્રહમાં, જન્મ લગ્નમાં અને મહાદશા તથા અંતર્દશામાં તેઓ શનિને લીધે પીડિત થતાં નથી.

શનૈશ્વરે દશરથરાજાને કહ્યું છે કે, જો હું પ્રસન્ન થાઉતો રાજ્યવગેરે સંપત્તિ આપી રંકને રાજા બનાવુછું અને જો અપ્રસન્ન થાઉં તો રાજાને રંક બનાવુંછું. દુષ્ટ સ્થાનમાં આવવાથી મેં બ્રહ્મા, શિવ, વિષ્ણુ, સનકાદિ મુનિઓ, લક્ષ્મી, પાર્વતી, સાવિત્રી અને બીજાં પણ અસંખ્ય રાજા રાણીઓને દુઃખી કરેલ છે. મારી ક્રૂર દૃષ્ટિમા આવેલા દેશો, નગરો તથા હાથી ઘોડાઓ હેરાન થઈ ગયા છે. જેઓને હું ઝપાટામાં લઉંછું તેઓને બ્રહ્મા આદિ દેવો પણ છોડાવી શકતા નથી. પણ તેઓ જ્યારે મારી ભક્તિ કરેછે ત્યારેજ છુટી શકે છે આ પ્રમાણે સાંભળી દશરથરાજાએ શનૈશ્વરની ભક્તિ કરી અને તેઓ સુખી થયા. આ કથા શ્રીસ્કંદપુરાણમાં છે.

---

## રવિવાર વ્રત.

માંધાતારાજાએ વસિષ્ઠમુનિને પૂછ્યું કે ભગવન્! સર્વ સિદ્ધિઓને આપનારા કોઇ ઉત્તમ વ્રતનો ઉપદેશ કરો. વસિષ્ઠે કહ્યું કે રાજન્! સૂર્યનારાયણનું વ્રત કે જે માગશીર્ષ મામના રવિવારથી આરંભી પ્રત્યેક રવિવારે એક વર્ષપર્યંત કરવાનું છે. તે કરવાથી કોઢવગેરે રોગોથી તથા બીજાં કષ્ટોથી વ્રત કરનાર મનુષ્ય મુક્ત થાયછે. પ્રાતઃકાલમાં સ્નાનાદિ નિત્યકર્મ કરી લઇ ત્રાંબાના શુદ્ધ તથા સ્વચ્છ પાત્રમાં રક્તચંદનથી અષ્ટદલ કમલ કરી તેમાં સૂર્યનારાયણનું પૂજન ષોડશોપચારોથી કરવું. માર્ગશીર્ષ માસના રવિવારોમાં મિત્રનામના સૂર્યનું પૂજન કરવું તેમાં નાલિકેરથી અર્ઘ દેવો. નૈવેદ્યમાં ગોલ તથા ઘીસહિત તંદુલો દેવા. વ્રત કરનારે તુલસીનાં ત્રણ પત્રોનું ભક્ષણ કરી ઉપવાસ કરવો અને બ્રહ્મચર્ય પાળી બ્રાહ્મણને દક્ષિણાસહિત ભોજન દેવું. પૌષ માસમાં વિષ્ણુનામના સૂર્યનું

પૂજન કરવું, ખીજેરાથી અર્ઘ દેવો, નૈવેદ્યમા તલની ખીચડી દેવી, ત્રણ પલ એટલે બાર રૂપૈયાભર ઘીનું પ્રાશન કરી ઉપવાસ કરવો અને બ્રાહ્મણને ભોજન કરાવવું. માઘમાસમાં અરૂણનામના સૂર્યનું પૂજન કરવું, બ્રહતીફલ ( પતકોળું ) નો અર્ઘ દેવો: નૈવેદ્યમાં ઘી તલ તથા ગોળનો મોદક દેવો. ત્રણ મુઠી તિલ ખાઇ ઉપવાસ કરવો અને બ્રહ્મભોજ કરવો. ફાલ્ગુન માસમાં અર્ચ એ નામથી સૂર્યનું પૂજન કરવું, જખીરાનો અર્ઘ દેવો, નૈવેદ્યમાં ઘીસહિત દહીં દેવું, ત્રણ પલ દહીંનું પ્રાશન કરી ઉપવાસ કરવો અને બ્રાહ્મણને દહીં તથા ભાતથી ભોજન કરાવવું. ચૈત્ર માસમાં ભાનુનામના સૂર્યનું પૂજન કરવું. દાડમના ફુલથી અર્ઘ દેવો, નૈવેદ્યમાં ઘી તથા પૂરીઓ દેવી, ત્રણ પલ દૂધનું પાન કરી ઉપવાસ કરવો અને બ્રાહ્મણને દક્ષિણાસહિત ભોજન દેવું. વૈશાખ માસમાં તપનનામના સૂર્યનું પૂજન કરવું, દ્રાક્ષાથી અર્ઘ દેવો; ઘ્રુતસહિત અડદનું અન્ન નૈવેદ્યમાં દેવું, જરા ગોમયનું પ્રાશન કરી ઉપવાસ કરવો અને બ્રાહ્મણને અડદીયા લાડૂ જમાડી દક્ષિણા દેવી. જ્યેષ્ઠ માસમાં ઇંદ્રનામના સૂર્યનું પૂજન કરવું, આંબાના ફલથી અર્ઘ દેવો, નૈવેદ્યમાં કરંભ (દહીંવાલો સાથવો) દેવો, ત્રણ અંજલિ જલનું પાન કરી ઉપવાસ કરવો અને દહીંભાતથી બ્રાહ્મણને ભોજન કરાવવું. આષાઢ માસમાં રવિનામના સૂર્યનું પૂજન કરવું; આંબાના ફલથી અર્ઘ દેવો, નૈવેદ્યમાં મધ દેવું, ત્રણ મરી ખાઇ ઉપવાસ કરવો અને બ્રાહ્મણોને ભોજન દેવું. શ્રાવણ માસમાં ગભસ્તિનામના સૂર્યનું પૂજન કરવું, ત્રપુસી (કાકડી) ફલથી અર્ઘ દેવો. સાથવા તથા પૂરીઓનું નૈવેદ્ય દેવું, ત્રણ મુષ્ટિ સાથવો ખાઈ ઉપવાસ કરવો અને દક્ષિણાસહિત બ્રહ્મભોજ કરવો. ભાદ્રપદ માસમાં યમનામના સૂર્યનું પૂજન કરવું, ત્રપુસી ફળનો અર્ઘ દેવો, ઘ્રુતસહિત ભાતનું નૈવેદ્ય દેવું, ગોમૂત્રનું પ્રાશન કરી ઉપવાસ કરવો અને બ્રહ્મભોજ કરવો. આશ્વિન માસમાં હિરણ્યરેતસનામના સૂર્યનું પૂજન કરવું. દાડિમથી અર્ઘ દેવો. શર્કરાનું નૈવેદ્ય દેવું, ત્રણ પલ ખાંડ ખાઈ ઉપવાસ કરવો અને ખાંડવાળા દૂધપાકથી બ્રાહ્મણને ભોજન દેવું, તથા તાંબૂલ અને દક્ષિણા દેવી. કાર્તિક માસમાં દિવાકરનામના સૂર્યનું પૂજન કરવું, દાડિમથી અર્ઘ દેવો, દૂધપાકનું નૈવેદ્ય દેવું, ત્રણ પલ ખાંડનું ભક્ષણ કરી ઉપવાસ કરવો અને દૂધપાકથી બ્રાહ્મણોને જમાડી દક્ષિણા તથા તાંબૂલ દેવાં. એ પ્રમાણે વ્રત કરી છેવટ ઉદ્યાપન કરવું. સૂર્યની સુ-

વર્ણમય મૂર્તિને રૂપાના પીઠઉપર રક્ત તંદુલોથી કરેલા દ્વાદશપત્રાત્મક કમલઉપર સ્થાપેલા તંદુલપૂરિત તામ્રના પૂર્ણપાત્ર અને પંચરત્નવાળા બે કુંભ વસ્ત્રયુક્ત સ્થાપી તેની યથાવિધિ પૂજા કરવી. સૂર્યની સ્ત્રી સંજ્ઞાને માટે કસુંબાનાં વસ્ત્રો દેવાં, ઉપરનાં બાર નામોથી સૂર્યનું પૂજન કરવું. મધ્યમાં સંજ્ઞાસ્ત્રીસહિત સહસ્ત્રકિરણનું પૂજન કરવું, નારિકેલથી અર્ઘ દેવો, મિષ્ટાન્નથી બાર બ્રાહ્મણને ભોજન કરાવવું તથા દક્ષિણા દેવી અને વસ્ત્રો દેવાં, તથા વ્રતની સાંગતામાટે સૂર્યની પ્રાર્થના કરવી, પોતે પારણા કરવી. એ પ્રમાણે વ્રત કરવાથી સર્વ ઇષ્ટ વસ્તુઓ પ્રાપ્ત થાયછે અને સર્વ કષ્ટો નષ્ટ થાયછે. આ કથા ભવિષ્યપુરાણમાં છે.

---

# આશાદિત્ય વ્રત.

આશ્વિનમાસના પ્રથમ રવિવારથી બાર વર્ષ પર્યંત અથવા એક વર્ષ પર્યંત પ્રત્યેક રવિવારે આશાઓને સંપૂર્ણ કરનાર આશાદિત્ય એ નામનું વ્રત કરવાનું છે. વ્રતારંભને દિવસે સ્નાનાદિ નિત્ય કર્મ કરી અભીષ્ટ સિદ્ધિમાટે સૂર્યનારાયણની પ્રીતિના ઉદ્દેશથી આશાદિત્ય વ્રત કરીશ એવા સંકલ્પપૂર્વક પૂજા કરી સૂર્યના ધ્યાનમાં રહેવું. કોઈ એક બ્રાહ્મણે કાર્તિકેય સ્વામીને પૂછ્યું કે મહારાજ! દારિદ્રયના નાશપૂર્વક સર્વ આશાઓ પાર પડે એવું વ્રત કહો. સ્કંદે કહ્યું કે તેવું સૂર્યનારાયણનું વ્રત કે જે અત્યંત શુભ છે તે કહુંછું સમુદ્રને તીરે દ્વારાવતી નામની નગરી હતી કે જેમાં શ્રીકૃષ્ણ રાજ્ય કરતા હતા. ત્યાં એક દિવસે દુર્વાસામુનિ આવ્યા. શ્રીકૃષ્ણે તેમની પૂજા કરી ભોજન કરાવ્યું. સંતોષ પામી એ મુનિ જતા હતા તેવામાં સાંબ કે જે કૃષ્ણનો સત્યભામાથી થયેલો પુત્ર હતો તેણે દુર્વાસાનું કુરૂપ જોઇ હાંસી કરી તેથી દુર્વાસાને ઘણો કોપ થયો, પણ કૃષ્ણે કરેલી પૂજાથી શરમમાં પડી દબાવી દીધો. નારદને મળી દુર્વાસાએ સાંબને શિક્ષા દેવાનું કહેતાં નારદમુનિ દ્વારકામાં આવ્યા કૃષ્ણે સત્કાર કર્યો. નારદે કહ્યું કે ભગવન્! તમારૂં સૈન્ય જોવાની મને ઇચ્છા છે તે દેખાડો. શ્રીકૃષ્ણે ગ્રામદેવીની યાત્રાને પ્રસંગે સર્વ સૈન્યને બહાર કાઢ્યું તેમાં સાંબને નહિ દેખવાથી નારદે કહ્યું કે આમાં સાંબ કેમ નથી? નારદે જઈ તપાસ કરતાં અત્યંત રૂપાળો હોવાથી કૃષ્ણની સ્ત્રીઓ સાંબનું પ્રેમથી ચુંબન કરતી

હતી. તે દેખી કૃષ્ણપાસે જાહેર કર્યું; કૃષ્ણે સાંબને બોલાવી શાપ દીધો કે, તું કુષ્ટ રોગી થઇશ. તેથી તે કોઢીયો થયો. સાંબે કહ્યું કે ભગવન્! શા માટે શાપ આપ્યો? તમે તો સર્વજ્ઞ છો માટે કહો. કૃષ્ણે દુર્વાસાનો પ્રપંચ જાણી સાંબને કહ્યું કે પુત્ર! આશાદિત્યનું વ્રત કર કે જેથી તારો રોગ મટી જશે. સાંબે તે વિધિનો વિધિ પૂછતાં કૃષ્ણે કહ્યું કે આશ્વિન માસના રવિવારથી આ વ્રત કરવાનું છે, અને તેનું પૂજન ઉપરપ્રમાણે સમજવું. રાત્રિએ એકવાર નક્ત ભોજન કરવું. એ પ્રમાણે એક વર્ષપર્યંત કરવાથી સર્વ આશાઓ સિદ્ધ થાયછે. છેવટમાં પૂડલાઓથી તથા દૂધપાકથી બ્રાહ્મણોને ભોજન કરાવી દક્ષિણા દેવી તથા બાર કલશો વસ્ત્રસહિત દેવા. પિતાના વચનપ્રમાણે એ વ્રત કરવાથી સાંબ કુષ્ટ રોગથી મુક્ત થયો અને સર્વ સુખોને પામ્યો. આ કથા સ્કંદપુરાણમાં છે.

---

## દાનફલ વ્રત.

આશ્વિનમાસના શુક્લપક્ષના છેલ્લા રવિવારથી માઘમાસના શુક્લપક્ષની સપ્તમી પર્યંત દાનફલ એનામનું વ્રત કરવાનું છે. સુવર્ણમય મૂર્તિમાં શંખ ચક્રને ધરનારા, કમળાસનઉપર બેઠેલા, બાજુબંધ, મકરાકૃતિ કુંડલ, મુકુટ અને હાર એઓથી સુશોભિત, સુવર્ણમય શરીરવાળા સૂર્યનું ધ્યાન કરવું. જગન્નાથ, પદ્માસન, ગ્રહપતિ, તમોહર્ત્તા, મિત્ર, વિશ્વતેજસ્, સવિતા, જગત્પતિ, ત્રિમૂર્ત્તિ, હરિ, સૂર્ય, ભાસ્કર, અહસ્પતિ, અજ્ઞાનનાશી, લોકેશ, રવિ, ભાનુ, પૂષા, ખગ અને સર્વાત્મા એ નામોથી ષોડશોપચાર પૂજન કરવું. મૂળમંત્રથી બાર અર્ઘ દેવા અને બ્રાહ્મણનું પૂજન કરવુ. આ વિધિની કથા આ પ્રમાણે છે કે, પિતાને ઘેર વસતાં કુંતીજીએ પધારેલા વ્યાસમુનિની પૂજા કરી પૂછ્યું કે ભગવન્! આ જન્મમાં પતિનું, સંતાનનું અને અન્નવસ્ત્રનું સુખ દેનાર તથા પરલોકમાં મોક્ષ દેનાર એવું કોઇ વ્રત કહો. વ્યાસે કહ્યું કે દાનફળ નામનું વ્રત કે જે શંકરે પાર્વતીને કહેલું છે તે સાંભળો. શંકરે પાર્વતીને કહ્યું કે તમે ભરતખંડમાં યમુના નદીના તીર ઉપર ઋષિપત્નીનો સમૂહ વ્રત કરવામાટે આવેલ છે, ત્યાં જઈ તેઓની પાસેથી એક ઉત્તમ વ્રતનું શ્રવણ કરો. શંકરની આજ્ઞાથી પાર્વતી યમુનાને તીરે જતાં હતાં ત્યાં માર્ગમાં જનકપુરની રહેનારી, અત્યંત દરિદ્ર, પતિના-

વિયોગવાળી અને દુઃખ પામતી એક કુસુમાવતીનામની સ્ત્રીને દેખી દયાને લીધે તેને સાથે લઇ આગળ ચાલ્યા. ત્યા માર્ગમા એક બીજી સ્ત્રીપણ પતિના વિયોગવાળી તથા પુત્રરોગની મળી તેને પણ સાથે લઇ પાર્વતી રવિવારને દિવસે મધ્યાન્હ સમયે યમુના નદીને તીરે પહોચ્યા કે જ્યા ઋષિપત્નીઓ દાનફલ વ્રત કરતી હતી પાર્વતીએ ઋષિપત્નીઓને પૂછ્યુ કે, આ વ્રતની સર્વ વ્યવસ્થા કહો તેઓએ કહ્યુ કે આ સૂર્યનારાયણનુ વ્રત છે પતિનુ પુત્રનુ, અને અન્નાદિનુ સુખ આપનાર છે આ વ્રત કરવાથી હજાર કન્યા દાન ત્રણ લાખ ગોદાન, પૃથ્વીદાન, તિલપુંજનુ દાન અને સુવર્ણતુલાદાન એઓનુ ફળ મળે છે તેથી દાનફલ એવુ આ વ્રતનુ નામ અન્વર્થ છે એમ કહી પૂર્વપ્રમાણે પૂજનાદિ વિધિ કહ્યો તેમ, લવણ તથા ક્ષાર પદાર્થોવગરનુ તથા જેમા ઘણા બીજ હોય તેવા ફળવગરનુ ભોજન એકવાર લેવુ અથવા કંદ, મૂળ, ફળનોજ આહાર કરી વ્રત કરે તો વિશેષ ફળ થાયછે નીવાર (નાનવી) ધાન્ય તથા દધિનુ પણ ભક્ષણ કરી વ્રત થાયછે. એ પ્રમાણે આશ્વિનમાના છેલ્લા શુક્લ રવિવારથી માઘમાસની સુદિ સાતમ પર્યંત પ્રત્યેક રવિવાર આ વ્રત કરવ ષષ્ટીને દિવસે ઉપવાસ કરી સપ્તમીને દિવસે સૂર્યની પ્રતિમાનુ પૂજન કરી વસ્ત્રસહિત તે પ્રતિમાનુ બ્રાહ્મણને દાન દેવુ આચાર્યદ્વારા ગોમયોપલિપ્ત ભૂમિઉપર યથાવિધિ અગ્નિસ્થાપન કરી ઘૃતસહિત પાયસથી, સૂર્યમંત્રવડે હોમ કરવો અને સમાપ્તિ કરવી એ પ્રમાણે પાચ વર્ષપર્યંત આ વ્રત કરવાનુ છે પ્રથમ વર્ષે પાચ પ્રસ્થ વ્રીહિ બીજે વર્ષે ગોધૂમ, ત્રીજે વર્ષે ચણા, ચોથે વર્ષે તિલ અને પાચમે વર્ષે અડદ બ્રાહ્મણને દાનમા દેવા અને બાર બ્રાહ્મણોને ભોજન દેવુ એ પ્રમાણે વ્રત કરવાથી પદ્માવતી તથા દમયતી પોતાના પતિના સયોગને પામી છે અને સુમિત્રાને પુત્ર પ્રાપ્ત થયો છે પાર્વતી એપ્રમાણે શ્રવણ કરી કૈલાસતરફ ચાલતા માર્ગમા એક પરમ શિવભક્ત બ્રાહ્મણે સ્તુતિ કરી, તેથી પાર્વતીએ વનમાથી લીધેલા સ્વર્ણમાધુ ( ફલ વિશેષ ) ફલને તે વ્રતપ્રભાવથી અભિમંત્રિત કરી તે બ્રાહ્મણને અર્પ્યુ બ્રાહ્મણે તે ફલ લઇ ઘેર આવી સ્ત્રીને આપ્યુ ઘરમા ધન ધાન્યની સપત્તિ અપાર થઇ પડી સ્ત્રીએ પૂછ્યુ કે આ ફલ તમને કોણે આપ્યુ? વિપ્રે કહ્યુ કે મહાદેવી પાર્વતીએ આપ્યુ છે સ્ત્રીએ કહ્યુ કે આપણે કૈલાસમા જઇ સર્વ વૃત્તાંત જાણીએ. સ્ત્રીના વચનથી બ્રાહ્મણે પત્નીસાથે કૈલાસમા જઈ પાર્વતીને

તે ફલનો અપૂર્વ મહિમા પૂછ્યો. પાર્વતીએ દાનફલ વ્રતનો મહિમા ઇતિ-કર્તવ્યતા તથા તેથી મુક્ત ફલ વિગેરેનો વૃત્તાંત કહ્યો. દ્વિજ દંપતીએ એ વ્રત કર્યું તેથી સર્વ સૌખ્ય પામી પરલોકમાં સદગતિ પામ્યાં. વ્યાસજીએ કુંતીને કહ્યું કે તમે પણ આ વ્રત કરો કે જેથી સર્વ મનોરથો સંપૂર્ણ થાય. કુંતીએ તે વ્રત કરવાથી અભીષ્ટસિદ્ધિ મેળવી. આ કથા સ્કંદ-પુરાણમાં છે.

---

# વ્યતીપાત વ્રત.

યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને પૂછ્યું કે ભગવન્! વ્યતીપાતની ઉત્પત્તિ તથા તેનો મહિમા કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે રાજન્! પૂર્વે શુકદેવજીના પૂછવાથી વ્યાસે પૃથ્વી તથા વરાહના સંવાદરૂપે એ વ્રત કહેલ છે તે સાંભળો. જ્યારે ચંદ્રમાએ બૃહસ્પતિની તારાનામની સ્ત્રીનું હરણ કર્યું ત્યારે સૂર્યે મિત્રપણાથી ચંદ્રને ઘણો સમજાવ્યો પણ તે સમજ્યો નહિ, એટલુંજ નહિ પણ તેણે સૂર્યઉપર ક્રોધદૃષ્ટિ કરી. તેથી સૂર્યે પણ ચંદ્રઉપર ક્રોધ દૃષ્ટિ કરી. આમ બન્નેની ક્રોધ દૃષ્ટિ પરસ્પર મળતાં તેમાથી પીંગળાં નેત્રો અને તેવાજ કેશોવાળો, લાંબા દાંતોવાળો, ઊંડા ઉદરવાળો, લાંબી જીભવાળો તથા યમજેવો ભયંકર એક પુરૂષ ઉત્પન્ન થયો. તેણે જગતને ખાઇ જવાની તૈયારી કરતાં સૂર્ય તથા ચંદ્રે તેને અટકાવ્યો. તેણે પોતાનું નામ, નિવાસ તથા ભક્ષ્યની માગણી કરતાં તે બન્ને દેવોએ તેને વ્યતીપાત એવું નામ આપ્યું. સઘળા યોગોમાં રાજારૂપે સ્થાન આપ્યું અને વ્યતીપાતને દિવસે જેઓ સ્નાનદાનાદિ ન કરે તેઓના પુણ્યરૂપ ભક્ષ્ય આપ્યું. ત્યારથી વ્યતીપાત ત્રણે લોકમાં પ્રખ્યાત થયો.

પ્રથમ માર્ગશીર્ષમાસના વ્યતીપાતને દિવસે સમુદ્રમાં મળનારી નદીમાં સ્નાન તથા ઉપવાસ કરી બ્રાહ્મણે ઋગ્વેદના પવમાન સૂક્તનો જપ કરવો અને બીજા વર્ણોએ વ્યતીપાતાય નમઃ એ મંત્રનો જપ કરવો, સાકરથી ભરેલા અને વસ્ત્ર વીંટેલા ત્રાંબાના કુંભઉપર પૂર્ણપાત્રમાં વ્યતીપાતની આકાર મુજબવાળી સુવર્ણમૂર્તિનું સ્થાપન કરી પંચામૃતસ્નાનાદિ ષોડશો-પચાર પૂજન કરવું. પંચરત્ન તથા અક્ષતસહિત પુષ્પાંજલિ આપવી અને ઉપસ્કરસહિત શય્યાનું દાન દેવું. એ પ્રમાણે પ્રત્યેક માસે આવતા વ્યતી-

પાતનું વ્રત પૂજન કરતા ચૌદમો વ્યતીપાત આવે ત્યારે ઉદ્યાપન કરવું તેમા વ્યતીપાતાય સ્વાહા એ મંત્રથી ક્ષીરવૃક્ષોની એકસો આઠ સમિધ અગ્નિમા હોમવી. ઘી, દુધ, તથા ફળની પણ એટલી આહુતિ આપવી આચાર્યને સઘળો ઉપસ્કર અર્પણ કરવો અને એક ગોદાન દેવું તથા બીજા બ્રાહ્મણોને પણ દીપ, ઉપાનહ, છત્ર અને અન્ન તથા વસ્ત્ર આપવાં.

સાધારણ દિવસે કરેલા દાનકરતા અમાવાસ્યાને દિવસે કરેલું દાન દશગણું ફળ આપેછે, તેના કરતા ક્ષય દિવસે કરેલું દાન સોગણું ફળ આપેછે, તેનાથી સોગણું ફળ સંક્રાંતિને દિવસે કરેલું દાન આપેછે, તેનાથી સોગણું ફળ વિષુવસંક્રાંતિ કે જે મેષ તથા તુલાસંક્રાંતિ કહેવાયછે તેમા કરેલું દાન આપેછે તેના કરતા યુગાદિ તિથિઓમા કરેલું દાન દશગણું ફળ આપેછે, તેના કરતા અયનસંક્રાંતિ એટલે કર્ક તથા મકરસંક્રાંતિમા કરેલું દાન સોગણું ફળ આપેછે, તેનાથી ચંદ્રગ્રહણમા કરેલું દાન હજારગણું ફળ આપેછે, તેથી સૂર્યગ્રહણમા કરેલું દાન સોગણું ફળ આપેછે અને તેના કરતા વ્યતીપાતને દિવસે કરેલું દાન તો અસખ્યગણુંજ વધારે ફળ દેછે. વ્યતીપાતમા પણ પ્રથમની બાવીશ ઘડી ઉત્પત્તિ અવસ્થાની ગણાયછે તેથી તેમા કરેલું દાન લક્ષગણું ફળ દેછે તે પછીની એકવીશ ઘડી ભ્રમણાવસ્થાની કહેવાયછે તેમા કરેલું દાન કોટિગણું ફળ દેછે, અને તે પછીની સત્તર ઘડી પતનાવસ્થા કહેવાયછે તેમા કરેલું દાન અર્બુદગણું ફળ દેછે છેવટની બે ઘડી તો પતિતાવસ્થા કહેવાયછે તેમા કરેલા દાનનું ફળ તો અક્ષયજ છે આ વ્રતને સમાપ્ત કરી અનંતપુણ્યને મેળવનાર મનુષ્ય, ઐહિક તથા પારલૌકિક સર્વ પુરૂષાર્થોને પામેછે અને કથાના શ્રવણથી પણ પુણ્ય થાયછે આ કથા વરાહપુરાણમા છે

નારદીયપુરાણમા વ્યતીપાતનું માહાત્મ્ય આ પ્રમાણે છે કે, યુધિષ્ઠિરે માર્કંડેયમુનિને પૂછ્યું કે કયા વ્રતથી તથા દાનથી યમરાજાનો ભય ન થાય? માર્કંડેયમુનિએ કહ્યું કે પૂર્વે હર્ષશ્વરાજાએ વ્યતીપાત યોગનું વ્રત કરી તેનું પુણ્ય એક સૂકરને આપી તેનું કષ્ટ કાપ્યું હતું એક દિવસે હર્ષશ્વરાજા મૃગયામાટે વનમા ફરતા હતા ત્યા દાઝી ગયેલા શરીરવાળો એક જંગલી સૂકર તેના જોવામા આવ્યો અને તેથી દયાની લાગણીને લીધે હર્ષશ્વરાજાને વિચાર થયો કે કયા કર્મનું ફળ આ પ્રાણી ભોગવતો હશે? પછી તેણે પૂછ્યું કે સૂકર! તને આ અવસ્થા શાથી આવી છે? સૂકર બોલ્યો કે

રાજા ! હું પૂર્વજન્મમાં એક ધનાઢ્ય અને તેથી ગર્વિષ્ટ વૈસ્ય હતો. ધનવાન છતાં પણ મેં યાચના કરનારાઓને તથા આશા રાખનારાઓને કંઇપણ આપ્યું નહિ. ધનની આશાવાળા વિદ્વાન બ્રાહ્મણોએ ધર્મશાસ્ત્રોનું, પુરાણોનું તથા ઇતિહાસેનું શ્રવણ કરાવ્યું પણ તે તપાવેલા લોઢાપર પડેલા જલબિંદુની પેઠે મારા અંતઃકરણમાં જરાપણ ટકયું નહિ. એક સમયે વ્યતીપાતને દિવસે કોઇ બ્રાહ્મણે આવી મારી પાસે યાચના કરી પણ મેં તેને કશું આપ્યું નહિ, એટલુંજ નહિ પણ ખરાબ શબ્દોથી તેને તરછોડી કહાડ્યો. બ્રાહ્મણ બોલ્યો કે, અરે વૈસ્ય ! આજે વ્યતીપાતનો દિવસ છે માટે કંઇપણ દાન આપ. વ્યતીપાતને દિવસે તિલમાત્ર આપેલું દાન મેરૂતુલ્ય થાયછે. આમ કહ્યા છતાં પણ મેં તેનો ફરીને તિરસ્કારજ કર્યો. કોપ પામેલા બ્રાહ્મણે મને શાપ આપ્યો કે જેમ દુર્વચનોથી તેં મારૂં અંતઃકરણ બાળ્યું છે તેમ તું દગ્ધશરીરવાળો થઇ અરણ્યમાં સૂકરના શરીરથી મોહોટા કષ્ટને પામીશ. શાપ પામ્યા પછી હું જરા નરમ પડ્યો અને મેં તેની ક્ષમા માગી, ત્યારે સ્વાભાવિક દયાવાળા તે બ્રાહ્મણે કહ્યું કે એ અવતારમાં કોઇ દયાળુ રાજા તારો ઉદ્ધાર કરશે. એમ કહી તે ચાલ્યો ગયો. અને મારો આ અવતાર થયો છે.

સૂકરનું વચન સાંભળી રાજાએ તેને પૂછ્યું કે હવે તારો ઉદ્ધાર કયા પ્રકારથી થાય એમ છે ? સૂકરે જવાબ આપ્યો કે તમે પૂર્વે વ્યતીપાતનું જે કાંઇ વ્રત તથા દાન કરેલ હોય તેનું ફળ મને આપો તો મારો ઉદ્ધાર થાય. આવા અધમ અવતારમાં મને આટલી પણ સ્મૃતિ રહેવાનું કારણ એજ છે કે, મે પૂર્વ જન્મમાં એક વખત વ્યતીપાતની કથાનું શ્રવણ કર્યું હતું. માતા જેમ સર્વ રીતે પોતાના સંતાનનું હિતકૃ કરેછે તેમ વ્યતીપાતનું વ્રત સર્વ પ્રકારે વ્રત કરનારને સુખીજ કરેછે. ઉદય પામેલો સૂર્ય જેમ અંધકારનો નાશ કરેછે તેમ વ્યતીપાતનું વ્રત સમગ્ર પાપોનો નાશ કરેછે. સૂર્ય અને સોમનો પુત્ર વ્યતીપાત શંખજેવા કર્ણવાળો, લાંબા હોઠવાળો, લાંબી ભ્રુકુટિ તથા નાસિકાવાળો, આઠ નેત્રોવાળો, ચાર મુખવાળો, અટાર ભુજાવાળો અને સાત યોજન વિસ્તારવાળો છે. માઘ, ફાલ્ગુન, માર્ગશીર્ષ, વૈશાખ કે શ્રાવણમાસમાં જે દિવસે વ્યતીપાત હોય તે દિવસે તેના વ્રતનો આરંભ કરવો. પંચગવ્ય, તિલ તથા આમળાંથી સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર પહેરી વ્રતનો સંકલ્પ કરવો. વ્યતીપાતની સુવર્ણમૂર્ત્તિનું પૂજન કરવું, ઉપવાસ કરવો અને સુવર્ણ, તલ તથા ઘીનું દાન કરવું. એ પ્રમાણે એક

વર્ષસુધી કરી છેવટમાં ચૌદમે વ્યતિપાતે વિદ્વાન બ્રાહ્મણને તેડાવીને સર્વ-તોભદ્ર મંડલ ભરી શર્કરાવાળા પૂર્ણપાત્રયુક્ત કુંભનું સ્થાપન કરવું. ગોળ તથા તલથી ભરેલા શરાવનું દાન દેવું. શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધરનારા વિષ્ણુની સુવર્ણમૂર્તિની ષોડશોપચાર પૂજા કરી પ્રાર્થના કરવી કે હે ભગવન્! વ્યતીપાત તમારા હાથરૂપ છે, વૈધૃતિ તમારા ચરણરૂપ છે, સંક્રાંતિ તમારૂં હૃદય છે, અમાવાસ્યા તમારી નાભિ છે, પૂર્ણિમા તમારૂં પૃષ્ઠ છે, પંચાંગ એટલે તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ એ તમારાં પાંચ પર્વ છે, તથા દ્વાદશી તમારૂં મુખ છે. અમાવાસ્યા એ પિતૃતિથિ કહેવાયછે, મન્વાદિ એ માતૃતિથિ કહેવાયછે દ્વાદશી એ ભગિની તિથિ કહેવાય છે તથા વ્યતીપાત એ સહોદર તિથિ કહેવાયછે. પિતૃતિથિમાં આપેલું દાન સોગણું ફળ આપેછે, માતૃતિથિમાં આપેલું દાન હજારગણું ફળ દેછે, ભગિનીતિથિમા આપેલુ દાન દશહજારગણું ફળ દેછે તથા સહોદરતિથિમા આપેલુ દાન અક્ષય ફળ દેછે. આપ મારા વ્રતને સફળ કરો. આમ પ્રાર્થના કરી શક્તિપ્રમાણે દાન આપીને પછી આકડાની સમિધની એકસો આઠ આહુતિ સૂર્યને દેવી અને પીપળાની સમિધની આહુતિ વ્યતીપાતને દેવી. વિષ્ણુના ઉદ્દેશથી પાયસ તથા કળોનો હોમ કરવો. સર્વ ઉપસ્કર આચાર્યને દેવો, તેર બ્રાહ્મણોને લાડુ તથા દૂધપાકનું ભોજન કરાવવું અને ગોદાન દેવું.

ચક્રના કહેવાથી રાજાએ પોતે કરેલા વ્યતીપાતનું ફળ તેને આપ્યું, જેથી તે શાપ અને પાપથી મુક્ત થઈ દિવ્યગતિને પામ્યો.

---

# વૈધૃતિયોગ.

ઇશ્વર તથા બ્રાહ્મણોની ભક્તિ કરનાર અંબરીષરાજાએ વસિષ્ઠમુનિને પૂછ્યું કે ભગવન્! સર્વ યોગોમાં છેવટના વૈધૃતિયોગના વ્રતનો તથા દાનનો મહિમા કહો. વસિષ્ઠે કહ્યું કે જેવો વ્યતીપાતનો મહિમા છે તેવોજ વૈધૃતિનો મહિમા છે. વૈધૃતિ યોગ હોય તે દિવસે સુવર્ણ, ધાન્ય, તલ તથા પાત્રનું દાન દેવામાં આવે તેનું ફળ અક્ષય થાયછે. જો દ્વાદશીને દિવસે વૈધૃતિયોગ હોય તો તેનું પુણ્ય વિશેષ છે. માઘમાસ, શુક્લપક્ષ, રવિ, સોમ કે બુધ અને વૈધૃતિયોગ એમ ચાર યોગો એકઠા હોય તો તે સર્વોત્તમ ફળ આપનાર છે. તે દિવસ દૂધપાક, ઘી, સાકર અને મધથી બ્રાહ્મણોને

ભોજન કરાવવું. આ વ્રત કરવાથી સ્ત્રી વૈધવ્યના કષ્ટમાથી મુક્ત થાયછે. વૈધૃતિને દિવસે પંચગવ્ય, તલ અને આમળાં શરીરે ચોળી પવિત્ર જળથી સ્નાન કરી પવિત્રપણે નિત્યકર્મ કરી વિદ્વાન બ્રાહ્મણોને તેડાવી તેઓનું પૂજન કરી તેઓને ભોજન કરાવવુ તથા તિલપાત્ર, ઘૃતપાત્ર, સુવર્ણ, રૌપ્ય અને અન્નાદિ પદાર્થોનુ દાન દેવુ. વૈધૃતિયોગમાં કરેલું દાન સર્વ જાતના દારિદ્રય વગેરે પાપોમાંથી મુક્ત કરેછે. વ્યતીપાતની પેઠે વર્ષપર્યંત ઉપવાસાદિ નિયમો પાળી છેવટ ઉદ્યાપન કરવુ. તેમાં સર્વતોભદ્રમંડલ ભરી ઉમામહેશ્વરની સુવર્ણમય મૂર્તિનુ સ્થાપન કરી પૂજન કરવુ, અને શર્કરાપૂરિત પૂર્ણપાત્રવાળા કુંભમા વૈધૃતિયોગનુ આવાહન કરવુ તથા યથાવિધિ હોમ કરવો. ગોદાન કરવુ, તાંબૂલ સોપારી તથા બીજા મુખવાસોનું દાન દેવુ અને સોળ બ્રાહ્મણોને જમાડ્યા પછી પોતે જમવુ. મહાભારતમા ભીષ્મપિતામહે દુર્યોધનને કહ્યું છે કે જેમ વૈધૃતિયોગમા કરેલુ એકગણું દાન શ્રદ્ધાવગેરેના યોગથી દશગણું, સોગણું અને હજારગણુ થાયછે તેમ આપના સૈન્યપર આવતાં અર્જુનનાં બાણો એક એકમાથી દશગણાં, સોગણાં અને હજારગણા થઇ પડેછે. આ ઉપરથી પણ જણાય છે કે વૈધૃતિયોગમા કરેલુ દાન ઘણું ફળ આપનાર છે.

---

# માસોપવાસવ્રત.

આશ્વિનમાસના શુકલપક્ષની એકાદશીથી આરંભી કાર્તિકમાસના શુકલપક્ષની એકાદશીપર્યંત એક માસના ચાલુ ઉપવાસો કરનારૂપ માસોપવાસ એ નામનું વ્રત વિષ્ણુરહસ્યનામના આગમ ગ્રંથમા કહેલુ છે. નારદમુનિએ બ્રહ્માને પૂછ્યું છે કે, ભગવન્! માસોપવાસવ્રતનુ માહાત્મ્ય કહો. બ્રહ્માએ કહ્યુ કે નારદ! દેવોમાં જેમ વિષ્ણુ, તેજસ્વીઓમા સૂર્ય, પર્વતોમાં મેરુ, પક્ષીઓમાં ગરુડ, તીર્થોમાં ગંગા અને વર્ણોમા બ્રાહ્મણો ઉત્તમ છે તેમ *વ્રતોમાં માસોપવાસ વ્રત ઉત્તમ છે. વ્રત કરવાના અધિકારમાટે શરીરના* અને મનના સામર્થ્યનો વિચાર કરી ગુરુની આજ્ઞા લઇ અતિકૃચ્છ્ર, પરાક અથવા કૃચ્છ્ર, ચાંદ્રાયણ વ્રત કરવું. આ વ્રતના મુખ્ય અધિકારી વાનપ્રસ્થ, સંન્યાસી તથા વિધવા સ્ત્રી છે. પણ આ વ્રત ગૃહસ્થે કરવાનુ નથી આરંભમાં આશ્વિનમાસના શુકલપક્ષની એકાદશીનો ઉપવાસ કરી ત્રીસ દિવસના

આ વ્રતનુ ગ્રહણ કરવુ વિષ્ણુના મદિરમાજ નિવાસ કરી ઉપવાસ કરનાર પ્રાણી સર્વ પાપોથી મુક્ત થઇ મોક્ષને પામેછે ત્રણે કાળમા સુગધિ પુષ્પોથી, કેસરી ચદનથી નૈવેદ્યથી તથા ધૂપદીપથી વિષ્ણુની પૂજા કરવી આખો દિવસ વિષ્ણુના નામોનુજ પઠન તથા સ્મરણ કરવુ. મિથ્યાવાદ, નીચનો સસર્ગ તથા કામક્રોધાદિનો ત્યાગ કરવો કોઇ પણ પ્રાણીની હિસા કરવી નહિ શરીરનુ તૈલાદિથી મર્દન, તામ્બૂલ, વિલેપન તથા અન્નભક્ષણની વાર્તા એઓનો ત્યાગ કરવો વિચાર કરવો કે, અરે જીવ ! તે અનાદિ કાળથી અનત અવતારોમા આખી પૃથ્વીમા પણ ન સમાય તથા મેરૂપર્વતથી પણ જેનો ઢગનો માપી ન શકાય એટલુ અન્ન ખાધેલુ છે તથા અસખ્ય સમુદ્રોમા પણ ન સમાય એટલ જળપાન કર્યુ છે તોપણ તને સતોષ થયો નથી. માટે આ વ્રતમા એક માસમાટે તેમા હેયબુદ્ધિ કર તો સાર ઇત્યાદિ વિચારથી ક્ષુધાતૃષાની ઇચ્છાની શાતિ કરવી. એ પ્રમાણે કરી છેવટમા દ્વાદશીને દિવસે વિષ્ણુને પચામૃતથી સ્નાન કરાવી મહાપૂજા કરી ત્રીશ બ્રાહ્મણોને જમાડવા દક્ષિણા દઈ વસ્ત્રો આપવા આસન, કમડલુ, યોગપટ્ટ, જનોઇ, શય્યા છત્ર, પાદુકા, ઉપાનહ અને ગાય એઓના દાન દેવા

આ વ્રત કરનાર પોતાના પિતૃઓસહિત વૈકુઠની ગતિ પામેછે વ્રત કરનાર ઘણા ઉપવાસોને લીધે મરવાની દશામા આવી જાય તો તેને ગરમ દૂધ પાવુ, ફળો ખવરાવવા અને જળપાન પણ કરાવવુ. અને પાછળથી તે બાબતનુ પ્રાયશ્ચિત્ત કરવુ તો તેથી તેના વ્રતનો ભગ થતો નથી

---

## ધારણાપારણા વ્રત.

આ વ્રત આષાઢમાસના શુક્લપક્ષની એકાદશીથી આરભી કાર્તિક માસના શુક્લપક્ષની એકાદશીપર્યંત થાયછે મહાભારતના યુદ્ધપ્રસગપછી બાધવોની હિસાથી તથા અશ્વત્થામાએ કરેલા પુત્રોના નાશથી પીડા પામેલા યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને પૂછ્યુ કે ભગવન્ ! બાધવોના નાશજન્ય પાપથી મુક્ત કરનાર તથા પુત્રપૌત્રાદિ સતતિને વધારનાર અને ઇદ્રિયોને વશ્ય કરી સસારસાગરમાથી તારે એવુ કોઈ વ્રત હોય તો તે કહો. શ્રીકૃષ્ણ બોલ્યા કે "ધારણાપારણા" એ નામનુ વ્રત તમારા કહેવા પ્રમાણે શુભ ફળો આપેછે તેનો આરભ આષાઢ સુદિ એકાદશીને દિવસે થાયછે તેમા પુણ્યાહવાચ,

કરી વ્રતનો સકલ્પ કરવો આ વ્રત જેમ ચોમાસાના આદિમા થઇ શકેછે તેમ તેના અતમા પણ થઇ શકેછે અને વચમા પણ થઇ શકેછે અર્થાત્ ચોમાસામા ગમે ત્યારે થાય એવો પણ પક્ષ છે એક માસની એકાદશીમા વ્રતની ધારણા એટલે તેનો સ્વીકાર કરવો અને બીજા માસમા એકાદશીને દિવસે પારણા એટલે સમાપ્તિ કરવી એથી આ વ્રતનુ ધારણાપારણા એવુ નામ છે. આ વ્રતમા એક માસના સતતઉપવાસ કરી છેવટ એટલે સમાપ્તિમા ઉદ્યાપન કરવુ એ પ્રમાણે ચાર માસ સુધી કરવાનુ છે આરભને દિવસે વિષ્ણુની ષોડશોપચાર પૂજા કરી અષ્ટાક્ષર મત્રનો જપ કરવો દિવસ રાત્રિએ જપ ચાલુ રાખવો અને બ્રહ્મચર્ય આદિ નિયમો પાળવા ઉદ્યાપનમા આચાર્યનુ વરણ કરી સુવર્ણમય લક્ષ્મીનારાયણની મૂર્તિને પચામૃતથી સ્નાન કરાવી તેની પુષ્પ, ચદન અને તુલસીથી પૂજા કરવી અષ્ટાક્ષરમત્રથી એકસો આઠ અર્ઘ આપવા, રાત્રિનુ જાગરણ કરવુ અને તેમા પુરાણકથાનુ શ્રવણ કરવુ પછી સવારના પહર અથવા ત્રીશ બ્રાહ્મણોને નિમત્રણ કરી તિલોદન, ઘૃતોદન અને પાયસથી યથાવિધિ હોમ કરવો, પૂર્ણાહુતિ કરી નિમત્રિત બ્રાહ્મણોને દક્ષિણા વગેરેથી સતુષ્ટ કરી ભોજન કરાવવુ અને પોતે પણ ભોજન કરવુ એ પ્રમાણે વ્રત કરવાથી બ્રહ્મહત્યાજેવા પાપોથી પણ મુક્ત થવાયછે

આ વ્રતનુ બીજુ નામ "મહાવ્રત" પણ કહેવાયછે પૂર્વે શ્રી રામચદ્રજીના ઉપદેશથી સુગ્રીવે પોતાના ભાઇને મારી નાખવાના પાપમાથી છુટવામાટે આ વ્રત કર્યું હતુ નારદમુનિ પણ જે અવતારમા દાસીના પુત્ર હતા તે અવતારમા તેણે શૂદ્રત્વમાથી મુક્ત થવા અને ઉત્તમ ગતિ મળવામાટે આ વ્રત કર્યું હતુ, અને તેનો ઉપદેશ તેને ચતુર્માસપર્યત એક સ્થળે રહેના સન્યાસીઓ તરફથી મળ્યો હતો યુધિષ્ઠિર! તમે પણ આ વ્રત કરશો તો સર્વ હિસાજનિત પ્રત્યવાયના નાશપૂર્વક મતતિના અવિચ્છેદને મેળવી જિતેદ્રિયપણાને લીધે શોકનિવૃત્તિની સાથે અનુપમ સુખશાતિને પામશો જે મનુષ્ય દૃઢ ચિત્ત રાખી આ ધારણાપારણા વ્રત કરેછે તે ત્રિવિધ પાપોથી અવશ્ય મુક્ત થાયછે અને પરલોકમા સદ્ગતિ પામેછે આ વ્રતકથા ભવિષ્યપુરાણમા છે

# મલમાસ વ્રત.

લક્ષ્મીજીએ શ્રીકૃષ્ણને પૂછ્યું કે જગત્પતિ! લોકો સુખના વિયોગને ન પામે તેવું કોઇ ઉત્તમ વ્રત કહો. શ્રીકૃષ્ણ બોલ્યા કે દેવિ! બાર માસોથી જૂદા સ્વરૂપવાળો મલમાસ કે જેમાં ચૌલ, મૌંજીબંધ અને વિવાહ વિગેરે શુભ કર્મો કરવાનો શાસ્ત્રપ્રમાણે નિષેધ છે, પણ હું તેનો અધિષ્ઠાતા દેવ હોવાથી તે પુરૂષોત્તમમાસ કહેવાયછે, એમાં સંક્રાંતિપ્રવેશ થતો નથી. તે માસમાં જે કાંઇ દાન, વ્રત, તપ તથા હોમવિગેરે કરવામાં આવેછે તે અક્ષય થાયછે. મલમાસની પ્રવૃત્તિ થતી હોય તેને પહેલે દિવસે પ્રાતઃકૃત્ય કરી એકભુક્તનો, ઉપવાસનો, ફલાહારનો, નક્તભોજનનો અથવા કેવલ પયઃપાનવગેરેનો નિયમ લેવો. માર્કંડેયમુનિએ યુધિષ્ઠિરરાજાને કહેલું છે કે અધિક માસના શુક્લપક્ષની પ્રતિપદથી અમાવાસ્યા પર્યંત જે નિયમો લીધા હોય તે અખંડિત પાળવા જોઇએ. હમેશાં ઘૃત શર્કરાથી યુક્ત અપૂપોનું દાન કરવું તથા વિષ્ણુનું પૂજન કરવું. વ્યતીપાત, દ્વાદશી, પૌર્ણિમાસી, ચતુર્દશી, નવમી તથા અષ્ટમીને દિવસે વ્રત તથા દાન કરનાર દરિદ્રતાના દુઃખથી મુક્ત થાયછે. અપૂપનું દાન હમેશાં ન બની શકે તો એકજ દિવસે તેત્રીશ અપૂપોનું દાન કરવું. તેની સાથે પાત્રો દેવાં તથા દક્ષિણા પણ આપવી.

પૂર્વે એક કૌશિકનામનો વેદવેત્તા બ્રાહ્મણ હતો. તેને મૈત્રેય નામનો પુત્ર થયો એ પુત્ર મોટોરો થતાં પૂર્વના કોઇ ખરાબ સંસ્કારોને લીધે મહા ક્રૂર, નીચ સ્વભાવનો અને ઘાતકી થયો. તેણે લુટારાઓની ટોળી જમાવી અને તેના આગેવાનતરીકે મૌરાષ્ટ્રનગરમાં જઇ કોઇ બ્રાહ્મણને મારી નાખ્યો. બ્રાહ્મણના મરણથી ક્રોધ પામેલા તે નગરના લોકોએ તેને ઘેરી લેઇ મારી નાખ્યો. મૈત્રેય યમલોકમાં ગયો. ત્યાં તેનાં દુષ્કર્મોને અનુસરતી અનેક નરકયાતનાઓ તેને ભોગવવી પડી. જ્યારે કૌશિકને પોતાના પુત્રની દુર્ગતિના ખબર નારદમુનિપાસેથી મળ્યા ત્યારે તેણે તેને પૂછ્યું કે મારા એ પુત્રની સદ્ગતિ કેમ થાય? નારદે કહ્યું કે તેની સદ્ગતિ થવામાટે તમે પુરૂષોત્તમમાસનું વ્રત કરો. તેના નિયમો પાળી છેવટ ચૌદશને દિવસે તેત્રીશ બ્રાહ્મણોને ઇચ્છાભોજન જમાડવું. મધ્યાન્હ સમયે પુષ્પમંડપ કરી તેમાં સર્વતોભદ્રમંડલ ભરી વચમાં કુંભસ્થાપન કરવું. તેની અંદર

પંચરત્ન તથા પંચપલ્લવ નાખી ઉપરના પૂર્ણપાત્રમાં દેવનું સ્થાપન કરવું. પછી સ્વસ્તિવાચનવગેરે કરી ષોડશોપચારથી તેની પૂજા કરવી અને જિષ્ણુ, વિષ્ણુ, મહાવિષ્ણુ, હરિ, કૃષ્ણ, અધોક્ષજ, કેશવ, માધવ, રામ, અચ્યુત, પુરૂષોત્તમ, ગોવિંદ, વામન, શ્રીશ, શ્રીકંઠ, વિશ્વસાક્ષી, નારાયણ, મધુરિપુ, અનિરૂદ્ધ, ત્રિવિક્રમ, વાસુદેવ, જગદ્યોનિ, શેષતલ્પગત, સંકર્ષણ પ્રદ્યુમ્ન, દૈત્યારિ, વિશ્વતોમુખ, જનાર્દન, ધરાધાર અને શ્રીધર એ ત્રીશ નામોથી નમસ્કાર કરવા. યજ્ઞોપવીત, પીતવસ્ત્રો તથા નૈવેદ્યાદિથી વિશેષ પૂજન કરવું વીણા, મૃદંગ, પટહ, ભેરી તથા તાલાદિ વાદિત્રોથી, ગીત નૃત્યાદિથી અને વેદઘોષથી મોહોટો ઉત્સવ કરવો. નારિંગ, નાળિકેર, અને પંચરત્ન એઓથી અર્ઘપ્રદાન કરવું. પછી અમાવાસ્યાના પ્રાતઃકાલમાં વિષ્ણુનું પૂજન કરી, સમિધથી, તિલથી અને ચરૂથી દશ હજાર અથવા એક હજાર આહુતિ અગ્નિમાં આપવી. પૂર્ણાહુતિ પછી આચાર્યવગેરેનો સત્કાર કરવો. ગોદાન કરવું, કાંસાના પાત્રમાં ત્રીસ માલપૂડાઓ ભરી તેનું દાન કરવું, એક પાત્રમાં દૂધપાક ભરી તેમાં ઘી નાખી, સર્પના ઉદ્દેશથી તેનું દાન દેવું. પછી બ્રાહ્મણોને ભોજન કરાવી સીમાસુધી વળાવી વ્રતની પૂર્ણતા કહેવરાવવી અને ક્ષમા માગવી. પોતે ભોજન કરવું, દીન, અંધ તથા અનાથોને તેમજ પશુવગેરેને પણ ભોજન દેવું. આ પ્રમાણે ઉપદેશ દઈ નારદમુનિ ચાલી નિકળ્યા. અને કૌશિકે તે વ્રત કરતાં તેના પુત્રની સદ્‌ગતિ થઈ. આ કથા ભવિષ્યપુરાણમાં છે.

---

## સ્વસ્તિક વ્રત.

અષાઢમાસની પૂર્ણિમાથી આરંભી કાર્ત્તિકમાસની પૂર્ણિમાપર્યંત સ્વસ્તિક વ્રત થાયછે. યુધિષ્ઠિરરાજાને શ્રીકૃષ્ણે કહેલું છે કે સ્વસ્તિક વ્રત કરનાર મનુષ્ય રાજા થાયછે. ચતુર્માસમાં હમેશ લક્ષ્મીનારાયણની મૂર્ત્તિનું પૂજન કરી તે આગળ ગોમયોપલિપ્ત ભૂમિઉપર વિચિત્ર રંગોથી એકસો આઠ સ્વસ્તિક એટલે સાથીયા આળેખી ચોમેર દીવા, પુષ્પો તથા ધૂપ વગેરેથી શોભા કરી ભગવાનઆગળ ઉત્સવ કરવો. એ પ્રમાણે કરવાથી સેકડો જન્મનાં પાપો નાશ પામેછે. વિષ્ણુના મંદિરમાં તથા શિવમંદિરમાં પણ ઉપરપ્રમાણે સાથીયાવગેરે થઇ શકેછે. ઉત્તમ તંદુલો તથા ધાન્ય વગે-

રેથી પણ સાથીયા થાયછે. હજાર સાથીયા કરનાર પુરૂષ તથા સ્ત્રી પૌત્રાદિ સંતતિના અવિચ્છેદને પામી સ્વર્ગને પામેછે. દશહજાર સાથીયાનું અર્પણ કરનાર મનુષ્ય ભયંકર રોગોથી મુક્ત થાયછે અને સ્ત્રી વૈધવ્યને પામતી નથી. એક લાખ સ્વસ્તિકનું અર્પણ કરનાર મનુષ્ય અનંત સુખનું પાત્ર થાયછે. આષાઢમાસની પૂર્ણિમાથી આરંભી આશ્વિનમાસની પૂર્ણિમામાં પણ સમાપ્તિ થઇ શકેછે. શક્તિને અનુસરીને તેના આદિમાં તથા અંતમાં ગોદાન કરવું, કમલનાં આસનો દેવાં અને સોના અથવા રૂપાના સાથીયા પણ આપવા. વળી અગ્નિહોત્ર કે આવસથ્યવાળા બ્રાહ્મણને હોમમાટે ઘી દેવું. પોતાની શાખામાં કહેલા વિધિપ્રમાણે પાયસ તથા ઘૃતથી હોમ કરવો અને બ્રાહ્મણોને ભોજન કરાવવું આ વ્રત પૂર્વે શાંડિલીનામની ઋષિપત્નીએ, સગર રાજાએ, દિલીપ રાજાએ અને દમયંતી સતીએ કરેલું છે. આ વ્રતની સમાપ્તિ એક માસે પણ થઈ શકેછે. આ વ્રત અખંડિત રીતે સંપૂર્ણ થાય તો મિત્ર, ધન, આરોગ્ય અને પુત્રનો લાભ મળેછે તથા અંતે સદ્ગતિ થાયછે. વળી ક્ષત્રિય આ વ્રત કરે તો તેને પોતાનું ગયેલું રાજ્ય પાછું મળેછે. આ કથા ભવિષ્યપુરાણમાં છે.

---

# ધાન્યસંક્રાંતિ વ્રત.

સ્કંદપુરાણમા નદિકેશ્વરે કહ્યું છે કે અયનસંક્રાંતિ (કર્ક તથા મકર) ઓના પ્રવેશદિવસમા તથા વિષુવસંક્રાંતિ (મેષ તથા તુલા) ઓના પ્રવેશદિવસમાં યથાવિધિ સ્નાન કરી સૂર્યનું ધ્યાન કરી તેની પ્રાર્થના કરવી કે ભગવન્! કૃપા કરીને આ વ્રતને વગરવિઘ્ને પૂર્ણ કરજો. તે પછી કેસરના ચંદનથી અષ્ટપત્ર કમળ આળેખી તેના પૂર્વ પત્રમાં ભાસ્કરનું, અગ્નિકોણમાં રવિનું, દક્ષિણમાં વિવસ્વતનું, નૈર્ઋત્યમાં પૂષાનું, પશ્ચિમમાં આદિત્યનું, વાયવ્યમાં તપનનું, ઉત્તરમાં માર્તંડનું, ઇશાનમાં ભાનુનું અને મધ્યમાં વિશ્વાત્માનું પૂજન કરવું, પછી અર્ઘ આપવો અને તેની પાસે પ્રસ્થપ્રમાણ કોઇ ઉત્તમ ધાન્ય મૂકી પૂજા કરીને પછી તે દક્ષિણાસહિત બ્રાહ્મણને દેવું. એ પ્રમાણે પ્રત્યેક માસે કરવું. એમ કરતાં કરતાં જ્યારે વર્ષ પૂરું થાય ત્યારે ઉદ્યાપન કરવું. તેમાં સુવર્ણનું અર્ઘપાત્ર કરાવવું અને મંડલ ભરી બે ભુજાવાળી અને રક્ત વસ્ત્રથી વેષ્ટિત સૂર્યની સુવર્ણમય મૂર્તિ

કરી મધ્યમાં સ્થાપી તેનું પૂજન કરવું, અને છેવટ તે દ્રોણ પ્રમાણ (એક હજાર ચોવીસ તોલાભાર) ધાન્ય સાથે આચાર્યને દેવી. ગોદાન કરવું, હોમ કરવો તથા બ્રાહ્મણોને ભોજન કરાવવું અને વ્રત સૂર્યનારાયણને અર્પણ કરવું. આ વ્રતથી અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ થાયછે, દરિદ્રતા આવતી નથી અને રોગ તથા દુર્ભાગ્ય થતાં નથી. આ કથા સ્કંદપુરાણમાં છે.

---

## લવણસંક્રાંતિ વ્રત.

ગમે તે સંક્રાંતિને દિવસે યથાવિધિ સ્નાન કરી વસ્ત્રાલંકાર પહેરી કેસરી ચંદનથી કર્ણિકાસહિત અષ્ટપત્ર કમળ આળેખી મધ્યમાં ભાસ્કરનું પૂજન કરી પ્રસ્થ માત્ર ધાન્યના રાશિને તથા પ્રસ્થમાત્ર લવણથી ભરેલા એક પાત્રને પૂજી તેનું દાન બ્રાહ્મણને દેવું. એ પ્રમાણે એક સંવત્સર-પર્યંત કરી છેવટમાં સુવર્ણમય સૂર્યની મૂર્ત્તિ કરી તેની રક્ત વસ્ત્રથી, રક્ત ચંદનથી અને રક્ત પુષ્પોથી પૂજા કરી એક કંબલ, લવણનું પાત્ર અને ગાયનું દાન દેવું. એ વ્રત કરવાથી લવણના પર્વતનું દાન દેવા જેટલું ફળ થાયછે, સર્વ સંપત્તિનો લાભ થાયછે, સર્વ રસની પ્રાપ્તિ થાયછે અને અંતે સૂર્યલોકની પ્રાપ્તિ થાયછે. આ વ્રત સ્કંદપુરાણમાં કહ્યું છે.

---

## ભોગસંક્રાંતિ વ્રત.

ગમે તે સંક્રાંતિને દિવસે સ્નાનાદિ નિત્યકર્મ કરી સૌભાગ્યયોગ્ય વસ્ત્રો, કુંકુમ, કાજલ, સિંદૂર, પુષ્પો, સુગંધિ દ્રવ્યો, તાંબૂલ, તંદુલ અને ગોળ એ સઘળા પદાર્થો સુવાસિની સ્ત્રીઓને દેવા. દંપતીને ભોજન કરાવીને બે વસ્ત્રો દેવાં. એ પ્રમાણે વર્ષપર્યંત કરી છેવટમાં પૂર્વની પેઠે ઉદ્યાપન કરવું તથા દક્ષિણાસહિત ગાયનું દાન દેવું. આવી રીતે વ્રત કરવાથી મનુષ્ય અનેક સુખોનું પાત્ર થાયછે. આ વ્રત સ્કંદપુરાણમાં છે.

---

## રૂપસંક્રાંતિ વ્રત.

સંક્રાંતિને દિવસે તૈલાભ્યંગપૂર્વક સ્નાન કરી પૂર્વનીપેઠે સૂર્યનું

પૂજન વગેરે કરી સુવર્ણના પાત્રમા ગરમ ઘી ભરી તેમા પોતાનુ મુખ જોઇ દક્ષિણાસહિત તે પાત્રનું દાન બ્રાહ્મણને દેવુ અને એક વખત જમવુ. આમ પ્રત્યેક સંક્રાતિએ એક વર્ષ સુધી કરવુ અને છેવટ ઘૃતધેનુ તથા સુવર્ણનુ દાન દેવુ અને મંડલ વગેરે ઉદ્યાપન સર્વવ્રતસાધારણ સમજવુ આ વ્રત સ્કંદપુરાણમા છે.

---

## તેજઃસંક્રાંતિ વ્રત.

સંક્રાતિને દિવસે પૂર્વની પેઠેજ સૂર્યપૂજનાદિ કરી શક્તિને અનુસરી સુવર્ણ કે બીજી કોઇ ધાતુનો કુંભ કરાવી તેમા ચોખાનો લોટ ભરી તેમા ઘીનો દીવો મૂકવો અને ઘડાની ઉપર એક મોહોટો મોદક મૂકી તેનું દાન બ્રાહ્મણને દેવુ. સૂર્યને અર્ઘ દેવો તથા એક વખત જમવુ. એક વર્ષ પૂર્ણ થાય ત્યારે ઉદ્યાપનમા પૂર્વની પેઠે કુંભવગેરેનુ તથા કપિલા ગાયનુ દાન દેવુ તથા બ્રાહ્મણોને ભોજન કરાવવુ. આ વ્રત સ્કંદપુરાણમા છે.

---

## સૌભાગ્યસંક્રાંતિ વ્રત.

સંક્રાતિને દિવસે સ્નાનાદિ આવશ્યક કર્મ કરી સૂર્યનારાયણનુ પૂર્વનીપેઠે પૂજન કરવુ. સુવાસિની સ્ત્રીને સૌભાગ્ય દ્રવ્યોનુ દાન દઇ બ્રાહ્મણોને ભોજન તથા વસ્ત્રો દેવા. એ પ્રમાણે પ્રત્યેક સંક્રાતિને દિવસે કરી વર્ષ પૂરૂ થાય ત્યારે લવણનો ઢગલો કરી તેની પાસે સુવર્ણ કમળમા સૂર્યનુ પૂજન કરી તે બન્ને બ્રાહ્મણને આપી દેવા. તેની સાથે સેનડી, બનાવેલુ તાસક, ચોખા, ધાણા, ગોળ, કસુંબો, કુંકુમ અને લવણ એ પદાર્થોના દાન પણ દેવા. આ વ્રતથી સૌભાગ્યની સ્થિરતા થાયછે. આ કથા સ્કંદપુરાણમા છે,

---

## તાંબૂલસંક્રાંતિ વ્રત.

સંક્રાતિને દિવસે પ્રાતઃકાળમા ઉઠી યથાવિધિ સ્નાન કરી સુગંધિ ચંદન વગેરે ઉપચારોથી સૂર્યનુ પૂજન કરી તથા બ્રાહ્મણોનુ યથાશક્તિ પૂજન કરી

પછી પૂજિત તાંબુલનું દક્ષિણાસહિત દાન દેવું. એ પ્રમાણે પ્રત્યેક સંક્રાંતિએ કરી વર્ષ પૂરૂં થાય ત્યારે એક સુવર્ણનું કમળ, સોપારો રાખવાનો પોટલીયો, કાયો ચુનો રાખવાનું નાનું પાત્ર, સુડી તથા મુખવાસના બીજા પણ ઉપસ્કરો તૈયાર કરાવા બ્રાહ્મણ દંપતીને ભોજન કરાવી તે સઘળા પદાર્થો તેને દેવા. આ પ્રમાણે વ્રત કરનાર સ્ત્રી પતિપુત્રાદિના વિયોગને પામતી નથી. આ કથા સ્કંદપુરાણમાં છે.

---

# મનોરથસંક્રાંતિ વ્રત.

પ્રત્યેક સંક્રાંતિને દિવસે ગોળથી ભરેલા ઘડાનું દાન કરવું. એ પ્રમાણે વર્ષ પર્યંત કરી છેવટ બીજાં સંક્રાંતિ વ્રતોની પેઠે ઉદ્યાપન કરવું. તેમાં ગોળના ઢગલાપર વસ્ત્ર તથા રત્ન મૂકી ઉત્તરાયણને દિવસે તેનું દાન કરવુ. આ મનોરથ સંક્રાંતિ વ્રત કહેવાય છે.

---

# અશોકસંક્રાંતિ વ્રત.

કર્ક સંક્રાતિ, મકર સંક્રાંતિ, મેષ સંક્રાતિ અને તુલા સંક્રાતિ એઓમાંથી જે સંક્રાંતિને દિવસે વ્યતિપાત હોય તે દિવસે એકભુક્ત કરી તલનું દાન દેવું અને સૂર્યની સુવર્ણમય મૂર્ત્તિનું પંચગવ્ય વગેરે તથા પંચામૃત વગેરેથી સ્નાનપૂર્વક ચંદન, પુષ્પ, ધૂપ, દીપ તથા નૈવેદ્યવગેરેથી પૂજન કરવું. પછી ભાસ્કર, રવિ, આદિત્ય, દિવાકર, અર્યમન્, ભાનુ, પૂષન્, મિત્ર, વિવસ્વત્, સહસ્રાંશુ, તમોહંતા, તેજોરાશિ અને અરૂણસારથિ એ ચતુર્થીંત તથા નમઃશબ્દાંત નામોથી પાદ, જંઘા, જાનુ, ઊરૂ, કટિ, ઉદર, બાહુ, સ્તન, કંઠ, મુખ, નેત્ર, શિર અને સર્વાંગ એઓનું પૂજન કરવું તથા અર્ઘપ્રદાન કરવું. એ પ્રમાણે વર્ષપર્યંત કરી પછી ઉદ્યાપન કરવું. તેમાં પૂર્વવત્ પૂજનાદિ કરી સૂર્ય મંત્રથી હોમ કરવો. બાર કપિલા ગાયોનું દાન દેવુ. અશક્તિ હોય તો છેવટ એક કપિલા ગાયનું દાન કરવું તથા બ્રાહ્મણોને ભોજન કરાવવું. આ વ્રત કરવાથી મનુષ્ય શોક માત્રથી દૂર રહેછે.

# આયુઃસંક્રાંતિવ્રત.

સંક્રાંતિને દિવસે પ્રાતઃકાલમાં સ્નાન કરી નિત્યકર્મપૂર્વક સૂર્યનું પૂજન કરવું. પછી કાંસાના પાત્રમાં ક્ષીર, ઘૃત અને સુવર્ણ નાખી તેનું પૂજન કરી વિદ્વાન બ્રાહ્મણને તેનું દાન આપવું. ઉદ્યાપનવગેરે કર્મ ધાન્યસંક્રાંતિની પેઠે કરવું. આ વ્રત કરવાથી આયુષની વૃદ્ધિ થાયછે, રોગોનો નાશ થાયછે, તેજની વૃદ્ધિ થાયછે, કીર્ત્તિ ફેલાયછે, અપમૃત્યુનો તથા શત્રુનો નાશ થાયછે અને સંપૂર્ણ સો વર્ષનું જીવન થાયછે;

---

# ધનસંક્રાંતિ વ્રત:

પ્રત્યેક સંક્રાંતિને દિવસે સ્નાનાદિ નિત્યકર્મ કરી જળથી ભરેલા કુંભઉપર સુવર્ણની સૂર્યમૂર્ત્તિનું સ્થાપન કરી પૂજા કરી તેનું દાન બ્રાહ્મણને દેવું તથા એકભુક્ત કરવું. એ પ્રમાણે વર્ષપર્યંત કરી ઉદ્યાપનમાં અરૂણોદયસમયે સ્નાન કરી સૂર્યનું પૂજન કરી તલવાળી ખીચડી, પકવાન તથા ઘીથી બ્રાહ્મણોને ભોજન કરાવવું. સુવર્ણના કળશ ઉપર પૂર્ણપાત્રમાં સૂર્યની સુવર્ણમૂર્ત્તિનું સ્થાપન કરી પૂજનમાં સુવર્ણનું અષ્ટદળ કમળપુષ્પ અર્પણ કરવું. તેની સાથે ગોદાન કરવું તથા બ્રાહ્મણોને ભોજન કરાવવું અને વ્રત સૂર્યદેવને અર્પણ કરવું. આ વ્રત કરવાથી નિર્ધન ધનવાન થાય છે તથા ધનવાન વિશેષ ધનવાન થાયછે, તેમજ દીર્ઘાયુ, આરોગ્ય અને પુત્રાદિ પરિવારને પામેછે.

---

# ધનુર્માસવ્રત.

બાર સંક્રાંતિઓમાં જ્યારે ધનુઃસંક્રાંતિ આવેછે ત્યારે તેને ધનુર્માસ એ પ્રમાણે કહેછે. તે ધનુર્માસમાં હમેશ અરૂણોદય સમયે નદીમાં સ્નાન કરી નિત્યકર્મ પછી સૂર્યનો ઉદય થતાં મુહૂર્તમાત્રમાંજ બ્રાહ્મણોને ખીચડી અને ઘી અથવા લાડુથી ભોજન કરાવવું અને પછી તેઓને દક્ષિણા તથા ઉર્ણાવસ્ત્ર વગેરે આપવાં. ત્યારબાદ યજમાને પોતે ભોજન કરવું. આખો મહિનો આ પ્રમાણે ન બની શકે તો ધનુઃસંક્રાંતિના પ્રત્યેક રવિવારને દિવસે

એ પ્રમાણે કરવું. આવી રીતે ધનુર્માસસંબંધી વ્રત તથા બ્રાહ્મણભોજનના પ્રભાવથી મનુષ્ય ધનધાન્ય, આરોગ્ય અને પુત્રપરિવારને પામેછે.

---

# સર્વસંક્રાંતિવ્રત.

નારદમુનિના પૂછવાથી નંદિકેશ્વરે કહ્યું છે કે વિષુવસંક્રાંતિના દિવસથી કે અયનસંક્રાંતિના દિવસથી સર્વસંક્રાંતિવ્રત થાયછે. એમાં વ્રતને પહેલે દિવસે એકભુક્ત કરી બ્રહ્મચર્ય પાળવું તથા ભૂશયન કરવું. વ્રતને દિવસે દંતધાવનાદિ નિત્ય કર્મ કરી તિલથી સ્નાન કરવું અને પછી શુદ્ધ પૃથ્વીઉપર કેસરી ચંદનવડે અષ્ટદળ કમળ આળેખી કર્ણિકામાં તથા દળોમાં રવિ, આદિત્ય સોમાર્ચિષ્, ઋગ્મંડલ, સવિતૃ, તપન, મિત્ર, માર્તંડ અને વિષ્ણુ એ નામોથી પૂર્વની પેઠે આવાહનાદિ ષોડશોપચારોથી પૂજન કરવું. બ્રાહ્મણને જળથી ભરેલા કુંભનું દાન દેવું. સુવર્ણના પાત્રમાં તિલ ભરીને તેનું પણ દાન દેવું. દેવને સુવર્ણનું કમળપુષ્પ અર્પણ કરવું. ચંદન, જળ તથા પુષ્પોથી અર્ઘપ્રદાન કરવું. એ પ્રમાણે બાર માસ કરી છેવટ ઉદ્યાપન કરવું. તેમાં સૂર્યની બાર મૂર્તિઓ કરાવી તેનું પૂજન કરવું. ઘીથી તથા દૂધપાકથી અગ્નિહોમ કરી બ્રાહ્મણોને ભોજન કરાવવું. બાર જલકુંભ તથા બાર ગાયોનું દાન દેવું. એટલી શક્તિ ન હોય તો સાત, ચાર કે છેવટ એક ગાયનું દાન દેવું. સુવર્ણની, રૂપાની, ત્રાંબાની, પિષ્ટની અથવા તિલની પૃથ્વીનું દાન દેવું. એ પ્રમાણે સર્વસંક્રાંતિવ્રત કરનાર મનુષ્ય, કદીપણ દુઃખ ન પામતાં સર્વદા સુખીજ રહેછે.

---

# ઘૃતસ્નપન વ્રત.

ઉત્તરાયણને દિવસે સ્નાનાદિ નિત્યકર્મ કરી સુવર્ણની સૂર્યમૂર્તિને એક પ્રસ્થ ઘીથી સ્નાન કરાવી તે મૂર્તિ બ્રાહ્મણને દેવી. બ્રાહ્મણોને ભોજન કરાવવું તથા ઘૃતધેનુનું દાન દેવું. આ પ્રમાણે કરવાથી મનુષ્ય સર્વ દુઃખોથી મુક્ત થઇ સુખોને પામેછે.

# ઘૃતકંબલ વ્રત.

મકર સંક્રાતિમાં અથવા માઘ માસમાં ઘૃતકંબલવડે મહાદેવની પૂજા કરવાથી અર્થાત્ મહાદેવની ઘીની મહાપૂજા ભરવાથી અનંત પુણ્યની પ્રાપ્તિ થાયછે. આ ઘૃતકંબલ દાનના પુણ્યથી ઘણા જીવો ચક્રવર્તિ રાજા થયા છે, પૂર્વ જન્મના જ્ઞાનવાળા થયા છે અને શિવભક્ત થઇ મોક્ષને પામ્યા છે. પૂર્વે જાબાલિમુનિને શ્રવકર્ણાભ રાજાએ પૂછયું કે મહારાજ! દારિદ્રયના નાશનો ઉપાય કહો. મુનિએ કહ્યું કે કાળી અથવા ધોળી ગાયનું શુદ્ધ ઘી સાડા ત્રણસો ગ્રન્થ લઈ તેને ખુબ જમાવીને પછી ઘીથી અભિષેક કરાવેલા શિવલિંગઉપર તે જમાવેલા ઘીનો ઘૃતકંબલ ચહડાવવો. પછી તિલ, સર્ષપ, કોમળ બીલીપત્ર અને સોનેરી રંગનાં કમળો ચહડાવવાં, તેમજ ધૂપ, દીપ, નૈવેદ્ય, નીરાજનવગેરેથી પૂજન કરી શિવપંચાક્ષરનો જપ કરવો અને શિવભક્તોને જમાડવા. રાત્રિનું જાગરણ કરવું તથા પ્રાતઃકાલે સ્નાનાદિ નિત્યકર્મ કરી શિવલિંગપરથી તે ઘૃતકંબલ ઉતારી તેનું પૂજન કરવું. આવી રીતે પ્રત્યેક વર્ષે કરવાથી મનુષ્ય દરિદ્રતાથી મુક્ત થાયછે. આ વ્રત શિવરહસ્ય નામના આગમગ્રંથમાં કહેલ છે.

---

# દધિમંથનદાન વ્રત.

મકરસંક્રાંતિને દિવસે " મારા આ જન્મમાં તથા પરજન્મોમાં પુત્રપૌત્રાદિ તથા ધનધાન્યાદિ સંપત્તિના અખંડ લાભમાટે સૂર્યનારાયણરૂપ બ્રાહ્મણને દધિમંથનનું દાન દઇશ " એવો સંકલ્પ કરી તિલના ઉદ્વર્તનપૂર્વક સ્નાન કરી પવિત્ર વસ્ત્ર પહેરી યશોદાજી તથા શ્રીકૃષ્ણની સુવર્ણમૂર્તિની પૂજા કરવી અને પછી દહીંથી ભરેલી તથા દહીં વલોવવાનાં તમામ સાધનોસહિત દહીં વલોવવાની ગોળીનું દાન દક્ષિણાસહિત બ્રાહ્મણને દેવું.

બ્રહ્માંડ પુરાણમાં રસદાનમાહાત્મ્યના વિષયમાં આ વ્રતની કથા એવી રીતે છે કે કૃપીએ દુર્વાસામુનિને પૂછયું કે હે તપોધન! હું દરિદ્રતાથી તથા અપુત્રપણાથી બહુ પીડિત છું, મારા સ્વામી દ્રોણાચાર્ય વિદ્યાભ્યાસ તથા તપશ્ચર્યાનો ભંગ થવાના ભયથી કશો વ્યવહારિક ઉદ્યમ કરતા નથી. મારે ઘેર

માત્ર એક ગાય છે તે પણ ઘણી બાંક અને અવસ્થાથી વૃદ્ધ છે. તેના ગોરસમાંથી છાશ કરી જેમતેમ આજીવિકા ચલાવુંછું. માટે કૃપા કરી દરિદ્રતાનો નાશ થાય એવો કોઈ ઉપાય કહો.

દુર્વાસામુનિ બોલ્યા કે કૃપિ! મકરસંક્રાંતિને દિવસે દધિમંથનનું દાન કરો. એ દાનના પ્રભાવથી નંદરાયજીનાં પત્ની યશોદાજીને શ્રીકૃષ્ણસરખા પુત્ર તથા દૈવી સંપત્તિનો લાભ થયો હતો. એ દાનના વિધિમાં પ્રાતઃસ્નાનાદિ કર્ત્તવ્ય કરી ઘરમાં ગોમયથી ઉપલિપ્ત કરેલી પૃથ્વીઉપર સાથીયો કરી એક દ્રોણ ( એક હજાર ચોવીસ તોલા ) પ્રમાણ ઘઉનો ઢગલો કરી, તે ઉપર દહીંની ગોળી કે જેમાં માખણ થાય તે પ્રમાણે મંથન કરેલ હોય તે રાખી, પછી શ્રીકૃષ્ણ તથા યશોદાજીની સ્વર્ણમૂર્ત્તિનું પૂજન કરી, દહીંની ગોળીનું પણ હરિદ્રા, કુંકુમ તથા પુષ્પમાળાઓથી પૂજન કરવું, અને તેને રક્ત સૂત્ર તથા રક્ત વસ્ત્ર વીંટી, રવૈયામાં સર્પનું આવાહન કરી તેનું પણ પૂજન કરવું. પછી આઠ દીવા કરવા અને નૈવેદ્યમાં લાડુ, પવા, શાળની ધાણી અને શેલડી મુકી છેવટ એ સઘળો ઉપસ્કર બ્રાહ્મણને અર્પણ કરવો. કથાશ્રવણ તથા ગીતવાદિત્રથી ઉત્સવ કરવો અને બ્રાહ્મણોને ભોજન કરાવી પોતે ભોજન કરવું. દુર્વાસામુનિના આ પ્રમાણે ઉપદેશથી કૃપી અશ્વત્થામા નામના પુત્ર તથા મોહોટી સંપત્તિને પામ્યાં.

---

# તાંબૂલદાન વ્રત.

યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને પૂછયું કે ભગવન્! સર્વ કામનાઓની સિદ્ધિને માટે તાંબૂલદાન વ્રત તથા તેનું ઉદ્યાપન કહો. શ્રીકૃષ્ણે કહ્યું કે, તાંબૂલદાન વ્રતથી દીર્ઘાયુ, સૌમનસ્ય, પુષ્ટિ, સૌભાગ્ય અને વિદ્યા એઓની પ્રાપ્તિ થાયછે. તાંબૂલ ક્ષુધાને તથા પિપાસાને હરનાર છે, સૌભાગ્ય દેનાર છે, સ્વાદિષ્ટ છે, નિર્મલ છે, અને મુખરોગોને મટાડનાર છે. હમેશાં સોપારી, લવિંગ, એલચી અને કર્પૂરસહિત બત્રીશ તાંબૂલપત્રોનું દાન દેવું, અથવા બની શકે એટલાં તાંબૂલપત્રો આપવાં. એ બ્રાહ્મણોને દેવાનો યોગ ન આવે તો સુવાસિની સ્ત્રીઓને આપવાં, અને તેઓને દેવાનો યોગ ન આવે તો કુમારિકાઓને આપવાં. એ પ્રમાણે વર્ષપર્યંત કરી પછી કોઈ વિવાહ નક્ષત્રના શ્રેષ્ઠ દિવસે તે વ્રતનું ઉદ્યાપન કરવું. તેમાં પાંચ અથવા

સાત સપત્નીક બ્રાહ્મણોને બોલાવી પૂર્વ રાત્રિએ તેઓનું પૂજન કરવું. લક્ષ્મીનારાયણનું, ઉમામહેશ્વરનું, બ્રહ્મા સાવિત્રીનું, રતિ કામદેવનું, ઋદ્ધિ સિદ્ધિ સહિત ગણેશનું, તથા લોકપાલોનું પણ પૂજન કરવું. પછી તાંબૂલદાનના ઉપકરણો એટલે પાન રાખવાની સુવર્ણ વગેરેની પેટી, સુનાકાથાની પેટી, સોપારી, સુડી, એલચી, લવિંગ તથા બીજા સુગંધ પદાર્થોને તૈયાર કરી તેઓનું પણ ચંદન પુષ્પાદિથી પૂજન કરી પુરૂષોત્તમ શાર્ઙ્ગપાણિ, ગરૂડધ્વજ, અનંત, યજ્ઞપુરૂષ, પુંડરીકાક્ષ, નિત્ય, વેદગર્ભ, ગોવર્દ્ધનધર, સુબ્રહ્મણ્ય, શૌરિ અને ઇશ્વર એ બાર નામોનુ ચતુર્થ્યંત તથા નમઃશબ્દાંત ઉચ્ચારણ કરી પૂજન હવનવગેરે કાર્યો કરવાં. ઘીનો, પાયસનો, પંચામૃતનો અને તિલોદનનો અઠ્ઠાવીશ આવૃત્તિથી હોમ કરવો. પૂર્ણાહુતિપછી બ્રાહ્મણોને ભોજન કરાવવું. તાંબૂલપત્રનાં દાનમાં ખેરનું ચૂર્ણ નાંખવું. ખેરના ફલથી બ્રહ્મા, પત્રથી હરિ અને ચૂર્ણથી રૂદ્ર પ્રસન્ન થાયછે. જલદાન કરનારો અનંત સુખને પામેછે. અન્નદાન દેનારો રાજ્યને પામેછે. દીપદાન કરનારો નેત્રબળને પામેછે અને તાંબૂલદાન કરનારો એ ત્રણેને પામેછે. આ વ્રત વાયુપુરાણમાં કહેલું છે.

---

# મૌનવ્રત.

નારદમુનિએ બ્રહ્માને પૂછ્યું કે ભગવન્! મૌનવ્રતથી થતાં ફળો તથા તેના ઉદ્યાપનનો વિધિ કહો. બ્રહ્મા બોલ્યા કે મૌનવ્રત વિશેષે ચોમાસામાં કરવાનું છે. જિહ્વાથી કંઇપણ શબ્દનું ઉચ્ચારણ ન કરવું એ મૌનવ્રતનું લક્ષણ છે. એમ કરવાથી વાગિંદ્રિયના જયને લીધે કોઇપણ પ્રાણીને વાચિક પીડા ન કરવાથી ઘણું પુણ્ય થાયછે. આદિમાં, મધ્યમાં અથવા અંતમાં તેનું ઉદ્યાપન કરવું. તેમાં સર્વતોભદ્રમંડલ ભરાવી લક્ષ્મીસહિત વિષ્ણુનું પૂજન કરવું. બ્રહ્માવગેરે અંગદેવોનું અને દ્વાર પ્રદેશમાં પુણ્યશીલ તથા સુશીલનું તેમજ જય વિજયનું અને ગદાવગેરે આયુધોનું અને ઘંટાનું પૂજન પણ કરવું. પછી ઘીની એકસો આઠ આહુતિ અગ્નિમાં દઇ બ્રાહ્મણભોજન કરાવી પીઠનું તથા ઘંટાનું દાન કરવું અને દીપદાન પણ કરવું. નારદ! જગતની ઉત્પત્તિના સમયમાં મેં પણ આ વ્રત કર્યું હતું.

---

# પ્રપાદાનવ્રત.

યુધિષ્ઠિરરાજાએ શ્રીકૃષ્ણને પૃછ્યું કે ભગવન્! સંસારસાગરમાંથી સ્વલ્પ સમયમાં સદ્‌ગતિ મળે એવો કોઇ ઉપાય કહો. શ્રીકૃષ્ણ બોલ્યા કે રાજન્! પ્રપાદાન નામનું વ્રત કરવાથી મનુષ્ય અસાધારણ પુણ્યને પામેછે. જે માર્ગમાં જલાશય ન હોય તથા નજીકમાં પણ જલાશય ન હોય ત્યાં જલાશય કરાવવાથી અથવા ઉનાળાના સમયમાંજ પાણીનું પરબ બાંધવાથી અનંત પુણ્ય થાયછે. આવી રીતે પાણીનું પરબ શિવરાત્રિના દિવસથી ચાલુ થાયછે. પાણી પાવાના સ્થળમાં ચાર દ્વારવાળો અને ઘાટી તથા શીતળ છાયાવાળો એક સુશોભિત મંડપ કરવો. બેસવાને માટે પણ સારી ગોઠવણ કરવી અને શક્તિ હોય તો શીતળ ભક્ષ્ય પદાર્થો, ફળવગેરે પદાર્થો તથા શર્કરા, લવણ અને મુખવાસ એ પણ દેવાં. ત્રાંબાનાં અને મૃત્તિકાનાં મોહોટાં પાત્રો શીતળ જળથી ભરી રાખવાં. ઉપર વસ્ત્રો વીંટી રાખવાં અને ચારે વર્ણોમાટે નિશાનીવાળાં જૂદાંજૂદાં જળપાત્રો અને જળપાન કરાવવાનાં પાત્રોની ગોઠવણ રાખી સૌને પવિત્રતાથી જળપાન કરાવવું. જળપાન કરાવનાર પવિત્ર બ્રાહ્મણને પૂરતો આશ્રય આપી તે સ્થળમાંજ રાખવો. એ પ્રમાણે વર્ષાઋતુનો આરંભ થાય ત્યાંસુધી ચાલુ રાખવું. જે મનુષ્ય આવી રીતે જલાશય કરાવવારૂપ નિત્ય પ્રપાદાન કરેછે, અથવા મંડપ બંધાવી જળપાત્રો રાખી ચાર માસસુધી પ્રપાદાન કરેછે તેના પિતૃઓ સદ્‌ગતિને પામેછે, દેવતાઓ તેને પ્રસન્ન થાયછે, લોકોમાં તેની કીર્ત્તિ અને પુત્રપૌત્રાદિ સંતતિ અવિચ્છિન્ન રહેછે અને તે મોહોટા યજ્ઞના ફળને પામેછે. ચાર માસનું પ્રપાદાન પૂરૂં થાય ત્યારે જળનાં પાત્રો પવિત્ર તથા નિર્ધન બ્રાહ્મણોને આપી દેવાં અને બ્રાહ્મણોને ભોજન કરાવવું. દુકાળના વખતમાં એક કોળીયા જેટલા અન્નનું પણ દાન દેવાથી અને ઉનાળામાં એક બિંદુ જેટલું પણ જળ આપવાથી અનંત પુણ્ય થાયછે. આ વ્રત ભવિષ્યપુરાણમાં કહેલું છે.

---

# લક્ષપદ્મવ્રત.

યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને પૃછ્યું કે ભગવન્! સ્ત્રીઓનાં સર્વ દુઃખોનો નાશ

કરનાર અને તેઓને મુક્તિ આપનાર કોઇ વ્રત કહો. શ્રીકૃષ્ણ બોલ્યા કે લક્ષપદ્મ નામનું વ્રત સ્ત્રીઓને સર્વદુઃખોથી છોડાવનાર અને સર્વ મનોરથોને પૂર્ણ કરનાર છે. તેનો આરંભ ગુરૂશુક્રાસ્તવગરના શુભ મુહુર્તમાં થાયછે. તેમાં સૂર્યનારાયણની પ્રતિમાની પાસે હમેશાં સમાન સંખ્યાથી વિચિત્ર રંગોનાં કમળો આળેખી શ્વેત ચંદનથી તથા અક્ષતવગેરેથી તેઓનું પૂજન કરવું. એવાં કમળોની જ્યારે લક્ષ સંખ્યા પૂર્ણ થાય ત્યારે આ વ્રતનું ઉદ્યાપન કરવુ. ઉદ્યાપનમાં વેદિકા ઉપર સ્વસ્તિક કરી તેના ઉપર અષ્ટદળ કમળ આળેખી તેઉપર રક્ત વસ્ત્રથી વેષ્ટિત કલશઉપર સુવર્ણમય સૂર્યની પ્રતિમાનું સ્થાપન કરી ષોડશોપચારથી પૂજન કરવું અને સુવર્ણનું કમળ પુષ્પસ્થાનમાં અર્પણ કરવું. મૂળ મંત્રવડે આચાર્યદ્વારા ગોળ, ઘી અને પાયસથી અષ્ટોત્તર સહસ્ર અથવા શતત્રયસંખ્યાક હોમ કરવો. ગોદાન કરવું અને બ્રાહ્મણોને પાયસાન્ન જમાડવું. આ વ્રતથી સ્ત્રી સર્વ સુખોનું પાત્ર થાયછે. આ વ્રત સૌરપુરાણમાં જણાવેલ છે.

---

## લક્ષદીપદાનવ્રત.

કાર્તિકેય સ્વામીએ કહ્યું છે કે શ્રીમહાદેવજી પાસે પ્રત્યેક દિવસે સમાન સંખ્યાથી કરવામાં આવેલા ઘીના લાખ દીવાઓ મનુષ્યને પ્રકાશમય સ્વર્ગની પ્રાપ્તિ કરાવેછે. ઘીની શક્તિ ન હોયતો તલના તેલના દીવાઓ પણ થઇ શકેછે. કસુંબાના તથા અતસીના તેલના દીવાઓ પણ થાયછે. દીવાઓ કર્યા પછી કપૂરથી આરતી કરવી. એ પ્રમાણે લક્ષદીપદાન પૂર્ણ થાય ત્યારે ઉદ્યાપન કરવું. ઉદ્યાપન કરવામાં આગલે દિવસે ઉપવાસ કરી કળશઉપર ઉમામહેશ્વરની સુવર્ણની મૂર્તિને ષોડશોપચારથી પૂજા કર્યા પછી સ્થાપિત કરવી. રાત્રિનું જાગરણ કરવું અને બીજે દિવસે પ્રાતઃકાળે તિલથી, ઘૃતથી, યવથી, ચરૂથી તથા બિલ્વપત્રોથી સદ્યોજાત૦ મંત્રવડે અષ્ટોત્તરશત હોમ કરવો. ગોદાન કરવું અને બ્રાહ્મણોને ભોજન આપવું. આ વ્રતથી પ્રાણી નિષ્પાપ થઇ જ્ઞાન પામેછે. આ વ્રત સ્કંદપુરાણમાં કહેલું છે.

---

# લક્ષદૂર્વાપૂજન વ્રત.

શ્રાવણમાસની ચતુર્થીને દિવસે મંગળવાર હોય તો તે દિવસથી ગણપતિઉપર લક્ષ દૂર્વા ચડાવવારૂપ આ વ્રતનો આરંભ કરવો. દૂર્વા ચડાવવાથી ગણપતિ અત્યંત પ્રસન્ન થાયછે. પૂર્વે અર્થી લોકોને તૃપ્ત કરવાના અભિમાનથી ગ્રસ્ત થયેલા જનકરાજાની પરીક્ષામાટે ગણપતિએ દરિદ્ર બ્રાહ્મણનો વેષ લઇ રાજાપાસે જઇ કહ્યું કે હું ક્ષુધાતુર છું માટે મને તૃપ્તિ થાય એવો કોઇ પદાર્થ આપો. રાજાએ તેને ઘણા પદાર્થો ખાવા આપ્યા પણ તેની તૃપ્તિ થઇ નહિ. અને ત્યાંથી નિકળી તે પોતાની ભક્તિ કરનાર વિરોચના તથા ત્રિશિરાનામના દંપતીને ત્યાં જઇ જનકરાજાનો વૃત્તાંત સંભળાવી બોલ્યા કે મારી ક્ષુધાને શાંત કરો. તે દંપતીએ જવાબ આપ્યો કે જ્યારે જનકજેવા તમારી ક્ષુધાને શાંત ન કરી શકયા તો પછી અમો-જેવાં દરિદ્ર તમારી ક્ષુધાને શાંત કેવી રીતે કરી શકીએ? સમુદ્રને જ્યારે મોહોટી મોહોટી નદીઓના મળવાથી પણ તૃપ્તિ નથી થતી ત્યારે તેને નાનાસરખાં જળબિંદુથી તૃપ્તિ કેવી રીતે થાય? બ્રાહ્મણરૂપધારી ગણપતિ બોલ્યા કે દાતૃત્વના અભિમાનથી, દંભથી તથા અભક્તિથી નહિ પણ ભક્તિથી આપેલું સ્વલ્પદાન પણ મને તૃપ્તિ દેનાર છે. ત્યારે તે દંપતી બોલ્યાં કે અમારા ઘરમાં તેવો કોઇ ભક્ષ્ય પદાર્થ હાજર નથી પણ શ્રીગણપતિના પૂજનમાટે લાવેલ દૂર્વાંકુરોમાંનો પૂજાવશિષ્ટ એક દૂર્વાંકુર છે તે જોઇએ તો આપીએ. બ્રાહ્મણવેષધારી ગણપતિએ તે લેવાની આનંદથી હા કહી ત્યારે વિરોચનાએ તે દૂર્વાંકુર તેને અર્પણ કર્યો. તે દંપતીના દેખતાંજ એ દૂર્વાંકુરમાંથી ઘણા ઘણા અતિ ઉત્તમ ભક્ષ્ય પદાર્થો થઇ પડ્યા અને તે વૃદ્ધ બ્રાહ્મણ પૂર્ણ તૃપ્ત થયો. પછી તે વેષનો ત્યાગ કરી ગણપતિએ તેઓને પોતાનું દર્શન દીધું અને પ્રસન્ન થઇ કહ્યું કે વર માગો. તે સ્ત્રીપુરૂષે તેમની ભક્તિ અને મુક્તિ માગી. તે પ્રમાણે વર આપી તથા દૂર્વાંકુરથી પોતાની પૂજાનું માહાત્મ્ય કહી ગણપતિ અંતર્હિત થયા.

આ કથા કૌડિન્યમુનિએ પોતાની સ્ત્રી આશ્રયાને કહી ત્યારે તેને દૂર્વાપૂજનના તેવા માહાત્મ્યમાટે સંશય થતાં કૌડિન્યે કહ્યું કે, આશ્રયા! જો તને સંશય થતો હોય તો ગણપતિમંત્રથી અભિમંત્રિત કરેલા એક દૂર્વાંકુરને લઇ તું ઇંદ્રની પાસે જા

સુવર્ણની માગણી કર. આશ્રયાએ ઇંદ્રની પાસે જઇ દૂર્વાંકુરના બદલામાં સુવર્ણ માગ્યું. ત્યારે ઇંદ્રે તેને કુબેરની પાસે જવા ભલામણ આપી. આશ્રયાએ કુબેરની પાસે જઇને દૂર્વાંકુરના બદલામાં તેટલાજ, સુવર્ણની માગણી કીધી. કુબેર બોલ્યા કે, બાઇ! મારી પાસે એવી હલકી માગણી હોય નહિ. મારી પાસે તો ઘણી મોટી માગણી કરવી જોઇએ. આમ કહી પોતાના કોષાધ્યક્ષને કહ્યું કે આ બાઇને આપણા સુવર્ણભંડારમાં તેડી જઇ તેને ત્યાંથી જોઇએ તેટલું સુવર્ણ આપો. કુબેરની આજ્ઞાપ્રમાણે તેનો કોષાધ્યક્ષ આશ્રયાને સુવર્ણભંડારમાં તેડી ગયો અને ત્યાંથી જોઇએ તેટલું સુવર્ણ લઇ લેવા કહ્યું. એટલે આશ્રયાએ એક ત્રાજવું માગી તેના એક પલ્લામાં પેલો દૂર્વાંકુર મૂકયો અને બીજા પલ્લામા સુવર્ણ મૂકાવ્યું, પણ દૂર્વાંકુરનું વજન વિશેષ થયું અને સામેના પલ્લામાં સુવર્ણ સમાયું નહિ ત્યારે તેનાથી મોહોટું ત્રાજવું લીધું. તેમાં પણ તેમજ થયું. એમ કરત મોહોટામાં મોહોટું ત્રાજવું બાંધતાં પણ દૂર્વાંકુરના વજનપ્રમાણે સામ પલ્લાનું સુવર્ણ ન થતાં વિસ્મય પામેલા કુબેરજીએ એ પલ્લામાં પોતાન પત્નીને બેસાડી અને છેવટ પોતે બેઠા, તોપણ દૂર્વાંકુરની બરાબર વજન ન થતાં તેણે દૂતદ્વારા ઇંદ્રને બોલાવ્યા. પોતાના ઐરાવત હાથીપર ચડ ઇંદ્ર ત્યાં આવ્યા અને એ હાથીની સાથેજ તુલામાં બેઠા. પણ સ્થિતિમ ફેરફાર થયો નહિ. ત્યારે તેઓએ હરિ અને હરનું ધ્યાન કર્યું. તેઓ ત્ય આવ્યા અને એ તુલામાં બેઠા, તોપણ તેઓનું વજન દૂર્વાંકુરની બરાબ ન થતાં સઘળા દેવો આશ્ચર્ય પામ્યા અને કૌંડિન્યમુનિની પાસે આવ બોલ્યા કે, ભગવન્! તમારી પત્નીએ દેવોનું સર્વ ધન હરી લીધું છે. અ ગણપતિને ચડાવેલા તથા મંત્રથી અભિમંત્રિત કરેલા દૂર્વાંકુરનો અપા મહિમા અમોએ આજેજ જાણ્યો. એમ કહી તેઓએ ગણપતિની સ્તુ કરવા માંડી; અને ગણપતિને પ્રસન્ન કરી સર્વ દેવો પોતપોતાના સ્થાને ગયા. આશ્રયાએ ગણપતિનો આવો પ્રભાવ જોયો, તેથી તે પરમ આશ્ચ પામી તેનીજ ભક્તિમાં પરાયણ થઇ,

પૂર્વે રાસભના મુખમાંથી ગણેશ ઉપર પડેલી તથા ચાંડાલે શીતનાશ માટે આણેલા તૃણમાંથી વાયુએ ફેંકીને ગણેશ પર નાખેલી દૂર્વાથી પણ ગણેશ પ્રસન્ન થયા હતા. લાખ દૂર્વાંકુરોથી પૂજન કરનાર મનુષ્ય અપૂર્વ સુખને પ્રાપ્ત થાયછે. માઘમાં, કાર્તિકમાં, ભાદ્રપદમાં આષાઢમાં અથવ

શ્રાવણમાં તેનું ઉદ્યાપન કરવું. તેમાં સર્વતોભદ્ર મંડલ ભરી મધ્યમાં કલશ-સ્થાપન કરી તેઉપર સુવર્ણમૂર્તિમય ચતુર્બાહુ તથા એકદંત ગણપતિનું સ્થાપન તથા પૂજન કરવું. તેમાં શમીપત્રો તથા સુવર્ણના દૂર્વાંકુરો ચઢાવવા અને વિધિપ્રમાણે હોમ કરવો. બલિદાન દેવું અને વિવિધ નૈવેદ્યો ધરાવવાં. આ વ્રત ગણેશપુરાણમાં કહેલું છે.

---

# શિવલક્ષપ્રદક્ષિણા વ્રત.

પૂર્વે નૈમિષારણ્યવાસી શૌનકાદિ ઋષિઓ તીર્થયાત્રાના પ્રસંગથી શ્રી ગંગાદ્વારમાં ગયા હતા. ત્યાં સ્નાનદાનાદિ કરી આનંદમાં બેઠા હતા તે સમયે સૂતપુરાણી આવ્યા. ઋષિઓ પ્રસન્ન થયા અને તેઓએ તેનો સત્કાર કર્યો. સૂતપુરાણી ઋષિમંડલને પ્રણામ કરી સુખેથી બેઠા. ઋષિઓએ પ્રશંસા કરી તેને કહ્યું કે, તમોએ વ્રતાદિના ઘણા મહિમા કહ્યા છે તોપણ સામાન્ય ધન છતાં શારીર કષ્ટથી બની શકે અને અનંત પુણ્ય આપે એવું કોઇ વ્રત કહો. સૂતપુરાણીએ જવાબ આપ્યો કે શિવલક્ષપ્રદક્ષિણા વ્રત શારીર કષ્ટથી બની શકે એવું અને અનંત પુણ્ય આપનાર છે. યુધિષ્ઠિર રાજાના પૂછવા ઉપરથી શ્રીકૃષ્ણે તેને એ વ્રત કહેલું છે. એ વ્રત કરવાથી મહાદેવજી પ્રસન્ન થાયછે અને સંકલીકરણ તથા મલિનીકરણ વગેરે પાપો નષ્ટ થાયછે. અગમ્યાગમન, વિશ્વાસઘાત, દેવાદિદ્રવ્યાપહાર, બ્રાહ્મણાદિદ્વેષ, વૃત્તિચ્છેદ, શ્રૌતકર્મત્યાગ તથા અવધ્યવધ વગેરે પાપોમાંથી મુક્ત કરી આ વ્રત સર્વ ઇષ્ટસિદ્ધિને આપેછે. મહાદેવે પાર્વતીને આ વ્રતસંબંધે કહ્યું છે કે શ્રાવણમાં, વૈશાખમાં, કાર્તિકમાં અથવા માઘમાસમાં શિવલિંગને લક્ષ પ્રદક્ષિણા કરવાના વ્રતનો આરંભ થાયછે. એ વ્રત ચાલે ત્યાંસુધી પ્રતિગ્રહ, પરાન્નભક્ષણ, પરદારસાથે ભાષણ, નીચલોકોનો સંસર્ગ અને શિવદ્રોહીનો સંગ એઓનો ત્યાગ કરવો. હમેશાં યથાશક્તિ અને યથામિલિતોપચારથી શિવપૂજન કરી નિરાહાર રહી એકાગ્રચિત્તથી શિવને પ્રદક્ષિણાઓ દેવી. હમેશ સમાનસંખ્યાથી પ્રદક્ષિણાઓ કરવી. શિવપ્રદક્ષિણાનો પ્રકાર એવો છે કે

*वृषं चंडं वृषं चैव सोमसूत्रं पुनर्वृषम् । चंडं च सोमसूत्रं च पुनश्चंडं पुनर्वृषम् ॥*

એટલે પ્રથમ વૃષની પાછળ ઉભી પ્રણામ કરવા, પછી ઈશાનમાં ચંડનામના રૂદ્રગણને પ્રણામ કરવા. તે પછી પાછા વળી વૃષસમીપમાં આવી પ્રણામ

કરવા. ત્યારબાદ દક્ષિણાભિમુખ થઇ પશ્ચિમમાં જઈ ઉત્તરતરફ જલાધારીને છેડે જઇને પ્રણામ કરવા. તે પછી પાછા વળી વૃષસમીપમાં આવીને પ્રણામ કરવા. તે પછી ચંડને પ્રણામ કરવા. તે પછી ઉત્તરાભિમુખ થઇ પશ્ચિમમાં જઈ જળાધારીને છેડે પ્રણામ કરવા અને ત્યાંથી પાછા વળી ચંડને અને છેવટે વૃષને પ્રણામ કરવા. એ પ્રમાણે નવ નમસ્કારથી એક પ્રદક્ષિણા થાય છે. આવી લક્ષ પ્રદક્ષિણા પૂર્ણ થયા પછી તેના ઉદ્યાપનમાં પુણ્યાહવાચન કરી દેવમંદિર વગેરે પવિત્ર સ્થાનમાં મંડપ કરી તેમાં લિંગતોભદ્ર મંડલ ભરી કુંભસ્થાપન કરી તેઉપર વૃષભઉપર બિરાજેલા મહેશ્વરની સુવર્ણ-મૂર્તિ મૂકી દક્ષિણમાં બ્રહ્મા અને ઉત્તરમાં વિષ્ણુનું સ્થાપન કરી તેઓની પૂજા કરવી. ઉપવાસપૂર્વક જાગરણ કરવું અને બીજે દિવસે પ્રાતઃકાળે શતાંશ હોમપૂર્વક બ્રહ્મભોજન કરાવવું. આ વ્રત કરવાથી મુક્તિ મળેછે. આ વ્રત સ્કંદપુરાણમાં કહેલું છે.

---

# અશ્વત્થપ્રદક્ષિણા વ્રત.

ઋષિઓએ વાલખિલ્ય મુનિઓને પૂછ્યું કે, બ્રહ્મા પલાશ એટલે ખાખરાના વૃક્ષરૂપ, વિષ્ણુ પીપળાના વૃક્ષરૂપ અને રૂદ્ર વડના વૃક્ષરૂપ કેમ થયા? તે કહો. વાલખિલ્યોએ કહ્યું કે પૂર્વે ઇંદ્રાદિ દેવોએ અજન્મા રૂદ્રદેવનાં દર્શન કરવાની પોતાની ઇચ્છા બ્રહ્માની પાસે જણાવી. ત્યારે તે સૌને પોતાની સાથે લઇને કૈલાસમાં ગયા. શિવમંદિરના દ્વારમાં દ્વારપાળ નહોતો તેથી આજ્ઞાવગર અંદર કેમ જવાય? એમ ધારી તેઓ દ્વારપાસે અટકી રહ્યા. તેટલામાં નારદમુનિ ત્યાં આવ્યા તેણે તેઓને કહ્યું કે તમો ચંદ્રનાડીમાં નાસિકા હતી તે વખતે પોતાના સ્થાનથી નિકળ્યા છો તેથી કંઇ વિઘ્ન થવા સંભવ છે. હું ધારૂંછું કે રૂદ્રદેવ રહસ્યમાં હશે. ઇંદ્ર બોલ્યા કે હું સાથે છું છતાં વિઘ્ન કેમ થશે? નારદ મનમાં બોલ્યા કે મારૂં વચન સાચું થવું જોઇએ. જો તેમ થશે તો હું લક્ષ્મીનારાયણનું વ્રત કરીશ. પછી ઇંદ્રે અગ્નિદેવને કહ્યું કે તમે ભિક્ષુકવિપ્રનું રૂપ લઇ અંદર જાઓ. બ્રાહ્મણનો વેષ હોવાથી તમને કશી અડચણ આવશે નહિ. અગ્નિ એવી રીતે અંદર ગયા. તે વખતે ક્રીડામાં તત્પર હોવાથી તેને જોઇ પાર્વતી લજ્જિત થઇ બોલ્યાં કે અરે! તું કોણ છે? અગ્નિએ કહ્યું કે હું ક્ષુધાતુર, વૃદ્ધ

અને અંધ ભિક્ષુક બ્રાહ્મણ છું. અન્નમાટે આવ્યો છું. તેનાં વચન સાંભળી પાર્વતીના મનનું સમાધાન થયું કે આ બ્રાહ્મણ અંધ હોવાથી તેણે અમારી રહસ્યક્રીડા જોઇ નથી. પછી તેને ભોજન કરાવ્યું. ભોજન કરી બહાર આવી અગ્નિએ એ સઘળો વૃત્તાંત દેવોને કહ્યો. એ જોઈ નારદ અંદર ગયા અને પાર્વતીને તેણે કહ્યું કે વિપ્રવેષધારી અગ્નિએ અહીં આવી સઘળો વૃત્તાંત જાણી બહાર આવી તે દેવોને કહેવાથી તેઓ તમારી હાંસી કરેછે. આ સાંભળી પાર્વતી ક્રોધ પામી બહાર આવ્યાં અને તેણે દેવોને કહ્યું કે તમો સર્વ સ્ત્રીસુખોથી ભ્રષ્ટ થશો. દેવોએ પાર્વતીની સ્તુતિ કરી ત્યારે તે પ્રસન્ન થયાં અને બોલ્યાં કે તમો એક એક અંશથી વૃક્ષપણાને પામી મારા શાપને ભોગવશો. આ વચનથી બ્રહ્મા પલાશરૂપ, વિષ્ણુ પીપળારૂપ, ઈંદ્ર થોરરૂપ અને રૂદ્ર વડરૂપ થયા અને દેવોની સ્ત્રીઓ માલતી વગેરે લતારૂપ થઇ. આવી રીતે પીપળો વિષ્ણુનો અંશ હોવાથી પીપળાને લક્ષ પ્રદક્ષિણા કરવાથી વિષ્ણુ અત્યંત પ્રસન્ન થાયછે. પીપળાનો સ્પર્શ તથા પૂજા શનિવારને દિવસે કરવા. બીજે દિવસે તેનો સ્પર્શ કરવાથી દરિદ્રતા આવેછે. પીપળાના સેવન તથા પૂજનથી ત્રિવિધ ઉત્પાત, દુર્ભિક્ષ, સંગ્રામ, મારીનો ભય, રોગભય અને શત્રુભય વગેરે મટેછે. સ્નાનાદિ કરી પીપળાને ગેરૂવગેરેથી રંગી, મત્ર વીંટી, પુણ્યાહવાચન કરી યથામિલિત ઉપચારોથી પૂજન કરવું, તથા તેની પાસે શાલિગ્રામસ્થ વિષ્ણુની પણ પૂજા કરવી, અને એક લાખથી બાર લાખ પર્યંત યથાશક્તિ પ્રદક્ષિણા કરવી. બ્રહ્મચર્યાદિ નિયમો પાળવા અને છેવટ ઉદ્યાપન કરવું. ઉદ્યાપનમાં સર્વતોભદ્ર મંડલ ભરી કુંભસ્થાપન કરી લક્ષ્મીનારાયણની સુવર્ણમય મૂર્ત્તિનું સ્થાપન તથા પૂજન કરી હોમ કરવો, તથા રૂપાના પીઠપર એક દ્રોણ તલ મૂકી તેના ઉપર શ્વેત વસ્ત્ર ઢાંકી તેના ઉપર પીપળાની સુવર્ણમૂર્ત્તિ મૂકી તેનું પૂજન કરવું. છેવટ સઘળો ઉપસ્કર બ્રાહ્મણને દઈ ગોદાન કરવું અને બ્રાહ્મણોને ભોજન કરાવવું. આથી સર્વ મનોરથો સિદ્ધ થાયછે. આ વ્રત ભવિષ્યપુરાણમાં કહેલું છે.

---

# વિષ્ણુલક્ષપ્રદક્ષિણા વ્રત.

યુધિષ્ઠિરરાજાએ વ્યાસજીને પૂછ્યું કે જ્ઞાતિવધના પાપમાંથી તેમજ

બીજાં પણ જ્ઞાતાજ્ઞાત પાપોમાંથી મુક્ત કરનારૂ વ્રત કહો. વ્યાસજીએ કહ્યું કે યુધિષ્ઠિર રાજા ! વિષ્ણુને લક્ષ પ્રદક્ષિણા કરવારૂપ વ્રત સઘળાં પાપોનો નાશ કરનાર છે. એ વ્રત બ્રહ્માજીએ નારદમુનિને કહેલું છે અને તે ચાતુર્માસમાં આરંભીને પૂરૂં પણ તેમાંજ કરવાનું છે. હમેશાં નિત્યકર્મપૂર્વક વિષ્ણુપૂજન કરી ભોજન પહેલાંજ વિષ્ણુને પ્રદક્ષિણાઓ કરવી. લાખ પ્રદક્ષિણાઓ પૂરી થાય ત્યારે ઉદ્યાપન કરવું. તેમાં પૂર્વ દિવસે વિષ્ણુની સુવર્ણમૂર્ત્તિનું અધિવાસન કરવું. ઉદ્યાપનને દિવસે તે મૂર્ત્તિનું કલશઉપર સ્થાપન તથા પૂજન કરવું. હોમ કરવો, કપાસ, લવણ તથા ગાયનું દાન દેવું અને પચ્ચીશ બ્રાહ્મણોને ભોજન કરાવવું. આ વ્રત કરવાથી સર્વ પાપોનો નાશ થાયછે. આ વ્રત ભવિષ્યપુરાણમાં કહેલું છે.

---

# તુલસીલક્ષપ્રદક્ષિણા વ્રત.

નારદમુનિએ મહાદેવને પૂછ્યું કે તુલસીને રોપવાનો, પૂજવાનો તથા પ્રદક્ષિણા કરવાનો વિધિ તથા મહિમા જણાવવા કૃપા કરો. મહાદેવે કહ્યું કે, શુભ મુહૂર્તમાં વિષ્ણુપૂજનના ઉદ્દેશથી ઘરની પાસે કે વાડીવગેરેમાં તુલસીનું વૃક્ષ વાવવું. મૂળમાં સુંદર ક્યારો કરી ચારે બાજુ અત્યંત પવિત્રતા રાખવી. પ્રાતઃકાલે સંધ્યાવંદન વગેરે કરી પૂર્વાભિમુખ અથવા ઉત્તરાભિમુખ બેસી તુલસીનું પૂજન કરવું. પછી શ્યામ વર્ણવાળાં, કમળતુલ્ય નેત્રોવાળાં, ચાર ભુજાવાળાં, શ્વેતવસ્ત્રોવાળાં અને કિરીટવિગેરેથી શોભિત સ્વરૂપવાળાં તુલસીદેવીનું ધ્યાન કરવું. વૈશાખમાં, કાર્ત્તિકમાં, માઘમાં અને ચાતુર્માસમાં તુલસીનું પૂજન વિશેષ પુણ્ય આપનાર છે. તુલસીને પચ્ચાસ પ્રદક્ષિણા કરવાથી લક્ષ્મી મળેછે. સો પ્રદક્ષિણા કરવાથી વિજય મળેછે. હજાર પ્રદક્ષિણા કરવાથી વિદ્યા પ્રાપ્ત થાયછે. દશહજાર પ્રદક્ષિણા કરવાથી સર્વ સંપત્તિ મળેછે અને લક્ષપ્રદક્ષિણા કરવાથી સર્વેષ્ટસિદ્ધિ થાયછે. તેના ઉદ્યાપનમાં વિષ્ણુ, લક્ષ્મી અને તુલસીની સુવર્ણની મૂર્ત્તિ કરી તેને કુંભપર સ્થાપી તેનું પૂજન કરવું. રાત્રિનું જાગરણ કરી વળતે દિવસે હોમ કરવો અને એક હજાર, એકસો અથવા અઠ્યાવીશ બ્રાહ્મણોને જમાડી દક્ષિણા આપી વ્રતની સમાપ્તિ કરવી તેથી વૈકુંઠની ગતિ મળેછે. આ વ્રત ભવિષ્યપુરાણમાં છે.

---

## અગ્નિ, ગાય, બ્રાહ્મણ અને હનુમાનને

# લક્ષપ્રદક્ષિણાનું વ્રત.

યુધિષ્ઠિર રાજાએ વ્યાસને પૂછ્યું કે ભગવન્! મૂર્ખતાથી થયેલાં પાપો તુરત નષ્ટ થાય એવું કોઇ વ્રત કહો. વ્યાસે કહ્યું કે અગ્નિને, ગાયને, બ્રાહ્મણને અને હનુમાનને લક્ષપ્રદક્ષિણા કરવાથી સર્વ પાપોનો નાશ થાયછે, અને સર્વ કલ્યાણોની પ્રાપ્તિ થાયછે. આષાઢમાસની શુક્લ એકાદશીથી, દ્વાદશીથી અથવા પૂર્ણિમાથી આ વ્રતનો આરંભ કરવો. અગ્નિને પ્રદક્ષિણા કરતી વખતે नमस्ते गार्हपत्याय नमस्ते दक्षिणाग्नये । नम आहवनीयाय महावेद्यै नमोनमः ॥ એ મંત્ર ભણવો. ગાયને પ્રથમ ઉત્તમ નૈવેદ્ય આપી પૂજન નમસ્કાર કરી પછી પ્રદક્ષિણા કરવી. વિદ્વાન્ બ્રાહ્મણને પૂજન અને દક્ષિણાપૂર્વક પ્રદક્ષિણા કરવી, અને ભૂતપ્રેતાદિના ભયની નિવૃત્તિને માટે હનુમાનજીને પણ પૂજનનમનપૂર્વક પ્રદક્ષિણા કરવી. ઉદ્યાપનમાં તે તે દેવની અને ગાયની સુવર્ણમૂર્ત્તિ કરી લિંગતોભદ્ર મંડળમાં કલશઉપર સ્થાપન કરી પૂજન કરવું અને અવશેષ કર્તવ્ય બીજાં વ્રતોની પેઠે કરવું. આ વ્રત ભવિષ્યપુરાણમાં કહ્યું છે.

---

# લક્ષબિલ્વપત્રપૂજાવ્રત.

વ્યાસમુનિએ પૂછવાથી બ્રહ્માએ કહ્યું કે પૂર્વે વિદર્ભદેશમાં એક મહા કામાંધ રાજા હતો. તે વ્યભિચારી હોવાથી પરદ્રવ્ય ભેગું કરવામાં પણ ન્યાયાન્યાયનો વિચાર કરતો નહોતો. તેના હાથથી બ્રહ્મહત્યાવગેરે મહાપાપો થયાં હતાં. તેનો મંત્રી પણ તેવોજ હતો. કોઇ વખત તે બન્ને મૃગયા કરવા વનમાં ગયા હતા. ત્યાંથી પાછા ફરતાં માર્ગમાં એક શિવમંદિર આવ્યું કે જેમાં દશરથરાજાએ પુત્રપ્રાપ્તિમાટે વશિષ્ઠમુનિદ્વારા શિવલિંગ સ્થાપેલું હતું તેમાં જઇ તેઓએ શિવનાં દર્શન કરી કોમળ બિલ્વ પત્રોથી તેનું પૂજન કર્યું. કાલ પ્રાપ્ત થતાં મરણ પામી તેઓ યમલોકમાં ગયા. ત્યાંથી અનેક નરકો ભોગવી, પશુ વિગેરેના અવતારમાં આવીઆવીને છેવટ મંત્રી રાક્ષસ અવતર્યો અને રાજાને ભિલ્લનો અવતાર આવ્યો.

વખત વનની અંદર તે બન્ને ભેગા થઇ ગયા કે તુરત રાક્ષસ તે ભિલ્લને ખાવા દોડ્યો. ભિલ્લ ત્રાસ પામી પાસેના બિલ્વવૃક્ષ ઉપર ચઢી ગયો. ત્યાં ચડ્યા પછી તે બિલ્વપત્રો ત્રોડીત્રોડીને નીચેના એક શિવલિંગપર નાખવા લાગ્યો અને પેલો રાક્ષસ તે જોવા લાગ્યો. આવી રીતે અજાણતાં કરેલી પૂજાના પ્રભાવથી તેઓના ઉપર મહાદેવજી પ્રસન્ન થયા અને તે બન્નેને દુર્ગતિમાંથી છોડી સારી ગતિ પમાડ્યા. આવી રીતે તેઓ નિયમવગર કરેલા બિલ્વપત્રપૂજનથી પણ સારી ગતિને પામ્યા, તો પછી જેઓ સંકલ્પ અને નિયમપૂર્વક લક્ષબિલ્વપત્રોથી શિવપૂજન કરે તેઓની સદ્‌ગતિ થાય તેમાં આશ્ચર્ય શું? બિલ્વવૃક્ષનું બીજું નામ શ્રીવૃક્ષ છે, માટે લક્ષ્મીની ઇચ્છાવાળાએ પણ લક્ષબિલ્વપત્રોથી મહાદેવનું પૂજન કરવું જોઇએ. વૈશાખથી, શ્રાવણથી અથવા કાર્તિકથી લક્ષબિલ્વ ત્રોથી પૂજા કરવાનો આરંભ કરવો. હમેશાં એક સહસ્ર બિલ્વપત્રો શિવસહસ્ર નામોથી અથવા પંચાક્ષર મંત્રથી ચડાવવાં. મુખ્યત્વે પવિત્રપણે પ્રાર્થનાપૂર્વક પોતાના હાથથી ઉતારેલાં બિલ્વપત્રોથી પૂજન કરવું. વ્રત પૂર્ણ થયે લિંગતોભદ્ર મંડળ ભરી વચમાં એક વેદિકાઉપર અક્ષતનો મોહોટો ઢગલો કરી તેનાપર કૈલાસજેવી રચના કરી તેઉપર સુવર્ણમય ઉમામહેશ્વરનું સ્થાપન કરી પરિવાર દેવો સાથે તેઓના સ્થાપનપૂજનપૂર્વક શિવજીઉપર સુવર્ણનું બિલ્વપત્ર ચડાવવું. રાત્રિનું જાગરણ કરી પ્રાતઃકાળે હોમ કરવો. તથા છેવટ શ્રદ્ધાપ્રમાણે બ્રાહ્મણોને જમાડવા. આ વ્રતથી પુત્રપૌત્રાદિ વંશ તથા લક્ષ્મી વગેરે ઇચ્છેલો પ્રાપ્ત થાયછે. આ વ્રત સ્કંદપુરાણમાં કહેલું છે. આવીજ રીતે અગસ્ત્યમુનિના પૂછવાથી કાર્તિકેયસ્વામીએ શિવલક્ષપુષ્પપૂજાવ્રત કહેલું છે આયુષ્યની ઇચ્છાવાળાએ ચંપકપુષ્પોથી, વિદ્યાની ઇચ્છાવાળાએ અર્કપુષ્પોથી, પુત્રની ઇચ્છાવાળાએ બૃહતીનાં પુષ્પોથી તથા ધતુરાનાં પુષ્પોથી, ધનની ઇચ્છાવાળાએ કરવીરનાં, જાતિનાં, નાગકેસરનાં, બકુલનાં, તિલનાં અને પુન્નાગનાં પુષ્પોથી, સ્વમની શાંતિની ઇચ્છાવાળાએ દ્રોણપુષ્પોથી, મહારોગની નિવૃત્તિમાટે પારિજાતનાં, પાટલાનાં અને કદંબનાં પુષ્પોથી અને વશીકરણની ઇચ્છાવાળાએ સૌવીરનાં પુષ્પોથી મહાદેવનું લક્ષપૂજન કરવું તેનું ઉદ્યાપન બિલ્વપત્રપૂજનના ઉદ્યાપન પ્રમાણેજ કરવું. વિષ્ણુનું લક્ષતુલસીપત્રથી તથા કદબ વગેરેનાં પુષ્પોથી પણ ઉપર પ્રમાણેજ પૂજન થાયછે. તુલસીપત્ર શાલિગ્રામ વિષ્ણુની ઉપર ચડે છે અને ચતુ-

ર્જુનાદિ વિષ્ણુના ચરણમાં તથા માલારૂપે ચડે છે. ઉદ્યાપનમાં વિષ્ણુનું પૂજન તથા સુવર્ણમય તુલસીદલનું અર્પણ ઇત્યાદિ ઇતિકર્તવ્યતા બીજાં વ્રતો પ્રમાણે કરવી. ઉપરનાં વ્રતોનાં ઉદ્યાપનહોમની ભસ્મ સર્વ રોગોનો તથા ભૂતપ્રેતાદિ ઉપદ્રવોનો નાશ કરેછે.

---

# બિલ્વવર્ત્તિવ્રત.

સતી દ્રૌપદીએ દુર્વાસામુનિને પૂછ્યું કે ભગવન્! બિલ્વવર્ત્તિવ્રત-નો પ્રકાર કહો. દુર્વાસાએ કહ્યું કે કપાસમાંથી પોતાના હાથે તંતુ બનાવી ત્રણ અંગુલિ જેવડી લાંબી તથા ત્રેવડી વાટ કરવી એ બિલ્વવર્ત્તિ કહે-વાયછે. બિલ્વપત્ર જેમ એક ડાંખળીમાં ત્રણ હોયછે તેમ એકમાં ત્રણ વર્ત્તિ હોવાથી અન્વર્થસંજ્ઞા છે એવી વર્તિઓ કરી ઘૃતમાં અથવા તૈલમાં ભીંજવી શ્રાવણમાં, વૈશાખમાં, માઘમાં અથવા કાર્તિકમાં પૂર્ણ થાય એવી રીતે એક હજાર વર્તિઓ એક તામ્રના અથવા મૃત્તિકાના પાત્રમાં સ્થાપી ત્ર્યંબકેશ્વર મહાદેવનું ધ્યાન ધરી મહાદેવની પાસે, ગંગાતીરે, ગોવજમાં અથવા બ્રાહ્મણ સમીપે તેઓને પ્રજ્વલિત કરવી. એ પ્રમાણે એક લક્ષ-વર્તિ જ્યારે પૂર્ણ થાય ત્યારે યથાશાસ્ત્ર અભિષેક, તર્પણ, વંદન અને હોમ એ સઘળું કરવું. એક દિવસે પણ લક્ષવર્તિઓનું પ્રજ્વલન થઈ શકે-છે. ઉદ્યાપનમાં પવિત્ર સ્થાને લિંગતોભદ્ર મંડલ ભરી તેથી ઇશાન કોણમાં વેદિકા ઉપર વસ્ત્ર પાથરી તે ઉપર તંડુલનું અષ્ટદલ કરી કલશ મૂકવો. કલશ ઉપર સુવર્ણમય મહાદેવનું સ્થાપન કરી રૂપાના પાત્રમાં સુવર્ણમૂર્તિ અગ્રે દીપક કરવો. યથાવિધિ પૂજન કર્યા પછી ગોદાન કરવું અને બ્રાહ્મ-ણોને જમાડવા. સુવર્ણવર્તિસહિત રૂપાનું પાત્ર અને ઘીભરેલું કાંસ્યપાત્ર બ્રાહ્મણને દેવું. આ વ્રતથી દારિદ્ર્યરૂપ અંધકાર નષ્ટ થાયછે. પૂર્વે સતી દમયંતીએ પતિના દર્શનમાટે આ વ્રત કર્યું હતું. દુર્વાસાના કહેવા પ્રમાણે દ્રૌપદીએ આ વ્રત કરવાથી તેનાં સર્વ દુઃખો નષ્ટ થયાં હતાં આ વ્રત જૈમિનીય આરણ્યકપર્વમાં છે.

---

# રૂદ્રવર્ત્તિવ્રત.

નારદમુનિના પૂછવાથી મહાદેવે રૂદ્રવર્ત્તિવ્રત કહેલું છે, જે તેની પહેલા પાર્વતીને કહેવામાં આવ્યું હતું. પૂર્વે ઉજ્જયિની નગરીમા સુગંધા નામની એક વેશ્યા રહેતી હતી. તેણે ઘણા ધનવાન પુરૂષોને નિર્ધન બનાવ્યા હતા. તે એક દિવસે ફરતી ફરતી શિપ્રાનદીને કિનારે ગઇ. ત્યાં કેટલાએક મુનિઓ સ્નાનસંધ્યા તથા પાદપૂજા કરતા હતા તેઓમાં વસિષ્ઠમુનિ પણ હતા. સત્પુરૂષોના દર્શનથી સદ્બુદ્ધિ થાયછે તેને લીધે તે વેશ્યા વસિષ્ઠમુનિને દંડવત્પ્રણામ કરી બોલી કે ભગવન્! હું પાપિણી છું તેનો ઉદ્ધાર કરો. વસિષ્ઠમુનિએ પરોપકાર કરવાની પોતાની સ્વાભાવિક વૃત્તિને અનુસરીને તેને ઉપદેશ આપ્યો કે પ્રયાગ ક્ષેત્રમાં જઇ તું રૂદ્રવર્ત્તિવ્રત કર. કપાસમાંથી પોતાને હાથે તંતુઓ કરી અગિયાર તંતુઓથી એક વર્ત્તિ કરવી અને પછી તેને ઘીમાં બોળીને સુવર્ણના, રૂપાના, ત્રાંબાના અથવા મૃત્તિકાના પાત્રમાં મૂકી દીવો કરવો. આવી એકલાખ વર્ત્તિઓના દીવા શિવાલયમાં ક્રમેક્રમે મુકવા. લક્ષદીપદાન પૂર્ણ થતાં કાર્ત્તિક, માઘ, વૈશાખ અથવા શ્રાવણમાં તેનું ઉદ્યાપન કરવું. તેમાં સર્વતોભદ્રમંડલ ભરી મધ્યમાં અષ્ટદલ કમલ કરી તે ઉપર પૂર્ણપાત્ર સહિત કલશનું સ્થાપન કરવું અને તેની ઉપર વૃષભારૂઢ ઉમામહેશ્વરની સુવર્ણમૂર્ત્તિને બે વસ્ત્ર વીંટી તેનું સ્થાપન તથા પૂજન કરવું. હોમ કરવો અને બ્રાહ્મણોને ભોજન કરાવવું તથા ગોદાન વગેરે કરવું. વસિષ્ઠમુનિનાં ઉપદેશ પ્રમાણે તે વેશ્યાએ પ્રયાગમાં જઇ એ વ્રત કર્યું તેથી તે પાપોથી મુક્ત થઇને કૈલાસની ગતિને પામી. આ વ્રત ભવિષ્યપુરાણમાં કહેલું છે.

---

# માણિક્યવર્ત્તિવ્રત.

સ્ત્રીને બારમા વર્ષથી પચ્ચાસમા વર્ષસુધી પ્રત્યેક માસે રજોદર્શન થાયછે તેમાં અજ્ઞાનઆદિ કારણને લીધે સ્પર્શાદિથી થતા પાપવડે તે મોહોટા દોષનું પાત્ર થાયછે. તેમાંથી મુક્ત થવામાટે માણિક્યવર્ત્તિવ્રત કરવામાં આવેછે. આવિષે એક પ્રાચીન ઇતિહાસ છે કે આર્યાવર્ત્તમાં લક્ષણાનામની એક વેશ્યા હતી તે ઋતુથી પાંચમે દિવસે ગોદાવરીને તીરે સ્નાન કરવા આવી ત્યાં એક બ્રાહ્મણી પતિના મરણથી બાળવૈધવ્યને પામી વિલાપ કરતી હતી. તેને જોઈ યાજ્ઞકનામના મુનિપાસે આવી તે વેશ્યાએ એ બ્રાહ્મણીના

બાળવૈધવ્યનું કારણ પૂછયું. ત્યારે તેણે કહ્યું કે દૈવકર્મોમાં તથા પિત્ર્યકર્મોમાં સ્ત્રીને અકસ્માત્ રજોદર્શન થતાં સ્પર્શાદિકના પાપને લીધે બાળવૈધવ્ય-આદિ દુર્ગતિ થાયછે. પરપુરૂષની લાલસાથી સાસુ સસરાની સેવા નહિ કરનારી સ્ત્રી પણ તેવાંજ દુઃખો પામેછે. તેની શાંતિમાટે માણિક્યવર્ત્તિનામનું વ્રત કરવું જોઇએ. એ વ્રત કાર્ત્તિકમાં, માઘમાં અથવા વૈશાખમાં પૂર્ણ થાય એવી રીતે તેનો આરંભ કરવો. હમેશાં ઘીવાળી હજાર વાટોથી દીવા કરી શ્રીવિષ્ણુને આરતી ઉતારવી અને તેના મધ્યમાંથી પ્રભુનાં દર્શન કરવાં. એકભુક્ત આદિ નિયમો પાળવા તથા પૂજનવગેરે કૃત્યો કરવાં. ઉદ્યાપનમાં સર્વતોભદ્રમંડલ ભરી કલશસ્થાપન કરી તેઉપર મૂર્ત્તિનું સ્થાપન કરી તેની પૂજા કરવી અને પૂર્ણાહુતિ પછી રૂપાના પાત્રમાં ઘી પુરી સુવર્ણવર્ત્તિ સહિત તેનું દાન દેવું. કાલ, વિષ્ણુ, વન્હિ, રવિ, દામોદર, હરિ, રુદ્ર, શેષ, જગદ્-વ્યાપી, તેજોરૂપી, નિશાકર, નિરંજન, કલાધ્યક્ષ, વિશ્વરૂપી, જગત્પ્રભુ, સ્વ-પ્રકાશ, સ્વયંજ્યોતિ, ચતુર્વ્યૂહ, જનાશ્રય અને પરબ્રહ્મ એ વીશ નામોથી વિષ્ણુનાં મસ્તક આદિ અંગોનું પૂજન કરવું. રૂપાના પાત્રની શક્તિ ન હોય તો કાંસાના પાત્રમાં ઘી પૂરી સુવર્ણની વર્ત્તિસહિત તેનું દાન દેવું. અને બ્રાહ્મણોને જમાડવા.

યાજ્ઞકમુનિનું વચન સાંભળી વેશ્યા બોલી કે જો મને કંઈ ચમત્કાર દેખાડો તો તમારા વચનઉપર વિશ્વાસ આવે. મુનિએ કહ્યું કે કેવી જાતનો ચમત્કાર દેખાડું તો વિશ્વાસ આવે? વેશ્યા બોલી કે આ બ્રાહ્મણીનો પતિ જીવતો થાય તો મને વિશ્વાસ આવે. મુનિએ એ વેશ્યાપાસે આ વ્રત કરાવી તેનું પુણ્ય એ બ્રાહ્મણીને અર્પણ કરતાં તેણીનો પતિ જીવતો થયો. વેશ્યા તથા સર્વ લોકો આશ્ચર્ય પામ્યાં. તે પછી એ વેશ્યાએ એ વ્રત કર્યું અને તેથી બીજા જન્મમાં તે ગયરાજાની રાણી થઇ. આ વ્રત વાયુપુરાણમાં કહેલું છે.

---

## વિષ્ણુવર્ત્તિવ્રત.

સર્વ પાપના ક્ષયપૂર્વક સર્વ મનોરથને પૂર્ણ કરે એવા વ્રતવિષે યુધિષ્ઠિરે પ્રશ્ન કરવાથી પરમાત્મા શ્રીકૃષ્ણે તેને જણાવ્યું કે વિષ્ણુવર્ત્તિ નામનું શ્રેષ્ઠ વ્રત કરવાથી સર્વ પાપો નાશ પામેછે તથા સર્વ મનોરથો પૂર્ણ

થાય છે. કપાસમાંથી પોતાને હાથે સૂત્ર બનાવી પાંચ સૂત્રતંતુઓથી ચાર આંગળની એક હજાર વર્ત્તિઓને ઘીમાં ભીંજવી રૂપાના પાત્રમાં પ્રજ્વલિત કરી વિષ્ણુ પાસે મૂકવી. એમ પચ્યાસ દિવસે લક્ષવર્ત્તિ પૂર્ણ થાય ત્યારે તેવા પ્રકારનાં બીજાં વ્રતોની પેઠે ઉદ્યાપન કરવું. આ વ્રત વિષ્ણુરહસ્ય નામના ગ્રંથમાં કહેલું છે.

---

## દીપવર્ત્તિવ્રત.

પાર્વતીએ પ્રશ્ન કરતાં શ્રી મહાદેવજીએ કહ્યું છે કે કાર્તિકમાં, માર્ગશીર્ષમાં અથવા માઘ માસમાં એકાદશી, ત્રયોદશી અથવા ચતુર્દશીને દિવસે ઉપવાસ કરીને પોતાને હાથે શુદ્ધ કપાસમાંથી સૂત્ર બનાવી પોતાના પગના અંગુઠાથી શિખાપર્યંત ભરેલા ત્રેવડા સૂત્રથી એક વર્ત્તિ કરી ઘીમાં ભીંજવીને હમેશ એક એક દીપદાન શિવાલયમાં કરવું. એવી રીતે આખું વર્ષ ચાલુ રાખવું. અથવા એક માસમાં ત્રણસો સાઠ દીપદાન કરવાં અને પછી ઉદ્યાપન કરવું. જ્યારે પાંડવો દ્રૌપદીની સાથે વનવાસમાં હતા ત્યારે તેઓએ પોતાના કષ્ટના નાશનો ઉપાય પૂછતા શ્રીકૃષ્ણ ભગવાને તેઓને પણ આ વ્રત કહ્યું હતું. તે કરવાથી તેઓ પોતાના રાજ્યને પામ્યા હતા. આ વ્રત સ્કંદપુરાણમાં કહેલું છે.

---

## મંગલાગૌરીવ્રત.

આ વ્રત સ્ત્રીએ પોતાના વિવાહથી પહેલાં એક વર્ષ આરંભવું અને વિવાહપછી ચાર વર્ષ પૂર્ણ કરવું. શ્રાવણમાસના ચારે મંગલવારોને દિવસે પુત્રપૌત્રાદિ શુભ ફળોની પ્રાપ્તિને માટે તથા સૌભાગ્યની સ્થિતિને માટે મંગલાગૌરીદેવતાક આ વ્રતનો સંકલ્પ કરી ગણપતિપૂજનાદિપૂર્વક સુવર્ણમય મૂર્ત્તિમાં મંગલાગૌરીદેવીનું યથાધિકાર ષોડશોપચાર પૂજન કરી સૌભાગ્યદ્રવ્યસહિત વાયનનું દાન દેવું તથા સોળ સુવાસિની સ્ત્રીઓને જમાડીને દક્ષિણા દેવી. ઘઉંના લોટનાં, ઘીમાં પકાવેલાં સોળ કુરડીઓમાં દીવા કરી તેનાથી નીરાજન કરવું, અને સર્વ ઉપસ્કર આચાર્યને દઇ પછી લવણવગરનું ભોજન મૌનપણે કરવું.

સ્ત્રીને વિધવાપણું ન આવે તેમાટે કરવાના વ્રતવિષે યુધિષ્ઠિરરાજાના પ્રશ્નના ઉત્તરમાં શ્રીકૃષ્ણ ભગવાને આ વ્રત કહી તેનો મહિમા વર્ણવ્યો છે કે, પૂર્વે કુંડિન નગરમાં ધનપાલ નામના પુત્રરહિત એક વૈશ્યના ઘરની પાસેથી ભસ્મ, રુદ્રાક્ષ અને જટા ધરનાર કોઇ ભિક્ષુક ભિક્ષામાટે હમેશાં નિકળતો. તેને એ વૈસ્યને ત્યાથી ભિક્ષા લેવાને કહેવામાં આવતું, પણ તે લેતો નહિ. પોતાની સ્ત્રીના મુખથી ધનપાલના જાણવામાં જ્યારે આ વાત આવી ત્યારે તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે એક કપડામાં થોડી સોનામોહોરો બાંધી, એ ભિક્ષુક અહીંથી નિકળે ત્યારે તેની ઝોળીમાં તે નાખી દેજે. સ્ત્રીએ તે પ્રમાણે કર્યું. તેથી ક્રોધ પામેલા એ ભિક્ષુકે એને શાપ આપ્યો કે મારી વૃત્તિવિરુદ્ધ તેં આ કામ કર્યું માટે તને સંતાન થશે નહિ તે સ્ત્રી એના પગમાં પડી અને બોલી કે, ભગવન્! આપના નિર્લોભપણાની પરીક્ષા કરવામાટે મે આ કૃત્ય કર્યું છે, માટે મારો અનુગ્રહ કરો. ત્યારે તે ભિક્ષુકે તેને કહ્યું કે, તારો પતિ કાળાં વસ્ત્રો પહેરી કાળા ઘોડા ઉપર બેસી વનમાં જાય અને જે જગાએ ઘોડાને ઠોકર લાગે તે જગાએ ઘોડી તેણે ખોદવું, એટલે ત્યાં એક સુંદર સુવર્ણમય દેવાલય નીકળશે. તેમાં ભગવતી મંગલાગૌરીની મૂર્ત્તિ છે. તેનુ તમો આરાધન કરજો તેથી તમારૂ કલ્યાણ થશે. એમ કહી તે ભિક્ષુક અદશ્ય થયો. ધર્મપાલ વૈશ્યે એ પ્રમાણે કર્યું અને તે દંપતીએ મંગલાગૌરી દેવીનું યથાવિધિ પૂજન કર્યું. તેથી પ્રસન્ન થયેલાં દેવીએ તેઓને વર માગવાનુ કહેતાં તેઓએ સંતાનની માગણી કરી. દેવીએ કહ્યુ કે તમારા ભાગ્યમાં સંતાનનું સુખ નથી, તોપણ તમારી ઇચ્છા હોય તો વૈધવ્યવાળી કન્યા અથવા અલ્પઆયુષવાળો પુત્ર આપુ, ધર્મપાલે વિચાર કરી વૈધવ્યવાળી કન્યા ન માગતાં અલ્પઆયુષવાળો પુત્ર માગ્યો. દેવીએ કહ્યું કે મારા દક્ષિણ ભાગમાં ગણપતિ છે. તેની નાભિઉપર ચડી પાસેના આંબાનું ફળ લઇ તારી સ્ત્રીને ખવરાવજે, તેથી તારે ત્યાં પુત્રપ્રાપ્તિ થશે. વૈશ્યે તે પ્રમાણે ઘણાં ફળ નીચે નાખ્યાં અને પછી નીચે ઉતરી જુવેછે તો એકજ ફળ દીઠું. વળી તે ઉપર ચડ્યો અને ઘણાં ફળ ત્રોડ્યા પણ નીચે આવીને જુવે તો એકજ ફળ પડ્યું હોય. આમ તે વૈશ્યે સોળ વખત કર્યું ત્યારે છેવટ ગણપતિએ ક્રોધથી તેને અટકાવ્યો અને કહ્યુ કે હવે આ ફળ લઈ જા, તેનાથી તને પુત્ર થશે અને તે સોળ વખત કપટ કર્યું તેથી તારો પુત્ર સોળ વર્ષનો

થતાં મૃત્યુ પામશે. ધર્મપાળ ખિન્ન થઇને ઘેર આવ્યો અને તે ફળ પોતાની સ્ત્રીને ખવરાવ્યું તેથી સમય આવતાં તેને એક પુત્ર આવ્યો. જાતસંસ્કાર વગેરે કરી તેનું શિવ એવું નામ રાખ્યું. આઠમે વર્ષે જનોઇ આપી અને એ પુત્રને દશમું વર્ષ બેઠું કે તેની માતાએ સ્ત્રીસ્વભાવપ્રમાણે તેના વિવાહનો વિચાર કરવા માંડ્યો પણ ધર્મપાળ બોલ્યો કે પુત્રને વિદ્યાભ્યાસ-માટે કાશીમાં રાખવો છે માટે હાલ વિવાહ કરવો નથી. એમ, કહી તે પુત્રને તેના મામાની સાથે કાશીતરફ મોકલ્યો. માર્ગમાં પ્રતિષ્ઠાનનગર આવ્યું તેના પાદરમાં કેટલીએક કન્યાઓ રમતી હતી તેમાં એક સુશીલા-નામની કન્યાને તેની કોઇ સખીસાથે કાંઈ કલેશ થતા તે સખીએ તેને અભાગણી રાંડ! એવા શબ્દો ભાંડ્યા. ત્યારે સુશીલા બોલી કે તું મને વિધવા થવાની ગાળો ભાંડેછે પણ મારી માતાએ મંગળાગૌરીનું વ્રત કર્યું છે તેથી મને કદી પણ વિધવાપણું આવવાનું નથી એ કન્યાની આવી ચતુરાઇ તથા શ્રદ્ધા જોઇ શિવના મામાએ વિચાર કર્યો કે મારા ભાણેજનો વિવાહ આ કન્યાની સાથે થાય તો તે દીર્ઘજીવી થાય. આવા વિચારથી તે પોતાના ભાણેજને સાથે લઇને તે કન્યાની પાછળ નગરમાં ગયો અને તેના પિતાના ઘરની પાસે તેણે કોઈ સ્થળમાં ઉતારો કર્યો. એ કન્યાનું વાગ્દાન એજ ગામના કોઇ હરનામના વરસાથે થયું હતું પણ હર પોતે રોગાદિકારણથી અસમર્થ હતો તેથી તેનાં માતપિતાએ હરને બદલે તેના જેવાજ શિવને જોઇને તેના મામાપાસે તેની માગણી કરી કે આ શિવકુમારને થોડા વખતમાટે અમારા સ્વાધી-નમાં સોંપો, વિવાહ થઈ ગયાપછી તેને અમો તુરત તમારી પાસે હાજર કરીશું. તેઓના ઉપર દયા આવવાથી શિવકુમારના મામાએ એ વાત કબુલ કરી. તેથી સુશીલાનું લગ્ન શિવકુમારની સાથે થયું. તે રાત્રિમાં મંગ-ળાગૌરીએ સુશીલાને સ્વપ્નમાં ચેતવણી આપી કે તારા પતિને મારવામાટે સર્પ આવ્યો છે, માટે ઉઠ અને તેને પીવા દુધ આપ તથા પછી તેની પાસે એક ઘડો મુક અને તેમાં તે પેસે એટલે તારી કાંચળીથી તેનું મુખ બાંધી દેજે. સવારના ઉઠી તે ઘડો તથા તેની સાથે એક વીઝણો માતાને અર્પણ કરજે. આમ કહી દેવી અદૃશ્ય થયાં. સુશીલાએ દેવીના કહેવાપ્રમાણે સઘળું કર્યું. એ વખત શિવકુમાર બોલ્યો કે મને ક્ષુધા લાગેલી છે, માટે કાંઇ ભોજન આપો. સુશીલાએ સુવર્ણના પાત્રમાં મોદક આપ્યો તેનું ભક્ષણ કરી શિવકુમારે પોતાના નામવાળી વીંટી તેમાં

મૂકી તથા એ પાત્ર ઘરમાં તુરત કોઇને ન મળે એવે ગુપ્ત સ્થળે મૂકી દીધું. પ્રાતઃકાળે શિવકુમાર પોતાના મામાપાસે આવ્યો અને સુશીલાએ પેલો ઘડો માતાને અર્પણ કર્યો. માતાએ તેમાં દૃષ્ટિ કરી તો સર્પને બદલે તેમાં મોતીનો હાર જોયો. તેથી તે હાર તેણે સુશીલાને આપ્યો. એ આશ્ચર્યકારક બનાવ જોઇ સુશીલાને સ્વપ્નમાં કહેલાં દેવીનાં વચનોપર દૃઢ શ્રદ્ધા થઇ. બીજે દિવસે જ્યારે ક્રીડાનો સમય થયો તે વખતે શિવકુમારને બદલે હરહાજર થયો ત્યારે સુશીલા પોતાના સંબધીઓપાસે આવી કહેવા લાગી કે જેણે મારૂં પાણિગ્રહણ કર્યું છે-તે પુરૂષ આ નથી. પુત્રીના વચનથી તેનો પિતા ચિંતાતુર થયો અને ખરા વરની શોધમાટે તેણે અન્નસત્ર સ્થાપ્યું.

શિવકુમાર પોતાના મામાની સાથે કાશી ગયો. ત્યાં ગંગાસ્નાનવગેરે કરી તેઓએ.બ્રાહ્મણોને રેશમી વસ્ત્ર આપવા માંડ્યા. જેમાં ઘણા ઘણા અતિ ઉત્તમ સત્પાત્રોતરફથી શિવકુમારને ચિરંજીવી થવાના આશીર્વાદ મળ્યા. શ્રીવિશ્વેશ્વર જ્યોતિર્લિંગનું નિત્ય સેવન કરી તથા યથાશક્તિ શાસ્ત્રાભ્યાસ કરી શિવકુમાર પોતાના મામા સાથે પાછો ફર્યો. રસ્તામાં અચાનક તેને અપૂર્વ વ્યથા થવા લાગી, અને તે પૃથ્વીઉપર પડી ગયો. થોડી વાર પછી ભાન આવતાં તેણે પોતાના મામાને કહ્યું કે મારા પ્રાણ લેવા માટે આવેલા યમદૂતોને મંગલાગૌરી દેવીએ આવીને હરાવ્યા તથા મને છોડાવ્યો એ મેં બરાબર જોયું. મામાએ જવાબ આપ્યો કે જે થયું તે ઘણું સારૂં થયું. હવે ચાલો. એમ કહી તે શિવકુમાર સાથે પ્રતિષ્ઠાન નગર પાસે પહોંચ્યો, અને સરોવરને કાંઠે રસોઇની તજવીજ કરવા લાગ્યો. પણ તેટલામાં રમતી કન્યાઓએ તેઓને કહ્યું કે ખાલી શ્રમ શા માટે કરોછો? ગામમાં ઉત્તમ અન્નસત્ર છે. આથી તેઓ ત્યાં ગયા કે જ્યાં આવેલા અતિથિઓના પગ ધોવાનું કામ સુશીલા કરતી હતી, તેઓને જલ આપવાનું કામ સુશીલાની માતા કરતી હતી, તેઓને ચંદન કરવાનું કામ સુશીલાનો ભાઇ કરતો હતો. તથા જમી રહ્યા પછી તેઓને મુખવાસ આપવાનું કામ સુશીલાનો પિતા કરતો હતો. શિવકુમારનો પગ ધોવાનો સમય આવતાં તેના ઉપર દૃષ્ટિ પડવાથી સુશીલા બોલી ઉઠી કે વિવાહસમયમાં મારૂં પાણિગ્રહણ કરનાર તે આ પુરૂષજ છે. સુશીલાના બાપે તેની ખાત્રી-માગતાં શિવકુમારે પોતાના નામવાળી વીંટી નાખેલું સુવર્ણપાત્ર જે જગાએ પોતે રાખ્યું હતું તે જગાવિષે કહ્યું અને તપાસ કરતાં તે પાત્ર વીંટીસહિત

ત્યાંથી મળી આવ્યું ત્યારે પોતાની ખાત્રી થતાં સુશીલાના બાપે સત્કાર-પૂર્વક વસ્ત્રાલંકારથી સંતુષ્ટ કરીને પોતાની પુત્રીને તેની સાથે સાસરે વિદાય કરી. માર્ગમાં શ્રાવણમાસનો મંગળવાર આવતાં તેને પોતાની માતાનો ઉપદેશ યાદ આવ્યો અને તેણે મંગલાગૌરીનું વ્રત તથા પૂજન પૂરી શ્રદ્ધાથી કર્યું. એ સ્ત્રીપુરૂષ કુંડિન નગર પહોંચ્યાં ત્યારે તે ખબર મળતાં ધર્મપાલ ઘણો ખુશી થયો, અને તેણે મંગલાગૌરીની ઘણી સ્તુતિ કરી.

પાંચ વર્ષ પૂરાં થાય ત્યારે આ વ્રતનું ઉદ્યાપન કરવું. શ્રાવણમાસના છેલ્લા મંગળવારના દિવસે નિત્યકર્મ કર્યા પછી એક સુંદર મંડપમાં બ્રાહ્મણોનું વરણ કરી મંગલાગૌરીનું સ્થાપન કરવું. અને પછી લિંગતોભદ્ર મંડલમાં એક દોણપ્રમાણ ચોખાના ઢગલાઉપર કલશ સ્થાપન કરી યથાવિધિ પૂજા કરવી. તેમાં ઘઉંના લોટનાં કુલડાંઓમાં દીવા કરવા. અપામાર્ગ, દૂર્વા તથા ધતૂરનાં સોળ પત્રો અને પાંચ બિલ્વપત્રો ચઢાવવાં. સોળ દીવાઓથી નીરાજન કરવું, સુવાસિની સ્ત્રીઓને વાયનનું દાન દેવું, બ્રાહ્મણોને ભોજન કરાવવું તથા પોતે લવણરહિત ભોજન કરવું. આ વ્રત ભવિષ્યપુરાણમાં છે.

---

# મૌન વ્રત.

નંદિકેશ્વરે કાર્તિકેયસ્વામીને પૂછ્યું કે મહાદેવ પ્રસન્ન થાય એવું કોઇ વ્રત કહો. કાર્તિકેયસ્વામી બોલ્યા કે પૂર્વે શાકલ્ય નગરમાં સોમશર્મા નામે બ્રાહ્મણ હતો. તે નિર્ધન હોવાથી દુઃખી હતો. તેને રૂપવતી અને સુપર્ણિકા નામની બે પુત્રી હતી. તે એક દિવસે વાછરડાં ચારવામાટે સરોવર-કિનારે ગઇ ત્યાં કેટલીએક અપ્સરાઓને જળમાં શિવલિંગની પૂજા કરતી જોઇ પૂછવા લાગી કે આ પૂજન તથા વ્રત કયા ઉદ્દેશથી કરોછો? અપ્સરાઓ બોલી કે મહાદેવને પ્રસન્ન કરવામાટે અમો આ મૌનવ્રત કરીએ છીએ. એ વ્રતથી સર્વસિદ્ધિ થાયછે. આ વ્રતમાં મૌનપણે સોળ ગાંઠોવાળો દોરો તૈયાર કરી જમણે હાથે બાંધી સોળ દર્વાંકુરોથી તથા પુષ્પોથી મહાદેવની પૂજા કરવી તથા દહીં, ભાત અને લાડૂઓનું નૈવેદ્ય તેને ધરવું. મૌનપણે એકવખત ભોજન કરવું, આમ કહી અપ્સરાઓએ એ બન્ને બહેનોને વ્રતના ઉપદેશપૂર્વક એ નૈવેદ્યમાંનો થોડો પ્રસાદ આપ્યો. તે લઇ એ કન્યાઓ પોતાને ઘેર આવી અને નૈવેદ્ય એક જગ્યાએ સાચવ્યું. બીજા દિવ-

સની રહવારે એ નૈવેદ્ય સુવર્ણરૂપ બનેલું તેઓના જોવામાં આવ્યું અને તેથી આશ્ચર્ય પામી પોતાના પિતાને એ વૃત્તાંત કહ્યો. બીજે દિવસે બન્ને કન્યાઓ નદીના કિનારાપર વાછડાને ચરાવવા માટે ગઇ. મધ્યાન્હ થતાં એ ગામનો રાજા જે મૃગયામાટે નિકળ્યો હતો તે ક્ષુધા અને તૃષાથી પીડિત બની ત્યાં આવ્યો. અને કાંઈ ખાવાપીવાનું આ બહેનોપાસે માગ્યું. તેઓએ તેને પોતાની પાસેનો ભાત અને શીતળ જળ આપ્યું. સ્વસ્થ થયેલા રાજાએ પૂછતાં કન્યાઓએ તેને પોતાની હકીકત કહી. રાજાએ દરબારમાં આવ્યાપછી સોમશર્માપાસે રૂપવતીનાં લગ્ન પોતાની સાથે કરી દેવાની માગણી કરી. સોમશર્માએ તેમ કર્યું, અને ન્હાની પુત્રી સુપર્ણિકાનો વિવાહ પણ કોઈ યોગ્ય બ્રાહ્મણકુમારની સાથે કર્યો. રાજ્યસુખમાં પડેલી રૂપવતીએ મૌનવ્રત વિસારી મસ્યુ તેથી તે પોતાના પતિસહિત રાજ્યસુખથી ભ્રષ્ટ થઈ કંગાલજેવી બની ન્હાની બહેનને ઘેર ગઇ. પોતાની મોટી બહેનની દુઃસ્થિતિ જોઇ ન્હાની બહેને તેમ થવાનુ કારણ પૂછયું. ત્યારે રૂપવતી બોલી કે મૌનવ્રતના ભંગથી આ સઘળું થયુ હોય એમ હું ધારૂંછું. દયા આવવાને લીધે સુપર્ણિકાએ તેને થોડુ ધન આપ્યું તે લઇ તે બીજે ગામ જતી હતી. ત્યાં માર્ગમાં ચોર લોકોએ તે છીનવી લીધુ. એમ બે વખત થતાં સુપર્ણિકાએ વ્રતભંગથી કોપેલા મહાદેવની સ્તુતિ કરાવી પોતાની મોહોટી બહેનપાસે તે વ્રત પૂર્ણ કરાવ્યું. ત્યારે તેનું ગયેલું રાજ્ય તથા પૂર્વથી પણ વિશેષ સુખ ફરીથી તેને પ્રાપ્ત થયુ.

આ વ્રતના ઉદ્યાપનમાં લિંગતોભદ્ર મંડલ ભરી કલશસ્થાપનવગેરે કરી પિષ્ટનાં સોળ ફળ ઘીમાં પકાવીને તે સોળ બ્રાહ્મણોને વસ્ત્ર, કમંડલ તથા દક્ષિણાસહિત દેવાં. રાત્રિનું જાગરણ કરવું તથા પ્રાતઃકાળે હોમ કરવો. આ વ્રત ભવિષ્યપુરાણમાં છે.

---

## પંચધાન્યલક્ષપૂજાવ્રત.

પાર્વતીએ મહાદેવને પૂછ્યું કે મેં એવું કયું વ્રત કર્યુ હશે કે જેના પ્રભાવથી મને આપની સેવા કરવાનો અવસર મળ્યો. મહાદેવજી બોલ્યા કે પંચધાન્યલક્ષપૂજાવ્રતના પ્રભાવથી તમને મારી પ્રાપ્તિ થઈ છે. શ્રાવણમાં, કાર્તિકમાં, માઘમાં અથવા વૈશાખમાં શિવલિંગની પ્રત્યેક પાંચ ધાન્યો

ના લક્ષ લક્ષ કણોથી પૂજા કરવી. એ " પંચધાન્યલક્ષપૂજા " એ નામનું વ્રત કહેવાય છે. તમે પૂર્વ જન્મમાં એ વ્રત કર્યું હતું. યોગ્ય દિવસે નિત્ય કર્મ કરી આ વ્રતનો આરંભ કરવો. જળથી સ્વચ્છ કરેલા તંદુલો મુષ્ટિથી, તિલો મૃગીમુદ્રાથી, યવો અષ્ટોત્તર સંખ્યાથી અને ગોધૂમ તથા મુદ્ગ આ-સાર્દ્ર પ્રમાણથી પંચાક્ષર મંત્ર અથવા ત્ર્યંબકમંત્રવડે શિવલિંગપર ચઢા-વવા. એ પ્રમાણે પાંચે ધાન્યોમાં પ્રત્યેકની લક્ષ લક્ષ સંખ્યા પૂર્ણ થાય ત્યારે વ્રત પૂર્ણ ગણાયછે. તિલો ચઢાવવાથી તેજની ઇચ્છા, ગોધૂમ ચઢા-વવાથી ઉત્તમ સ્ત્રી મળવાની ઇચ્છા, યવો ચઢાવવાથી પુત્ર પ્રાપ્ત થવાની ઇચ્છા, મુદ્ગ ચઢાવવાથી વશીકરણની ઇચ્છા અને તંદુલ ચઢાવવાથી સર્વ પ્રકારની ઉત્તમ ઇચ્છાઓ પરિપૂર્ણ થાયછે. આ વ્રતની સમાપ્તિમાં પુષ્પ-મંડપની અંદર સુવર્ણમય ઉમામહેશ્વરનું રૂપાના વૃષભઉપર સ્થાપન કરી પૂજન કરવું, અને તેના ઉપર રૂપાના તંદુલો તથા બાકીનાં ચાર ધાન્ય સુવર્ણનાં કરીને ચઢાવવાં, છેવટ હોમ કરવો અને પચીશ બ્રાહ્મણોને જમા ડી વ્રત શિવાર્પણ કરવુ. આ વ્રત કરવાથી મોહોટા પાપો નષ્ટ થાયછે, આ વ્રત ભવિષ્યપુરાણમાં છે

---

# શિવામુષ્ટિવ્રત.

પાર્વતીના પુછવાથી સદાશિવે કહ્યું કે શિવામુષ્ટિ નામનું વ્રત સર્વ મનોરથોને સિદ્ધ કરનાર તથા મને પ્રસન્ન કરનાર છે. પૂર્વે સરસ્વતીને તીરે વિમલા નામની નગરી હતી. તેમાં ચંદ્રપ્રભ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેણે કોઈ દિવસે પોતાની સ્ત્રીપાસે શિવપૂજનનું માહાત્મ્ય કહેવા માંડ્યું કે હે દેવિ! એક રાજાને સાત પુત્રો હતા, તેઓમાં એક પુત્રની સ્ત્રીને બે પુત્રો તથા એક પુત્રી અવ્યા પછી તે તેણીના પતિને અપ્રિય થઈ જવાથી દુઃખ પામી વનમાં ચાલી ગઈ. ત્યાં સિંહ-વાઘ વગેરેથી ત્રાસ પામતી અને ક્ષુધા તૃષાથી પીડાતી તે મુંઝાઈ ભમતી હતી તેટલામાં એક સુંદર સરોવર તેના જોવામાં આવ્યું. તેમાં જળપાન કરી કિનારા ઉપર કેટલીએક અપ્સ-રાઓ વ્રતપૂજન કરતી હતી. તેઓને એ રાણીએ પૂછ્યું, કે આ શું કરોછો? અપ્સરાઓએ કહ્યું કે શિવામુષ્ટિવ્રત કરીએ છીએ. તેનો આ-રંભ શ્રાવણ માસના પહેલા સોમવારથી થાયછે અને તેની સમાપ્તિ પાંચ વર્ષે થાયછે. વ્રતવિધિ એવો છે કે સોમવારને દિવસે સ્નાનાદિ નિત્યકર્મો

કરી દોઢ મુષ્ટિ માત્ર તંદુલ, ગોધૂમ, મુદ્ગ અને ફળોથી ઉમામહેશ્વરનું પૂજન કરવું. એ ધાન્યોમાં તંદુલ રૂપાના અને બીજાં ધાન્યો સુવર્ણનાં કરવાં. તેટલી શક્તિ ન હોય તો બને તેટલા તેવા કણો તે તે ધાન્યોમાં નાખવા. બ્રાહ્મણોને ભોજન કરાવવું અને પોતે કથાનું શ્રવણ કરી એકભુક્ત કરવું. ઉદ્યાપનમાં ચાર દ્વારોવાળો મંડપ કરી મધ્યમાં ચંદરવો બાધી તેની નીચે પાર્થિવેશ્વરનું સ્થાપન કરી પૂજન કરવું તથા બ્રાહ્મણોદ્વારા પંચાક્ષર મન્ત્રનો જપ કરાવવો. છેવટ હોમ કરી બ્રાહ્મણોને ભોજન તથા દક્ષિણા દઇ પોતે જમવું. આ વ્રતથી સર્વ સુખોની પ્રાપ્તિ થાયછે.

અપ્સરાઓના ઉપદેશ પ્રમાણે રાણીએ તે વ્રત કર્યું, જેથી તે કષ્ટોથી મુક્ત થઇ સર્વોત્તમ સુખોને પામી. આ વ્રત ભવિષ્યપુરાણમાં કહેલું છે.

---

# હસ્તિગૌરીવ્રત.

જ્યારે વનમાં પાંડુરાજાનું મરણ થયાપછી કુંતી પોતાના પાંચે પુત્રોને લઇને હસ્તિનાપુરમા આવ્યા ત્યારે તેનાં તે દુઃખમા આશ્વાસન આપવામાટે શ્રીકૃષ્ણ ત્યાં પધાર્યા. એ વખતે કુંતીએ તેનો સત્કાર કરીને પૂછ્યું કે ભગવન્! એવું કોઈ વ્રત કહો કે જે કરવાથી મારા પુત્રોને રાજ્ય મળે. શ્રીકૃષ્ણ બોલ્યા કે તમે હસ્તિગૌરીવ્રત કરો. એ વ્રતના સબંધમા ઇતિહાસ એવો છે કે પૂર્વે કૈલાસપર વસતાં પાર્વતી હસ્તનક્ષત્રના સૂર્ય હતા ત્યારે કોઈ વખત દિવસના નિદ્રાવશ થયાં તેમાં તેને સ્વપ્ન આવ્યું. જેમાં મહાદેવજીનું અર્દ્ધસ્વરૂપ જોયું. તરત જાગી જઈ તે મહાદેવજી પાસે ગયાં અને સ્વપ્નવૃત્તાંત જણાવતાં મહાદેવજી બોલ્યા કે દેવિ' હસ્તનક્ષત્રના દિવાશયનની મેં તમને ના પાડી હતી, છતાં તમે દિવાશયન કર્યું તેને લીધે મારૂં ખંડિતરૂપ તમે જોયું છે. વળી અગાઉ તમે હસ્તિગૌરીવ્રત આરંભ્યું હતું તે ખંડિત કર્યું છે તેનું પણ એ પરિણામ સમજો. હવે તમે ત્રીથી એ વ્રત કરો. હસ્તનક્ષત્રમાં સૂર્યોદય થાય એટલે આ વ્રતનો આરંભ કરવો. તેમાં સુવર્ણનો હાથી કરી તે ઉપર ઉમામહેશ્વર તથા ગણપતિની સુવર્ણમયમૂર્ત્તિનું સ્થાપન કરી ચૌદ દિવસ સુધી યથાશાસ્ત્ર પૂજન કરવું અને કથા સાભળવી તથા ઉપવાસાદિ યથાશાસ્ત્ર કરવું. ચૌદમે દિવસે શ્વેતવસ્ત્રો

વગેરે પદાર્થો નૈવેદ્યમાં ધરવા, અને સાઠતેરસો દીવા કરી સુવાસિની સ્ત્રી-
ઓને દક્ષિણાસહિત તે અર્પણ કરવું. આવી રીતે પ્રત્યેક વર્ષે કરતાં તેર
વર્ષો પૂરાં કરવાં. વર્ષે વર્ષે નૈવેદ્યના પાત્રનું પણ દાન કરી દેવું. ચૌદમે
વર્ષે ઉદ્યાપનમાં ઉપવાસ કરી પ્રદોષપૂજન કરવું અને સત્તાવીશ પાત્રોમાં
જૂદા જૂદા પદાર્થો ધરાવવા અને પુષ્પાદિ બીજી સામગ્રી પણ સત્તાવીશ
ની સંખ્યામાં લેવી. પાર્વતિ! આ વ્રતમાં તમારી પોતાની પૂજા થાયછે
તેથી " મારી પોતાની પૂજા હું કેમ કરૂં " એમ શંકા કરશો નહિ. આ
વ્રત તથા તેના દેવ અનાદિ છે. શક્તિ ન હોય તો છેવટ મૂર્ત્તિ અને પાત્રો
મૃત્તિકાનાં કરીને પણ આ વ્રત કરવું. એ પ્રમાણે મહાદેવજીના કહે-
વાથી પાર્વતીએ એ વ્રત કર્યું અને તેથી ઇચ્છિત ફળ મેળવ્યું હતું. માટે
કુંતિ! તમે પણ એ વ્રત કરો. શ્રીકૃષ્ણના ઉપદેશથી કુંતીએ એ વ્રતનો
આરંભ કર્યો. એ ખબર ગાંધારીપાસે આવતાં તેણે પોતાના સો પુત્રોપાસે
મૃત્તિકા મંગાવી મૂર્ત્તિઓ બનાવી એ વ્રત કરવા માંડ્યું. કુંતીને વિચાર થયો
કે ગાંધારી પોતાના સમર્થ પુત્રોની સહાયતાથી આ વ્રત કરેછે તો પછી
મારા પુત્રો તો હાલ અસમર્થ છે અને હું આ વ્રત કરૂંછું તેમાં મને
એના જેવું ફળ ક્યાંથી મળે? પોતાની માતાને આમ ખેદ કરતાં જોઇ
અર્જુને કહ્યું કે માતા! જરા પણ મુંઝાઓ માં. આપણે માટીની મૂર્ત્તિ-
નું પૂજન શા માટે કરીએ? હું એ સર્વ દેવોને ઐરાવત હાથીઉપર
બેસાડી પધરાવી લાવીશ. આમ કહી અર્જુને ગંગાતીરે જઇ મહાદેવજીની
દિવ્ય સ્તુતિ કરતાં તે પ્રસન્ન થયા અને અર્જુને કહ્યું તે રીતે પરિવાર-
સહિત પધાર્યા. કુંતીએ પોતાના વ્રતમાં તેઓની પૂજા કરી સ્તુતિ કરી
અને ઇશ્વરની પાસેથી સર્વ મનોરથ પૂરા કરવાનું વરદાન મેળવી તે કૃતાર્થ
થયાં. આ કથા ભવિષ્યોત્તરપુરાણમાં છે.

---

# કૂષ્માંડીવ્રત.

યુધિષ્ઠિરના પૂછવાથી શ્રીકૃષ્ણે સંતતિવગેરે શુભ ફળોની પ્રાપ્તિ-
માટે કૂષ્માંડીવ્રત કહેલું છે. કથા એવી છે કે એક દિવસે નારદમુનિ ચંદ્ર-
સેન રાજાની પાસે આવ્યા ત્યારે. તે રાજાએ તેનો પૂજનાદિ સત્કાર કરી
કહ્યું કે ભગવન્! હું અપુત્ર હોવાથી આ રાજ્યાદિ સુખસંપત્તિ મને જરા
પણ ગમતી નથી માટે પુત્રરૂપ ફળ આપે એવું કોઈ વ્રત કહો. નારદ બોલ્યા

કે પોતાની રાણી સુરૂચિની સાથે તમે કૂષ્માંડી વ્રત કરો. એ વ્રત પુત્રફળ આપનાર છે. નારદના ઉપદેશથી ચંદ્રસેન રાજાએ એ વ્રત કર્યું અને તેથી તેને આઠ પુત્રો થયા. માટે યુધિષ્ઠિર ! તમે દ્રૌપદીની સાથે એ વ્રત કરો. તેથી સુખનું પાત્ર થશો. વૈશાખ માસના કૃષ્ણ પક્ષની ચતુર્દશીને દિવસે પવિત્ર થઇ પવિત્ર પ્રદેશમાં કૃષ્માંડીની લતાને વાવવી અને ૭ માસપર્યંત તેને જલસેચન કરવું. જ્યેષ્ઠ માસમાં સૌભાગ્યદા, આષાઢમાં સર્વકામપ્રદા, શ્રાવણમાં પુત્રદા, ભાદ્રપદમાં ધનદા, આશ્વિનમાં કૃષ્માંડી અને કાર્તિકમાં મોક્ષદા એ નામથી તેનું પૂજન કરવું. ૭ માસ પૂર્ણ થાય ત્યારે ચતુર્દશીને દિવસે સુવર્ણનાં ફળોવાળી કૃષ્માંડી લતા બનાવી સુશોભિત મંડપમાં સર્વતોભદ્ર મંડલ ભરી આચાર્યાદિ બ્રાહ્મણોનું વરણ કરી કલશસ્થાપનપૂર્વક તેનું પૂજન કરવું, રાત્રિનું જાગરણ કરવું, કથા સાંભળવી અને પૂર્ણિમાની પ્રભાતે મર્ણોદેવી. એ મંત્રવડે તિલ-ઘૃતથી અષ્ટોત્તરશત હોમ કરવો. સઘળો ઉપસ્કર આચાર્યને આપી ગોદાન કરી બ્રાહ્મણોને ભોજન કરાવી વ્રત સમાપ્ત થયું ગણવું. આ વ્રતથી પુત્રપૌત્રાદિ સંતતિની અભિવૃદ્ધિ થાયછે. આ વ્રત પદ્મપુરાણમાં કહેલુ છે.

---

## કર્કટીવ્રત.

સ્ત્રીઓને વૈધવ્યદુઃખથી દૂર રાખનાર આ કર્કટીવ્રત શૌનકમુનિના પૂછવાથી સૂતપુરાણીએ કહ્યુ છે કે આ સંસારનો વ્યાવહારિક તથા પારમાર્થિક આધાર સ્ત્રીઉપર છે. ઉત્તમ આચારવાળી સ્ત્રી બન્ને કુળને તારેછે. પતિની સેવા કરનારી પતિવ્રતા સ્ત્રીને પોતાના કરથી સ્પર્શ કરતાં સૂર્ય પણ ભય પામેછે. સ્ત્રી જો સૌભાગ્યવતી હોય તો કોઈ વખત તેનાથી અમૂલ્ય પુત્રરત્ન વા પુત્રીરત્નની ઉત્પત્તિ થાયછે, અને તે ઘણાં પ્રાણીઓનું મોહોટી આપત્તિમાંથી પણ રક્ષણ કરેછે. જલવગરની નદી, પ્રાણુવિનાનું શરીર, દર્ભવિનાનું સંધ્યાવંદન, સત્યવગરની વાણી અને રાજાવગરનું નગર એઓની પેઠે પતિવિનાની સ્ત્રી ગમે તેવા સૌંદર્યવગેરે ગુણોવાળી હોય તોપણ શોભતી નથી. માટે આ વ્રત સ્ત્રીઓએ અવશ્ય કરવાનું છે. પૂર્વે અવંતી નગરીમાં કૌશિકગોત્રવાળા સમર્થ પંડિત હરિદીક્ષિત નામના એક બ્રાહ્મણ હતા તેને ગુણવતી નામની સતી સ્ત્રી હતી.

તેને દૈવયોગથી ઉપરાઉપર કુલિા, અમૃતા, શુચિ, શાંતા, ગુણજ્ઞા, માલિની અને ધ્રુવા એવી સાત પુત્રીઓ થઇ કે જે એક બીજીથી વધારે વધારે રૂપ અને ગુણવાળી હતી. તેઓમાંથી મોહોટી પુત્રીનો સત્ય નામના વર સાથે વિવાહ કર્યો કે પાંચ ૭ દિવસે અકસ્માત્ આવેલા શીતજ્વરથી વર મૃત્યુ પામ્યો. હરિદીક્ષિતે આ દુઃખથી ઘણો વિલાપ કર્યો કે અરે ઇશ્વર ! મારી વિધાસામે નહિ જોતાં આવા મહા ઉગ્ર દુઃખના પાત્રતરીકે મને શોધી કહાડ્યો ? આમ વિલાપ કરતાં જમાઈની ઉત્તરક્રિયા કરી. કેટલેક વખતે અનુક્રમે છએ કન્યાઓના વિવાહ કર્યા અને દુર્દૈવને લીધે તે સઘળી વિવાહ-પછી તુરત તુરત વિધવા થઇ. તેથી સાતમી કન્યા ધ્રુવાને પરણવામાટે કોઈપણ બ્રાહ્મણ તૈયાર ન થયો, કારણ કે સૌના મનમાં બીક પેશી ગઇ હતી કે હરિદીક્ષિતની સઘળી કન્યાઓ પતિઘાતના યોગવાળી જણાયછે, અને તેથી ૭ કન્યાઓને પરણનારા મૃત્યુ પામ્યા છે તેમ આ સાતમી કન્યાને પરણે તેને પણ જીવવું મુશકેલ થઈ પડે. આથી હરિદીક્ષિત બહુજ મુંઝાવા લાગ્યા. પુત્રીનો કન્યાકાળ જવાની તૈયારી થઇ ત્યારે પછી તેને પોતાની સાથે લઇ તે એક નિર્જન અરણ્યમાં ગયા, અને ત્યાં પુરુષાકૃતિ એક કાળા પાણાની સાથે તેનો વિવાહ કરી તેને ત્યાંજ બેસાડી ને પોતાને ઘેર આવ્યા. ધ્રુવા એકલી પડતાં રૂદન કરવા લાગી અને રૂદન કરીને થાકી ત્યારે મરણ તરણને શિખવે એ કહેવત પ્રમાણે હવે શું કરવું? તેનો વિચાર કરવા લાગી. તેણે ધાર્યું કે જો હું શ્રદ્ધાથી આ પાષાણમૂર્તિનું સેવન કરીશ તો તે પણ કાંઇક ફળદાયક થશે. એમ ધારી તે તેનું સેવન કરવા લાગી. પણ થોડા દિવસો બાદ એક વખત આકાશમાં વર્ષાદ ચડી આવ્યો અને તે વખતે કડાકાસાથે વિજળી પડતાં તે પાષાણમૂર્તિના ભૂકેભૂકા થઇ ગયા. આ બનાવથી ધ્રુવા તો પોતાનું ભાનજ ભૂલી ગઇ. પણ થોડી વાર પછી જ્યારે તેને ભાન આવ્યું ત્યારે વિલાપ કરવા લાગી. એ વખતે આકાશમાર્ગે ત્યાંથી નિકળેલાં શિવપાર્વતીમાંથી પાર્વતીએ શિવને ધ્રુવાની દયામણી હાલતવિષે પૂછતાં શિવે ઉત્તર આપ્યો કે આ ધ્રુવા તથા તેનાથી મોહોટી તેની છએ બહેનો પૂર્વજન્મમાં ગુણશાળી નામના પતિને વરી હતી. ત્યાં તેઓએ પરસ્પર શોક્યના દ્વેષને લીધે પતિસેવા ન કરતાં તેને દેશત્યાગ કર્યો. તથા સૌ પોતપોતાના ખાવાપીવાની સગવડ કરી લઈ ગુણશાળીનો ભાવ પણ પૂછતી નહોતી. ગુણશાળી એમજ દુઃખમાં મરણ પામ્યો અને આ સાતે બહેનો પોતાનાં પાપનાં ફળ ભોગવી હરિદીક્ષિતને

ત્યાં અવતરી. પણ તેમનું પાપ એવું જબરૂં હતું કે તેની અસર હજુ તેનાપર ચાલી આવેછે. ગતજન્મમાં તેણીઓએ પોતાના પતિને છેતરેલો હોવાથી આ જન્મમાં તે સઘળી પોતાના પતિથી છેતરાઇ મહાદુઃખને પામી છે. મહાદેવનું વચન સાંભળી દયાળુ પાર્વતી દેવીએ મહાદેવને આગ્રહ કર્યો કે ગમે તેમ હોય પણ આપણી નજરે પડેલી આ બ્રાહ્મણીને વૈધવ્યના કષ્ટથી મુક્ત કરો. એ વખતે મહાદેવે તેને માટે આ કર્કટીવ્રત પ્રસિદ્ધ કર્યું.

શ્રાવણ માસમાં કર્કના સૂર્ય હોય ત્યારે પ્રત્યેક સોમવારને દિવસે આ વ્રત કરવાનું છે. આરંભને દિવસે સ્નાનાદિ નિત્યકર્મ કરી ચાર દ્વારવાળા મંડપમાં ભદ્રપીઠઉપર રૂપાનો વૃષભ મૂકી તેની ઉપર સુવર્ણમય ઉમા-મહેશ્વરનું સ્થાપન કરવું અને સુવર્ણમાંથી બનાવેલ કર્કટીની વેલને તેની પાસેજ એક કુંભઉપર મૂકવી. પછી એ સૌનું પૂજન કરી અગિયાર ફળ-સહિત વાંસની છાબનું દાન દેવું, અને પ્રાર્થના કરવી કે વિધાતાએ જગતના કલ્યાણમાટે ઉત્પન્ન કરેલ કર્કટીને હું નમસ્કાર કરૂંછું. તે માહારા પતિને લાંબા આયુષવાળા અને સુખી કરજો. આમ પ્રાર્થના કરીને ગીત, નૃત્ય તથા વાદિત્રોથી ઉત્સવ કરવો. બ્રાહ્મણોપાસે પંચાક્ષરમંત્રનો જપ કરાવવો, રાત્રિનું જાગરણ તથા કથાશ્રવણ કરવું, પ્રાતઃકાળે હોમ કરવો તથા ગોદાન દેવું અને કર્કટીવગેરે સઘળો ઉપસ્કર આચાર્યને દેવો. છેવટ અગિયાર બ્રાહ્મણોને ભોજન કરાવી વ્રતની સમાપ્તિ ગણવી.

પાર્વતિ ! આ વ્રત વૈધવ્યને દૂર રાખી સઘળાં સુખો આપે છે. વ્રતનો મહિમા સાંભળી દયાળુ પાર્વતીદેવી વિમાનમાંથી ઉતરી ધ્રુવાની પાસે આવ્યાં અને તેને કર્કટીવ્રતનો ઉપદેશ કર્યો. ધ્રુવાએ વનમાં મુનિજનોના સાહાય્યથી એ વ્રત કર્યું. વ્રતની સમાપ્તિમાં એ પાષાણવાળી જગામાંથી એક ઉત્તમ પુરૂષ પ્રગટ થયો, જે પૂર્વજન્મમાં તેનો પતિ હતો અને પાપયોગને લીધે પાષાણ થયો હતો. તેણે ધ્રુવાનું પાણિગ્રહણ કર્યું. ધ્રુવા સુખી થઇ અને અંતે કૈલાસની ગતિ પામી. આ વ્રત સ્કંદપુરાણમાં કહેલું છે.

---

## વિષ્ણુપંચકવ્રત.

દ્વાપરયુગના અંતમાં મહાભારતયુદ્ધ પૂરૂં થયું ત્યારે તેમાં સગાં, સંબંધીઓ અને ઘણા રાજાઓનાં મરણ થવાથી તે પાપ પોતાને લાગ્યું છે એમ માની અતિશય ખેદમાં ડૂબી ગયેલા યુધિષ્ઠિર રાજા શ્રીકૃષ્ણ ભગ-

વાનની પાસે જઈ પૂછવા લાગ્યા કે પ્રભુ ! ભીષ્મ-દ્રોણ જેવા ગુરૂજનો અને બીજાં પણ ઘણાં સગાં સંબંધીઓનો વધ મારા નિમિત્તથી થયો છે માટે એ મોહોટાં પાપોમાંથી મારો છુટકારો કરો. શ્રીકૃષ્ણે તેને વિષ્ણુપંચક નામનું વ્રત કરવાનું કહી જણાવ્યું કે ભાદ્રપદમાસના શુકલપક્ષની દ્વાદશી અથવા શ્રવણ નક્ષત્ર હોય તે દિવસથી અથવા માગશીર્ષ માસથી આ વ્રતનો આરંભ કરવો. દરેક પખવાડિયામાં એકાદશીને દિવસે તથા શ્રવણનક્ષત્ર હોય તે દિવસે ઉપવાસ કરી વિષ્ણુનું પૂજન કરવું. એમ એકવીશ વર્ષ સુધી કરવું અને છેવટ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ અને લક્ષ્મી એ પાંચ દેવોનું પૂજન કરવું. પ્રત્યેક માસના શ્રવણ નક્ષત્રમાં અનુક્રમથી પુરૂષોત્તમ, શાર્ઙ્ગધન્વા, ગરૂડધ્વજ, ગોવર્દ્ધન, અનંત, પુંડરીકાક્ષ, નિત્ય, વેદગર્ભ, યજ્ઞપુરૂષ, સુબ્રહ્મણ્ય. જય અને શૌરિ એમાંના એક એક નામથી અનુક્રમે પૂજન કરવાનું છે. પ્રત્યેક પૂર્ણિમાને દિવસે વિધુ, શશી. શશાંક, ચંદ્ર, સોમ, ઉડુપ, મનોહર, અમૃતાંશુ, હિમાંશુ. પાવન નિશાકર અને ચંદ્રમા એ બાર નામોથી પૂજન તથા હોમ કરવો તેમજ અમાવાસ્યામાં મહીધર, જગન્નાથ, દેવેંદ્ર, દેવકીસુત, ચતુર્ભુજ, ગદાપાણિ, સુરમીડ, સુલોચન, શાર્ઙ્ગ, ચક્રપાણિ, સુરમિત્ર અને અસુરાંતક એ બાર નામોથી પૂજા કરવી. શુકલપક્ષ તથા કૃષ્ણપક્ષની બાર દ્વાદશીઓમાં કેશવ સંકર્ષણ આદિ ગમે તે બાર નામોથી પૂજન કરવું અને હોમ કરવો. એમ આખા વર્ષમાં સાઠ નામોથી પૂજન તથા હોમ કરવો. છેવટ આચાર્ય વગેરેનું વરણ કરી પૃથ્વીનું, દુઝણી ગાયનું તથા ગોમેદ, પુષ્પરાગ, વૈડૂર્ય, ઇંદ્રનીલ અને માણિક્ય એ પંચરત્નનું દાન દેવું અને આઠ બ્રાહ્મણોને જમાડવા. આ વ્રતથી મનુષ્ય ઘણાં મોહોટાં પાપોમાંથી પણ મુક્ત થાયછે.

પૂર્વે ત્રેતાયુગમાં અયોધ્યાના રાજા દશરથ સરયૂ નદીને કિનારે મૃગયા કરવામાટે ફરતા હતા. કોઇ શિકાર નહિ મળતાં તેની રાહ જોતાં જોતાં મધ્યરાત્રિ થવા આવી તેવામાં એક શ્રવણ નામનો બ્રાહ્મણકુમાર કે જે પોતાનાં અંધ તથા અપંગ માતાપિતાને કાવડમાં બેસાડી તે કાવડ કાંધપર લઇ તેઓને તીર્થયાત્રા કરાવતો હતો તે કિનારાથી જરા દૂર પોતાનાં માતાપિતાને બેસાડી તેઓને પાવામાટે જળ ભરવાસારૂ નદીપાસે આવ્યો. તેણે પોતાની પાસેનો ઘડો જલમાં મુકી તેમાં જળ ભરવા માંડ્યું, જેનો શબ્દ કોઈ જાનવર પાણી પીતું હોય તેવો સંભળાતાં એ અંધારી રાત્રિમાં શિકારના લોભી રાજાએ એ જગાપર શબ્દવેધી બાણ ફેંક્યું. જાનવરને

બદલે એ બાણ શ્રવણને લાગતાં " નારાયણ " એવો શબ્દ બોલતો તે પૃથ્વીઉપર પડ્યો. મનુષ્યવાણી સાંભળતા ગભરાયેલો રાજા ત્યાં આવ્યો અને એ વખતે થયેલી તેની સાથની છેવટની વાત ઉપરથી પોતે બ્રહ્મહંત્યારૂપ મહાપાપ કર્યું એમ જાણી રાજાને જબરો શોક થયો. પછી તેણે મોહોટા મુનિઓની આગળ એ હકીકત જણાવી ત્યારે તેઓએ તેને વિષ્ણુપંચક વ્રતનો ઉપદેશ કર્યો. રાજા એ વ્રતના પ્રભાવથી પાપરહિત થયા. શ્રીકૃષ્ણનું વચન સાંભળી યુધિષ્ઠિર રાજાએ પણ એ વ્રત કર્યું અને તેથી તેનાં પણ સર્વ પાપો નાશ પામ્યાં.

---

# પાર્થિવેશ્વરપૂજાવ્રત.

મહાદેવે નારદમુનિને કહ્યું છે કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષને સિદ્ધ કરનાર આ વ્રતનો આરંભ માઘ વદિ ચતુર્દશીએ અથવા શ્રાવણ માસના સોમવારથી કરવો. શિવાય નમઃ । એ મંત્રવડે પવિત્ર પ્રદેશમાંથી મૃત્તિકા લઇને પવિત્ર જલથી તેને આર્દ્ર કરી મહેશ્વરાય નમઃ । એ મંત્રવડે તેનું ઘટ્ટન કરીને પછી તેમાંથી એક અગિયાર, એકવીશ, તેંત્રીશ, એકસો આઠ અથવા એક હજાર આઠ શિવલિંગ કરી તેનું શુદ્ધ પીઠ તથા વસ્ત્રપર સ્થાપન કરીને શંભવે નમઃ । એ મંત્રથી તેની પ્રતિષ્ઠા કરીને પિનાકિને નમઃ । એ મંત્રથી પ્રાણપ્રતિષ્ઠા કરવી. પછી શશિશેખરાય નમઃ । એ મંત્રથી પૂજા કરવી. વામદેવાય નમઃ । એ મંત્રથી ધૂપ કરવો. વિરૂપાક્ષાય નમઃ । એ મંત્રથી દીપ કરવો. કપર્દિને નમઃ । એ મંત્રથી તાંબૂલ દેવું અને શિતિકંઠાય નમઃ । એ મંત્રથી દક્ષિણા આપવી. આવી રીતે એક વર્ષપર્યંત પૂજા કરવી અને છેવટ ઉદ્યાપન કરવું; તેમાં લિંગતોભદ્રમંડલ ભરી તેમાં કલશનું અને તેઉપર ઉમામહેશ્વરનું સ્થાપન કરી તેનું ષોડશોપચારથી પૂજન કરવું. પાર્થિવેશ્વરની જેટલી સંખ્યા થઈ હોય તેનો દશાંશ હોમ મૃત્યુંજય મંત્રવડે પાયસથી કરવો અને તર્પણ તથા માર્જન વગેરે કરી બ્રાહ્મણોને જમાડી પારણા કરવી. વ્રત ચાલે ત્યાંસુધી બ્રહ્મચર્ય, ભૂમિશયન, તથા પરાન્નત્યાગ આદિ નિયમો બરાબર પાળવા. આ વ્રતથી સદાશિવ તુરત પ્રસન્ન થાયછે અને સર્વ મનોરથો સિદ્ધ થાયછે. આ વ્રત ભવિષ્યપુરાણમાં કહેલ છે.

## આતંકનિગ્રહ ઔષધાલયના ખાસ નિયમો.

૧ ચાર રૂપીઆની દવા એકદમ સાથે લેનારને રાજા રવિવર્માની કલમથી તૈયાર થએલ " શ્રીકૃષ્ણવિષ્ટિ " નામનું સુંદર મોટું પિક્ચર ભેટ આપવામાં આવેછે. અથવા એક રૂપીઆની દવા વધારે આપવામાં આવેછે.

૨ ચાર અથવા તેથી વધારે રૂપીઆની દવા સાથે મગાવતાં ભેટમાં જે દવા મગાવે અને પૈસા અગાઉથી મોકલે તો ટપાલખર્ચ લેવામાં આવતું નથી. આ નિયમ માત્ર ઇંડિઆ, બરમા અને સિલોનને માટેજછે.

૩ પાંચ રૂપીઆની દવા સાથે મગાવનારને અમારા તરફથી પ્રસિદ્ધ થયેલ પાંડવકૌરવ, રામરાવણ, મુક્તા, ચિકિત્સાબ્ધિ, આર્યાનાર્ય ઔષધ, પાંડવાશ્વમેધ, ગુજરાતી ગ્રંથો અને ગ્રંથકારો, તથા રા. વીરજી ઝીણા રાવળ એલ, એમ. એન્ડ. એસ. કૃત વંધ્યત્વનિવારણ. એ પુસ્તકોમાંથી મગાવનારની મરજીમુજબ હરકોઇ એક પુસ્તક ભેટ આપવામાં આવેછે.

૪ ૭ રૂપિઆની દવા સાથે મગાવનારને અમારા તરફથી પ્રસિદ્ધ થએલ મૂળ ભાષાન્તર તથા અત્યંત વિસ્તારવાળી ટીકાવાળું શ્રીમદ્ભગવદ્ગીતાનું મોટું પુસ્તક ભેટ આપવામાં આવેછે.

૫ કંઇ પણ ભેટ ન લેતાં બાર રૂપીઆની દવા સાથે મગાવનારને તે રૂ. જમામાં આપવામાં આવેછે.

૬ સચિત્ર કાદંબરી મૂળ તથા માત્ર ગુજરાતી ભાષાંતરવાળી શ્રીમદ્ભગવદ્ગીતા, આયુર્વેદમાર્ગોપદેશિકા, અને રાજા રવિવર્માની કલમથી તૈયાર થએલ ૨૩ ત્રેવીશ સુશોભિત પિક્ચરનું આલ્બમ એ બધું સાથે, પાંચ રૂપીઆની દવા સાથે મગાવનારને ભેટ આપવામાં આવેછે. આ કલમમાં દર્શાવેલ પુસ્તકો ભેટમાં લેનારને કલમ ત્રીજીમાં દર્શાવેલ પુસ્તકોપર હક રહેતો નથી.

વૈદ્યશાસ્ત્રી.

# આતંકનિગ્રહ ઔષધાલયની

## આ તં ક નિ ગ્ર હ ગો ળી ઓ,
## વા જી ક ર ણ તે લ અને
## બી જી દ વા ઓ.

---

### આતંકનિગ્રહ ગોળીઓ.

બળ તથા પુષ્ટિ દેનાર, વીર્યની વૃદ્ધિ કરનાર, લોહીને સુધારનાર તથા કમતાકાતને દૂર કરનાર આતંકનિગ્રહ ગોળીઓ હાથ પગની કળતર, લોહીનો બગાડ, નબળાઇ, જ્ઞાનતંતુઓની નબળાઇ, પેશાબમાં કે સ્વપ્નમાં ધાતુનું જવું, યાદદાસ્તનું કમી થવુ, પેશાબનુ વારંવાર થવું, વગેરે દરદોનો ચોક્સ ઇલાજ છે.

સખત અભ્યાસથી નબળા પડેલા વિદ્યાર્થીઓને બળ, કાંતિ અને પૂરતી સ્મરણશક્તિ આપવામા આ ગોળીઓ ચમત્કારિક કામ બજાવેછે.

કિંમત...ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂ. ૧ એક.

---

### વાજીકરણ તેલ.

અતિશય વિષયવાસના અને કુટેવથી આરોગ્ય તદન નાશ પામીને નપુંસકપણું આવી જાયછે, તેને દૂર કરવામાં આ તેલ કદી પણ નિષ્ફળ નિવડતું નથી. શકિત આપનારાં બહાર લગાવવાનાં કોઈ પણ તેલ, ઘી કે પટ્ટીઓમાં આ તેલ રાજાધિરાજપણું ભોગવેછે, પુરૂષની તદન ચાલી ગયેલી શક્તિમાટે આ તેલ ખાસ ગુણ ધરાવેછે એટલે કે ગયેલા પુરૂષાતનને ફરીથી લાવી આપવું એ આ તેલની પ્રતિજ્ઞા છે. તેનાથી થએલ ફાયદો હમેશ ટકી રહેછે. પેહેલેજ દિવસે તે પોતાની ચમત્કારિક અસર દેખાડી આપે છે. પૂરતો ફાયદો થવામાટે અરધા તોલાની એક બાટલી પૂરતી છે. આતંકનિગ્રહ ગોળીઓ અને વાજીકરણ તેલ એ બન્ને દવાઓનો એકી વખતે સાથે ઉપયોગ કરનાર પોતાનાં તે તે દરદની ધાસ્તીમાંથી હમેશને માટે મુક્ત થાયછે.

વાજીકરણ તેલ—તો. ૦ા ની બાટલી ૧ ના રૂ. પાંચ.

---

તાવ, ઉધરસ, ઝાડા, ઉલટી, ભરાઈ આવવું, પેટનું વધવું, શરીરનું પીળું પડવું તથા ગળી જવું વગેરે, બાળકોને થતાં દરદોઉપર આ ગોળીઓ એક ચોક્કસ ઇલાજ છે, વળી આ ગોળીઓના સેવનથી બાળકોની ચાલાકી અને તેજમાં વધારો થવાની સાથે તેના શરીરનો બાંધો પણ મજબૂત થાયછે.

કિંમત—ગોળી ૩૦૦ ની ડબી ૧ નો રૂ. ૧ એક.

## નેત્રાનંદમંદાર.

આંખોનાં દરદોને માટે આ એક બાદશાહી ઉપાય છે. આંખની ઝાંખ, પડળ, ફુલું, છારી, આંખનું ઉઠી આવવું વગેરે કોઈ પણ જાતનું દરદ રહેવા પામતું નથી. બાળક, સ્ત્રી કે પુરૂષ, બધાંને માટે તે એક સરખી ઉપયોગી છે. આંખે દેખતા બંધ થએલા ઘણા દરદીઓતરફથી અમને પત્રદ્વારા તથા રૂબરૂ ખબર મળી છે કે તેઓ, એ દવાના પ્રતાપથી ફરી દેખતા થયા છે. મોટા કે નાના કુટુંબવાળા દરેક ગૃહસ્થના ઘરમાં આ દવા અવશ્ય રહેવીજ જોઇએ. કારણ કે તેની વખતોવખત જરૂર પડેછે.

કિંમત—તોલા ના ની સીસી ૧ નો રૂ. ૧ એક.

## કાસાંતક.

ખાલી અથવા કફના ભરાવાવાળી તેમજ દમવગરની કે દમસાથેની ઉધરસને ઠામુમાં લઇ તેની જડ કહાડનારી આ ગોળીઓ, ગળાનાં, છાતીનાં ફેફસાંનાં, તથા કંડીનાં દરદોને દૂર કરેછે.

કિંમત—ગોળી ૫૦ ની ડબી ૧ નો રૂ. ૧ એક.

## ચંદ્રપ્રભા.

પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, વધરાવળ, હરસ તેમજ સ્ત્રીઓનાં દરેક જાતનાં પ્રદર અને સુવાવડના રોગ સહાબંધ મટાડવામાં પૂરતી ફતેહ મેળવેછે.

કિંમત—ગોળી ૧૬ ની ડબી ૧ નો રૂ. ૧ એક.

## જ્વરાંતક.

પાચનશક્તિનું મંદ પડવું અને દસ્તનું સાફ નહિ આવવું એ બે તાવનાં મૂળ કારણો છે. આ ગોળીઓ પાચનશક્તિને તેજ કરેછે, પેટ સાફ લાવેછે અને કોઇ પણ જાતનો તાવ, પછી તે રોજીંદો હોય, એકાંતરો હોય, તરીયો હોય, ચોથીયો હોય, કે મેલેરીઅસ હોય તેને પણ એકદમ કહાડી નાખેછે

**કિંમત—ગોળી ૪૦ ની ડબી ૧ નો રૂ. ૧ એક.**

---

## કૉલેરાપીલ્સ.

સાધારણ ઝાડો, ઉલટી અને અજીર્ણવગેરેપર આ ગોળીઓ સવાર સાંજ એક એક ટાઢા પાણી સાથે લેવી. કૉલેરાના દરદમાં તેની શરૂવાત જણાતાંજ બે ગોળી એકી વખતે ટાઢા પાણી સાથે લેવાથી તેમજ તે પછી પણ જોઇતી અસર થતાં સુધી દર એક એક અથવા બબ્બે કલાકે એક એક ગોળી ટાઢા પાણીસાથે ચાલુ રાખવાથી કૉલેરા મટી જાયછે. કૉલેરા જેવા ભયંકર દરદમાં આ દવાની અમો ભલામણ કરીએ છીએ તે ઉપરથી સમજાશેજ કે, એ દરદઉપર એ ગોળીઓ અકસીર ઇલાજ છે.

**કિંમત—ગોળી ૩૦ ની ડબી ૧ નો રૂ. ૧ એક.**

---

## કર્ણતૈલ.

કાનમાંથી પરૂ નિકળવું, ચસકા આવવા, ગણગણાટ થવો, તથા સાંભળવાની શક્તિ મંદ પડવી, વગેરે દરદો આ તેલનાં ટીપાં નાખવાથી અવશ્ય મટેછે.

**કિંમત—તોલા ૨ ની શીશી ૧ નો રૂ. ૧ એક.**

---

## આયુષ્ય અને આરોગ્યવર્ધક તેલ.

ચરબીથી જાડાં થઇ ગયેલાં માણસો જો આ તેલ શરીરે લગાડે તો શરીરનું બેડોળપણું મટી શરીર મજબુત બાંધાવાળું થાયછે; અને સુકલકડીજેવાં દુબળાં માણસો તે લગાડે, તો તેઓ હૃષ્ટપુષ્ટ થાયછે. વળી આ તેલથી માથાંના વાળ લીસા અને ચળકતા થવાની સાથે ઘણા વધે છે. તથા તેમાં આવતી સફેદી અટકી, ચળકતી કાળાશ કાયમ થાયછે.

**કિંમત—તોલા ૫ ની શીશી ૧ નો રૂ. ૧ એક.**

---

## વાતગજકેસરી તેલ.

સંધિવા, હાથપગનું રહી જવું, અકડાઈ જવું, ચસકા, શળ અને માથાનો દુખાવો, તથા વાયુના દરેક વિકારઉપર આ તેલ, એક આબાદ, ચોકસ, રામબાણ, અને કદી પણ નિષ્ફળ ન જાય એવો ઉપાય છે. એ તેલ થોડું લઇને દુખતા ભાગપર ઘસવું.

કિંમત—તોલા ૫ ની શીશી ૧ નો રૂ. ૧ એક.

---

## શુદ્ધ મોતીનો સુરમો.

સુરમો હમેશાં આંખમા આંજવાથી આંખમાં કોઇ પણ જાતનું દરદ થતું નથી. અને આખમાંથી પાણી ઝરવું, આંખની બળતરા, ખરજવગેરે આંખનાં દરદો ઘણી સરાઇથી મટી જાયછે.

કિંમત—કાળો સુરમો તોલા ૧ નો રૂ ૧ાા દોઢ.

ધોળો સુરમો તોલા ૧ ના રૂ. ૨ બે.

આ સિવાય " આતંકનિગ્રહ ઔષધાલય " માં તોલા એકની કિંમત રૂા. ૨૪ ચોવીશવાળો ઘણોજ ઉંચો સુરમો તૈયાર કરવામાં આવે છે. એ સુરમાની કિંમતજ તેના અમૂલ્ય ગુણોની ખાત્રી આપેછે. આ સુરમો રૂા. ૩ ત્રણ કરતાં ઓછી કિંમતનો મોકલવામાં આવતો નથી.

---

## અમૃતાર્ણવ.

આ એક પાકના રૂપમા ચાટણ છે, ઘણું સ્વાદિષ્ટ છે, ઘણું લેજતદાર છે અને ઘણા લાંબા વખતનાં દમ, ઉધરસ, ક્ષય, સંગ્રહણી, ઉરઃક્ષત તથા વાતરક્ત, એ દરદોઉપર આબાદ ઇલાજ છે. હમેશાં ઘસાઈ જતાં બાળકો, પુરૂષો તથા સ્ત્રીઓ, આ દવાના ઉપયોગથી જોઇએ તેવાં મજબૂત થાયછે. વખત વગર બુઢાં થયેલાં માણસો પણ એ દવાના ચાલુ સેવનથી પાછાં જુવાન જેવાં થઇ જાય છે.

સવાર સાંજ એક એક તોલો ખાઇ ઉપર થોડું દૂધ પીવું.

કિંમત—તોલા ૨૦ ના ડબા ૧ ના રૂ. ૨ બે.

---

## રેચક ગોળીઓ.

રાત્રે સુતી વખતે બે ગોળીઓ પાણી સાથે લેવાથી સવારે એક સાફ પેટ આવેછે તથા શરીર આળસરહિત થાયછે. આ ગોળીની કિંમત બહુજ થોડી છતાં તેના ગુણો ઘણા કિંમતી છે.

**કિંમત—ગોળી ૩૨ ની શીશી ૧ ના આના આઠ.**

---

## વ્રણમર્દન

જખમ, નહિ રૂઝાતાં ચાંદાં, છોકરાંઓના માથાનું સડી જવું, ખસ, સુકું કે લીલું ખરજવું. નહિ રૂઝાતાં ગુમડાં વગેરે ચામડીનાં દરદોને આ મલમ ઘણી ઝડપથી મટાડી દેછે.

**કિંમત—ડબી ૧ નો રૂા. ૧ એક.**

---

## દાદરની સોગઠી.

ગમે તેટલા વરસની કાળી યા લાલ, આખે શરીરે ફેલાયલી કે થોડા ભાગમાં ફેલાયેલી દાદર ઉપર આ સોગઠી પથ્થરપર પાણી સાથે ઘસી ચંદનની માફક દરદવાળા ભાગપર લગાડવાથી બાર કલાકમાં ફાયદો માલમ પડેછે.

**કિંમત—તોલા ૨ ની સોગઠી ૧ ના આના ૪ ચાર.**

---

## દંતમંજન.

એ મંજન લગાડવાથી દાંત સડતા નથી. ઢીલા હોય તો મજબુત થાયછે. દાંતપર ખેરી બાઝતી નથી, દાંત ચકચકિત થાયછે, દાંતનાં પારાં ચઢતાં નથી, તેમ તેમાંથી લોહી નીકળતું નથી, મોઢામાંથી નીકળતી ખરાબ વાસ બંધ થાયછે, અને તેથી ખોરાક લેવામાં પણ સારી રૂચિ થાયછે.

**કિંમત-તોલા ८ ના પડીકા ૧ ના આના ૪ ચાર.**

---

## કેસરાદિ ગોળીઓ.

શરીરમાં ગરમી ફુટી નીકળેલી હોય, અને ગરમીની અસરથી શરીરનું લોહી ઝેરી બનેલું હોય અને તેને લીધેજ શરીરના સાંધા ઝકડાઇ ગયા હોય, તો આ દવા વાપરવામાં બીલકુલ ઢીલ કરવી નહિ.

સવારસાંજ બબ્બે ગોળી ઘીની સાથે લપેટી ગળી જવી. દૂધ, ભાત, રોટલી સાકર વગેરે મોળો ખોરાક લેવો. તેલ, મરચું મીઠું વિગેરે નજ લેવું.

**કિંમત—ગોળી ૧૦૦ ની ડબી ૧ નો રૂા. ૧ એક.**

---

## મંડૂરપટક.

બરોળ વગેરે પેટનાં દરદો તથા કમળો અને પાંડુરોગનો નાશ કરવામાં આ દવા બહુ ફત્તેહમંદ નીવડેલ છે.

કિંમત—ગોળી ૧૦૦ ની ડબી ૧ ના રૂા. ૧ એક.

## ઉંઘની ગોળીઓ.

કોઇપણ જાતનાં દુઃખદરદથી ઉંઘ ન આવતી હોય તો રાતના સુતી વખતે બે ગોળીઓ પાણી સાથે લીધાથી ૭ થી આઠ કલાક સુધી સ્વપ્ના વગરની ઘણી સરસ ગુલાબી ઉંઘ આવેછે.

કિંમત-ગોળી ૧૬ ની ડબી ૧ ના રૂા. ૧ એક,

## સીફીલીસ પાઉડર

ખરાબ સોબતથી લાગુ પડતાં ચાંદીના દરદ ઉપર આ ભૂકી જેમ બને તેમ થોડી માત્રામાં દીવસમાં પાંચ ૭ વખત મુકવાથી ચાંદી ઘણી થોડી મુદતમાં નાબુદ થાયછે.

કિંમત-તોલા ૧ એકનો રૂા. ૧ એક.

## સહસ્રપુટી અભ્રકભસ્મ.

આ ભસ્મનો નિત્ય ઉપયોગ કરવામાં આવે તો, જુવાની કદી જતી નથી. શરીર દઢ થાયછે, અને તેથી કોઢ, પાંડુરોગ, મોઢાનાં દરદો, ક્ષયનું દરદ તથા નપુંસકપણાનો નાશ થાયછે.

કિંમત—તોલા ૧ ના રૂા. ૫૦) પચાસ.

## લોહભસ્મ

આ ભસ્મ બહુ ઉંચા પ્રકારથી તૈયાર કરવામાં આવી છે. વૈદ્યો પોતાની દવામાં જ્યાં લોહભસ્મનો ઉપયોગ કરેછે, ત્યાં જો અમારી લોહભસ્મ વાપરેછે તો તેઓને બહુ ફતેહ મળેછે. આ ભસ્મનો ઉપયોગ કરનાર મનુષ્યનું લોહી સાફ થાયછે, વધેછે અને તે લોઢા જેવા મજબુત બાંધાનો થાયછે.

કિંમત-તોલા૧ના રૂા. ૫ પાંચ.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.
આતંકનિગ્રહ ઔષધાલય
જામનગર-કાઠીયાવાડ.

# શ્રીકૃષ્ણવિષ્ટિ.

પ્રખ્યાત રાજા રવિવર્માની વખણાતી કલમથી તૈયાર થયેલ આ એક સર્વોત્કૃષ્ટ પવિત્ર રંગીન ચિત્ર છે જેમાં પરમાત્મા શ્રીકૃષ્ણભગવાન પાંડવોનીતરફથી કૌરવોની મભામાં સલાહ કરવા ગયા છે એ વખતનો પરમ સુંદર દેખાવ છે.

આંધળો રાજા ધૃતરાષ્ટ્ર પોતાના ઉદ્ધત પુત્ર દુર્યોધન અને દુઃશાસન તથા તેના પ્રપંચી મેળતી કર્ણ અને શકુનિવગેરે જેઓ શ્રીકૃષ્ણને કેદ કરી લેવા તૈયાર થઇ ગયા છે તેઓનાથી વીંટાઇને બેઠો છે. ક્ષત્રિયોમાં શિરોમણિરૂપ મહાપ્રભાવ ધરાવનારા ભિષ્મપિતામહ, આચાર્યોમાં શ્રેષ્ઠ દ્રોણ તથા મંત્રીઓમાં શ્રેષ્ઠ વિદુર વગેરે ઉત્તમ પુરૂષો પણ ત્યાં હાજર છે. શ્રીકૃષ્ણભગવાન સર્વોત્તમ સિંહાસનપર પ્રસન્ન મુખથી પરમ નિર્ભયપણે બેઠા છે અને તેનો અંગરક્ષક સાત્યકિ, દુર્યોધનવગેરેની નીચ ખટપટ જાણી લાલચોળ આંખો કરી તેને શિક્ષા કરવા તૈયાર થઈ ગયો છે, પરંતુ પરમાત્મા શ્રીકૃષ્ણ તેનો હાથ ઝાલી તેને અટકાવે છે.

નિર્ભયપણું, પ્રસન્નપણુ, આશ્ચર્ય, અનાદર, ક્રોધવગેરે વિવિધ ભાવોને સૂચવનારી મુખાકૃતિવાળા ૨૧ પુરૂષોનો યથાસ્થિત અસરકારક દેખાવ આપનારાં આ ચિત્રની લંબાઈ પહોળાઇ ૨૮×૨૧ ઇંચની છે. રંગ ભાવ તથા છાપમાં જે કુશળતા દેખાડવામાં આવી છે તે અવર્ણનીય છે.

આ ચિત્ર અમારે ત્યાંથી રૂ. ૪ ની સામટી દવા મંગાવનારને ભેટ અપાય છે.

## મંડૂરવટક.

બરોળ વગેરે પેટનાં દરદો તથા કમળો અને પાંડુરોગનો નાશ કરવામાં આ દવા બહુ ફત્તેહમંદ નીવડેલ છે.

કિંમત—ગોળી ૧૦૦ ની ડબી ૧ નો રૂા. ૧ એક.

## ઉંઘની ગોળીઓ.

કોઇપણ જાતનાં દુઃખદરદથી ઉંઘ ન આવતી હોય તો રાતના સુતી વખતે બે ગોળીઓ પાણી સાથે લીધાથી ૭ થી આઠ કલાક સુધી સ્વપ્ના વગરની ઘણી સરસ ગુલાબી ઉંઘ આવેછે.

કિંમત-ગોળી ૧૬ ની ડબી ૧ નો રૂા. ૧ એક,

## સીફીલીસ પાઉડર

ખરાબ સોબતથી લાગુ પડતાં ચાંદીના દરદ ઉપર આ ભૂકી જેમ બને તેમ થોડી માત્રામાં દીવસમાં પાંચ ૭ વખત મુકવાથી ચાંદી ઘણી થોડી મુદતમાં નાબુદ થાયછે.

કિંમત-તોલા ૧ એકનો રૂા. ૧ એક.

## સહસ્રપુટી અભ્રકભસ્મ.

આ ભસ્મનો નિત્ય ઉપયોગ કરવામાં આવે તો, જુવાની કદી જતી નથી. શરીર દ્રઢ થાયછે, અને તેથી કોઢ, પાંડુરોગ, સોજાનાં દરદો, ક્ષયનું દરદ તથા નપુંસકપણાનો નાશ થાયછે.

કિંમત—તોલા ૧ ના રૂા. ૫૦) પચાસ.

## લોહભસ્મ

આ ભસ્મ બહુ ઉંચા પ્રકારથી તૈયાર કરવામાં આવી છે. વૈદ્યો પોતાની દવામાં જ્યાં લોહભસ્મનો ઉપયોગ કરેછે, ત્યાં જો અમારી લોહભસ્મ વાપરેછે તો તેઓને બહુ ફત્તેહ મળેછે. આ ભસ્મનો ઉપયોગ કરનાર મનુષ્યનું લોહી સાર થાયછે, વધેછે અને તે લોઢા જેવા મજબુત બાંધાનો થાયછે,

કિંમત-તોલા૧ના રૂા. ૫ પાંચ.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

આતંકનિગ્રહ ઔષધાલય.

જામનગર-કાઠીયાવાડ.

# શ્રીકૃષ્ણવિષ્ટિ.

પ્રખ્યાત રાજા રવિવર્માની વખણાતી કલમથી તૈયાર થયેલ આ એક સર્વોત્કૃષ્ટ પવિત્ર રંગીન ચિત્ર છે જેમાં પરમાત્મા શ્રીકૃષ્ણભગવાન પાંડવોનીતરફથી કૌરવોની સભામાં સલાહ કરવા ગયા છે એ વખતનો પરમ સુંદર દેખાવ છે.

આંધળો રાજા ધૃતરાષ્ટ્ર પોતાના ઉદ્ધત પુત્ર દુર્યોધન અને દુઃશાસન તથા તેના પ્રપંચી સોબતી કર્ણ અને શકુનિવગેરે જેઓ શ્રીકૃષ્ણને કેદ કરી લેવા તૈયાર થઇ ગયા છે તેઓનાથી વીંટાઇને બેઠા છે. ક્ષત્રિયોમાં શિરોમણિરૂપ મહાપ્રભાવ ધરાવનારા ભિષ્મપિતામહ, આચાર્યોમાં શ્રેષ્ઠ દ્રોણ તથા મંત્રીઓમાં શ્રેષ્ઠ વિદુર વગેરે ઉત્તમ પુરૂષો પણ ત્યાં હાજર છે. શ્રીકૃષ્ણભગવાન સર્વોત્તમ સિંહાસનપર પ્રસન્ન મુખથી પરમ નિર્ભયપણે બેઠા છે અને તેનો અંગરક્ષક સાત્યકિ, દુર્યોધનવગેરેની નીચ ખટપટ જાણી લાલચોળ આંખો કરી તેને શિક્ષા કરવા તૈયાર થઇ ગયો છે, પરંતુ પરમાત્મા શ્રીકૃષ્ણ તેનો હાથ ઝાલી તેને અટકાવે છે.

નિર્ભયપણું, પ્રસન્નપણુ, આશ્ચર્ય, અનાદર, ક્રોધવગેરે વિવિધ ભાવોને સૂચવનારી મુખાકૃતિવાળા ૨૧ પુરૂષોનો યથાસ્થિત અસરકારક દેખાવ આપનારાં આ ચિત્રની લંબાઈ પહોળાઇ ૨૮×૨૧ ઇંચની છે. રંગ ભાવ તથા છાપમાં જે કુશળતા દેખાડવામાં આવી છે તે અવર્ણનીય છે.

આ ચિત્ર અમારે ત્યાંથી રૂા. ૪ ની સામટી દવા મંગાવનારને ભેટ અપાય છે.

## સુંદર પિકચરોનું આલ્બમ.

સુંદર મજાગ છીંટથી બાધેલા આ આલ્બમની અંદર જોનારનાં અંતઃકરણમાં ભક્તિરસ ઉપજાવનારાં ૨૩ રમણીય ચિત્રો છે. આ ચિત્રો નીચે બતાવ્યા પ્રમાણે ઇશ્વિરાવતાર તથા તેના ભક્તોનાં જૂદા જૂદા સમયના મનોહર દેખાવો અને આનંદ તેમજ ઉપદેશ આપનાર ઇતિહાસોનું સ્મરણ દેછે.

( ૧) યશોદાવિશ્વરૂપદર્શન.
( ૨) કૃષ્ણલીલા.
( ૩) રાસક્રીડા.
( ૪) કાલિયમર્દન.
( ૫) કંસવધ.
( ૬) સુદામદેવ.
( ૭) ગૅરંધ્રી-કીચક.
( ૮) ઉષાસ્વપ્ન.
( ૯) રામવનવાસ.
(૧૦) સીતાપંચવટી.
(૧૧) સીતા-સુવર્ણમૃગ.
(૧૨) હનુમાન સમુદ્રઉલંઘન
(૧૩) મારૂતિ-પર્વતોદ્હન.
(૧૪) સીતા-અશોકવન.
(૧૫) રામપંચાયતન.
(૧૬) વામન-બળિ.
(૧૭) નૃસિંહભગવાન.
(૧૮) વરાહભગવાન.
(૧૯) કૂર્મભગવાન.
(૨૦) મત્સ્યભગવાન.
(૨૧) શેષનારાયણ.
(૨૨) ગજેંદ્રમોક્ષ.
(૨૩) ઉર્વશી-પુરૂરવા.

દેવી જાતનાં ચિત્રોનો સંગ્રહ કરવો એ ઘરમાં આનંદ, સંતોષ અને આરોગ્યને દાખલ કરવા બરાબર છે, કારણ કે તેવા ચિત્રો જોવાથી મનને નિર્દોષ આનંદ અને સંતોષ મળેછે, તેમ થવાથી મન હમેશ પ્રફુલિત રહે છે, અને મન પ્રફુલિત રહેવાથી શરીર રોગરહિત રહેછે.

કિંમત—આઠ આના

જેમને જોઇએ તેમણે આ આલ્બમ અગાઉથીજ કિમ્મત મોકલી મગાવી લેવું.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

જામનગર-કાઠીયાવાડ.

# અગત્યનું જ્ઞાન આપનારાં ઉપયોગી પુસ્તકો.

**ચિકિત્સાબ્ધિ**—( સંપૂર્ણ આર્યવૈદકગ્રંથ આવૃત્તિ ચોથી કદ ડેમી આઠ પેજી ૪૯ ફારમ, પુંઠું પાકું, કિંમત રૂા. ૨ બે ). આ પુસ્તકમાં દેશી વૈદક સંબંધી જાણવાજેવી તમામ બાબતો આવી જાયછે આ એકજ પુસ્તકનો સારી રીતે અભ્યાસ કરનાર ઉત્તમ વૈદ્યતરીકે લેખાયછે ગુજરાતી ભાષામાં આજ દિવસ સુધીમાં દેશી વૈદકસબંધી આના જેવો બીજો કોઇપણ ગ્રંથ બહાર પડયો નથી.

**આર્યાનાર્યઔષધ**—( દેશી અને અંગ્રેજી ઔષધોનો અપૂર્વ વૈદક સંગ્રહગ્રંથ. આવૃત્તિ ત્રીજી કદ ડેમી આઠ પેજી, ૪૭ ફારમ, પુઠું પાકું, કિંમત રૂા. ૨, બન્ને ભાગ સાથે ) પહેલા ભાગમાં તમામ ઉપયોગી દેશી ઔષધો બનાવવાની તથા જુદા જુદા રોગોપર વાપરવાની રીત સ્પષ્ટ સમજાય તેવી રીતે દાખલ કરવામા આવી છે, અને બીજા ભાગમા તેવીજ રીતે તમામ ઉપયોગી અંગ્રેજી ઔષધોની હકીકત દાખલ કરવામાં આવી છે. આ પુસ્તકનો લક્ષ દઇ ઉપયોગ કરનાર દેશીવૈદ્યતરીકે અને ડાકટરતરીકે એમ બન્ને રીતે દેશી અને અંગ્રેજી ઔષધો વાપરવામા કાબેલ થાયછે.

**પાંડવ અને કૌરવ**—( ઇતિહાસ ગ્રંથ આવૃત્તિ ચોથી, કદ ડેમી આઠ પેજી ૭૬ ફારમ, પુઠું પાકુ. કિંમત રૂા ૩ ત્રણ ). આ પુસ્તકમાં પાંડવોની બાળચેષ્ટા, જુગારની રમત, દ્રૌપદીવસ્ત્રાહરણ, ચંડાળ ચોકડીની મસલત, અઢાર દિવસનું ભયંકર યુદ્ધ વગેરે અનેક રમણીય અને ચિત્તાકર્ષક બાબતો સમાવવામાં આવેલ છે. પાંડવ અને કૌરવનો સ્મીથો ઇતિહાસ જાણવાનું સાધન ગુજરાતી ભાષા જાણનારાઓને આ પુસ્તક સિવાય બીજું કોઇ નથી

**રામ અને રાવણ**—( ઇતિહાસગ્રંથ આવૃત્તિ ત્રીજી કદ ડેમી આઠ પેજી, ૫૫ ફારમ, પુઠું કાચુ, કિંમત રૂા. ૧ એક ). નીતિનો આબેહુબ ચિતાર, કરૂણારસનો નમુનો, દુષ્ટ સ્ત્રીનો દુરાગ્રહ, પવિત્ર પુત્રોનું આચરણ, સતીનો પ્રભાવ, સેવકનો ધર્મ અને ટુકામાં શ્રીરામચંદ્રજીના ગુણ અને પરાક્રમનુ સંપૂર્ણ વર્ણન વાચવા, દરેક ગૃહસ્થે આ પુસ્તક પોતાની ખાનગી લાયબ્રેરીમા અવશ્ય રાખવું જોઇએ

**પાંડવાશ્વમેધ**—( ઇતિહાસ. ગ્રંથ, આવૃત્તિ બીજી, કદ ડેમી આઠ પેજી ૭૫ ફારમ, પૂંઠું પાકું, કિંમત રૂા. ૨ બે ). અલૌકિક પરાક્રમો, લવ અને કુશનું આખ્યાન, ચંદ્રહાસનું આખ્યાન, મહા યોદ્ધાઓનાં યુદ્ધ, વીર પુરૂષોની વીરતા તથા અનેક અદ્દ્ભુત આખ્યાનોનો સંગ્રહ આ પુસ્તકમાં દાખલ થયો છે

**શ્રીકૃષ્ણચરિત્ર**—( ઇતિહાસગ્રંથ. કદ ડેમી આઠ પેજી ૬૦ ફારમ, પૂંઠું કાચું, કિંમત રૂા. ૨ બે ). આ પુસ્તક પરમાત્મા શ્રીકૃષ્ણભગવાનનાં ચિત્તાકર્ષક ચરિત્રોનું એક સુંદર સંગ્રહસ્થાન છે. એટલે શ્રીકૃષ્ણભગવાન-સંબંધી મધળી હકીકતથી ભરપૂર છે.

**મુક્તા**—( સાહિત્યગ્રંથ. કદ ડેમી આઠ પેજી ૫૭ ફારમ, પૂંઠું પાકું કિંમત રૂા. ૩ ત્રણ ). ધર્મ નીતિ અને વ્યવહાર સંબધી જ્ઞાન આપવાની સાથે સંસાર સુધારો, રૂઢિ, રાજ્યપ્રકરણી વિષયો, ચાર પુરૂષાર્થ, નવરસ તથા અલંકાર વગેરેનાં આબેહુબ વર્ણનો તેમજ રસીલી વાર્તાના પ્રસંગમાં, શેહેર, જંગલ, બગીચા, જલાશય, આશ્રમ, ઋતુઓ, શિકાર, ગુફા, પાતાળ તથા યુદ્ધનાં વર્ણનો પૂરાં પાડનાર હોવાની સાથે ઉંચી ગુજરાતી ભાષા શીખવાનું અને સમજવાનું આ પુસ્તક ઉત્તમ સાધન છે.

**ગુજરાતી ગ્રંથકારો અને ગ્રંથો**—( સાહિત્યગ્રંથ. કદ ડેમી આઠ પેજી ૪૧ ફારમ, પૂંઠું કાચું, કિંમત રૂા. ૧॥ દોઢ ). આ પુસ્તકમાં ૬૮ ગ્રંથકારોનાં જીવનચરિત્રો અને તેઓએ બનાવેલાં ૨૧૧ પુસ્તકોના હેવાલ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

**સંક્ષિપ્ત કાદંબરી**—( સાહિત્યગ્રંથ આવૃત્તિ બીજી કદ ડેમી આઠ પેજી ૧૨ ફારમ, કિંમત આના ૮ આઠ ). બાણભટ્ટે સંસ્કૃત ભાષામાં લખેલ કાદંબરીનું ગુજરાતી ભાષામાં મહેનું અને ટૂંકું રૂપ આ પુસ્તક વાંચવાથી ધ્યાનમાં આવેછે.

**શ્રીમદ્દભગવદ્ગીતા**—( આર્યતત્વજ્ઞાનનું અપ્રતિમશાસ્ત્ર, કદ ડેમી આઠ પેજી ૨૫ ફારમ, કિંમત રૂપિયો ૧ ) મૂળ શ્લોકો સહિત આ અતિ-શય શુદ્ધ ગુજરાતી ભાષાંતર, પરમ પુરૂષાર્થનું સાધન કરવાની ઇચ્છા પાર પાડવા દરેક મનુષ્યે નિત્યપાઠ કરવા યોગ્ય છે.

આયુર્વેદઔષધોપદેશિકા—વૈદ્યકગ્રંથ, કદ ડેમી અઠારપેજી દશ ફારમ કિંમત આના ૮. (     ) ચાલુ દરદો અકારાદિ ક્રમથી લઇ તેનાં કારણ અને સ્વરૂપ વગેરેનું ઉપયોગી પરંતુ વર્ણન આપ્યા પછી તે દરેક દરદની નીચે તેના ઇલાજોનું વર્ણન આપવામાં આવ્યું છે, જે ઇલાજો સાધારણ માણસ પણ સહેલાઇથી તૈયાર કરી શકે તેવા છે.

શ્રીમદ્ભગવદ્ગીતા—શુદ્ધ ભાષાંતરઉપરાંત તાત્વિક બોધમાટે પુષ્કળ વ્યાખ્યાન સહિત—ઘણા વિદ્વાનોએ છેવટનો નિર્ણય કર્યો છે, કે ધર્મનાં પુસ્તકોનો પાઠ માત્ર ફલદાયી નથી પણ પાઠની સાથે તેનો અર્થ તથા તાત્પર્ય પૂરેપૂરો સમજાય તોજ તે ફલદાયી નિવડેછે. આ પ્રમાણે ગીતા પુસ્તક તેના વાંચનારને પૂરેપૂરૂં ફલદાયી નિવડે એવા હેતુથી તે તે મૂળ ભાષાંતર તથા પૂરેપૂરા વ્યાખ્યાન સહિત અમોએ બહાર પાડયું છે. મૂળ તથા ભાષાંતરસહિત ગીતાનાં પુસ્તકો થોડાંજ બહાર પડ્યાં છે પણ પૂરતાં વ્યાખ્યાનવાળા ગીતાનાં પુસ્તકો થોડાંજ બહાર પડ્યાં છે અને જે બહાર પડ્યાં છે તેમાં પણ ઘણે ઠેકાણે જૂદી જૂદી ખામીઓ જોવામાં આવેછે. અમો નિશ્ચયપૂર્વક જાહેર કરીએ છીએ કે અમારા તરફથી બહાર પડેલ આ ગીતા પુસ્તકમાં તેવી ખામી નજરે નહિ પડે. શ્રીશંકરાચાર્યવાળું ભાષ્ય તથા શંકરાનંદ, નીલકંઠ, અને શ્રીધરવગેરે પંડિતોનાં વ્યાખ્યાનોઉપર નજર રાખીને તત્વવિષયનો એક પણ અંશ ન જવા દઇ આ સ્વતંત્ર વ્યાખ્યાનવાળું પુસ્તક અમોએ પ્રસિદ્ધ કર્યું છે. વિવેકી વાંચનારાઓ, બીજા વિદ્વાનોતરફથી બહાર પડેલાં ગીતાનાં બીજાં પુસ્તકો તથા આ પુસ્તકવચ્ચેનો તફાવત પ્રત્યક્ષ જોઇ શકશે. આત્મશ્લાઘાથી નહિ પણ સત્ય વાત પ્રસિદ્ધિમાં મૂકવાના આશયથી અમારે કહેવુંજ પડેછે કે શાસ્ત્રીયવિષયોમાં બિલકુલ નહિ ખેડાયેલી ગુજરાતી ભાષામાં આજસુધી ગીતાશાસ્ત્રના ગૂઢ વિષયમાં પ્રવેશ કરાવે એવું આ સિવાય બીજું એકે ગીતાનું પુસ્તક બહાર પડ્યું નથી.

આ પુસ્તકમાં પ્રત્યેક શ્લોકના અર્થની સાથે વ્યાખ્યાનમાં તે અર્થનું વિશદીકરણ, તેમાં આવતા આક્ષેપોનાં સરલ અને સચોટ સમાધાનો તથા ઉંડા ભાવાર્થો આપવામાં આવેલ છે, જેમાં પ્રસંગોપાત્ત યોગશાસ્ત્રની પદ્ધતિ તથા ન્યાયશાસ્ત્રના અનુમાનાદિ વિષયો પણ સમજાવેલા છે, એટલુંજ નહિ પણ જે જે શાસ્ત્રના વિષય જ્યાં જ્યાં આવેલા છે, ત્યાં ત્યાં તે ઉપયુક્ત અંશથી ગોઠવેલા છે. આટલું છતાં તેની વાકયરચના ઘણી સરલ હોવાથી વાંચનારને તેમાં બિલકુલ કંટાળો આવે તેવું નથી. ટૂંકામાં ગીતા પુસ્તકના દરેક અધિકારીએ આ પુસ્તક રાખવાજેવું અને મનન કરવાજેવું છે. કદ ડેમી આઠપેજી લગભગ ૮૦ ફારમ. કિંમત ટપાલખર્ચ સહિત રૂ. ૪-૫-૦